## બાળયોગી શિવાનંદજી.



દેહવિલય સંવત ૧૯૮૧ ના માઘ સુદી ૧૩ શુક્રવાર,
તારીખ ૬ ફેબ્રુઆરી સને ૧૯૨૫.

# બાળયોગી શિવાનંદજીનું ટુંક વૃત્તાન્ત.

બાળયોગી શિવાનંદજી એકેક વરસ પર ખેડામાં પધારેલા: તે વખતે સ્વામીશ્રી **માધવનંદજી** તથા સ્વામીશ્રી **પરમાનંદજી** ખેડામાં હતા. થોડા દિવસ પોતે તેમની સાથે રહ્યા હતા. તેવામાં તેમને સારણગાંઠનું દરદ થયું હતું, તેનું ઓપરેશન માયાળુ ડૉક્ટર મરચન્ટ સાહેબે કર્યું હતું. ગુજરાતી ભાષા તેમને આવડતી નહોતી. થોડો વખત રહી, પછી પોતે બીજે ગામ ચાલ્યા ગયા હતા. તેમની ગંભીર મુદ્રા જોઈ તે વખતે તેમના તરફ પૂજ્ય ભાવ સર્વનો થયેલો; પણ સંપૂર્ણ પરિચયમાં આવેલા નહિ. છેવટે બોડેલીમાં સ્વામીશ્રી **પરમાનંદજી** સાથે ચાતુર્માસ કરી પોતે ખેડે પધાર્યા ને નદીના બેટમાં ઝુંપડીમાં વાસ કરી ખેડામાં ભિક્ષા માગીને રહેવા લાગ્યા, ત્યારે તેમના સત્ય સ્વરૂપની સર્વને ઝાંખી થવા લાગી. બહુજ નિઃસ્પૃહી, કોઇ કંઇ વસ્તુ આપે કે તેમણે તે બીજાને આપીજ દીધી હોય. **'ૐ ગુરુઃ ૐ'** ના રટણ સિવાય અન્ય વાતજ નહિ. પોતાના ગુરુ સ્વામીશ્રી **પરમાનંદજી**ની અથાગ સેવા ઉઠાવતા હતા. તેમને પેટમાં ગોળાનું દરદ હતું અને તેને લીધે તાવ લાગુ પડ્યો હતો, છતાં સ્વામીજીને માટે ભિક્ષા લેવા વિચરતા હતા, તે ખેડામાજ નહિ પણ આજુબાજુના ગામડામાં જતા ને જે મળે તે ગુરુજીને ધરાવી પોતે આરોગતા. તેમણે એ માસથી આગાહી કરવા માડી હતી કે તેમનું શરીર માહા માસમાં છૂટી જશે. ખરેખર તેમજ બન્યુ. માહા સુદ ૧૩ ને શુક્રવાર તા૦ ૬-૨-૨૫ ના રોજ સોમનાથ મહાદેવમાં ' **ૐ ગુરુઃ ૐ** ' ના રટણ સાથે છેલ્લો શ્વાસ મૂક્યો. સંતપુરુષનું મરણ કેવું જોઇએ તે પોતે બરાબર બતાવ્યું. શું તે વખતનો અસ્ખલિત 'ૐ' નો ઉચ્ચાર ને પ્રસન્ન મુદ્રા! અહાહા! હજુ તે ચિતાર આબેહુબ નજર તળે તરી આવે છે. ત્રીસ વરસની યુવાન અવસ્થામા દેહને આનંદથી છોડ્યો. દેહ છોડતા પહેલાં ૭ વરસ ઉપર વડોદરામા સ્વામીશ્રી **પરમાનંદજી** સાથે પરિચય થતાં તેમને ગુરુ તરીકે સ્વીકાર્યા હતા. પરંતુ બન્ને જુદા જુદા વિચરતા હતા, ને કોઇને માલુમ નહોતું કે સ્વામીશ્રી **પરમાનંદજી**ને શિષ્ય છે. દેહ છુટતા અગાઉ સાત આઠ માસ પોતે ગુરુ પાસે રહ્યા. તેઓ પોતે કાનપુર જીલ્લામાં રાયબરેલી ગામમાં કાન્યકુબ્જ ( કનોજીઆ ) બ્રાહ્મણને ત્યાં જન્મ્યા હતા. નાનપણથીજ વૈરાગ્યવૃત્તિ ધરાવતા હતા. પરણાવતી વખતે પોતે કહેલું કે " કન્યા ગુજરી જવાની છે. મને શીદ પરણાવો છો ? " છતાં

પરણાવ્યા ને કન્યા બે માસ પછી ગુજરી ગઇ. માતાપિતા પણ તે પછી ગુજરી ગયા હતા પછી પોતે તેમના ભાઈ સાથે બંગાળામા એક નાના સ્ટેટમા રહેતા હતા ત્યા રાજાની મહેરબાની સારી હતી પણ થોડા વખત પછી તે ગુજરી જવાથી પોતે બહાર નીકળી પડયા હતા. નાનપણમાથી નાતિજાતિનો ભેદ રાખ્યા વગર સમદ્રષ્ટિવર્તન રાખ્યુ હતુ તેમની મૂર્તિ ખેડામા દરેકને યાદ આવે છે એવા યોગીનો ફોટો મુકવા અમો ભાગ્યશાળી થયા, તે માટે પરમાત્માનો આભાર માનીએ છીએ [ તેઓથી એક આદર્શ સાધુ હતા તેની પ્રતીતિ માટે જુઓ **પાગલ-પત્રિકા** નં૦ ૨ યાને **'આદર્શ જીવન'** યાને 'બાલયોગી શિવાનંદજી. ].

[ સને ૧૯૨૬ ] ગિરધરલાલ કેશવલાલ ઠાકોર.

---

## બાળયોગી શ્રીશિવાનંદજીનો ટુંક પરિચય

પદ ( 'સારૂ સારૂં રે સુરત શહેર૦ '—એ લય )

દિઠા દિઠા જીવનમા એક, **શિવાનંદ યોગીજી,**
ભજે **' સોऽहम् '** ધરી મન ટેક, **શિવાનંદ યોગીજી**—દીઠા૦ (ટેક)
પૂજ્ય ગુરુ **પરમાનંદ** કીધા, મત્ર **' સોऽहम् '** નો લીધો રે (૨),
દઢ શ્રદ્ધાથી ગુરુ-મત્રનો, જાપ શરૂ કરી દીધો —શિવાનંદ૦ ૧.
**' સોऽहम् '** રટતા શ્વાસોશ્વાસે, જેમ સરિતાનો પ્રવાહરે (૨),
આશ્ચર્ય પામે નજરે જોનારા, મુખથી વદે વાહવાહ —શિવાનંદ૦ ૨.
નિર્માની, નિર્મોહી ને વળી, સમદર્શી હતા યોગીરે (૨),
થોડુ બોલતા, ધ્યાનમા રહેતા, એકાતના પ્રિય ભોગી —શિવાનંદ૦ ૩
મસ્ત મૂર્તિને નજરે નિરખતા, થતી અન્તર પૂજ્યબુદ્ધિરે (૨),
સ્હેજ સમાગમથી સતસગની,—કરતા મુમુક્ષુમા વૃદ્ધિ —શિવાનંદ૦ ૪.
આવે ઉમળકો નિરખી બાળક, અં ત ર મા અ ન હ દ રે (૨),
આવો મ્હારા બાળગોપાલ ! કહેતા થઈ જતા ગદ્ ગદ્ — શિવાનંદ૦ ૫.
દયા દિલમા અદ્દભુત ઉપજે, જોઇ જીવને દુ ખમારે (૨),
સુખ કરવા જાતે દુ ખ વેઠે, થતા શાન્ત જોઇ સુખમા — શિવાનંદ૦ ૬
ગુરુ **પરમાનંદ**, શિષ્ય **શિવાનંદ**, જોડી હતી અદ્દભુતરે (૨),
દઢ નિશ્ચ એક **ગુરુભકિતમાં**, અન્ય ગણે સૌ તુત — શિવાનંદ૦ ૭
**' સોऽहम् '** — જાપે જીવન સુધાર્યુ, **શિવાનંદનુ** મ્હોજેરે (૨),
આડી અવળી વાટ તજી **શતુ**, જાપ-માર્ગ અનુસરજે—શિવાનંદ૦ ૮.




# ॥ मंगलाचरणम् ॥

## ॥ ॐ सच्चिदानन्दब्रह्मणे नमः ॥

नमस्ते सते ते जगत्कारणाय, नमस्ते चिते सर्वलोकाश्रयाय;।
नमोऽद्वैततत्त्वाय मुक्तिप्रदाय, नमो ब्रह्मणे व्यापिने शाश्वताय.॥
॥ १ ॥

त्वमेकं शरण्यं त्वमेकं वरेण्यं, त्वमेकं जगत्पालकं स्वप्रकाशम् ।
त्वमेकं जगत्कर्तृपातृप्रहर्तृ, त्वमेकं परं निश्चलं निर्विकल्पम् ॥
॥ २ ॥

भयानां भयं भीषणं भीषणानां, गतिःप्राणिनां पावनं पावनानाम्;
महोच्चैःपदानां नियन्तृ त्वमेकं, परेषां परं रक्षणं रक्षणानाम्:.॥
॥ ३ ॥

वयं त्वां स्मरामो वयं त्वां भजामो वयं त्वां जगत्साक्षिरूपं नमामः;
सदेकं निधानं निरालम्बमीशं, भवाम्भोधिपोतं शरण्यं व्रजामः.॥
॥ ४ ॥

सत्यं ज्ञानमनन्तं यन्निष्कलं निष्क्रियं परम् ।
अद्वितीयं निर्विशेषं ब्रह्म तत्समुपास्महे ॥५॥

## ॥ મંગલાચરણ ॥

## ॥ૐ સચ્ચિદાનંદબ્રહ્મણે નમઃ ॥

હે જગના કારણુ 'સત્' સ્વરૂપ [પરમાત્મા]! તને નમસ્કાર હો!
હે સર્વ લોકોના આશ્રય 'ચિત્' સ્વરૂપ! તને નમસ્કાર હો!!
હે મુક્તિપ્રદાતા અદ્વૈતતત્ત્વ! તને નમસ્કાર હો!
હે શાશ્વત સર્વવ્યાપી બ્રહ્મ! તને નમસ્કાર હો!! ॥ (૧)

તું જ એક શરણુ લેવા યોગ્ય (અર્થાત્ આશ્રયસ્થાન) છે.
તુ જ એક વરણીય (પૂજ્ય) છે;
તું જ એક જગતનો પાલક [અને] સ્વયંપ્રકાશરૂપ છે;
તું જ એક જગતનો કર્તા-પાલનકર્તા-[તથા] સંહર્તા છેઃ
તું જ એક પરમ (આત્યન્તિક) નિશ્ચળ [અને] નિર્વિકલ્પ છે. ॥ (૨)

ભયોને [પણ] ભય પમાડનાર, ભયંકરમાં ભયંકર,
પ્રાણીઓની ગતિરૂપ, પાવનોને [પણ] પાવન કરનાર;
મહાન્ ઉચ્ચ પદોનો નિયામક (નિયમન કરનાર),
પરથી પર [અને] રક્ષક કરનારનો [પણ] રક્ષક એક તુંજ છે. ॥ (૩)

અમે તને સ્મરીએ છીએ, અમે તને ભજીએ છીએ,
જગતના સાક્ષીરૂપ તને અમે નમીએ છીએ;
તત્સ્વરૂપ, અદ્વિતીય, આદિકારણ, નિરાલમ્બ, [તથા] ભવસાગરની
રણી (વહાણ) રૂપ [તું] ઇશને શરણે જઇએ છીએ. ॥ (૪)

? સત્યસ્વરૂપ, જ્ઞાનસ્વરૂપ, અનન્તસ્વરૂપ, નિષ્કળ, નિષ્ક્રિય, અદ્વિતીય,
નિર્વિશેષ પરબ્રહ્મ [છે], તેને [અમે] સમ્યક્ પ્રકારે ઉપાસીએ છીએ. ॥ (૫)

# ॥ सर्वदेवसमन्वयस्तवनम् ॥

॥ ॐ श्रीत्रैलोक्यनाथाय-सर्वगुणयुक्ताय-अनन्तनामरूपाय-
अनवच्छिन्नशाश्वतपुरुषाय-सर्वभूतनिवासवासुदेवाय-
सर्वाधिष्ठानदेवाय-सर्वदेवाधिदेवाय
केशवाय नमो नमः ॥

यं शैवाः समुपासते शिव इति ब्रह्मेति वेदान्तिनो
बौद्धा बुद्ध इति प्रमाणपटवः कर्तेति नैयायिकाः ।
अर्हन्नित्यथ जैनशासनरताः कर्मेति मीमांसकाः
सोऽयं नो विदधातु वांछितफलं त्रैलोक्यनाथो हरिः ॥१॥

विष्णुर्वा त्रिपुरान्तको भवतु वा ब्रह्मा सुरेन्द्रोऽथवा
भानुर्वा शशलक्षणोऽथ भगवान् बुद्धोऽथ सिद्धोऽथवा ।
रागद्वेषविषार्तिमोहरहितः सत्त्वानुकंपोद्यतो
यः सर्वैः सह संस्कृतो गुणगणैस्तस्मै नमः सर्वदा ॥२॥

---

જેને શૈવજનો પૂજે 'શિવ' કહી, વેદાન્તમાં 'બ્રહ્મ' જે,
બૌદ્ધો 'બુદ્ધ' કહે, પૂજે જીનજનો, 'અર્હંત' તેને કહે;
માને જૈમિનિસૂત્રને અનુસરી, મીમાંસકો 'કર્મ'ને,
'કર્તા' સત્ય પ્રમાણશાસ્ત્રથી કહે, નૈયાયિકો જેહને;
[શાંડિલ્યાદિ મહર્ષિઓ કહી ગયા, જે સૃષ્ટિથી ભિન્ન છે;
સ્વામિ-સેવક ભાવ રાખી, વિભુને શ્રદ્ધા થકી જે પૂજે;
એવા દેવ અચિંત્ય સત્ય સઘળે, સત્તાથકી વ્યાપ્ત જે,]
પૂરો તે મનવાંછિતાર્થ સઘળા, ત્રૈલોક્યના નાથ જે. ॥૧॥
વિષ્ણુ કે ત્રિપુરારિ શંકર પ્રભુ બ્રહ્માજી હોયે ભલે,
હોયે દેવપતિ શ્રીઇન્દ્ર અથવા,— દેવો રવી-ચંદ્ર જે;
બુદ્ધો વા મહાવીર સિદ્ધ-ભગવાન્, પેગંબરો હો ભલે,
અન્યો કો યતિ-સંત-પીર-ઓલિયા, મોટા કે છોટા અરે!
રાગ-દ્વેષરૂપી મહા વિષ તણી,— પીડા થકી મુક્ત જે,
પ્રાણીમાત્ર પ્રતિ દયા હિતકરી, જેને ઉરે સંચરે;
સાધુતાદિ સહુ ગુણોએ કરીને,— સંસ્કાર પામેલ જે;
એવો જે જન હોય તે પ્રભુ ખરો, તેને નમું સર્વદા.॥૨॥

आकाशात्पतितं तोयं यथा गच्छति सागरम् ।
सर्वदेवनमस्कारः केशवं प्रति गच्छति ॥ ६ ॥

આકાશેથી પડયું પાણી,—ભળે છે સાગરે યથા,
સઘળા દેવને વંદન,—કેશવેજ મનાય છે. ॥૬॥

'કેશવ'=" कश्च अश्च ईशश्च केशास्त्रिमूर्तयस्ते यद्वशेन वर्तन्ते स केशव."=" ક્, 'અ', અને 'ઇશ' ( क् + अ + ईश ) [ એમ એ ત્રણ અક્ષરનું જોડાણ-સંધિ થઇને યાને એ ત્રણ અક્ષર મળીને] 'કેશ' ('केश') [થાય છે: એ] ત્રિમૂર્તિઓ (એટલે કે 'બ્રહ્મા', 'વિષ્ણુ' અને 'રૂદ્ર'રૂપે સૃષ્ટિની ઉત્પત્તિ-સ્થિતિ-લયરૂપ મહાન્ ક્રિયાત્મક શક્તિની મૂર્તિમન્ત ત્રિમૂર્તિઓ [છે]. તેઓ જેને ['च' કહેતા] વશ (આધીન) વર્તે-વર્ત્યા કરે, તે 'કેશવ'."-આ ભાષ્યકાર ભગવાન્ શ્રીશંકરાચાર્યે કરેલ 'શ્રીવિષ્ણુસહસ્રનામ'ના શ્લોક ૧૬ માં અંતર્ગત 'કેશવ' નામના ભાષ્ય (અર્થ—વ્યાખ્યા) ઉપરથી સ્પષ્ટ સિદ્ધ થાય છે કે, "જે સર્વાધિષ્ઠાન-સર્વનિયન્તા-સર્વેશ્વર-અરે! બ્રહ્મા-વિષ્ણુ-શંકર જેવા ઈશ્વરોના પણ ઈશ્વર-મહેશ્વર-મહાવિષ્ણુ.........છે, તેજ 'કેશવ' છે." પછી "केशिवधाद्वा केशवः"=" અથવા (અર્થાત્ બીજો અર્થ એ કે,) 'કેશી' (એટલે કે 'કેશી' નામક દૈત્ય)નો વધ કરવાથી-'કેશવ'."-આ શ્રીભાષ્યકાર ભગવાનેજ કરેલ બીજા અર્થ (વ્યાખ્યા)થી એમ પણ જણાય છે—સમજાય છે—અરે! સિદ્ધ થાય છે કે, "એજ સર્વાધિષ્ઠાન-સર્વપર...........પરમાત્મા-પરબ્રહ્મ 'કેશવ', આ (☞) પ્રત્યક્ષ અવતારસ્વરૂપી-સગુણ-સાકાર-ત્રિભંગમૂર્તિ-નટવરરાય-ચિત્તરંજક-નયનસુખદ-મનમોહન-પ્રાણવલ્લભ-શ્રીનંદકુંવર .........આપણા '<u>શ્રીકૃષ્ણ-કેશવ</u>', કે જે 'કેશી' દૈત્યનો વધ કરનાર છે." વળી ભાષ્યકાર ભગવાન્ શ્રીઆચાર્યપ્રભુએ એજ સ્થળે 'શ્રીવિષ્ણુપુરાણ'નું પ્રમાણ પણ ટાંકયું છે, કે જે શ્રીકૃષ્ણ પ્રતિ દેવર્ષિ નારદજીના વચનરૂપ છે: તે એ કે:—



"यस्मात्त्वयैव दुष्टात्मा हतः केशी जनार्दन ।
तस्मात्केशवनाम्ना त्वं लोके ज्ञेयो भविष्यसि ॥"

"જેથી કરીને હે જનાર્દન! તમારાથીજ દુષ્ટાત્મા 'કેશી' હત [થયો] (હણાયો), તેથી કરીને તમે લોકમાં 'કેશવ' નામથી જ્ઞેય (વિદિત પ્રસિદ્ધ

# ॥ श्रीगुरु-इष्टस्तवनम् ॥

॥ ॐ श्रीगुरुइष्टदेवाभ्यां नमः ॥

* विश्वं दर्पणदृश्यमाननगरीतुल्यं निजान्तर्गतम्
पश्यन्नात्मनि मायया बहिरिवोद्भूतं यथा निद्रया ।

---

✓ અર્થ — દર્પણની (આરસાની) અંદર દેખાતી નગરીની પેઠે પોતાની અંદર રહેલુ, [પણ] જેમ નિદ્રાએ કરીને એટલે કે જીવનિષ્ઠ

---

થશો" ॥ ૐ ॥ એથી કરીને અ૫ણુ મન્તવ્ય સુસિદ્ધ થાય છે, કે જે શીલાબ્યકાર ભગવાનનોજ આશય છે । • બસ તે એજ કે, "એ પરાત્પર – નિર્ગુણ – પરબ્રહ્મ 'કેશવ' જ આપણા આ પ્રત્યક્ષ – સગુણ – સાકાર – મનુજરૂપધારી – લીલાવતારી <u>શ્રીકૃષ્ણ – 'કેશવ'</u> છે અને તેમજ વળી આપણા આ પ્રત્યક્ષ – સગુણ – સાકાર – મનુજરૂપધારી – લીલાવતારી............<u>શ્રીકૃષ્ણ – 'કેશવ</u>' જ એ પરાત્પર – નિર્ગુણ – નિરાકાર – નિરંજન – પરબ્રહ્મ '<u>કેશવ</u>' છે." ॥ૐ॥ એ વિષે વધુ વિવેચન કે પ્રતિપાદનની ખાસ કંઈ આવશ્યકતા નથી. કારણ કે, આ બધુ યથાર્થ — સશાસ્ત્ર હોવા છતા પણ કેટલાકને તો એવું કે, "અમે તો જે માનતા છીએ, તેજ માનીશું, તુમ કહેતે ભલા, ઔર હમ સુનને ભલા." એથી કરીને આખરે "શેઠની શિખામણ ઝાપા સુધી." એનુ સબબ એજ કે, "यो यच्छ्रद्धः स एव सः ॥" = "જે [સાત્ત્વિકી, રાજસી ને તામસી, – એ ત્રણ પ્રકારની જીવનિષ્ઠ સ્વભાવજ શ્રદ્ધામાંથી] જેવી શ્રદ્ધાવાળો [હોય છે], તે તેવો જ [થાય છે]. (અર્થાત્ સાત્ત્વિકી, રાજસી કે તામસી : જેવા પ્રકારની શ્રદ્ધા, તેવા પ્રકારનીજ માન્યતા)" [ઇતિ 'ગીતા' – અ૦ ૧૭ – શ્લોક ૩ – ઉત્તરાર્ધનું છેલ્લુ ચરણ] ખેર, બીજાને ગમે તેમ હોય, પારકી વાતમાં આપણે શું ? "તુ તો રામ સુમર જગ લડવા દે: જગ લડવા દે, જગ હસવા દે................ (બાકી) નરક પડત વ કો પડવા દે" [ઇતિ કબિરજી]. માટે આપણે તો ॥ अलम् – ॐ ॥ – ॥ इति शम् ॥ હેવટે આપણે :—

(ધૂન) "શ્રીકૃષ્ણ-કેશવ કૃષ્ણ-કેશવ કૃષ્ણ-કેશવ પાહિ મામ્ :
શ્રીકૃષ્ણ-કેશવ કૃષ્ણ-કેશવ કૃષ્ણ-કેશવ રક્ષ મામ્."

—— + + + ૐ + + + ——

॥ બોલ — શ્રીકૃષ્ણ-કનૈયાલાલકી જય ॥

यः साक्षात् कुरुते प्रबोधसमये स्वात्मानमेवाद्वयम्
तस्मै श्रीगुरुमूर्तये नम इदं श्रीदक्षिणामूर्तये ॥१॥
श्रीपूज्यं गुरुदेवमात्मरमणं संसारदुःखात्परम्
सत्यं ज्ञानमनन्तमादिविधुरं वेदान्तवेद्यं शिवम् ।
बुद्ध्यादीन्द्रियवृत्त्यगोचरपदं निर्वाणरूपं विभुम्
द्वंद्वातीतमसंगमादिमनिशं संचिन्तयामो वयम् ॥२॥
यस्य प्रसादादहमेव सर्वं, मय्येव सर्वं परिकल्पितं च ।
इत्थं विजानामि सदात्मरूपं, तस्यांघ्रिपद्मं प्रणतोऽस्मि नित्यम्॥
॥ ३ ॥

---

निद्राशक्तिએ કરીને સ્વપ્ન અને નાના પ્રકારની વિચિત્ર–વિલક્ષણ સ્વપ્નસૃષ્ટિ–સામગ્રીરૂપ વિશ્વ બહાર પ્રકટ ( ઉત્પન્ન ) થયેલાની પેઠે ભાસે છે [ વાસ્તવમાં બહાર કાંઇ ઉત્પન્ન થતું જ નથી, ફક્ત તેવું ભાસવામાત્રજ છે, સર્વ અંદર જ છે ], તેમ માયાએ કરીને એટલે કે બ્રહ્મનિષ્ઠ માયાશક્તિએ કરીને જાણે કેમ બહાર ઉત્પન્ન થયું હોય [ વાસ્તવમાં બહાર ઉત્પન્ન થયું જ નથી, છતા જે ભાસે છે – ઉત્પન્ન થયા જેવું પ્રતીત થાય છે, તે કેવળ અઘટનઘટનાપટીયસી –અનિર્વચનીયા એવી માયાશક્તિના પ્રભાવે કરીને જ, યથાર્થતઃ તો પોતાની — આત્માની અંદરજ, અરે ! આત્મારૂપ જ છે ], એવા વિશ્વને [ અધિષ્ઠાનભૂત ] આત્મામા રહેલુ જોતા જોતા અદ્વય આત્માનોજ વિજ્ઞાનદશામાં જે સાક્ષાત્કાર કરે છે, એવા શ્રીદક્ષિણા-મૂર્તિ ( કલ્યાણસ્વરૂપ ) શ્રીગુરુસ્વરૂપને આ નમસ્કાર [ હો ] ॥૧॥

શ્રીપૂજ્ય, આત્મામાં રમણ કરનાર ( આનંદ પામનાર ), સંસાર–દુખથી પર, સત્યરૂપ, જ્ઞાનરૂપ, અનંતરૂપ, આદિરહિત, વેદાન્તવડે જાણવાયોગ્ય, મંગલરૂપ, જેના પદને બુદ્ધિ વગેરે ઇન્દ્રિયોની વૃત્તિ પહોંચી શકિત નથી તેવા, મોક્ષસ્વરૂપ, વ્યાપક, દ્વંદ્વથી પર અસંગ અને આદિસ્વરૂપ, ગુરુદેવનું અમે નિરંતર સમ્યક્ ચિંતન કરીએ છીએ. ॥ ૨ ॥

જે ( શ્રીસદ્‌ગુરુ )ના પ્રસાદ ( કૃપા ) વડે 'હું જ સર્વ છું' ( એટલે કે, વ્યષ્ટિચૈતન્યરૂપે — પ્રત્યક્ચૈતન્યરૂપે — દરેકના સાક્ષી-આત્મારૂપે હું જ સર્વમાં — તમામ પ્રાણી-પદાર્થમાં રહેલો છું, તેમ અધિષ્ઠાનચૈતન્યરૂપે – સમષ્ટિધન કે બૃહદ્‌બ્રહ્મરૂપે – પરબ્રહ્મરૂપે સચ્ચિદા-

ध्यानाभ्यासवशीकृतेन मनसा तन्निर्गुणं निष्क्रियं
ज्योतिः किंचन योगिनो यदि परं पश्यन्ति पश्यन्तु ते ।
अस्माकं तु तदेव लोचनचमत्काराय भूयाच्चिरं
कालिन्दीपुलिनेषु यत्किमपि तन्नीलं महो धावति ॥१॥

वंशीविभूषितकरान्नवनीरदाभात्
पीताम्बरादरुणबिम्बफलाधरोष्ठात् ।
पूर्णेन्दुसुन्दरमुखादरविन्दनेत्रात्
कृष्णात्परं किमपि तत्त्वमहं न जाने ॥२॥

નંદરૂપે – અસ્તિ–ભાતિ–પ્રિયરૂપે સર્વમાં અને સર્વત્ર હુંજ રહેલો છું, અને વળી વિવર્તરૂપે હુંજ સર્વરૂપ—સર્વસ્વરૂપ થયેલો છું: આ રીતે 'હુંજ સર્વ છું,' અને 'સર્વ (એટલે કે, અસ્તિપ્રત્યયવિષયભૂત – પ્રત્યક્ષ નેત્ર–શ્રવણાદિ ઇન્દ્રિયના વિષયભૂત ચરાચરાત્મક આ તમામ જગત્) મ્હારામાં જ (મુજ અધિષ્ઠાનચૈતન્યમાં જ સારી પેઠે કલ્પિત (કનક–કુંડલવત્, સર્પ–રજ્જુવત્) છે, એવી રીતે સદા આત્મરૂપને (અગર સત્ એવા આત્મસ્વરૂપને) વિશેષે કરી હું જાણું છું, તેમનાં (શ્રીસદ્‌ગુરુના) ચરણકમળને હું નિત્ય નમસ્કાર — પ્રણામ કરૂ છું. ॥૩॥

॥ बोल – श्रीसद्गुरुदेवकी जय ॥

અર્થ—ધ્યાનાભ્યાસ વડે વશ કરેલા મનથી તે નિર્ગુણ નિષ્ક્રિય એવી જે કોઇ એક પરમજ્યોતિ (બ્રહ્મજ્યોતિ) યોગી લોકો જો જુએ છે, તો તે ભલે તેઓ જુએ; પરંતુ અમને તો (અમારા) નેત્રોના ચમત્કારને માટે (નેત્રોની તૃપ્તિ — આનંદ માટે) ઘણાકાળ સુધી તેજ (તેજ સ્વરૂપ) હો (બન્યું રહો), કે જે **શ્યામસ્વરૂપ** કાલિન્દીને કાંઠે આનંદપૂર્વક દોડે છે. (અમારે તો) જે કંઈ છે તે એજ **શ્યામસ્વરૂપ** છે. ॥ ૧ ॥

વાંસળીથી શોભાયમાન હાથવાળા, નવા મેઘ જેવી કાન્તિવાળા, પીતામ્બરવાળા, લાલ બિમ્બફળના જેવા અધર ઓષ્ઠવાળા, પૂર્ણચંદ્ર જેવા સુંદર મુખવાળા (અને) કમળ જેવાં નેત્રવાળા કૃષ્ણથી અન્ય કોઇ પણ તત્ત્વ હું જાણતો નથી. ॥ ૨ ॥

**मया ज्ञातं सर्वं खलु जगदिदं ब्रह्म विमलम् ।**
**तथैवेह स्वात्मा निगमगुरुवाक्यादनुभवात् ॥**
**तथापीच्छा स्वस्य त्वयि नयनपातस्य न गता ।**
**प्रभो श्रीकृष्ण त्वं भव भव मदीयाक्षिविषयः ॥ ३ ॥**

વેદ–ગુરુવાક્યવડે, [ તથા ] અનુભવ વડે મે જાણ્યુ છે, આ સર્વ જગત તેમજ આ નિજાત્મા — અંતરાત્મા ( એટલે કે હું પોતે ) ખરેખર વિમળ બ્રહ્મરૂપ [છે], તો પણ ત્હારા ઉપર દૃષ્ટિપાત કરવાની મ્હારી ઇચ્છા ચાલી ગઇ નથી. [ માટે હે શ્રીકૃષ્ણ પ્રભો ! તુ મ્હારી આખનો વિષય ( એટલે કે દૃષ્ટિગોચર ) થા ! થા ! ! ॥ ૩ ॥

**॥ बोल — श्रीकनैयालालकी जय ॥**

— × × ॐ × × —

## ॥ "ગુરુ એ કોણ ?" ॥

[ એ મથાળાવાળા પ્રશ્નનો ઉત્તર કે પ્રશ્નાત્મક એ મથાળું લખાણુ યાને **શ્રીગુરુસ્વરૂપનું વર્ણન,** શ્રીસ્કંદપુરાણ – ઉત્તરખંડાન્તર્ગત શ્રીઉમા–મહેશ્વર–સંવાદ 'શ્રીગુરુગીતા'મા, નીચે પ્રમાણે છે —]

**" गुकारश्चान्धकारो हि रुकारस्तेज उच्यते ।**
**अज्ञानग्रासकं ब्रह्म गुरुरेव न संशयः ॥ "**

અર્થ : —" [ 'ગુરુ' શબ્દમા 'ગુ' અને 'રુ' એ બે અક્ષર છે, તેઓનો અર્થ એ થાય છે કે,] 'ગુ'કાર અંધકારરૂપ છે અને 'રુ'કાર તેજ (પ્રકાશ )રૂપ કહેવાય છે; [તેથી 'ગુરુ'નો વ્યુત્પત્તિ-અર્થ એ થાય છે કે,] અજ્ઞાનનો ગ્રાસ કરનાર (અજ્ઞાનરૂપ અંધકારનો નાશ કરનાર) [જ્ઞાનરૂપ પ્રકાશસ્વરૂપ] બ્રહ્મ ગુરુજ છે, એમા સંશય નથી."

**" गुकारश्चान्धकारस्तु रुकारस्तन्निरोधकृत् ।**
**अन्धकारविनाशित्वाद् गुरुरित्यभिधीयते ॥ "**

અર્થ : —" 'ગુ'કાર અંધકારરૂપ છે, જ્યારે 'રુ'કાર તેનો ( એ અંધકારનો ) નિરોધ ( નાશ ) કરનાર છે, [ એટલા માટે ] અંધકારનો ( અજ્ઞાનરૂપ અંધકારનો ) વિનાશ કરવાવાળા હોવાથી 'ગુરુ' એવુ અભિધાન ( નામ – સંજ્ઞા ) કરવામા આવે છે અર્થાત્ 'ગુરુ' એ સંજ્ઞાએ કરીને કહેવામા આવે છે."

"गुकारश्च गुणातीतो रूपातीतो रुकारकः ।
गुणरूपविहीनत्वाद् गुरुरित्यभिधीयते ॥"

અર્થ:—"'ગુ'કાર એટલે ગુણાતીત (સત્વ, રજસ્ અને તમસ્,—એ ત્રણ ગુણથી પર યાને નિર્ગુણ) અને 'રુ'કાર એટલે રૂપાતીત (રૂપથી પર યાને અરૂપ – નિરાકાર); [એ પ્રમાણે] ગુણ અને રૂપથી રહિત હોવાથી 'ગુરુ' એમ કહેવામા આવે છે."

"गुकारः प्रथमो वर्णो मायादिगुणभासकः ।
रुकारोऽस्ति परब्रह्म मायाभ्रान्तिविमोचकम् ॥"

અર્થ:—"પ્રથમ વર્ણ (અક્ષર) 'ગુ'કાર માયા વગેરેના ત્રણ ગુણોનો ભાસ (સ્ફુર્તિ) કરનાર છે; [જ્યારે] 'રુ'કાર માયાભ્રાન્તિનું વિમોચન કરનાર (દૂર કરનાર) પરબ્રહ્મ છે."

"गुरुरेको जगत्सर्वं ब्रह्मविष्णुशिवात्मकम् ।
गुरोः परतरं नास्ति तस्मात्संपूजयेद् गुरुम् ।"

અર્થ:—"બ્રહ્મા, વિષ્ણુ ને શિવરૂપ સમગ્ર જગત્ (એટલે કે બ્રહ્માથી સૂચિત રજોગુણ, વિષ્ણુથી સૂચિત સત્વગુણ તથા શિવ યાને રુદ્રથી સૂચિત તમોગુણ, એ ત્રિગુણાત્મક સર્વ સૃષ્ટિ) એક ગુરુજ છે; ગુરુથી શ્રેષ્ઠ બીજું કંઈ નથી, માટે ગુરુને સમ્યક્ રીતે પૂજવા."

"सर्वश्रुतिशिरोरत्ननीराजितपदांबुजम् ।
वेदान्तार्थप्रवक्तारं तस्मात्संपूजयेद् गुरुम् ॥"

અર્થ:—"સર્વ શ્રુતિઓના શિરોરત્નો (મહાવાક્યો) વડે આરતિ ઉતરાયેલ ચરણકમળ છે [જેના] અર્થાત્ સર્વ શ્રુતિઓનાં શિરોરત્નરૂપ જે મહાવાક્યો છે, તે શ્રીસદ્ગુરુના ચરણકમળની આરતિ ઉતારે છે એટલે કે તેમના સ્વરૂપને સ્પષ્ટરીતે પ્રકાશિત કરે છે); માટે વેદાન્તના અર્થનું પ્રવચન કરનાર (રૂડી રીતે પ્રબોધ કરનાર) ગુરુને સમ્યક્ રીતે પૂજવા."

"यस्य स्मरणमात्रेण ज्ञानमुत्पद्यते स्वयम् ।
स एव सर्वसंपत्तिः तस्मात्संपूजयेद् गुरुम् ॥"

અર્થ:—"જેના સ્મરણમાત્રથી જ્ઞાન સ્વતઃ (આપોઆપ) ઉત્પન્ન થાય છે (પ્રકટે છે), તેજ (તે સદ્ગુરુજ) સર્વ સંપત્તિરૂપ (સર્વસ્વરૂપ) છે, માટે ગુરુને સમ્યક્ રીતે પૂજવા."

"गुकारं च गुणातीतं रुकारं रूपवर्जितम् ।
गुणातीतरूपं च यो दद्यात् स गुरुः स्मृतः ॥"

અર્થ:— "'ગુ'કાર એટલે ગુણાતીત અને 'રુ'કાર એટલે રૂપવર્જિત; [ એમ ] ગુણાતીત (ત્રિગુણાતીત)ને અને અરૂપને (એટલે કે નિર્ગુણ ને નિરાકાર એવા બ્રહ્મતત્ત્વને) જે [ સ્વરૂપજ્ઞાન વડે ] આપે, તે 'ગુરુ' કહેવાય છે."

**" अत्रिनेत्रः शिवः साक्षाद् द्विबाहुश्च हरिः स्मृतः ।**
**योऽचतुर्वदनो ब्रह्मा श्रीगुरुः कथितः प्रिये ॥ "**

અર્થ:— "[ શ્રીમહાદેવજી શ્રીપાર્વતીજીને સંબોધીને કહે છે, ] હે પ્રિયે! જે ત્રણ નેત્ર વિનાના સાક્ષાત્ શિવ, બે હાથવાળા હરિ (વિષ્ણુ) અને ચાર મુખ વિનાના બ્રહ્મા છે, તે શ્રીગુરુ છે, [ એમ શાસ્ત્રોમાં ] કહેલું છે: (અર્થાત્ શ્રીસદ્‌ગુરુ ચાર મુખ વિનાના બ્રહ્મા, બે હાથવાળા વિષ્ણુ અને ત્રણ નેત્ર વિનાના શિવ (શંકર – રુદ્ર) સ્વરૂપ છે)."

**' श्रीगुरोः परमं रूपं विवेकचक्षुरग्रत. ।**
**मन्दभाग्या न पश्यन्ति अन्धा सूर्योदयं यथा ॥ "**

અર્થ:— "જેમ સૂર્યોદયને અંધ લોકો દેખતા નથી, તેમ શ્રીગુરુનું પરમ રૂપ (વાસ્તવ સ્વરૂપ) મંદભાગ્યવાળાઓ વિવેકચક્ષુના અગ્રભાગથી જોતા નથી."

**" यस्मात्परतरं नास्ति नेति नेतीति वै श्रुतिः ।**
**मनसा वचसा चैव सत्यमाराधयेद् गुरुम् ॥ "**

અર્થ:— "જેમનાથી શ્રેષ્ઠ બીજું કોઈ નથી, શ્રુતિ **नेति-नेति** (આ નથી – આ નથી) એમ કહે છે, – એવા સત્યસ્વરૂપ શ્રીગુરુનેજ મન-વાણી વડે આરાધવા."

**"न गुरोरधिकं न गुरोरधिकं न गुरोरधिकं न गुरोरधिकम् ।**
**शिवशासनतः शिवशासनतः शिवशासनतः शिवशासनतः ॥"**

અર્થ:— "[ શ્રીમહાદેવજી પાર્વતીજી પ્રતિ કહે છે કે:— ] 'ગુરુથી [ કંઇ ] અધિક નથી, ગુરુથી [ કંઇ ] અધિક નથી, ગુરુથી [ કંઈ ] અધિક નથી, ગુરુથી [ કંઇ ] અધિક નથી'; [ એ ] [ મુજ— ] શિવના શાસન (વચન)થી, શિવના શાસનથી, શિવના શાસનથી, શિવના શાસનથી [ જાણવાનું છે ]: (અર્થાત્ શ્રીમહાદેવજી પ્રતિજ્ઞાપૂર્વક – નિશ્ચયપૂર્વક કહે છે કે, 'ગુરુથી – શ્રીસદ્‌ગુરુથી અધિક કંઇ જ નથી': એ મુજ–શિવના શાસન યાને વચન થકીજ જાણવાનું છે, એટલે કે એમાં મુજ–શિવશાસનજ — મુજ–શિવવચનજ એક પ્રમાણરૂપ છે.)."

" इदमेव शिवं इदमेव शिवं इदमेव शिवं इदमेव शिवम् ।
मम शासनतो मम शासनतो मम शासनतो मम शासनतः ॥"

અર્થ :— " [ વળી પોતે કહે છે કે :— ] ' એજ શિવ ( કલ્યાણકારી ), એજ શિવ, એજ શિવ, [ બસ ] એજ [ એક ] શિવ ( શુભ ) [ છે ]'; [ એવું ] મ્હારા શાસન ( વચન )થી, મ્હારા શાસનથી, મ્હારા શાસનથી, મ્હારા શાસનથી [ જાણવું ]. "

" विदितं विदितं विदितं विदितं विजनं विजनं
विजनं विजनम् ।
हरिशासनतो हरिशासनतो हरिशासनतो हरिशासनतः ॥ "

અર્થ :— " [ વળી પોતે કહે છે કે.— ] હરિ ( શ્રીવિષ્ણુ )ના શાસન ( વચન )થી, હરિના શાસનથી, હરિના શાસનથી, હરિના શાસનથી, વિજન ( એકાંત )મા, વિજનમા, વિજનમા, વિજનમા, ( આ મે ) જાણ્યુ, જાણ્યુ, જાણ્યુ, જાણ્યુ [ છે ]. "

" करुणाखड्गपातेन छित्वा पाशाष्टकं शिशोः ।
सम्यगानन्दजनकः सद्गुरुः सोऽभिधीयते ॥ "

અર્થ :— " કરુણારૂપ ખડ્ગના પાત ( ઝાટકા ) વડે શિશુ ( શિષ્ય )ના આઠ પાશો ( મલ, માયા, કર્મ વગેરે આઠ પાશો )ને છેદીને સમ્યક્ આનંદના જનક ( ઉપજાવનાર ) [ જે છે ], તે સદ્ગુરુ કહેવાય છે. "

" नित्यं ब्रह्म निराकारं निर्गुणं बोधयेत्परम् ।
भासयन् ब्रह्मभावं यो दीपो दीपान्तरं यथा ॥ "

અર્થ :— " જેમ એક દીપક અન્ય દીપકને પ્રકટાવે છે, તેમ જે અન્યને ( શિષ્યને ) બ્રહ્મભાવનો ભાસ કરાવતા નિત્ય, નિરાકાર, નિર્ગુણ પરબ્રહ્મનો બોધ કરે, [ તે ગુરુ છે ]. "

" ज्ञानं वैराग्यमैश्वर्यं यशः श्रीः स्वमुदाहृतम् ।
षड्गुणैश्वर्ययुक्तश्च भगवान् श्रीगुरुः प्रिये ॥ "

અર્થ :— [ શ્રીમહાદેવજી પાર્વતીજીને સંબોધીને કહે છે, ] હે પ્રિયે ! જ્ઞાન ( તત્ત્વજ્ઞાન ), વૈરાગ્ય, ઐશ્વર્ય ( દિવ્ય ઐશ્વર્ય ), યશ ( નિષ્કલંક કીર્તિ ), શ્રી ( દિવ્ય શોભા ), અને उदाहृतं स्वम् = દિવ્ય ધન, — એવા છ ગુણ-ઐશ્વર્યથી યુક્ત ભગવાન્ શ્રીગુરુ છે."

" गुरुः शिवो गुरुर्देवो गुरुर्बन्धुः शरीरिणाम् ।
गुरुरात्मा गुरुर्जीवो गुरोरन्यन्न विद्यते ॥ "

**અર્થ**:— "ગુરુ શિવ [ છે ], ગુરુ દેવ [ છે ], પ્રાણીઓના બંધુ ગુરુ [ છે ], ગુરુ આત્મા [ છે ], ગુરુ જીવ [ છે ], [ સર્વરૂપ ગુરુજ છે, ] ગુરુથી અન્ય [ કશુંજ ] છે નહિ"

**"गुरुर्विष्णुः सत्त्वमयो राजसश्चतुराननः ।
तामसो रुद्ररूपेण सृजत्यवति हन्ति च ॥"**

**અર્થ**:— "ગુરુ સત્ત્વમય વિષ્ણુ, રાજસ ચતુરાનન (બ્રહ્મા), અને તામસ રુદ્રરૂપે કરીને [ સૃષ્ટિને — જગત્-પ્રપંચને ] સરજે છે, રક્ષે છે અને હણે છે ( સંહારે છે ) ( રાજસ - બ્રહ્મારૂપે સરજે છે, સાત્ત્વિક - વિષ્ણુરૂપે રક્ષે છે અને તામસ - રુદ્રરૂપે સંહારે છે )"

**"गुरुर्देवो गुरुधर्मो गुरुनिष्ठा परं तपः ।
गुरो परतरं नास्ति त्रिवारं कथयामि ते ॥"**

**અર્થ**:— "ગુરુ દેવ [ છે ], ગુરુ ધર્મ [ છે ], ગુરુનિષ્ઠા [ એ ] ઉત્કૃષ્ટ તપ [ છે ], ગુરુથી શ્રેષ્ઠ અન્ય [ કંઈ પણ ] નથી, [ એ ] ત્રણવાર ( એટલે કે ત્રિસત્ય - નિશ્ચયપૂર્વક ) ત્હને કહું છું [ એવું શ્રીમહાદેવજી શ્રીપાર્વતીજીને કહે છે ]".

**"शरीरमिन्द्रियं प्राणमर्थस्वजनबन्धुता ।
मातुः कुलं पितृकुलं गुरुमेव परं स्मरेत् ॥"**

**અર્થ**:— "શરીર, ઇન્દ્રિય, પ્રાણ, અર્થ, પોતાના સગા વ્હાલા, માતાનું કુળ, [ અને ] પિતાનું કુળ-એ [ સર્વ ] રૂપ શ્રેષ્ઠ ગુરુનેજ સ્મરવા ( એવા સર્વશ્રેષ્ઠ શ્રીગુરુનું જ ધ્યાન કરવું )"

**"गुरुभावः परं तीर्थमन्यतीर्थं निरर्थकम् ।
सर्वतीर्थमयं देवि श्रीगुरोश्चरणाम्बुजम् ॥"**

**અર્થ**:— "ગુરુભાવ [ એ ] શ્રેષ્ઠ તીર્થ [ છે ], અન્ય તીર્થ નિરર્થક [ છે ], [ શ્રીમહાદેવજી શ્રીપાર્વતીજીને સંબોધીને કહે છે કે, ] હે દેવિ ! શ્રીગુરુનું ચરણકમળ સર્વતીર્થમય [ છે ]"

**"नास्ति तत्त्वं गुरो परम् ॥"**

**અર્થ**:— "ગુરુથી પર ( શ્રેષ્ઠ ) [ અન્ય કંઈ ] તત્ત્વ ( સાર વસ્તુ ) નથી."

**"गुरुर्ब्रह्म ॥" [ इति श्रुतिः ].**

**અર્થ**:— "ગુરુ બ્રહ્મ [ છે ]" [ આ શ્રુતિ છે ]

**"ब्रह्मविद् ब्रह्मैव भवति ॥" [ इति श्रुति ].**

**અર્થ**:— "બ્રહ્મવેત્તા બ્રહ્મજ હોય છે." [ આ શ્રુતિ છે. ].

" ब्रह्मविद्ब्रह्मरूपत्वादीश्वरस्तेन वर्णितम् ।
यद्यत्तत्तथैव स्यात्तच्छिष्यप्रतिवादिनोः ॥ "

[ इति पंचदशी' – ब्रह्मानन्दे आत्मानन्द प्र० १२ – श्लो ७०. ]

અર્થ :— " બ્રહ્મવેત્તા બ્રહ્મરૂપ હોવાથી ઈશ્વર ( સમર્થ ) [ છે ], [ તેથી ] તેમનાથી ( બ્રહ્મ-ઈશ્વરરૂપ બ્રહ્મવેત્તા ગુરુવર્યથી ) જે-જે ( ઇષ્ટ-અનિષ્ટરૂપ — વર-શાપરૂપ ) બોલાય છે ( કહી જવાય છે ), તે-તે, ( તેવુ-તેવુ ઇષ્ટ અનિષ્ટરૂપ — વર-શાપરૂપ ) જ [ તેમના ] શિષ્ય ને પ્રતિવાદિ [ ઉભય ]ને થાય છે ( અર્થાત્ બ્રહ્મવેત્તા જે ગુરુવર છે, તે બ્રહ્મ-ઈશ્વરરૂપ હોવાથી સત્યસંકલ્પાદિક સામર્થ્યવાન્ છે, તેથી તેઓ પોતાના શિષ્યને બોધ કે વરભાવના સંકલ્પથી જે ઉપદેશ કરે છે, તે બસ તે રૂપેજ તેને ફળે છે ', અને પ્રતિવાદિ પ્રત્યે તેઓ શાપભાવના સંકલ્પથી જે વેદે છે — વચન કાઢે છે, તેને બસ, તે રૂપેજ તે ફળે છે '' અર્થાત્ — હરગીઝ એમજ થાય છે )."

[ આ 'પંચદશી' – બ્રહ્માનંદે આત્માનંદ પ્ર૦ ૧૨ – શ્લો૦ ૭૦ મો છે. ]

આવુ છે **શ્રીસદ્‌ગુરુદેવનું સ્વરૂપ**. માટે મુમુક્ષુને મન-વચન-કર્મથી શ્રીસદ્‌ગુરુદેવની પૂર્ણ ભક્તિ ખાસ કર્તવ્ય છે. વિશેષતઃ વળી ઉપરોક્ત ' પંચદશી 'ના શ્લોકમા દર્શાવેલ આવા સમર્થ શ્રીસદ્‌ગુરુના સેવક-શિષ્ય થઇએ, તેથી બોધ કે વરના જ ભાગી થઇએ, નહિ કે દુરાગ્રહી-પ્રતિવાદિ થઇએ, જેથી કરીને બસ શાપજ વ્હોરવા પડે, તે માટે મુમુક્ષુએ ખૂબ સાવધ રહેવુ અને હમેશા ' ગુરુગીતા 'નો આ શ્લોક ધ્યાનમા રાખવો કે :—

" शिवक्रोधाद् गुरुस्त्राता गुरुक्रोधाच्छिवो न हि ।
तस्मात्सर्वप्रयत्नेन गुरोराज्ञां न लंघयेत् ॥ "

અર્થ :— " શિવજીના ક્રોધથી ગુરુજી ત્રાતા ( ઉગારનાર – રક્ષક ) [ હોય છે ] [ પરંતુ ] ગુરુજીના ક્રોધથી શિવજી નથી જ [ હોતા ], માટે સર્વ પ્રયત્ને કરી ગુરુની આજ્ઞા ઉલ્લંઘવી નહિ. " અસ્તુ !.

હવે એ પછી આ શ્લોકો પણ યાદ રાખવા કે :—

" यस्य देवे परा भक्तिर्यथा देवे तथा गुरौ ।
तस्यैते कथिता ह्यर्थाः प्रकाशन्ते महात्मनः ॥ "

અર્થ :— " [ આ 'ગુરુગીતા'નો ૭ મો શ્લોક છે, શ્રીમહાદેવજી શ્રીપાર્વતીજી પ્રતિ કહે છે; મૂળ તો આ શ્લોક ઉપનિષત્-મંત્ર – શ્રુતિ-વાક્ય છે :— ] જેને દેવમા ( શ્રીપરમેશ્વર વિશે ) પરમ

ભક્તિ [ હોય છે, અને ] જેવી દેવમા (પરમાત્મામા), તેવી [ જ ] ગુરુમા, [ બસ ] તે મહાત્માનેજ આ કહેલા અર્થો (તત્ત્વજ્ઞાનના સપૂર્ણ અર્થો) પ્રકાશે છે (સમ્યક્ રીતે સમજાય છે) '

" यद्यप्यधीता निगमा षडङ्गान्यागमा प्रिये ।
अध्यात्मादीनि शास्त्राणि ज्ञान नास्ति गुरु विना ॥ "

**અર્થ**:— " [ શ્રીમહાદેવજી શ્રીપાર્વતીજીને સબોધીને કહે છે — ] હે પ્રિયે ! યદ્યપિ નિગમો (વેદો) ષડગો (શિક્ષા, કલ્પ, વ્યાકરણ, નિરુક્ત, છદસ્ અને જ્યોતિષ્, — એ વેદોના છ અગો), આગમો (તત્રો) [ તથા ] અધ્યાત્મ (વેદાન્ત — ઉપનિષદ્) આદિ શાસ્ત્રો અધીત (ભણેલ) હોય છે, તથાપિ ગુરુ વિના જ્ઞાન નથી "

" किमत्र बहुनोक्तेन शास्त्रकोटिशतैरपि ।
दुर्लभा चित्तविश्रान्तिर्विना गुरुकृपा पराम् ॥ "

**અર્થ**:— " અત્ર વધુ કહેવાથી શુ ? સેકડો–કરોડો શાસ્ત્રોથી પણ ચિત્તની વિશ્રાન્તિ મહતી ગુરુ–કૃપા વિના દુર્લભ [ જ ] છે "

" गुरुसतोषणादेव मक्तो भवति पार्वति ।
अणिमादिषु भोक्तृत्व कृपया देवि जायते ॥ '

**અર્થ**:— " [ શ્રીમહાદેવજી કહે છે, ] હે પાર્વતિ ! ગુરુને સતોષવાથીજ [ શિષ્ય ] મુક્ત થાય છે, હે દેવિ ! [ ગુરુની ] કૃપા વડે અણિમાદિ (૧ અણિમા, ૨ મહિમા, ૩ લઘિમા, ૪ ગરિમા, ૫ પ્રાપ્તિ, ૬ પ્રાકામ્ય, ૭ ઇશિત્વ ૮ વશિત્વ એ અણિમાદિ અષ્ટ મહાસિદ્ધિ) વિષે [ શિષ્યનુ ] ભોક્તૃત્વ થાય છે (અર્થાત્ દુર્લભ — દુષ્પ્રાપ્ય એવી જે અણિમાદિ અષ્ટ મહાસિદ્ધિઓ છે, તે પણ ગુરુ–કૃપાથી શિષ્ય સહેલાઇથી મેળવે છે અને ભોગવે છે) "

અહીં આગળ આપણુ **'गुरु–कृपा हि केवलम्'**વાળુ ગાન ગાયા વગર રહેવાતુ નથી માટે ચાલો, ગાઇએ —

## ॥ गुरु–कृपा हि केवलम् ॥

**( राग बागेश्री — ताल दादरा . )**

**गुरु–कृपा हि केवलम् ; ।**
**तद्भिन्न सर्वमसत् , शास्त्रप्रमाणमिदम् ॥ ( ध्रु० )**
**नाशक्यं किमपि तत्र , गुरु–कृपा वर्षति यत्र ; ।**
**दुर्लभमपि सुलभमत्र , – सर्वसिद्धिसंपदम् . ॥ गुरु० । १॥**

जीवभावो दूरं गतः , शिवभावो मयागतः ; ।
'मुकुट'-कृपा 'परमानन्द'-भवतारण-कारणम्॥गुरु०॥२॥

× × × —— ॐ —— × × ×

" दुर्लभो विषयत्यागो, दुर्लभं तत्त्वदर्शनम् ।
दुर्लभा सहजावस्था, सद्गुरोः करुणां विना ॥ "

[ इति 'हठयोगप्रदीपिका' - चतुर्थोपदेश', श्लो० ९. ]

અર્થ:— "સદ્ગુરુની-કરુણા વિના (૧) વિષયનો ત્યાગ (વૈરાગ્ય) દુર્લભ [છે], (૨) તત્ત્વનું દર્શન (સાક્ષાત્કાર-જ્ઞાન) દુર્લભ [છે] [અને] (૩) સહજાવસ્થા (જીવન્મુક્તિ સ્થિતિ) દુર્લભ [છે] " [ઇતિ હઠયોગપ્રદીપિકા – ચોથો ઉપદેશ, શ્લોક ૯.]

ઉપર શ્લોકમાં બતાવેલ 'વિષયત્યાગ' 'તત્ત્વદર્શન' અને 'સહજાવસ્થા' એ ત્રણે વસ્તુ યા સ્થિતિ ઉત્તરોત્તર દુર્લભ – અત્યંત દુર્લભ ખરી, પણ તે દુર્લભ – તેની દુર્લભતા ક્યાં સુધી ? — બસ 'सद्गुरोः करुणां विना' — સદ્ગુરુની કૃપા ન થાય ત્યાં સુધીજ. પછી તો — સદ્ગુરુની કૃપા થયે એ ત્રણે વસ્તુ કે સ્થિતિ **दुर्लभा** નહિ પણ **सुलभा** થઈ જાય છે માટેજ આપણે ગાઈએ છીએ કે, **'गुरु-कृपा हि केवलम्'. ॥ ॐ-गुरु ॐ॥**

**॥ બોલ — શ્રીસદ્ગુરૂદેવકી જય ! ॥**

હવે, આ પ્રમાણે શ્રીસદ્ગુરુદેવનું સ્વરૂપ જાણ્યા પછી — તેમના સ્વરૂપનું માહાત્મ્ય-જ્ઞાન મેળવ્યા પછી આખરે હૃદયમાં શ્રદ્ધા-ભક્તિ-પ્રેમ પુરઃસર ભાવ-ભીના થઇ મન-વચ-કર્મથી તેમની સ્તુતિ-વંદના કરીએ, જેથી કરીને તેમની પરમ પ્રસન્નતા કે પ્રસાદ પ્રાપ્ત કરી કૃતાર્થ થઇએ —

**(ॐ) नमामि सद्गुरुं शान्तं प्रत्यक्षं शिवरूपिणम् ।**
**शिरसा योगपीठस्थं मुक्तिकामार्थसिद्धिदम् ॥ १ ॥**

---

શ્લોકનો અર્થ :—

શાંત, પ્રત્યક્ષ (સાક્ષાત્) શિવરૂપ, યોગાસનારૂઢ, મોક્ષ-કામ-અર્થની સિદ્ધિને દેનાર શ્રીસદ્ગુરુને શિરસા (મસ્તક વડે) નમન કરું છું. ૧.

(ॐ) यस्मादनुग्रहं लब्ध्वा महदज्ञानमुत्सृजेत् ।
तस्मै श्रीदेशिकेन्द्राय नमश्चाभीष्टसिद्धये ॥ २ ॥
(ॐ) त्वं पिता त्वं च मे माता त्वं बन्धुस्त्वं च देवता ।
संसारप्रीतिभङ्गाय तस्मै श्रीगुरवे नमः ॥ ३ ॥
(ॐ) ज्ञानशक्तिसमारूढतत्त्वमालाविभूषिणे ।
भुक्तिमुक्तिप्रदात्रे च तस्मै श्रीगुरवे नम ॥ ४ ॥
(ॐ) अनेकजन्मसंप्राप्तकर्मधर्मविदाहिने ।
ज्ञानानलप्रभावेण तस्मै श्रीगुरवे नमः ॥ ५ ॥
(ॐ) न गुरोरधिक तत्त्वं न गुरोरधिकं तप ।
तत्त्वं ज्ञानात्परं नास्ति तस्मै श्रीगुरवे नम ॥ ६ ॥

---

જેમની પાસેથી અનુગ્રહ મેળવીને [ શિષ્ય ] મહાન્ અજ્ઞાનને ત્યજે છે, તે શ્રીગુરુવરને અભીષ્ટ ( ઇષ્ટાર્થ )–સિદ્ધિ અર્થે નમસ્કાર ૨

[ હે ગુરો ! ] ત્હમે મ્હારા પિતા ને ત્હમે મ્હારા માતા, ત્હમે બંધુ ને ત્હમે દેવતા [ છો ], સંસાર ( પ્રવાહરૂપે વહેતા દશ્યમાત્ર )ની પ્રીતિ ( આસક્તિ )નો ( એટલે કે સંસારાસક્તિનો અથવા તો સંસારની સત્યત્વબુદ્ધિનો ) ભંગ ( નાશ ) કરવાને ( અગર બીજો અર્થ એ કે, સંસાર પ્રીતિનો ભંગ કરનાર એવા ) તે શ્રીગુરુને ( તુજને ) નમસ્કાર ૩.

જ્ઞાનશક્તિમાં સમ્યક્ આરૂઢ ( અગર, જ્ઞાનશક્તિએ કરીને ઉન્નત ), તત્ત્વ ( પ્રકૃતિ, મહદ્ આદિ વિવિધ તત્ત્વો )ની માળાએ કરીને વિભૂષિત (અલંકૃત) ( અગર તો, બ્રહ્માત્મતત્ત્વરૂપી માળાએ કરીને વિભૂષિત — અલંકૃત, એટલે કે, પોતે બ્રહ્માત્મસ્વરૂપરૂપે દેદીપ્યમાન — સુશોભિત ), તથા ભુક્તિ–મુક્તિના પ્રદાતા ( આપનાર ) તે શ્રીગુરુને નમસ્કાર ૪.

અનેક જન્મોથી સારીપેઠે પ્રાપ્ત થયેલ કર્મ–ધર્મને જ્ઞાનરૂપ અગ્નિના પ્રભાવે કરીને વિશેષરૂપે બાળનાર તે શ્રીગુરુને નમસ્કાર ૫.

ગુરુથી ( એટલે કે, શ્રીગુરુના સ્વરૂપથી ) અધિક [ કોઈ ] તત્ત્વ ( સાર વસ્તુ ) નથી, ગુરુથી ( એટલે કે, શ્રીગુરુની સેવા–શુશ્રૂષાથી અધિક [ કોઈ ] તપ નથી, જ્ઞાનથી ( એટલે કે, 'શ્રીસદ્ગુરુજી બ્રહ્મરૂપ છે' એવું જાણવારૂપ જ્ઞાનથી ) શ્રેષ્ઠ ( બીજું કંઈ ) તત્ત્વ ( એટલે કે, ગુરુથી ભિન્ન એવું નિર્ગુણ-નિરાકાર–અવિનાશી ઇત્યાદિક ધર્મ કે સ્વરૂપવાળું બ્રહ્માત્મતત્ત્વ—બ્રહ્મતત્ત્વ ) નથી, તેવા શ્રીગુરુને નમસ્કાર. ૬.

(ॐ) मन्नाथ श्रीजगन्नाथो मद्गुरु श्रीजगद्गुरु ।
स्वात्मैव सर्वभूतात्मा तस्मै श्रीगुरवे नम ॥ ७ ॥
(ॐ) गुरुमध्ये स्थितं विश्वं विश्वमध्ये स्थितो गुरुः ।
गुरुर्विश्वं नमस्तेऽस्तु तस्मै श्रीगुरवे नम ॥ ८ ॥
(ॐ) अच्युताय नमस्तस्मै गुरवे परमात्मने ।
स्वारामोक्तपदेच्छूनां दत्तं येनाच्युतं पदम् ॥ ९ ॥
(ॐ) नमोऽच्युताय गुरवेऽज्ञानध्वान्तैकभानवे ।
शिष्यसन्मार्गपटवे कृपापीयूषसिन्धवे ॥ १० ॥

---

મ્હારા નાથ (સ્વામી) [એ] શ્રીજગન્નાથ (એટલે કે, આખા જગતના નાથ — સ્વામી), મ્હારા ગુરુ [એ] શ્રીજગદ્ગુરુ (અખિલ જગત વિશ્વને પૂજ્ય) [શ્રીગુરુ] મ્હારા પોતાના આત્મા જ [છે] (અર્થાત્ 'अहं गुरुरस्मि' = 'હું ગુરુ છું,' અગર તો **'अहमेव गुरु, गुरुरेव अहम्'** — 'હું જ ગુરુ ને ગુરુ જ હું' એવા એકમેકપણે શ્રીગુરુ સ્વાત્મારૂપજ છે), [અને વળી] સર્વ પ્રાણીના [પણ] આત્મારૂપ [છે] (અર્થાત્ **'सर्वं गुरुरस्ति'** = 'સર્વ ગુરુરૂપ છે', અગર તો **'सर्वमेव गुरु, गुरुरेव सर्वम्'** = સર્વજ ગુરુ ને ગુરુજ સર્વ એમ એકમેકપણે શ્રીગુરુ સર્વ પ્રાણીના આત્મારૂપ છે), તેના શ્રીગુરુને નમસ્કાર ૭

ગુરુ માંહે (અધિષ્ઠાન બ્રહ્મચૈતન્યસ્વરૂપ શ્રીગુરુમાં) વિશ્વ [કનકે રહેલ કટકની પેઠે] રહેલું [છે] [અને] વિશ્વમાંહે [કટકની અણુ-અણુમાં — અણુએ અણુ વ્યાપી રહેલ કનકની પેઠે] ગુરુ (શ્રીમદ્ગુરુ બ્રહ્મતત્ત્વ — બ્રહ્મસ્વરૂપ શ્રીગુરુ) [વ્યાપ્ત થઈ] રહેલ [છે], [માટે ગુરુરૂપ વિશ્વ છે અને વિશ્વરૂપ ગુરુ છે]. [તો] હે ગુરુરૂપ વિશ્વ ! ત્હને નમસ્કાર હો !, [તેમ] તે (એટલે કે, અધિષ્ઠાન — વ્યાપક — બ્રહ્માત્મતત્ત્વસ્વરૂપ — વિશ્વરૂપ તેવા) શ્રીગુરુને [પણ] નમસ્કાર [હો !] ૮

આત્મવિશ્રાન્તિરૂપ કહેલા પદની ઇચ્છાવાળાઓને જેમણે અચ્યુત (અવિચળ — અવિનાશી) પદ આપેલું છે, તેવા અચ્યુત (અવિનાશી તત્ત્વરૂપ) — પરમાત્મા (પરમાત્મસ્વરૂપ) ગુરુને નમસ્કાર ૯

અચ્યુત (અવિનાશી તત્ત્વરૂપ), અજ્ઞાનરૂપ અંધકારને માટે એક (અદ્વિતીય) સૂર્યરૂપ, શિષ્યને સન્માર્ગ (એટલે, તત્ત્વસ્વરૂપ જ્ઞાનનો માર્ગ) બતાવવામાં કુશળ, કૃપારૂપ પીયૂષ (અમૃત)ના સિન્ધુ (સાગર) [એવા] ગુરુને (શ્રીમદ્ગુરુને) નમસ્કાર ૧૦

ॐ अच्युताय गुरवे शिष्यसंतारहेतवे ।
भक्तकार्यैकसिंहाय नमस्ते चित्सुखात्मने ॥११॥

આ પ્રમાણે વાણી વડે ઉપરના શ્લોકોનો પાઠ કરતા, મન વડે શ્લોકોનો અર્થ સમજતા ને શ્રીગુરુસ્વરૂપનુ ધ્યાન કરતા, તથા શરીર વડે નમસ્કાર— સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરતા શ્રીમદ્ગુરુપરમાત્માની સ્તુતિ-વંદના ભક્તિ મન-વચ-કર્મથી કરી રહ્યા પછી બે હાથ જોડીને ગદ્‌ગદ્ કંઠે........... - ॥ અન્તે એક પ્રાર્થના ॥ -

अयं मयाञ्जलिर्बद्धो दयासागरसिद्धये ।
यदनुग्रहतो जन्तुश्चित्रसंसारमुक्तिभाक् ॥
अज्ञानतिमिरान्धस्य विषयाक्रान्तचेतसः ।
ज्ञानप्रभाप्रदानेन प्रसादं कुरु मे प्रभो ॥

— ॐ —

શ્લોકોના **અર્થ** :—

ૐકારસ્વરૂપ ('ॐ'='अव्' ધાતુ = રક્ષવુ to protect **अवति रक्षति इति 'ओम्'** = રક્ષે છે – રક્ષણ કરે છે એ ' ઓમ્ ', એવા રક્ષણ કરનાર ૐકારસ્વરૂપ ), અચ્યુત અવિનાશી સ્વરૂપ ), શિષ્યના સમ્યક્ તારણના હેતુરૂપ ( એટલે કે, શિષ્યોનો ઉદ્ધાર કરનાર ), ભક્તના કાર્ય કરવામા એક ( અદ્વિતીય ) સિંહરૂપ ( અર્થાત્ અમોઘ સંકલ્પવાળા ), જ્ઞાન તથા આનંદસ્વરૂપ ( અર્થાત્ સચ્ચિદાનંદ પરબ્રહ્મ સ્વરૂપ ) [ એવા ] આપ ગુરુને ( શ્રીમદ્ગુરુદેવને ) નમસ્કાર ૧૧.

જેમના અનુગ્રહથી પ્રાણી [ આ ] ચિત્ર ( વિચિત્ર ) સંસારને વિષે મુક્તિના ભાગી [થાય છે], [ તે શ્રીસદ્ગુરુની ] દયાના સાગરની સિદ્ધિને અર્થે મ્હારાથી આ અંજલિ બદ્ધ થયેલ છે ( અર્થાત્ હું હાથ જોડું છુ. ).

અજ્ઞાનરૂપ અંધકારથી ( અથવા તો, અજ્ઞાનરૂપ ' તિમિર '–રોગથી ) અંધ [ થયેલા ], [ તથા ] વિષયોથી ( શબ્દ, સ્પર્શ, રૂપ, રસ ને ગંધ ' એ પંચ વિષયોથી ) પરાભવ પામેલા ચિત્તવાળા મ્હને (મ્હારા પર ) હે પ્રભો ' જ્ઞાનરૂપ પ્રકાશના પ્રદાન ( દાન ) વડે પ્રસાદ ( કૃપા ) કરો ''.

— ॰ ॐ ॰ —

॥ अथ श्रीगुर्वष्टकं स्तोत्रम् ॥

कलत्रं धनं पुत्रपौत्रादिसर्वं,
गृहं बान्धवाः सर्वमेतद्धि जातम् ।
गुरोरंघ्रिपद्मे मनश्चेन्न लग्नं,
तत किं तत किं ततः किं ततः किम् ॥१॥
षडंगादिवेदो मुखे शास्त्रविद्या,
कवित्वादिगद्यं सुपद्यं करोति ।
गुरोरंघ्रिपद्मे मनश्चेन्न लग्नं,
ततः किं तत किं तत किं ततः किम् ॥२॥
विदेशेषु मान्य स्वदेशेषु धन्य,
सदाचारनित्यः सुवृत्तिर्नचान्य ।
[ ( यद्वा - ) सदाचारवृत्तेषु मत्तो न चान्यः । ]
गुरोरंघ्रिपद्मे मनश्चेन्न लग्नं,
तत किं ततः किं तत किं ततः किम् ॥३॥

---

અર્થ :—

॥ હવે 'શ્રીગુરુઅષ્ટક' સ્તોત્ર ॥

સ્ત્રી, ધન, પુત્ર-પૌત્રાદિ તમામ, ગૃહ, બન્ધુવર્ગ એ સર્વ [ વળી એ સિવાય 'शरीरं सुरूपम्' = 'સુંદર - રૂપાળુ શરીર' આદિક તમામ ] પ્રાપ્ત થાય, પણ શ્રીગુરુના ચરણકમળ વિષે મન જો ન લાગ્યુ, તો પછી, તેથી શુ ? તેથી શુ ?? તેથી શુ ??? તેથી શુ ???? ( અર્થાત્, એ સર્વથી શુ ? - એ સર્વ શા કામ નુ ?? - અરે ! કાંઈજ નહિ. ) ૧

૭ અંગો - શિક્ષા, કલ્પ, વ્યાકરણ, નિરૂક્ત, છંદસ્ ને જ્યોતિ્ - એ ૭ અંગો આદિમા હોય એવા વેદો ( અર્થાત્, ૭ અંગો સહિત વેદો ), [ તથા બીજા ] શાસ્ત્રની વિદ્યા મુખે [હોય], આદિમા કવિત્વ હોય તેવુ ગદ્ય, [ તથા ] સારૂ પદ્ય કરે ( રચે ), પરતુ ગુરના ચરણકમળમા મન જો ન લાગ્યુ, તો પછી તેથી શુ ? તેથી શુ ?? તેથી શુ ??? તેથી શુ ???? ( અર્થાત્, એ સર્વથી શુ ? - એ સર્વ શા કામનુ ?? - અરે ! કાંઈજ નહિ - નિરર્થક જ છે). ૨.

પરદેશમા માન્ય [ થયો હોય ] ( માન પામ્યો હોય ), પોતાના દેશમા ધન્ય [ ગણાતો હોય ], નિત્ય સદાચાર [ પાળતો હોય ], 'સુવૃત્તિ' એટલે સારૂ વર્તન - આચરણ અગર તો શુદ્ધ આજીવિકા વાળો, નહિ કે અન્ય, ( અથવા-પાઠાન્તર - સદાચાર-વૃત્તિઓમા

क्षमामंडले भूपभूपालवृन्दं,
सदा सेवते यस्य पादारविन्दम् ।
[ (यद्वा – ) क्षमामंडले भूपभूपालवृन्दै,
सदा सेवितं यस्य पादारविन्दम् । ]
गुरोरंघ्रिपद्मे मनश्चेन्न लग्नं,
ततः किं ततः किं ततः किं ततः किम् ॥४॥
न भोगे न योगे न वा राज्यभोगे,
न कान्तासुखे नैव वित्तेषु चित्तम् ।
गुरोरंघ्रिपद्मे मनश्चेन्न लग्नं,
ततः किं ततः किं ततः किं ततः किम् ॥५॥
यशो मे गतं दिक्षु दानप्रतापा,-
ज्जगद्वस्तुसर्वं करे यत्प्रसादात् ॥
गुरोरंघ्रिपद्मे मनश्चेन्न लग्नं,
ततः किं ततः किं ततः किं ततः किम् ॥६॥

---

મત, નહિ કે અન્ય), [એવો હોય], પરંતુ ગુરુના ચરણકમળમાં મન લાગ્યું નહિ, તો પછી, તેથી શું? તેથી શું?? તેથી શું??? તેથી શું????(અર્થાત્ એ સર્વ નકામું જ છે) ૩

પૃથ્વીમંડલમાં મોટા–મોટા રાજા–રજવાડાઓનો સમૂહ જેનું ચરણકમળ સદા સેવતો હોય (અથવા–પાઠાન્તર – પૃથ્વીમંડલમાં સમર્થ રાજાઓના સમૂહોએ કરીને જેનું ચરણારવિંદ સદા સેવાતું હોય), [એવો પ્રતાપી પુરુષ હોય] છતાં પણ જો મન શ્રીમદ્‌ગુરુ-દેવના ચરણકમળમાં લાગ્યું નહિ, તો પછી, તેથી શું? તેથી શું?? તેથી શું??? તેથી શું????(અર્થાત્, એ સવ શા કામનું? શું એ બધું ભારરૂપ નહિ?........) ૪.

ચિત્ત ન ભોગમાં (વિષયોના ઉપભોગમાં), ન યોગમાં (વિષયપદાર્થની પ્રાપ્તિરૂપ યોગમાં), ન તો રાજ્યભોગમાં (રાજ્યનાઉપભોગમાં), ન કાન્તાસુખમાં (સ્ત્રીસુખમાં), તેમજ ન તો વિત્તમાં, [બસ કશામાં નથી, મતલબ કે એવો ભારે વિરક્ત હોય,] તોપણ ગુરુજીના ચરણાર-વિંદને વિષે મન લગ્ન ન થયું, તો પછી તેથી શું? તેથી શું?? તેથી શું??? તેથી શું????(અર્થાત્, બસ બધું વ્યર્થ જ છે) ૫

દાનના પ્રતાપે કરીને મ્હારો યશ દિશાઓમાં પ્રસરી ગયો છે, [તથા] જેમના પ્રસાદથી (કૃપાથી) જગતની સર્વ વસ્તુ કરતલગત (હસ્તગત) [છે], [એવા] ગુરુજીના ચરણકમળ વિષે મન ન લાગ્યું, તો પછી તેથી શું? તેથી શું?? તેથી શું??? તેથી શું????(બસ કંઇજ નહીં) ૬.

अरण्ये निवासः स्वगेहे च कार्यो,
न देहे मनो वर्तते मे अनार्ये ॥
गुरोरंघ्रिपद्मे मनश्चेन्न लग्नं,
ततः किं ततः किं ततः किं ततः किम् ॥७॥
अनर्घ्याणि रत्नानि मुक्तानि सम्यक्,
समालिङ्गिता कामिनी यामिनीषु ॥
गुरोरंघ्रिपद्मे मनश्चेन्न लग्नं,
ततः किं ततः किं ततः किं ततः किम् ॥८॥
गुरोरष्टकं यः पठेत्पुण्यदेही, यतिर्भूपतिर्ब्रह्मचारी च गेही ।
लभेद् वाञ्छितार्थं परब्रह्मसौख्यं, गुरोरुक्तमार्गे मनो यस्य लग्नम् ॥९॥

[इति श्रीमत्परमहंसपरिव्राजकाचार्य श्रीमच्छंकराचार्य

મારૂ મન [જો] અનાર્ય [એવા] દેહને વિષે (દેહ તથા તત્સંબંધી સ્ત્રી, પુત્ર, ધન, ગૃહ આદિને વિષે) ન ઠરે, [તો પછી] વનમાં કે પોતાના ઘરમાં [ભલે ન] નિવાસ કરાય, (મતલબ કે, ચાહે વનમાં વસું કે પોતાના ઘરમાં, ગમે ત્યાં રહું, મુક્ત જ છું, એમ ગણાય તો પણ) ગુરુના ચરણકમળમાં મન જો ન લગ્ન થયું, તો પછી, તેથી શું? તેથી શું?? તેથી શું??? તેથી ???? (મતલબ કે શ્રીગુરુ-ચરણસરોજની વિશુદ્ધ ભક્તિ તથા સેવા-શુશ્રૂષા સિવાય બધું નકામું જ છે) ૭

મહામૂલ્યવાન રત્નો સમ્યક્ યુક્ત (એટલે, પ્રાપ્ત) [હોય], રાત્રિઓમાં કામિનીને સારી પેઠે આલિંગન કર્યું [હોય], (અર્થાત્ ઐહિક સુખ-વૈભવ સંપૂર્ણ મળ્યા હોય, પણ) ગુરુના પદપંકજે મન લગ્ન ન થયું તો પછી, તેથી શું? તેથી શું?? તેથી શું??? તેથી શું???? (મતલબ કે, વૈભવાદિક સર્વ સાધન મિથ્યા છે, જ્યારે એક શ્રીગુરુ-પદપંકજની નિષ્કામ પ્રેમભક્તિ તથા શુશ્રૂષા સાચી છે) ૮

[આ] ગુરુના અષ્ટકનો જે પુણ્યવાન દેહી (દેહધારી મનુષ્ય) પાઠ કરે, [અને] ગુરુના બતાવેલા માર્ગે જેનું મન મગ્ન [હોય], [તે] યતિ, ભૂપતિ, બ્રહ્મચારી કે ગૃહી [હોય], ઇચ્છિત અર્થ [તથા] પરબ્રહ્મ-સુખ (પરમાનન્દ) પામે છે ૯

[ઇતિ (આ) શ્રીમાન પરમહંસ (એટલે નીર-ક્ષીરવત્ નિત્યાનિત્યનો વિવેક કરવામાં શ્રેષ્ઠ મન-રાજહંસ જેવા અતિસમર્થ),

विरचित श्रीगुरोरष्टकं समाप्तम् ॥ ॐ गुरु ॐ ॥ ]

——— × × × ॐ × × × ———

— ॥ બસ, હું તો એક શ્રીસદ્‌ગુરુનેજ સેવું છું ॥ —

* अभ्यस्तैः किमु दीर्घकालविमलैर्व्याधिप्रदैर्दुष्करैः
प्राणायामशतैरनेककरणैर्दुःखात्मकैर्दुर्जयैः ।
यस्मिन्नभ्युदिते विनश्यति बली वायुः स्वयं तत्क्षणात्
प्राप्यैतं सहजस्वभावमनिशं सेवे तमेकं गुरुम् ॥

——— ॐ ———

— ॥ સચ્ચિદાનંદસ્વરૂપ શ્રીસદ્‌ગુરુદેવનાં પદપંકજે પુનઃ પુનઃ પ્રણતિ હજો ! ॥ —

× नित्यं शुद्धं निराभासं निराकारं निरंजनम् ।
नित्यबोधं चिदानन्दं गुरु ब्रह्म नमाम्यहम् ॥ १ ॥

પરિવ્રાજકાચાર્ય ( એટલે ત્યાગીઓના સમર્થ ગુરુ ), ભગવાન્ શ્રીશંકરાચાર્યવિરચિત **'શ્રીગુરુનું' અષ્ટક'** સમાપ્ત થયું ]

——— × × × ॐ × × × ———

* આ શ્લોક 'ગુરુગીતા'નો ૮૮ મો છે એનો અર્થ —

દીર્ઘકાળે કરીને વિમળ ( નિર્મળ ) બનાવનાર, વ્યાધિપ્રદ ( રોગજનક ), દુષ્કર ( કપરા ), અનેક સાધનોની અપેક્ષા રાખનાર, દુઃખરૂપ ( કઠણ – troublesome – hard ), [ અને ] દુર્જય ( દુઃસાધ્ય ) [ એવા ] સેંકડો પ્રાણાયામોના અભ્યાસથી શું ? ( શું પ્રયોજન ? ) જેના [ હૃદયમાં ] પ્રકટ થયે બળવાન્ વાયુ સ્વયં ( સ્વત – આપોઆપ ) તત્ક્ષણાત્ ( તત્કાળજ – તેજ ઘડીએ ) વિનાશ પામે છે, [ તે ] એ સહજસ્વભાવ ( સહજાવસ્થા )ને પામીને [ હું ] એક ( માત્ર ) તે ગુરુને [ જ ] અહર્નિશ ( નિરંતર ) સેવું છું

——— ॐ ———

× આ શ્લોકો બધા 'ગુરુગીતા'ના છે **અર્થ** નીચે પ્રમાણે છે —

નિત્ય (એટલે, ત્રિકાળાબાધિત – ત્રણે કાળમાં એકરસ રહેનાર ), શુદ્ધ ( એટલે, માયામળથી રહિત ), નિરાભાસ ( એટલે, સૂર્ય-ચન્દ્રાદિકના પ્રકાશ સમ લૌકિક પ્રકાશથી રહિત ), નિરાકાર ( એટલે, આકારરહિત ), નિરંજન ( એટલે, માયારૂપ અંજનથી રહિત, અર્થાત્ , નિર્લેપ ), નિત્ય બોધ ( જ્ઞાન ) તથા ચિદાનંદસ્વરૂપ, બ્રહ્મ-સ્વરૂપી ગુરુને ( અથવા તો, શ્રીમદ્‌ગુરુબ્રહ્મને ) હું નમસ્કાર કરું છું ॥૧॥

सत्यानन्दस्वरूपाय बोधैकसुखकारिणे ।
नमो वेदान्तवेद्याय गुरवे बुद्धिसाक्षिणे ॥ २ ॥
श्रीगुरुं परमानन्दं वन्दे आनन्दविग्रहम् ।
यस्य संनिधिमात्रेण चिदानन्दायते मनः ॥ ३ ॥
नमोऽस्तु गुरवे तुभ्यं सहजानन्दरूपिणे ।
यस्य वागमृतं हन्ति विषं संसारसंज्ञकम् ॥ ४ ॥
आनन्दमानन्दकरं प्रसन्नं, ज्ञानस्वरूपं निजभावयुक्तम् ।
योगीन्द्रमीड्यं भवरोगवैद्यं, श्रीमद्गुरुं नित्यमहं नमामि ॥५॥
वन्दे गुरूणां चरणारविन्दं, संदर्शितस्वात्मसुखाम्बुधीनाम् ॥
जनस्य येषां गलिकायमानं, संसारहालाहलमोहशान्त्यै ॥६॥

---

સત્ય-આનંદસ્વરૂપ ( એટલે, સત્ અને આનંદ જેમનું સ્વરૂપ છે એવા, અહીં આગળ 'સત્' અને 'આનંદ' એ બેનોજ ઉલ્લેખ છે ખરો, પણ તેમ છતા એ બેથી 'ચિત્'નું પણ ઉપલક્ષણ સમજી લેવાનું છે, અને તેમ કરતા અર્થ એવો થાય છે કે, સત્-ચિદ્-આનંદસ્વરૂપ અર્થાત્ સચ્ચિદાનન્દસ્વરૂપ જેમનું છે એવા ), બોધ ( એટલે, તત્ત્વજ્ઞાન )રૂપ, એક ( એટલે, અદ્વિતીય – અનુપમ ) સુખના કરનાર ( એટલે, દાતા ), વેદાન્ત વડે જાણવા યોગ્ય ( અર્થાત્ વેદાન્ત વડે જેમનું સ્વરૂપ સ્પષ્ટ જાણી શકાય છે એવા ), [ તથા ] બુદ્ધિના સાક્ષી [ એવા ] ગુરુને (શ્રીમદ્ગુરુદેવને) નમસ્કાર [હજો !] ॥૨॥

જેમના સાંનિધ્યમાત્રથી મન ચિદાનંદી ( જ્ઞાન તથા આનંદરૂપ ) બને છે, [ એવા ] પરમાનંદરૂપ, આનંદવિગ્રહવાળા શ્રીગુરુને [ હું ] વંદન કરું છું. ॥ ૩ ॥

જેમનું વચનામૃત 'સંસાર'સંજ્ઞાવાળા ( જન્મ-મરણપરંપરારૂપ સંસારાત્મક ) વિષને હણે છે, [ એવા ] સહજાનંદરૂપ ( સ્વભાવસિદ્ધ આનંદસ્વરૂપ ) આપ શ્રીગુરુદેવને નમસ્કાર હો ! ॥ ૪ ॥

આનંદસ્વરૂપ, આનંદ કરનાર, પ્રસન્ન, જ્ઞાનસ્વરૂપ, નિજભાવયુક્ત ( એટલે, બ્રહ્મભાવયુક્ત – બ્રહ્મભૂત ), યોગીઓના ઈશ્વર, સ્તુતિ કરવા યોગ્ય, સંસારરૂપ રોગના વૈદ્ય ( મટાડવાવાળા વૈદ્ય ) [ એવા ] શ્રીમદ્ગુરુને નિત્ય હું નમન કરું છું ॥ ૫ ॥

સ્વસ્વરૂપસુખરૂપ સમુદ્રને દેખાડનાર [ અને ] જનના ( એટલે કે, શિષ્યના – સેવકના – ભક્તના ) સંસારરૂપ હાલાહલ ( વિષ – ઝેર )ના મોહ (મૂર્છા)ની શાન્તિ માટે જે ગલિકા ઔષધિરૂપ છે, તે (અર્થાત્, એવા)

सच्चिदानन्दरूपाय व्यापिने परमात्मने ।
नमः श्रीगुरुनाथाय प्रकाशानन्दमूर्तये ॥ ७ ॥

आब्रह्मस्तम्बपर्यन्तं परमात्मस्वरूपकम् ।
स्थावरं जंगमं चैव प्रणमामि जगन्मयम् ॥ ८ ॥

॥ "ॐ गुरुः ॐ" ॥

—— × × ॐ × × ——

॥ હવે, છેલ્લી એજ માગણી કે:— ॥

॥ निवसतु मयि नित्यं श्रीगुरोर्दिव्यदृष्टिः ॥

सकलभुवनभंगस्थापनास्तंभयष्टिः
सकरुणरसवृष्टिस्तत्त्वमालासमष्टिः ।
सकलसमयसृष्टिः सच्चिदानन्ददृष्टि-
र्निवसतु मयि नित्यं श्रीगुरोर्दिव्यदृष्टिः ॥

॥ ॐ शान्ति ! शान्तिः ! ! शान्ति ! ! ! ॥

અર્થ:— ॥ શ્રીગુરુની દિવ્ય દૃષ્ટિ મ્હારા વિષે નિત્ય નિવસજો ! ॥

સકળ ભુવનોના લય-સ્થાપનાના આધારરૂપ ( અર્થાત્ સમગ્ર

---

ગુરુજીના ચરણારવિંદને ( ચરણકમળને ) [ હું ] વંદન કરૂ છું. (મતલબ કે, સ્વસ્વરૂપસુખરૂપ સમુદ્રને દેખાડનાર જે ગુરુજીના ચરણારવિંદ છે,—કે જે શિષ્યના સંસારરૂપ હાલાહલ-વિષથી થતા મોહની યાને મૂર્છાની શાંતિ માટે ગલિકા ઔષધરૂપ છે, તેને — તે ચરણારવિંદને હું વંદન કરૂ છુ. ) ॥ ૬ ॥

સચ્ચિદાનંદરૂપ – વ્યાપક – પરમાત્મા – પ્રકાશાનંદમૂર્તિ શ્રીગુરુનાથને નમસ્કાર ॥ ૭ ॥

બ્રહ્માથી માંડીને સ્તબ ( ઘાસ ) પર્યન્ત સ્થાવર ને જંગમ (જડ-ચેતન – ચર-અચર) [ સંપૂર્ણ ] જગન્મય ( સર્વ જગતથી અભિન્ન – જગદ્રૂપ ) જે પરમાત્મસ્વરૂપ [ શ્રીમદ્ગુરુદેવ ]ને પ્રણામ કરૂં છુ. ॥ ૮ ॥

॥ "ॐ गुरुः ॐ" ॥

—— × × ॐ × × ——

વિશ્વની ઉત્પત્તિ-સ્થિતિ-લયરૂપ ક્રિયાના આધારનરૂપ ), કરણારસની વૃષ્ટિરૂપ, તત્ત્વમાલાની સમષ્ટિરૂપ ( અથવા, તત્ત્વમાલા સમષ્ટિરૂપે જેમાં રહેલી છે એવી, અર્થાત્ સમગ્ર તત્ત્વોના આધારરૂપ ), સકળ સમયની સૃષ્ટિરૂપ ( અર્થાત્ જેને વિષે સકળ સમયની સૃષ્ટિ જાગ્રત છે એવી ), સચ્ચિદાનંદ-દૃષ્ટિરૂપ [ એવી ] શ્રીગુરની દિવ્ય દૃષ્ટિ મ્હારા વિષે નિત્ય-નિરંતર નિવસજો ! .

॥ ૐ શાન્તિઃ ! શાન્તિઃ !! શાન્તિઃ !!! ॥




## ॥ શ્રીસદ્ગુરુવરની આરતિ. ॥

( ખમાચનો સ્વર તથા ત્રિતાલનો ઠેકા-' આરતિ શ્રીરામાયણજીકી '-એ ઢબ )

**આરતિ શ્રીસદ્ગુરુવરજીકી,**

શિષ્યજનોકી પરમગતિકી — આરતિ૦ ( ટેક. )

ઘટ-ઘટ પૂરણ – અન્તર્યામી, સત્-ચિદ્રૂપ – અરૂપ – અનામી;
સર્વસાક્ષી – સબ જગ-જનસ્વામી, બ્રહ્મરૂપ અરુ સ્વયંપ્રભાકી.–આ૦ ૧
નિજમહિમામેં સદા રહે હૈં, નિજહિમેં નિજકો નિત નિરખે હૈં;
તદપિ દીન-દુખકે ભંજક હૈં, કરત રક્ષા ભયભીતમનાકી.–આ૦ ૨
દયાકે સાગર ગુરુ હિતકારી, મનુજરૂપ શ્રીશિવઅવતારી;
બ્રહ્મવિદ્યા જગ પ્રસારનકારી, મહિમા અતિ ભારી ગુરુજીકી.–આ૦ ૩
ચારોં ધામ-તીરથ ફિર આવે, ગુરુ-કરુણા બિન શાન્તિ ન પાવે;
શીતલ જ્ઞાન-ગંગ નવરાવે, તપત બુઝાવે ગુરુ ત્રિવિધીકી.–આ૦ ૪
ભવ-જલ બીચ જીવ બહે સારે, બોધ-જહાજ બિના ગુરુ તારે;
ગુરુ બિન યત્ન કરેં બહુતેરે, નહિ નિસ્તારે,-સાખ શાસતરોંકી.–આ૦ ૫
નાના ગ્રન્થ, પન્થ બહુ જગમેં, સબ હૈ અપને-અપને મતમેં;
સાર બતાવે ગુરુજી ઇનમેં, ભ્રાન્તિ મિટાવે સબ ઝગરોંકી.–આ૦ ૬
સકલ શાસ્ત્રવેત્તા પંડિત હૈં, બિના ગુરુ નિઃસંશય નહિં હુએ હૈં;
અમ ગુરુદેવકો જો નહિ ભજતે હૈં, સમઝ-બુદ્ધિ સબ બિરથા તાકી,–આ૦ ૭

સબ ગુણહીનકુઁ શરણે આવે, તાકુઁ ગુરુ નિજરૂપ બનાવે;
'પરમાનન્દ' મગન હો જાવે, જય જય જય શ્રીગુરુરાયજી.—આ૦ ૮

यत्पादयुग्मकमलाश्रयणं विनाहं
संसारसिन्धुपतितः सुखदुःखभाक् स्याम् ।
यत्पादयुग्मकमलाश्रयणात्सुतीर्ण-
स्तद्देशिकांघ्रिकमलं प्रणतोऽस्मि नित्यम् ॥

અર્થ.—જેમના પાદપદ્મયુગલ ( બે ચરણકમળ )ના આશ્રય વિના હું સંસારરૂપી સમુદ્રમા પડેલો સુખ–દુઃખનો ભાગી ( યાને ભોગવનારો ) બનું છું; [ અને વળી ] જેમના પાદપદ્મયુગલ ( બે ચરણકમળ )ના આશ્રય વડે [હું] સારો તરનારો [બનું છું] ( અર્થાત્ સંસારસમુદ્રને સારીપેઠે તરી જાઉં છું ), તે ગુરુજીના ચરણકમળને નિત્ય પ્રણમું છું—નિત્ય નમસ્કાર કરું છું.

॥ बोल – सद्‌गुरुदेवकी जय ! ॥

—— × × ॐ × × ——





## ॥ "કૃષ્ણ એ કોણ ?" ॥

યાને

### ॥ શ્રીકૃષ્ણસ્વરૂપનું વર્ણન. ॥

શાસ્ત્રોના ઈશ્વરવાચક શબ્દો ઘણા છે. શ્રુતિઓમાં (વેદમાં) એ ઈશ્વરને માટે 'બ્રહ્મ' કે 'પરબ્રહ્મ' શબ્દ વાપરવામાં આવ્યો છે, સ્મૃતિઓમાં 'પરમાત્મા' અને પુરાણોમાં 'ભગવાન' શબ્દ વાપરવામાં આવેલ છે. આ બધા શબ્દોનો અર્થ એકજ છે.

'ગોપાલતાપિની' ઉપનિષદમાં 'બ્રહ્મ' — 'પરબ્રહ્મ' — 'પરમાત્મા' — 'ભગવાન્' કે 'ઈશ્વર' તેજ 'કૃષ્ણ' કહેવામાં આવેલ છે. એ ઉપનિષદમાં 'કૃષ્ણ' શબ્દનો અર્થ નીચેના મંત્રમાં સમજાવ્યો છે:—

" कृषिर्भूवाचकः शब्दो णश्च निर्वृतिवाचकः ।
तयोरैक्यं परं+ ब्रह्म कृष्ण इत्यभिधीयते ॥ "

અર્થ:— "[कृष् + णः = कृष्णः એમ 'કૃષ્' અને 'ણ' આ બે શબ્દ મળીને 'કૃષ્ણ' પદ થયેલ છે. તેમાં 'કૃષ્'નો અર્થ 'સત્' ને 'ણ'નો અર્થ 'આનન્દ' છે.]. 'કૃષિ' શબ્દ 'ભૂ' વાચક (કહેતાં 'સત્તા' વાચક) અને 'ણ' [શબ્દ] 'નિર્વૃતિ' વાચક (કહેતાં 'આનન્દ' વાચક): તે બન્નેનું ઐક્ય [કરતાં] 'કૃષ્ણ' પરબ્રહ્મ એમ કહેવાય છે. (કારણ કે, કૃષનો અર્થ 'સત્' અને 'ણ'નો અર્થ 'નિર્વૃતિ' કહેતાં 'આનન્દ': એ પ્રમાણે 'સત્' અને 'આનન્દ' થાય છે. પછી ઉપલક્ષણથી વચ્ચે 'ચિત્'નો પણ સમાવેશ છે. માટે સત્ + ચિદ્ + આનન્દ =સચ્ચિદાનન્દ. જે સચ્ચિદાનન્દ, તેજ પરબ્રહ્મ. અતએવ સચ્ચિદાનન્દ –પરબ્રહ્મ એજ શ્રીકૃષ્ણ. તેમજ વળી 'કૃષ્ણ' એ વાચક (નામ) પદના વાચ્ય (નામી) સચ્ચિદાનન્દ–પરબ્રહ્મજ છે."

આ રીતે શ્રુતિમાં શ્રીકૃષ્ણનામની વ્યુત્પત્તિ આપીને શ્રીકૃષ્ણજ સચ્ચિદાનન્દ–પરબ્રહ્મ છે, તેમ બોધ્યું છે.

+ 'परब्रह्म' એવો પણ પાઠ હોઈ શકે છે 'परं ब्रह्म' અને 'परब्रह्म' એ બેના અર્થમાં કંઈ ફેર નથી, બન્નેનો અર્થ એકજ છે.

વળી ' ગોપાલપૂર્વતાપિની ' ઉપનિષદ્‌ના પ્રારંભમાં પણ કહ્યું છે કે :—

" ॐ **सच्चिदानन्दरूपाय कृष्णायाक्लिष्टकर्मणे । ......** "

**અર્થ** :— " અક્લિષ્ટકર્મા – સચ્ચિદાનન્દ [ એવા ] કૃષ્ણને [ હું નમન કરૂં છું ] ............"

આ રીતે ઉક્ત શ્રુતિમા શ્રીકૃષ્ણને ' સચ્ચિદાનન્દ ' વિશેષણ આપ્યુ છે. માટે શ્રીકૃષ્ણ સચ્ચિદાનન્દ–પરબ્રહ્મજ છે.

ભગવાન્‌ની સદ્રૂપ ક્રિયાશક્તિ વડે થતા એમના પ્રાકટ્યને એમના ' કર્મ ' કહે છે, અને આનંદરૂપ ક્રિયાશક્તિ વડે થતા પ્રાકટ્યને એમનો ' જન્મ ' કહે છે.

અસ્મદાદિકના જન્મ–કર્મથી એમના જન્મ–કર્મ વિલક્ષણ છે. એટલા માટે શ્રીમદ્‌ભગવદ્‌ગીતા – અ૦ ૪ – શ્લોક ૯મામા શ્રીકૃષ્ણ-પરમાત્માનું સ્વમુખનુંજ વચન છે કે :—

" **जन्म कर्म च मे दिव्यमेवं यो वेत्ति तत्त्वतः ।**
**त्यक्त्वा देहं पुनर्जन्म नैति मामेति सोऽर्जुन ॥** "

**અર્થ** :— " હે અર્જુન ! મારા જન્મ અને કર્મ દિવ્ય [ છે ], એમ જે તત્ત્વતઃ ( સમ્યક્‌પણે – યથાર્થપણે – philosophically ) જાણે છે, તે દેહ–ત્યાગ કર્યા પછી પુનર્જન્મ પામતો નથી, [ પરંતુ ] મને પ્રાપ્ત થાય છે. "

ભગવાન્ મૂળરૂપે ' **પુરુષોત્તમ** ' ( 'ગીતા' – અ૦ ૧૫ – શ્લો૦ ૧૮મા મુજબ ) છે : તેઓ જ્યારે પૂર્ણરૂપે પ્રકટ થાય છે, ત્યારે ' કૃષ્ણ ' કહેવાય છે.

' કૃષ્ણોપનિષદ્ 'મા કહ્યું છે કે :—

" **कृष्णो ब्रह्मैव शाश्वतम्** "

**અર્થ** :— " શ્રીકૃષ્ણ શાશ્વત ( અવિનાશી ) બ્રહ્મજ [ છે ]. "

શ્રુતિમાં ( વેદમા – ઉપનિષદોમા ) મુખ્યતયા નિર્ગુણ–નિરાકાર-વાદનોજ – સચ્ચિદાનન્દ–બ્રહ્મવાદનોજ ઉલ્લેખ છે; અને પુરાણોમાં મુખ્યતયા સગુણ–સાકાર તથા અવતારવાદનો ઉલ્લેખ છે : વળી એ કેવળ પુરાણોમાજ નહિ પણ સર્વમાનનીયા–શ્રુતિમયી શ્રીમદ્-ભગવદ્‌ગીતાજીમા પણ છે, અને તે વળી શ્રીકૃષ્ણપરમાત્માએ પોતેજ શ્રીમુખે અર્જુન પ્રતિ કથન કરેલ છે કે :—

" **अजोऽपि सन्नव्ययात्मा भूतानामीश्वरोऽपि सन् ।**
**प्रकृतिं स्वामधिष्ठाय संभवाम्यात्ममायया ॥** "

[ इति 'गीता'–अ० ४ – श्लो०

અર્થ — "અજ (અજન્મા) [તથા] અવ્યયાત્મા (અવિનાશી આત્મા-સ્વરૂપ) હોવા છતાં પણ (યાને હોવા છતાંય), [તેમજ] ભૂતોના (પ્રાણીઓના) ઈશ્વર હોઈને પણ (યાને હોવા છતાંય), મારી-પોતાની પ્રકૃતિનો આધાર લઈને, મારી માયાથી [જ] [હું] સંભવું છું (સંસારમાં પ્રકટ થાઉં છું)"

વળી એના પછીના બે શ્લોકમાં એજ વાતને વધુ સ્પષ્ટ કરી છે —

"यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत ।
अभ्युत्थानमधर्मस्य तदात्मानं सृजाम्यहम् ॥
परित्राणाय साधूनां विनाशाय च दुष्कृताम् ।
धर्मसंस्थापनार्थाय सम्भवामि युगे युगे ॥"

[ इति गीता – अ० ४ – श्लो० ७–८. ]

અર્થ — "હે ભારત! જ્યારે જ્યારે ધર્મની ગ્લાનિ (યાને ક્ષય) થાય છે, [અને] અધર્મનું અભ્યુત્થાન (યાને પ્રાબલ્યને ફેલાવ) [થાય છે], હે ભારત! ત્યારે હું પોતાને સર્જું છું. સાધુઓનું પરિત્રાણ કરવાને અને દુષ્ટજનો (પાપી—દુષ્કર્મ કરનારાઓ)નો વિનાશ કરવાને, [તેમજ] ધર્મની સંસ્થાપના કરવાને યુગે યુગે સંભવું છું (પ્રકટ થાઉં છું)" [ગીતા — અ૦ ૪ — શ્લોક ૭ ૮]

આ ઉપરથી સિદ્ધ થાય છે કે સચ્ચિદાનન્દ-પરબ્રહ્મ-નિર્ગુણ-નિરાકાર-સગુણ-સાકાર-અવતાર-ઈશ્વર વગેરે ... વગેરે બધું જ શ્રીકૃષ્ણ છે.

'પૂર્વગોપાલતાપિની' ઉપનિષદમાં એ પણ કહ્યું છે કે —

"एको वशी सर्वगः कृष्ण ईड्य .... ..... . ."

અર્થ:— "એક, સૌને વશ વર્તાવનાર, સર્વવ્યાપક, [તથા] સ્તુત્ય શ્રીકૃષ્ણ [છે] . . . . ."

વળી એજ ઉપનિષદના છેલ્લા મંત્રમાં કહ્યું છે કે —

"तस्मात्कृष्ण एव परमो देवस्तं ध्यायेत्। तं रसेत्। तं यजेत्। तं भजेत्॥

અર્થ:— "માટે કૃષ્ણજ પરમ દેવ [છે] તેમનું ધ્યાન કરવું, તેમનો રસાનુભવ કરવો, તેમનું પૂજન કરવું, [અને] તેમનું ભજન કરવું (એટલે તેમની ભક્તિ કરવી)"

'શ્રીમદ્‌ભગવદ્‌ગીતા' ઉપર પોતાના ભાષ્યના ઉપોદ્‌ઘાતમાં

ભાષ્યકાર ભગવાન્ **શ્રીમત્શંકરાચાર્યજી** શ્રીકૃષ્ણ વિષે નીચે પ્રમાણે લખે છે કે —

**" स आदिकर्ता नारायणाख्यो विष्णुर्भौमस्य ब्रह्मणो ब्राह्मणत्वस्य रक्षणार्थं देवक्यां वसुदेवादंशेन किल संबभूव ॥ "**

અર્થ —" તે આદિકર્તા નારાયણ નામવાળા વિષ્ણુ ભૂમિ (પૃથિવી) ઉપરના વેદ, [ તથા ] બ્રાહ્મણત્વના રક્ષણ માટે વસુદેવથકી દેવકીને વિષે [ પોતાના ] અંશ વડે ( યાને સ્વરૂપ વડે ) થયા ( એટલે કે શ્રીકૃષ્ણરૂપે પ્રગટ થયા ) "

'શ્રીમદ્ભગવદ્ગીતા' ઉપરના અદ્વિતીય ટીકાકાર તેમજ શ્રીશંકરાચાર્યના 'કેવલાદ્વૈત' સિદ્ધાન્તના જબરદસ્ત પ્રચારક 'અદ્વૈતસિદ્ધિ' ગ્રંથના કર્તા સ્વામી **શ્રીમધુસૂદન** સરસ્વતી, કે જે એક મહાન્ અદ્વૈતવાદી – જ્ઞાનકાંડી – માયાવાદી હતા, તેમણે પણ કહ્યું છે કે.—

" **कृष्णात्परं किमपि तत्त्वमहं न जाने ॥**'

**અર્થ :—** " શ્રીકૃષ્ણથી શ્રેષ્ઠ બીજું કંઈ પણ તત્ત્વ હું જાણતો નથી "

એટલે વેદાન્તપ્રતિપાદ્ય — ઉપનિષદ્પ્રતિપાદ્ય જે બ્રહ્મતત્ત્વ છે, તે શ્રીકૃષ્ણથી કંઈ ભિન્ન નથી અરે ! શ્રીકૃષ્ણ તો સાક્ષાત્–મૂર્તિમંત વેદાન્તસિદ્ધાન્તરૂપ બ્રહ્માત્મતત્ત્વ છે (!!) આ બાબતમાં સાક્ષાત્ શ્રેષ્ઠ એક ગોપીની ઉક્તિ છે કે —

**" सखि शृणु कौतुकमेकं नन्दनिकेताङ्गणे मया दृष्टम् ।
गोधूलिधूसराङ्गो नृत्यति वेदान्तसिद्धान्त ॥ "**

**અર્થ :—** " અયિ સખિ ! મેં એક કૌતુક જોયું, સાંભળ – 'ગોરજથી ધુંધરૂં જેનું અંગ છે એવો [ સાક્ષાત્ ] વેદાન્તસિદ્ધાન્ત નંદરાયજીના ઘરના આંગણામાં નાચે છે (!!!) ' ( મતલબ કે, સાક્ષાત્ વેદાન્તસિદ્ધાન્તરૂપ – અરે ! મૂર્તિમન્ત વેદાન્તસિદ્ધાન્તરૂપ શ્રીકૃષ્ણ–કન્હૈયા ગોરજથી ધુંધરૂં અંગવાળા શ્રીનંદરાયજીના ઘરના આંગણામાં નાચે છે – રમે છે ) "

---

* '**बृहत्त्वात् बृंहणत्वात् च ब्रह्म**'=બૃહત્ હોવાથી અને બૃહત્ બનાવવાથી બ્રહ્મ ' અર્થાત્, જે સ્વયં બૃહત્ એટલે મહાન્ છે અને બીજાને પણ જે બૃહત્ કહેતાં મહાન્ બનાવે છે, તે બ્રહ્મ છે ॥ ॐ॥

અર્થાત્ જેમને વેદ 'नेति-नेति' કહી વિરમે છે, જેમનું સ્વરૂપ મન-વાણીથી અગોચર છે, એવા અવ્યક્ત પરબ્રહ્મ અને શ્રીકૃષ્ણ અભિન્ન છે, યાને એકજ છે : અરે ! એ અવ્યક્ત પરબ્રહ્મ જ વ્યક્તસ્વરૂપ શ્રીકૃષ્ણ છે, વળી એ અવ્યક્ત પરબ્રહ્મ વ્યક્તસ્વરૂપે આવી, ભાવવશ થઈ, ભક્તોને આનંદ આપવા નૃત્યાદિ ક્રીડા કરે, તેથી કરીને પરબ્રહ્મપણામા કંઈ પણ ખામી આવતી નથી : બલ્કે દેશ-કાલાદિથી અપરિચ્છિન્ન હોવા છતા પણ પરિચ્છિન્ન બનવું, એ પરિપૂર્ણતા અને સર્વશક્તિમત્તાની નિશાની છે. કોઈ એક ભક્ત-કવિએ કહ્યું છે કે:—

" यं ब्रह्मेति वदन्ति केचन जगत्कर्तेति केचित्परे,
  ह्यात्मेति प्रतिपादयन्ति भगवानित्येव केऽप्युत्तमाः ।
नो देशान्न च कालतो बत परिच्छेदोऽस्ति यस्यौजसो,
  देवः सोऽयमवाप नन्ददयितोत्सङ्गे परिच्छिन्नताम् ॥"

અર્થ :— "જેહેને કોઈ એક 'બ્રહ્મ', કેટલાક 'જગતકર્તા' અન્ય કોઇ તો 'આત્મા', [અને] કોઇ ઉત્તમ વળી 'ભગવાન્', —એમ [મતાથી]જ પ્રતિપાદન કરે છે; અહો! જેહેના પરમ તેજનો ન તો દેશથી અને ન તો કાળથી પરિચ્છેદ છે, તે [જ] આ દેવ (ભગવાન્) નંદરાયજીની સ્ત્રી (નંદરાણી–યશોદાજી)ના ખોળામાં પરિચ્છિન્નતાને પામી રહ્યા છે (અર્થાત્ બાલસ્વરૂપ ધારણ કરીને રહ્યા છે : એ કેવું આશ્ચર્ય છે !)"

"જેને 'બ્રહ્મ' એવું વદે કંઇ જનો,—'કર્તા જગત્‌ના' વદે,
'આત્મા' ને 'ભગવાન' ઇત્યાદિ વદે,—કેતે વળી ઉત્તમો;
જે છે પૂર્ણતયા પરિચ્છિતિ વિના,—દેશો અને કાળથી,
એવો એજ પ્રભુ પરિચ્છિન બન્યો,—નન્દા-સતી-ગોદમાં."

\+ + + +

"વ્યાપક બ્રહ્મ નિરંજન, નિર્ગુણ વિગતવિનોદ :
તે અજ પ્રેમ-ભક્તિ વશ, નંદ રાણી ની ગોદ."

\+ + + +

આજ – અવિનાશી – નિષ્ક્રિય – નિર્વિકાર – નિરાકાર, – નિર્ગુણ કહેનારા શુષ્ક જ્ઞાનવાદી વેદાન્તીઓને, નિરાકાર – સર્વવ્યાપક –, સચ્ચિદાનન્દ પરબ્રહ્મનું સાકારરૂપે એક દેશમા પ્રગટ થવું અસંભવ

છે, એવી શંકા થવી સ્વાભાવિકજ છે; તોપણ પૂર્ણ શ્રદ્ધા-ભક્તિ પુરઃસર આસ્તિકબુદ્ધિએ ગુરુમુખ થઇ સમ્યક્ વિચાર કરવાથી પ્રતીત થશે ને ઉક્ત શંકાનો ઉકેલ થશે કે, '**भगवति किमु दुर्घटम्**' એટલે કે, 'ભગવાનમાં શું દુર્ઘટ હોઇ શકે ? ! ! ',— આ ન્યાયે સર્વશક્તિમાન્ – પરબ્રહ્મ શ્રીકૃષ્ણને કંઇ પણ અસંભવ હોય નહિ. અરે ! અસંભવને પણ સંભવ કરી શકે છે. એથી કરીને સિદ્ધ થાય છે કે, નિરાકાર – સર્વવ્યાપક શ્રીકૃષ્ણ સગુણ–સાકારરૂપે એક દેશમા ન્યૂનાધિકપણાથી રહિત પૂર્ણસ્વરૂપથી જ પ્રગટ થાય, એમા કંઇ આશ્ચર્ય નથી. આ બાબતને સમજાવવા માટે એક અગ્નિનુ દૃષ્ટાન્ત પર્યાપ્ત છે. અગ્નિ કારણરૂપથી નિરાકાર છે અને સમભાવથી સર્વત્ર અપ્રકટરૂપે વ્યાપ્ત છે, છતાં કાષ્ઠનું મંથન કરવાથી એકદેશમા પોતાની પૂર્ણ શક્તિ સાથે જેમ પ્રકટ થાય છે, તેમ અજન્મા – નિરાકાર – અક્રિય એવા પરબ્રહ્મ શ્રીકૃષ્ણનું પણ પ્રાકટ્ય સમજી લેવુ. [ અહીં સાથે-સાથે અમારે એ પણ જણાવી દેવું જોઇએ કે, દૃષ્ટાન્ત વિના દાર્ષ્ટાન્ત યાને સિદ્ધાન્ત સમજી શકાય નહિ, એથી કરીને ફક્ત સમજી લેવા પુરતુંજ અત્રે અગ્નિનું દૃષ્ટાન્ત આપ્યુ છે : બાકી અગ્નિ-દૃષ્ટાન્ત સવિશેષ ને લૌકિક, જ્યારે ભગવાન્–સિદ્ધાન્ત તો નિર્વિશેષ ને અલૌકિક. માટે દૃષ્ટાન્ત-સિદ્ધાન્ત સર્વાંશે ન મળે, એ સ્વાભાવિક જ છે. ॥ ૐ ॥ ]

વળી એક વાત એવી છે કે, ભગવાન્ શ્રીકૃષ્ણ જેમ પારમાર્થિકસ્વરૂપે વેદાન્તપ્રતિપાદ્ય — ઉપનિષદ્પ્રતિપાદ્યસચ્ચિદાનન્દ – નિર્ગુણ પરબ્રહ્મ છે, તેમજ સાથે–સાથે વળી ઐશ્વર્યાદિ ષડ્ગુણ અને ભક્તવાત્સલ્યાદિ અનન્ત ગુણોના સાગર હોવાથી પુરાણપ્રતિપાદ્ય સગુણબ્રહ્મ પણ છે. એજ પ્રમાણે ભગવાન્ શ્રીકૃષ્ણ એક બાજુ વેદાન્તપ્રતિપાદ્ય નિષ્ક્રિયબ્રહ્મ છે, તેમ બીજી બાજુ વળી, એમની દિવ્ય લીલાઓ નિત્ય ચાલતી રહેતી હોવાથી, પુરાણપ્રતિપાદ્ય સક્રિયબ્રહ્મ પણ છે. એજ રીતે વેદાન્તપ્રતિપાદ્ય નિરાકારબ્રહ્મ જેમ એ છે, તેમ એમના શુદ્ધસત્ત્વમય વિગ્રહ હોવાથી એ સાકારબ્રહ્મ પણ છે. જેમ વેદાન્તપ્રતિપાદ્ય નિર્વિશેષબ્રહ્મ એઓ પોતે છે, તેમ અગણિત દિવ્ય શક્તિઓના આકર પોતે હોવાથી પુરાણપ્રતિપાદ્ય સવિશેષબ્રહ્મ પણ એ છે.

કદાચ કોઈ કહે કે, " '**परास्य शक्तिर्विविधैव श्रूयते**'='એ

(પરમાત્મા)નીજ વિવિધ પરાશક્તિ શ્રુત થાય છે ( અગર શ્રુતિમા છે—ગતિ કહે છે )' એ શ્રુતિ-વાક્ય મુજબ વિરોધી-અવિરોધી, સમ-વિષમ ઈત્યાદિ તમામ શક્તિ-ગુણાદિકનો સમાવેશ એક ભગવાનમાજ છે, નહિ કે શ્રીકૃષ્ણમા તમામ વસ્તુનુ પર્યવસાન એક ભગવાનમાજ છે, નહિ કે શ્રીકૃષ્ણમા, કારણ કે સર્વનો મૂળ આધાર –સર્વનુ મૂળ અધિષ્ઠાન એક ભગવાનજ છે, નહિ કે શ્રીકૃષ્ણ. શ્રીકૃષ્ણ તો, અન્ય અનેક સ્વરૂપોની પેઠે, ભગવાનનુ ધારણ કરેલુ એક ફક્ત સ્વરૂપજ છે અતએવ સંપૂર્ણ રૂપ-ગુણાદિકનો સમાવેશ કે પર્યવસાન શ્રીકૃષ્ણમા ઘટે નહિ, કિંતુ એક ભગવાનમા જ ઘટે છે."

ઉપરોક્ત શંકાની ઉત્પત્તિનુ મુખ્ય એક જ કારણ એ જણાય છે કે, શ્રીકૃષ્ણતત્ત્વનુ અજ્ઞાન તો, પ્રથમત શ્રીકૃષ્ણતત્ત્વનુ અજ્ઞાન દૂર કરવાને તેમજ જ્ઞાન મળવવાને 'ગીતા' અને 'ભાગવત' ગ્રન્થોનો ગુરુમુખ અભ્યાસ કરવાની ઉપરોક્ત શંકાવાળા જિજ્ઞાસુજનો પ્રતિ મ્હારી ખાસ નમ્ર પ્રાર્થના કે ભલામણ છે. 'ગીતા' અને 'ભાગવત'ના અભ્યાસીઓને શ્રીકૃષ્ણ તત્ત્વ વિષે ઉપરોક્ત જેવી શંકા ભાગ્યેજ રહી હશે અગર થતી હશે. 'ભાગવત'ના દશમ સ્કંધ માટે કેટલાક વિદ્વાનોના જો કે કટાક્ષ કે વિકલ્પ છે, પણ 'ગીતા'ને તો આજ પૂર્વ-પશ્ચિમ તમામ દેશોમા, અરે! લગભગ ભૂમંડળભરમા સર્વ કોઇ માનતા થઈ ગયા છે, તો, એ ગીતાની અંદર શ્રીકૃષ્ણે અર્જુનને પોતાના પરમ તત્ત્વનુ ભાન કરાવવાને કસર થોડી રાખી છે નુ? એવુ છતા પણ જો એ કૃષ્ણ-તત્ત્વથી અજ્ઞાતજ રહેવાય, તો-તો દુર્ભાગ્ય સિવાય બીજુ શુ હોઈ શકે? અને જેઓ બુદ્ધિવાદથી એટલે કે નાસ્તિકતાથી એ કૃષ્ણ-તત્ત્વ—કૃષ્ણનુ સ્વરૂપ માનનારજ નથી, તો એનાઓને માટે આ લેખની પ્રવૃત્તિજ કયા છે? ॥ ૐ ॥

'શ્રીમદ્ભાગવત' માટે વિદ્વાનોના ગમે તેવા આક્ષેપ કે વિકલ્પના હોય, પણ વસ્તુતઃ તો 'શ્રીમદ્ભાગવત' એક અનુપમેય ગ્રન્થ છે. કારણ કે 'ગરુડપુરાણ'મા કહ્યુ છે કે—

"**अर्थोऽयं सर्वसूत्राणां भारतार्थविनिर्णयः।**
**गायत्रीभाष्यरूपोऽसौ वेदार्थ परिबृंहितः ॥**

અર્થ —"આ ('શ્રીમદ્ભાગવત') સર્વ સૂત્રોના (એટલે કે 'બ્રહ્મસૂત્ર'ના) અર્થરૂપ, 'ભારત' (કહેતા 'મહાભારત')ના અર્થ (તાત્પર્ય)ના વિશેષ નિર્ણયરૂપ, આ ( શ્રીમદ્ભાગવત' ) ગાય-

શ્રીના ભાષ્યરૂપ [છે], [ તેમજ આ ' શ્રીમદ્‌ભાગવત 'માં ] વેદાર્થ સારી રીતે વિસ્તૃત [થયેલ છે] " ખરેખર, ' શ્રીમદ્‌ભાગવત 'માં શ્રુતિના વાસ્તવિક તાત્પર્યને બતલાવેલ છે

ઉપરોક્ત શ્લોકથી સિદ્ધ થાય છે કે, ' શ્રીમદ્‌ભાગવત '–ગ્રન્થ ' શ્રુતિ ', 'સ્મૃતિ', 'બ્રહ્મસૂત્ર', 'મહાભારત' અને સર્વ ' પુરાણો ના નિષ્કર્ષરૂપે છે તેથીજ એ ગ્રન્થ અનુપમેય છે એ ' **શ્રીમદ્‌ભાગવતનુ મહાવાક્ય** ( 'ભાગવત' – સ્કંધ ૧ – અ૦ ૩ – શ્લો૦ ૨૮ પ્રમાણુ ) છે કે, " **एते चांशकला प्रोक्ता**[*१] <u>**कृष्णस्तु भगवान् स्वयम्**</u> ॥ " એનો તાત્પર્યાર્થ એ છે કે, ' નૃસિંહ પરશુરામ ' આદિ **અંશાવતાર**, — ' મત્સ્ય ', 'કૂર્મ', ' વરાહ **કલાવતાર**, — અને 'વામન', 'બુદ્ધ', 'કલ્કી' **આવેશાવતાર** કહેવાય છે જ્યારે **શ્રીકૃષ્ણ તો સ્વયં ( સાક્ષાત્ ) ભગવાન્** છે અર્થાત્ અન્ય સમસ્ત અવતાર ભગવાનના અંશ–કલા–આવેશ આદિ અવતાર છે, જ્યારે **શ્રીકૃષ્ણાવતાર** તો ભગવાનનો **પૂર્ણાવતાર** છે અરે ! ત્યાં સુધી કહીએ તો ચાલે કે, શ્રીકૃષ્ણ અવતાર નહિ, કિંતુ પરિપૂર્ણ સ્વરૂપ છે બસ " <u>**कृष्णस्तु भगवान्**[*२] **स्वयम्**</u> ="શ્રીકૃષ્ણ

*૧ **'पुंस'** ' એવો પાઠ પણ છે એનો અર્થ ' પુરુષના ' કહેતાં ' પરમાત્માના ' અર્થાત્ ' એ સર્વ અંશ અને કલા અવતાર પરમાત્માના છે ' એવો અર્થ સમજવો

* ૨ ' ભગવાન્ શબ્દનુ લક્ષણુ કે વ્યુત્પત્તિ એ છે કે, ' **भगोऽस्यास्तीति भगवान्** ' અર્થાત્ જેને ' ભગ ' હોય છે, તે **'ભગવાન્'** — જે ' ભગવાળા ', તે **'ભગવાન્'** તો, એ 'ભગ' નીચે પ્રમાણે છે કે —

" ***ऐश्वर्यस्य समग्रस्य धर्मस्य यशस श्रिय ।***
***वैराग्यस्याथ मोक्षस्य षण्णा भग इतींगना ॥***"

અર્થાત્ — ' સમગ્ર ઐશ્વર્યને, [ સમગ્ર ] ધર્મને, [ સમગ્ર ] યશને, [ સમગ્ર ] શ્રીને, [ સમગ્ર ] વૈરાગ્યને, તથા [ સમગ્ર ] મોક્ષને, — એમ એ છને ' ભગ ' કહે છે ( અર્થાત્ ઐશ્વર્યાદિક એ છ ગુણોની સમષ્ટિ યાને સમુદાયને શાસ્ત્રોમાં ' ભગ ' એવી સંજ્ઞાથી કહે છે )

એ છ 'ભગ'વાળા જે હોય, યાને, સમગ્ર ઐશ્વર્ય, સમગ્ર ધર્મ, સમગ્ર યશ, સમગ્ર શ્રી, સમગ્ર વૈરાગ્ય અને સમગ્ર મોક્ષ, — એ છ ' ભગ જેનામાં હોય તે ' **ભગવાન્** ' કહેવાય છે

' ભગવાન્ ' શબ્દના આ લક્ષણુનો સમન્વય કેવળ શ્રીકૃષ્ણચંદ્રમાંજ

તો સ્વયં ભગવાન્ છે ' ભગવાન્ એક જ સમયમાં અસંખ્ય રૂપ ધારણ કરી શકે છે, તેથી ભગવાનના અસંખ્ય સ્વરૂપ છે, કિંતુ ભગવાનનું વાસ્તવિક સ્વરૂપ તો શ્રીકૃષ્ણનો **નિત્યવિગ્રહજ** છે

ભગવાનના સર્વ અવતારોમાં 'શ્રીરામ' અને 'શ્રીકૃષ્ણ' અવતાર જ પૂર્ણાવતાર તરીકે ગણાય છે કારણ કે આવિર્ભાવ (જન્મ)થી માંડીને તિરોભાવ (અવસાન) પર્યન્ત શૈશવ-યુવા-પૌગંડ આદિ સર્વ અવસ્થામાં, જે-જે અવસ્થાને ઉચિત જે-જે લીલા છે, તે તમામ સંપૂર્ણપણે એ બે જ અવતારમાં ભગવાને કરેલ છે, તેમજ ક્રિયાશકિત – યોગશક્તિ – જ્ઞાનશક્તિ વગેરેનું પણ સમ્યક્ ઉદ્દીપન કરેલ તેમ દર્શન કરાવેલ છે તેથી જ 'શ્રીરામ' અને 'શ્રીકૃષ્ણ' એ બે જ અવતાર ભગવાનના પૂર્ણાવતાર કહેવાય છે

તેમ છતાં વળી, સાક્ષાત્ શ્રીમહાવિષ્ણુ – સચ્ચિદાનન્દલક્ષણ – સર્વાંગસુન્દર – દિવ્યરૂપ-ગુણવિશિષ્ટ – અલૌકિક સૌન્દર્યવાળા ભગવાન્ શ્રીરામચન્દ્રને જોઈને વનવાસી ઋષિ-મુનિઓ તેમજ તેઓના પત્નીઓ અતીવ સ્નેહયુક્ત આલિંગન – અંગસંગ આદિકની ઈચ્છાવાળા થયેલા, પણ 'મર્યાદાપુરુષોત્તમ'-શ્રીરામે એ અવતારમાં તેઓની માગણીનો સ્વીકાર ન કરતાં બીજો અવતાર ધારણ કરી તેઓની અભિલાષા પૂરી કરવાનું વચન આપેલું, એ પ્રમાણે ભગવાન્ **શ્રીરામ**, બીજા યુગમાં 'લીલાપુરુષોત્તમ'-**શ્રીકૃષ્ણરૂપે** અવતર્યા, ઋષિ-મુનિઓ ગોપરૂપે તેઓની પત્નીઓ ગોપિકારૂપે, તેમજ સર્વ દેવ-દેવીઓ તથા વેદ (ઉપનિષદ)ની ઋચાઓ વગેરે પણ ગોપ-ગોપિ-સ્ત્રી આદિકના

---

સ્વરૂપણે મળે છે અર્થાત્ એ છએ 'ભગ' (ઐશ્વર્યાદિક) શ્રીકૃષ્ણચન્દ્રમાં સંપૂર્ણપણે જોવામાં આવે છે માટે જ **"कृष्णस्तु भगवान्स्वयम्"** એ વાક્ય યથાર્થ જ છે

અન્યત્ર કોઈ 'ભગવાન્' શબ્દનો પ્રયોગ કરવામાં આવે તો તે ગૌણ સમજવો જેમ કે, 'ભગવાન્ પતંજલિ', 'ભગવાન્ વ્યાસ' ઈત્યાદિ તો એ સર્વ ઔપચારિક કહેતાં ગૌણ પ્રયોગ છે, કેમકે, એ સર્વ વ્યક્તિઓમાં ઉક્ત છ 'ભગ' પૂર્ણપણે નથી, ન્યૂનવિકપણે છે જ્યારે શ્રીકૃષ્ણમાં ગ્રાહ્યતા — અબાધિતપણે — અવિચ્છિન્નપણે એ છ 'ભગ' છે માટે શ્રીકૃષ્ણમાં જે 'ભગવાન્' શબ્દનો પ્રયોગ છે, તે મુખ્ય છે — મુખ્ય કહેવાય છે

ઉપરોક્ત શ્લોકનો એવો પાઠ પણ છે કે —

' **ऐश्वर्यस्य समग्रस्य वीर्यस्य यशसः श्रियः ।**
**ज्ञानवैराग्ययोश्चैव षण्णां भग इतिरणा ॥** "

રૂપે અવતર્યા, શ્રીકૃષ્ણે મનને સંતોષ આપ્યો [ આ કથા 'શ્રીકૃષ્ણોપનિષદ્'માં પણ છે ] આ કારણથી, શ્રીરામાવતાર શ્રીકૃષ્ણાવતાર કરતાં બારકળાન્યૂન ને બારકળાયુક્ત, જ્યારે શ્રીકૃષ્ણાવતાર સોળેકળા પરિપૂર્ણ કહેવાય છે * શ્રીકૃષ્ણાવતાર મર્યાદા-અમર્યાદા, સમ-વિષમ ઇત્યાદિ તમામને कर्तुम्-अकर्तुम्-अन्यथाकर्तुम् ( કરવાને, ન કરવાને તથા અન્યથા કરવાને) સમર્થ હોઇ ખરેખર પૂર્ણાવતારજ છે

---

* એક એવી પણ રમુજી યુક્તિ વડે વિદ્વાન્-સંતલોકો શ્રીકૃષ્ણ અને શ્રીરામ વચ્ચે સમન્વય ઘટાવે છે કે, શ્રીકૃષ્ણ ચન્દ્રવંશી અને શ્રીરામ સૂર્યવંશી તો, ચન્દ્ર ૧૬ કળાઓમાં પૂર્ણ અને સૂર્ય ૧૨ રાશિઓમાં પૂર્ણ હોય છે, માટે પોત-પોતાના સ્થાન પર યાને સ્વ-સ્વ સ્વરૂપે કરીને, બન્ને પૂર્ણ છે આ રીતે શ્રીકૃષ્ણ ચન્દ્રવંશી હોવાથી ૧૬ કળાનો અવતાર અને શ્રીરામ સૂર્યવંશી હોવાથી ૧૨નો એવું છતાંય બન્ને પૂર્ણ તો ખરા જ, કેમકે ૧૬ કલાનો ચન્દ્ર અને ૧૨ રાશિનો સૂર્ય, બન્ને પૂર્ણજ છે રૂપિયો ૧૬ આના બરાબર કહો કે ૧૨ માસાનો કહો, વાત એકજ છે અતએવ શ્રીકૃષ્ણ અને શ્રીરામ,—એ બન્ને અવતારોમાં, કોઇ પણ પ્રકારે, કોઇ મોટા કે છોટા છે નહિ બસ, એટલું ખરૂં કે, જેનું ચિત્ત જેમાં રમી રહ્યું કે ઠરી ગયું, એજ એને માટે સર્વ કંઇ (all in all) હોય છે બાકી બન્ને ( શ્રીકૃષ્ણ અને શ્રીરામ ) સમાનજ છે

એવો એ સમન્વય તાત્ત્વિક દૃષ્ટિએ તો બરાબર જ છે, એટલે કે શ્રીકૃષ્ણ અને શ્રીરામ વચ્ચે તત્ત્વતઃ કાંઇ મોટા-છોટાપણાનો ભેદ નથી, તોપણ અવતારવાદની દૃષ્ટિએ જોતાં યાને અવતારવાદનો વિચાર કરતાં એવું તો અવશ્યજ કબુલ કરવું પડે છે કે, સંપૂર્ણ પૂર્ણાવતાર તો એક શ્રીકૃષ્ણ જ છે ! કારણ કે 'શ્રીકૃષ્ણોપનિષદ્'માં વર્ણન છે, તે ઉપરથી સ્પષ્ટ જ સિદ્ધ થાય છે અલબત્ત એટલું કહી શકાય કે, પૂર્ણપુરુષોત્તમ-પરમાત્મા-પરબ્રહ્મ પોતે, પોતાના શ્રીરામાવતારમાં, મર્યાદાબદ્ધ હોઇ, પોતાની અમુક-કંઇક ક્રિયાશક્તિ ન્યૂન યા અપ્રકટ રાખી હતી, જ્યારે પોતાના શ્રીકૃષ્ણાવતારમાં પોતે સર્વ પ્રકારના પ્રતિબંધને દૂર કરી — સંપૂર્ણ મર્યાદાન તોડી — અરે ! મર્યાદા-અમર્યાદાની પાર પહોચી, પોતાના શુદ્ધ પરસ્વરૂપનું ઉદ્દીપન કે ઝાંખી કરાવતાં, પોતાની સર્વ-કંઈ ક્રિયાશક્તિ સંપૂર્ણપણે પ્રકટ કરી, એમાં કંઇ પણ ન્યૂનતા રાખી નહિ, તેથી સર્વ જીવોને સમ્યક્ સંતોષ પોતે શ્રીરામાવતારમાં નહિ પણ શ્રીકૃષ્ણાવતારમાં સર્વરીતે આપ્યો આ રીતે શ્રીરામ અને શ્રીકૃષ્ણનું વ્યક્તિત્વ જે પૂર્ણપુરુષોત્તમ પરમાત્મા-પરબ્રહ્મ છે, તેમાં કંઈ પણ ફેરફારો કે છોટા-મોટાપણાનો ભેદ નથી, પરંતુ તેમના અવતારસ્વરૂપમાં જે શ્રીકૃષ્ણસ્વરૂપ છે, તે તો સર્વ કરતાં ઉત્કૃષ્ટ જ છે એટલા માટે આપણે નિઃસંદેહ કહીશું કે, 'ભગવાનનો અવતાર જે શ્રીકૃષ્ણાવતાર, તે જ એક પૂર્ણાવતાર છે ॥ ૐ ॥

વળી 'एते चांशकलाः...' આ વાક્યમા જે 'અંશ' ને 'કલા' શબ્દ છે, તે ભગવાનના સ્વરૂપના ભાગ-અર્થમા નથી, કિંતુ ભગવાનના ગુણોના ભાગ-અર્થમા સમજવો. ભગવાનના ગુણોનું વર્ણન 'વિષ્ણુપુરાણ'મા છે. કે —

ज्ञानशक्तिबलैश्वर्यवीर्यतेजांस्यशेषत ।
भगवच्छब्दवाच्यानि विना हेयैर्गुणादिभिः ॥

અર્થાત્ —જ્ઞાન, શક્તિ, બળ, ઐશ્વર્ય, વીર્ય અને તેજ, — આ ૭ ગુણો જેનામા અશેષત (પૂર્ણપણે) હોય, તેને 'ભગવાન્' કહેવામા આવે છે, આ ગુણોથી પરિપૂર્ણ પરમાત્મા — ભગવાન સિવાય અન્ય કોઇ નથી

શ્રીકૃષ્ણ ઉક્ત ૭ ગુણોથી પૂર્ણ છે; જ્યારે અંશાદિ અવતારોમા કોઇમા એકાદ ગુણ, જેમ કે વ્યાસજીમા, જ્ઞાન, કોઇમા, અન્ય ગુણ, જેમ કે બલદેવજીમા, બળ, —આપ્રમાણે ગુણોની ન્યૂનાધિકતા હોય છે.

ભગવાન્ કોઇ અવતારમા કોઇ ગુણનો પ્રકાશ કરે છે. દેશ-કાળાનુસાર ધર્મની પ્રવૃત્તિ માટે આવશ્યકતાનુસાર ન્યૂનાધિક ગુણોનો પ્રકાશ કરે છે સર્વ અવતારોમા સર્વ ગુણોનો સદ્ભાવ તો છે, છતા પણ કાર્યવશાત્ કોઇ એક ગુણનો પ્રકાશ કરે છે.

આ પ્રકારની સમજણથી અંશાવતાર — કલાવતાર — પૂર્ણાવતાર વગેરે સર્વનો જ સમન્વય થઈ જાય છે અને 'રામ' — 'કૃષ્ણ' આદિકને વિષે એક-બીજામા ઓછા-વત્તાપણાનો મત કે આગ્રહ જતો રહે છે એવો વિચાર વિવેક-દૃષ્ટિનો — તત્ત્વદૃષ્ટિનો યાને સિદ્ધાન્તવાદનો છે ને તે યથાર્થજ છે, તોપણ અવતારવાદનો વિચાર કરતા તો એક શ્રીકૃષ્ણજ પૂર્ણાવતાર — પૂર્ણસ્વરૂપ છે.

'શ્રીમદ્ભાગવત'મા શ્રીકૃષ્ણને પૂર્ણાવતાર — પૂર્ણસ્વરૂપ — પરબ્રહ્મરૂપે વર્ણન કરનાર ઘણા પ્રમાણ છે. અત્ર વિસ્તાર-ભયથી એ પ્રમાણો ટાંક્યા નથી શ્રદ્ધાળુ મુમુક્ષુ તો આટલાજ વર્ણન તથા પ્રમાણથી નિશ્ચય કરી લે છે કે, શ્રીકૃષ્ણ પરબ્રહ્મ — પૂર્ણસ્વરૂપ — પૂર્ણાવતાર છે

'બ્રહ્મસંહિતા'મા પણ કહ્યુ છે કે —

" ईश्वर परम कृष्ण सच्चिदानन्दविग्रहः ।
अनादिरादिर्गोविन्द सर्वकारणकारणम ॥ "

અર્થ :— " સચ્ચિદાનન્દવિગ્રહવાળા શ્રીકૃષ્ણ [ જ ] પરમ

ઇશ્વર ( યાને પરમેશ્વર – મહેશ્વર ), અનાદિ ( યાને આદિ રહિત ), આદિગોવિન્દ, [ તથા ] સમસ્ત કારણોના કારણરૂપ [ છે ] "

પરબ્રહ્મના બે સ્વરૂપ છે એક અપ્રકટ અને બીજું પ્રકટ અપ્રકટ સ્વરૂપને વેદમા બ્રહ્મ અગર પરબ્રહ્મ કહે છે એજ બ્રહ્મ કે પરબ્રહ્મ જગદુદ્ધારને માટે જ્યારે લોકમા પ્રકટ થાય છે, ત્યારે તે પ્રકટ સ્વરૂપને 'શ્રીકૃષ્ણ' – 'ગોવિન્દ' આદિ સંજ્ઞા ( નામ )થી પુરાણો વર્ણવે છે. એ બન્ને સ્વરૂપનુ વર્ણન ઉપનિષદોમા પણ છે, પરતુ એટલુ ખરૂ કે, પરબ્રહ્મ અપ્રકટ સર્વદા રહે છે, તેથી તેમનુ વર્ણન ઘણા ઉપનિષદોમા છે, જ્યારે પ્રકટ તો કોઇ સમયે થાય છે, તેથી પ્રકટ સ્વરૂપનુ વર્ણન એકાદ–બે ઉપનિષદ્મા છે.

એ પ્રકટસ્વરૂપ ભગવાન્ શ્રીકૃષ્ણ અવયવવાન્ ( આકારવાન્ ) દેખાવા છતા વાસ્તવમા તો નિરવયવ ( નિરાકાર ) જ છે એટલા માટે ભગવાન્ શ્રીકૃષ્ણ શ્યામવર્ણના છે. એનુ રહસ્ય — એનુ તાત્પર્ય એ છે કે, યાવત્ નિરાકાર વસ્તુ છે, તે તમામ શ્યામજ દેખાય છે જેમ કે આકાશ : જુઓ, આકાશનો કંઇ અમુક જાતનો આકાર નથી, તોપણ તે તો શ્યામજ દેખાય છે ! જુઓ, શુભ્રવર્ણ પરમ સ્વચ્છ સમુદ્રનુ જળ : એનો કઈ પણ અમુક જાતનો આકાર ( રૂપ –રગ ) નથી, પરતુ એ શ્યામ ( નીલ ) જ પ્રતીત થાય છે ! ! આકારવાનોને ભગવાન્ શ્રીકૃષ્ણ શ્યામ ( નીલ ) જ પ્રતીત થાય છે. વાસ્તવમા એમનો કોઇ આકાર નથી. એઓ પોતે તો નિરાકાર જ છે. અથવા તો 'ગીતા' – અધ્યાય ૪ – શ્લોક ૯મામા ભગવાન્ શ્રીકૃષ્ણના પોતાનાજ બતલાવેલા એમના દિવ્ય જન્મ–કર્મની પેઠેજ એમનો આકાર ( અવયવ ) પણ દિવ્ય યાને અલૌકિકજ છે એટલા માટે જ ભગવાન્ શ્રીકૃષ્ણને શ્યામસુન્દર કહે છે તો, એ શ્યામતા પ્રાકૃત કાળા વર્ણ સદૃશ નથી. કેમકે કાળો વર્ણ વળી ક્યાય સુન્દર જોવામા આવે છે ખરો ? જ્યારે ભગવાન્ શ્રીકૃષ્ણની શ્યામતાની ઉપમા માટે લાયક કોઈ વસ્તુ દુનિયાભરમા છેજ નહિ તથાપિ કવિલોકો '**सजलजलदनीलम्**' કહે છે. અર્થાત્ જેમ સજલ જલદ પ્રાણીમાત્રને સુખપ્રદ હોય છે. તેમ ભગવાન શ્રીકૃષ્ણની શ્યામતા સર્વને નયનસુખપ્રદ હોય છે સજલ જલદને જોઇને મયૂર ( મોર ) જેમ નાચવા લાગે છે, તેમ ભક્તજન ભગવાન્ શ્રીકૃષ્ણના એ શ્યામલ રૂપની ભાવના કરી યાતો પ્રત્યક્ષ અનુભવ

કરી — સાક્ષાત્કાર કરી પ્રેમાતુર થઈ ગાંડા-ઘેલા બની નૃત્ય કરે છે. અને એ નીલિમા ભારે વિલક્ષણ છે. જુઓ, નેત્રોમાં રહેલ નીલિમા જ સમસ્ત વાતને પ્રકાશિત કરે છે. નેત્રમાં જો નીલિમા ન હોય, તો નેત્ર હોવા છતાં પણ માણસ આંધળા કહેવાય છે. હીરામાં જો નીલિમાની ઝલક હોય, તો તેનું મૂલ્ય સામાન્ય હીરા કરતાં કેટલાય ગણું અધિક થઈ જાય છે. ભક્તોની ભાવનાનુસારજ ભગવાન્ નિરાકાર કે એકરૂપ હોવા છતાંય અનેક આકારો કે રૂપોમાં ભાસે છે. 'શ્રીમદ્ભાગવત — દશમ સ્કંધ - અધ્યાય ૪૩ - શ્લોક ૧૭ માંમાં છે કે, ભગવાન શ્રીકૃષ્ણ પોતાના મોટા ભાઇ બલદેવજીની સાથે જે વખતે રાજા કંસના રંગ-મંડપની અંદર પધારેલા છે, તે વખતે સૌને પોત-પોતાની ભાવના અનુસારજ ભગવાન્ શ્રીકૃષ્ણ એકરૂપે હોવા છતાં અનેકરૂપે (દશ રસ-મૂર્તિરૂપે) પ્રતીત થયા છે. તે એ પ્રમાણે :—

**मल्लानामशनिर्नृणां नरवरः स्त्रीणां स्मरो मूर्तिमान्,**
**गोपानां स्वजनोऽसतां क्षितिभुजां शास्ता स्वपित्रोः शिशुः।**
**मृत्युर्भोजपतेर्विराडविदुषां तत्त्वं परं योगिनां,**
**वृष्णीनां परदेवतेति विदितो रङ्गं गतः साग्रजः॥**
**केशवः**

અર્થાત્ — મલ્લોને વજ્રરૂપ (એ છે રૌદ્રરસ), મનુષ્યોને ઉત્તમ મનુષ્યરૂપ (એ છે અદ્ભુતરસ), સ્ત્રીઓને મૂર્તિમાન્ કામદેવરૂપ (એ છે શૃંગારરસ), ગોપોને સ્વજનરૂપ (એ છે હાસ્યરસ), અસત્ રાજાઓને શાસન કરનારરૂપ (એ છે વીરરસ), પોતાના પિતા-માતાને શિશુરૂપ (એ છે કરુણરસ), ભોજપતિ કંસને મૃત્યુરૂપ (એ છે ભયાનકરસ), અવિદ્વાન્ લોકોને વિરાટ્રૂપ (એ છે બીભત્સરસ), યોગીઓને પરમતત્ત્વરૂપ (એ છે શાન્તરસ), અને વૃષ્ણીઓને એટલે કે યાદવોને પરમદેવતારૂપ (એ છે ભક્તિરસ), — એ પ્રમાણે રંગ-મંડપમાં પધારેલા મોટા ભાઇ (બલદેવજી) સહિત
કેશવ
ભગવાન શ્રીકૃષ્ણ [સૌને પોત-પોતાની ભાવનાનુસાર દશ રસ-મૂર્તિરૂપે] જણાયા (એટલે કે પ્રતીત થયા).

આ પ્રમાણે ભગવાન્ શ્રીકૃષ્ણ વાસ્તવમાં વેદાન્ત (ઉપનિષદ્) પ્રતિપાદ્ય નિર્ગુણ-નિરાકાર પરબ્રહ્મજ છે, છતાં ભક્તોની ભાવનાનુ-

મારૂં ભક્તોને આનન્દ આપવા મનુષ્ય આકાર થાય છે — અરે ! શ્યામસુન્દર તનુ ધારણ કરી ભક્તોને દર્શન દઇ ભક્તોને નયન-સુખ અરે ! પરમ શીતલતા આપે છે અને સંસાર-તાપ શમાવે છે. [ આહાહાહા ! ! ! અસી છબી બની આજ પ્રભુ તારી ......× × × ......! ! ! ॥ ૐ ॥ ].

બીજાં પણ તમામ શ્રુતિપ્રતિપાદ્ય વચનો ભગવાન્ શ્રીકૃષ્ણમા ઘટે છે. તે સર્વ તેમના લીલાપ્રસંગોમા જોવામા આવે છે અને 'ગીતા' ને 'ભાગવત' વડે સમ્યક્પણે જાણવામા આવે છે. ગીતામા જોઇએ છીએ તો અર્જુનને ભગવાન્ શ્રીકૃષ્ણે પોતાના અનન્તપણા-નિત્યપણા-સર્વજ્ઞપણા-સર્વશક્તિમાનપણા-સર્વજ્ઞાન-શૌર્યૈશ્વર્યવાનપણા-સર્વેશ્વરપણા આદિકનું ભાન સારી પેઠે કરાવ્યુ છે. ભાગવતમા જોઇએ છીએ તો યશોદાજીને મૃત્તિકાભક્ષણના પ્રસંગમા પોતાના મુખની અંદર સમસ્ત બ્રહ્માંડને દેખાડી પોતાના સર્વાધારપણાનુ - સર્વાધિષ્ઠાનપણાનું ભાન કરાવ્યું છે. રજ્જુબંધનના પ્રસંગમા ભગવાન્ શ્રીકૃષ્ણે, કેમે કરીને ન બંધાતાં, "न तत्र चक्षुर्गच्छति न वाग्गच्छति नो मनः ..... " [इति 'केनोपनिषत्'— मन्त्र ३.], " यतो वाचो निवर्तन्ते अप्राप्य मनसा सह।" [इति तैत्तिरीयोपनिषत् —ब्रह्मानन्दवल्ली चतुर्थोऽनुवाक ] ઇત્યાદિ શ્રુતિવાક્યોથી સિદ્ધ પોતાના મન-વાણી આદિના અગોચર — મન-વાણી આદિના અવિષયીભૂત પરબ્રહ્મપણાનું તેમજ પોતાના સ્વરૂપના અનન્તપણાનુ - અપરિચ્છિન્નપણાનું ભાન યશોદાજીને કરાવ્યુ ; પછી અન્તર્યામી - સર્વજ્ઞ - ભાવગ્રાહી ભગવાન્ શ્રીકૃષ્ણે, યશોદાજીનો મનોભાવ જાણી જઈ બીજે જ ક્ષણે બંધાઇ જઇને, "मनसैवेदमाप्तव्यम्" [इति 'कठोपनिषत्' —प्रथमाध्यायः - चतुर्थवल्ली - मन्त्र ११. ] અર્થાત્ " ગુરુ-શાસ્ત્રે કરીને સંસ્કૃત અને સાધનોએ કરી શુદ્ધ યાને એકાગ્ર થયેલ તેમજ પરિચ્છિન્ન અભિમાન કે અહંકારરહિત એવા 'अहं ब्रह्मास्मि' રૂપ સ્વરૂપાનુસંધાનવાળા કે સ્વરૂપાભિમુખવાળા મનથી જ એ બ્રહ્માત્મતત્ત્વચૈતન્ય પામવા યોગ્ય - હાથ કરવા યોગ્ય અર્થાત્ જાણવા યોગ્ય છે" એ શ્રુતિવચન અનુસારજ પોતાના તેવા લક્ષણવાળા સ્વરૂપનું ભાન માતા યશોદાજીને કરાવી દીધું. આવા-આવા અનેક પ્રસંગે માતા યશોદાજીનો તો ડગલે ને પગલે શ્રુતિપ્રતિપાદિત શુદ્ધ - સચ્ચિદાનન્દ - મહાનથી પણ મહાન્ એવા પોતાના પરબ્રહ્મસ્વરૂપનો

છીએ (!) અને એ વિષેના યથાર્થ તત્ત્વથી અજ્ઞાત ને અપ્રાપ્ત જ રહ્યા કરીએ છીએ ! શ્રીકૃષ્ણપરમાત્માએ પોતે જ એ વિષે અર્જુન પ્રત્યે કહેલ છે કે :—

" नाहं प्रकाशः सर्वस्य योगमायासमावृतः ।
मूढोऽयं नाभिजानाति लोको मामजमव्ययम् ॥ "

[ इति 'गीता' – अ० ७ – श्लो० २५ ]

અર્થ — " યોગમાયાથી સારી પેઠે ( સમ્યક્ ) ઢંકાયલો હું સર્વને ( યાને માયામાં પડેલા જેઓ છે, એવા માયાન્ધ યા મોહાન્ધ જીવોને ) પ્રકાશરૂપ નથી ( એટલે કે દેખાતો નથી યાને પ્રસિદ્ધ જણાતો નથી ) ; [ તેથી ] આ મૂઢ લોક અજન્મા, અવિનાશી (અથવા અવિકારી) [ એવા ] મ્હને જાણતો નથી ( અર્થાત્ મ્હારૂં યથાર્થ સ્વરૂપ — શુદ્ધ સ્વરૂપ જાણતો નથી ) " [ ઇતિ 'ગીતા' – અ૦ ૭ – શ્લો૦ ૨૫. ]

તેથીજ, —

" अव्यक्तं व्यक्तिमापन्नं मन्यन्ते मामबुद्धयः ।
परं भावमजानन्तो ममाव्ययमनुत्तमम् ॥ "

[इति 'गीता' – अ० ७ – श्लो० २४ ]

અર્થ. — " અબુધો ( અજ્ઞાની – મૂઢ લોકો ) મ્હારા અવ્યય ( અવિનાશી અગર અવિકારી ) – અનુત્તમ ( અત્યુત્તમ – સર્વોત્તમ ) – પરમ ( સર્વથી અલગ – સૂક્ષ્મ – સર્વના મૂળ કારણરૂપ – સચ્ચિદાનન્દસ્વરૂપ – માયામળરહિત – કેવળ શુદ્ધ ને શ્રેષ્ઠ ) ભાવને ( સ્વરૂપને ) ન જાણતા અવ્યક્ત ( વાસ્તવમાં અશરીરી – માત્ર સત્તા–સ્ફૂર્તિરૂપ સર્વાધાર સર્વમય અપરિચ્છિન્ન બ્રહ્મ ) [ એવા ] મ્હને ( પરમાત્માને – પરબ્રહ્મને ) વ્યક્તિને પામેલો ( અર્થાત્ અમુક કર –પાદાદિ પરિચ્છેદવાળો કોઈ શરીરી — શરીરધારી, તે રૂપે થયેલો ) માને છે. " [ ઇતિ 'ગીતા' – અ૦ ૭ – શ્લો૦ ૨૪. ]

અરે ! એટલુંજ નહિ પણ, —

" अवजानन्ति मां मूढा मानुषीं तनुमाश्रितम् ।
परं भावमजानन्तो मम भूतमहेश्वरम् ॥ "

[ इति 'गीता' – अ० ९ – श्लो० ११. ]

અર્થ —" ભૂતમહેશ્વર (એટલે સંપૂર્ણ ભૂત-પ્રાણીના મહેશ્વર, ' મહેશ્વર ' કહેતા સામાન્ય ઈશ્વર નહિ પણ મહેશ્વર – મહાન્ ઈશ્વર –

ઈશ્વરના પણ ઈશ્વર [ એવા ] મ્હારા પરમ ( સર્વથી શ્રેષ્ઠ ) ભાવને (પરમબ્રહ્મસ્વરૂપને – પરમાત્મસ્વરૂપને) ન જાણતા(અગર ન જાણનારા) મૂઢો માનુષી તનુના આશ્રિત ( એટલે કે માનુષી તનુને આશ્રય કહેતાં ધારણ કરેલા ) મ્હને અવજ્ઞે છે ( મ્હારી અવજ્ઞા કરે છે ) – ( અર્થાત, ઈતર દેહધારી મનુષ્યની માફક મ્હને ગણી કાઢી મુજ – પરબ્રહ્મસ્વરૂપની – પરમેશ્વર શુદ્ધસચ્ચિદાનન્દ પરબ્રહ્મસ્વરૂપ જે હું, તેવા મ્હારી, મૂઢ લોકો, મુજ પરમતત્વરૂપ શુદ્ધ સ્વરૂપને ન જાણતાં, અવજ્ઞા કરે છે )" [ ઇતિ 'ગીતા' – અ૦ ૯ – શ્લો૦ ૧૧ ]

તો, ઉપર્યુક્ત વિચારમાં બધાવવા જીવોને માટે શું અફસોસ કે શોચ કરવા યોગ્ય તેમ દયા ચિન્તવા યોગ્ય નથી ? હા, છે, અવશ્ય જ છે. ॥ અસ્તુ – ॐ ॥

ખેર, એક વાતે નક્કી છે કે, જેઓ 'ગીતા'ના પાત્ર અર્જુન અને 'ભાગવત'ના પાત્ર ઉદ્ધવ જેવા છે, તેઓ તો, પરમ શ્રદ્ધાળુ અધિકારી, દૈવી પ્રકૃતિનો આશ્રય કરનાર યાને દૈવી પ્રકૃતિવાળા મહાત્મા હોઇ, સમ્યક્ માહાત્મ્યજ્ઞાનપૂર્વક, શ્રીકૃષ્ણ-ભજન, શ્રીકૃષ્ણ-કીર્તન, શ્રીકૃષ્ણ-જપ, શ્રીકૃષ્ણ-ધ્યાન, શ્રીકૃષ્ણ-વ્રત, શ્રીકૃષ્ણ-નમસ્કાર ઇત્યાદિક પ્રકારે શ્રીકૃષ્ણની ઉપાસના – શ્રીકૃષ્ણની ભક્તિ, અનન્યમનવાળા ને દૃઢનિશ્ચયવાળા થઇ, નિત્યયુક્તપણે, ભાવથી, કર્યાં કરે છે. [ જુઓ 'ગીતા' – અ૦ ૯ – શ્લો૦ ૧૩–૧૪ ]. અર્જુન અને ઉદ્ધવના નેત્રમાં પ્રભુએ પોતાની ખાસ કૃપારૂપી અંજન આંજી આપ્યું હતું', તેથી કરીને તેઓના નેત્રમાંથી વિપરીતદૃષ્ટિ નિવૃત્તિ પામી હતી, એટલે જ ગમે તેવી પ્રભુની પ્રાકૃત યાને લૌકિક લીલા-ચેષ્ટાને વિષે તેઓને જરાપણ વિપરીત દેખાતું ન હતું અને તેથી જ તેઓના હૃદયમાં પ્રભુ પ્રત્યે કદી પણ વિપરીતભાવના પેદા થતી ન હતી. બસ, એટલા માટે તેઓ **શ્રીકૃષ્ણને નિષ્કલંક – નિર્વિકાર – અપ્રાકૃત – શુદ્ધ – સચ્ચિદાનંદસ્વરૂપ પરબ્રહ્મ જ** સર્વથા માનતા હતા અને તેથી જ અનન્યભાવે શ્રીકૃષ્ણને તેઓ ભજતા હતા. આપણે પણ જો 'ગીતા' – 'ભાગવત' આદિક ગ્રન્થોદ્વારા શ્રીકૃષ્ણના જ્ઞાન-ગુણ-લીલા આદિકના શ્રવણ-કીર્તન કર્યા કરીએ, તો – તો અર્જુન-ઉદ્ધવની પેઠે આપણે પણ સ્થિતિ પ્રાપ્ત કરી શકીએ; અને એમ થયે આપણે પણ નિઃશંકપણે માનીશું ને કહીશું કે **શ્રીકૃષ્ણ શુદ્ધ-સચ્ચિદાનન્દસ્વરૂપ પરબ્રહ્મજ** છે અને **અવતારોમાં પૂર્ણાવતાર** છે. ॥ ૐ ॥

હવે, આચાર્યભગવાન્ શ્રીમત્શંકરાચાર્યનો શ્રીકૃષ્ણ વિષે શું મત છે, તે જોઇએ —

" भूतेष्वन्तर्यामी ज्ञानमयः सच्चिदानन्दः ।
प्रकृते पर परात्मा यदुकुलतिलकः स एवायम् ॥ "
[ इति 'प्रबोधसुधाकर' – श्लो॰ १९५ ]

અર્થ — " ભૂતો ( પ્રાણીમાત્ર )ને વિષે અન્તર્યામીરૂપ, જ્ઞાનમય ( જ્ઞાનસ્વરૂપ ), સચ્ચિદાનન્દ સ્વરૂપ, [ તથા ] પ્રકૃતિથી પર પરાત્મા ( પરમાત્મા ) [ જે કોઈ એક છે ], તેજ આ યદુકુલતિલક "
[ ઇતિ 'પ્રબોધસુધાકર' – શ્લો૦ ૧૯૫ ]

આચાર્યભગવાન્ના આ વાક્ય ઉપરથી સ્પષ્ટ જ સમજાય છે – સમજ પડે છે, કે શ્રીકૃષ્ણ માટે તેમનો કેવો મત હતો છતાંય કોઇ કહે, કે " શ્રીશંકરાચાર્ય કેવલાદ્વૈતવાદી — નિર્ગુણ બ્રહ્મવાદી હતા, એટલે તેમણે સચ્ચિદાનન્દપરબ્રહ્મઅર્થની વ્યુત્પત્તિવાળા – નિરાકાર – નિર્ગુણબ્રહ્મવાચક 'શ્રીકૃષ્ણ' શબ્દનો પ્રયોગ કરેલ છે, નહિ કે સાકાર–સગુણાવતારી – વૃન્દાવનવિહારી શ્રીકૃષ્ણના પ્રતિપાદનમાં તેમનો અભિપ્રાય છે તેમણે તો નિરાકાર–નિર્ગુણ બ્રહ્મને માટેજ 'શ્રીકૃષ્ણ' શબ્દનો પ્રયોગ ને બોધન કરેલ છે " તો, એ કથનનું — એ શંકાનું સ્થાન અહીં મળતું નથી કારણ કે શ્રીશંકરાચાર્યે શ્રીકૃષ્ણના વિશેષણીભૂત 'યદુકુલતિલક' શબ્દનો પ્રયોગ અહીં કરેલ છે : અને એ શબ્દથી અર્થ તો એજ પ્રકટ થાય છે કે, ' યદુકુલમાં અવતાર લેનાર – યદુકુલના તિલકરૂપ કહેતાં શિરોમણિ, એવા જે કોઈ છે, તે '. તો, આ ઉપરથી સગુણ–સાકારમૂર્તિ – શ્યામસુન્દરસ્વરૂપ – વનમાલી – મોહનમોરલીધર – વૃન્દાવનવિહારી – નટવરરાય – મદનમોહન – મનોહરછબી – ત્રિભંગી – લીલાવતારી – મનુષ્યાવતારી – પૂર્ણાવતારી – દ્વિભુજ – નન્દકિશોર ... શ્રીકૃષ્ણ–કનૈયાલાલનોજ બોધ શું લક્ષ્યાર્થપણે સ્પષ્ટ નથી થતો ? વળી આચાર્યભગવાને આ શ્લોકમાં **'अयम'** શબ્દનો પ્રયોગ કરેલ છે 'अयम्' શબ્દનો અર્થ 'આ' તો, એ **'अयम्'** એટલે 'આ' શબ્દ **'यदुकुलतिलक'** શબ્દનું વિશેષણ પદ હોઈ યદુકુલતિલક શ્રીકૃષ્ણચન્દ્રના અપરોક્ષપણાનું (પ્રત્યક્ષપણાનું) બોધન કરે છે આથી એ પણ બોધિત થાય છે કે, શ્રીઆચાર્યભગવાન્ શ્રીમત્શંકરાચાર્ય જાણે યદુકુલતિલક શ્રીકૃષ્ણચન્દ્રના નિકટદર્શન – સમીપસાક્ષાત્કાર કરી રહ્યા છે , અને તેથીજ **'अयम्'** =

વસુદેવજીએ પણ પોતાને ત્યા પ્રકટ થયેલા શ્રીકૃષ્ણને પ્રકૃતિથી પર પુરુષ અનુભવ્યા હતા. તેથી તેમણે સ્તુતિમા કહ્યું છે કે :—

" विदितोऽसि भवान्साक्षात्पुरुषः प्रकृतेः परः ।
केवलानुभवानन्दस्वरूप सर्वबुद्धिदृक् ॥"

[ इति 'भागवत' – स्कंध १० – अ० ३ – श्लोक १३. ]

અર્થ :—" આપ સાક્ષાત્ પ્રકૃતિથી પર પુરુષ, કેવળ અનુભવ તથા આનન્દસ્વરૂપ, [ તેમજ ] સર્વની બુદ્ધિના દ્રષ્ટા ( સાક્ષી ), [ એમ હમોને ] વિદિત [ થયેલા ] છો ( એટલે કે અમારા જાણવામા આવ્યા છો )." [ ઇતિ 'ભાગવત' – સ્કંધ ૧૦ – અધ્યાય ૩ – શ્લોક ૧૩ ].

દેવકીજીએ પણ સ્તુતિ કરેલી છે :—

" रूपं यत्तत्प्राहुरव्यक्तमाद्यं ब्रह्म ज्योतिर्निर्गुणं निर्विकारम् ।
सत्तामात्रं निर्विशेषं निरीहं स त्वंसाक्षाद्विष्णुरध्यात्मदीप."

[ इति भा० – स्कं० १० – अ० ३ – श्लो० २४. ]

અર્થ :—" જે સ્વરૂપને અવ્યક્ત ( અપ્રકટ ), આદ્ય ( કારણરૂપ ), બ્રહ્મ ( વ્યાપક ), જ્યોતિ ( પ્રકાશક ), નિર્ગુણ, નિર્વિકાર, સત્તામાત્ર, નિર્વિશેષ ( *વિશેષરહિત ), નિરીહ ( શાન્ત – ક્રિયારહિત ), – [ આ પ્રમાણે વેદો ] કહે છે, તે [જ] તમે અધ્યાત્મદીપ (એટલે કે બુદ્ધિ આદિક ઇન્દ્રિઓને પ્રકાશ કરનાર ) સાક્ષાત્ વિષ્ણુ [છો]."

આ પ્રમાણે શ્રીમદ્ભાગવતમા હજારો પ્રમાણ શ્રીકૃષ્ણના પરમસ્વરૂપના પ્રતિપાદનમા કે ભાન કરાવવામા છે, અરે ! સંપૂર્ણ ભાગવત એનાજ પ્રતિપાદનથી ભરપૂર છે. શ્રીમદ્ભગવદ્ગીતામા પણ શ્રીમુખના જ વચન – પ્રમાણ સેંકડો છે. એ તમામ અત્ર ઉદ્ધૃત કરીએ તો પાર ન આવે, ગ્રન્થ-વિસ્તાર ઘણો જ થઇ જાય : માટે કોઇને શ્રીકૃષ્ણના સંબંધે વધુ જાણવાની જિજ્ઞાસા હોય તો એ 'શ્રીમદ્ભાગવત' તથા 'શ્રીમદ્ભગવદ્ગીતા'નોજ શ્રદ્ધાપૂર્વક વારંવાર અભ્યાસ કરે, એવી અમારી સવિનય પ્રાર્થના ને ભલામણ છે ॥ૐ॥

વળી, એક સ્ફુટ વાત છે : તે એ કે, શ્રીકૃષ્ણનું પરમસ્વરૂપ – ઉપનિષદો વદે છે તેવું સચ્ચિદાનન્દ પરબ્રહ્મસ્વરૂપ અતર્ક્ય હોવાથી ભલ-ભલા ઋષિ-મુનિઓની બુદ્ધિને પણ મોહ પમાડે – ગુમ કરી દે, એ તો જાણે સંભવિત ને યોગ્ય જ છે; પરંતુ એ

* જે નિશાનીથી અમુક પદાર્થ ઓળખી શકાય, તેને તે પદાર્થનો વિશેષ કહે છે : ભગવાન અખંડ એકરસ હોવાથી એમને નિર્વિશેષ કહેવામાં આવે છે.

સિવાય, શ્રીકૃષ્ણનું આ પ્રત્યક્ષસ્વરૂપ પણ અલૌકિક – અદ્ભુત – અપૂર્વ રૂપ–સૌન્દર્યે કરી સર્વને મુગ્ધ બનાવે, તેવું છે!!!. એ બાબત વિષે પ્રમાણરૂપે એકાદ–બે શ્લોક ઉદ્ધૃત કર્યા વિના રહેવાતું નથી. શ્રીકૃષ્ણના 'નામકરણ' સંસ્કાર કરવા આવેલ ગર્ગાચાર્યજી, પ્રભુના સ્વરૂપ–સૌન્દર્યને જોઇને, કહેવા લાગ્યા કે :—

" धैर्यं ×धुनोति वत कम्पयते शरीरं,
　　रोमाञ्चयत्यति विलोपयते मतिं च ।
हन्तास्य नामकरणाय समागतोऽह-
　　मालोपितं पुनरनेन ममैव नाम ॥"

અર્થાત્ :—" ધૈર્ય છૂટી જાય છે ( અગર ખૂટી પડે છે ), અહો ! ( આશ્ચર્ય ) શરીર કંપિત અને રોમાંચિત થાય છે, તેમજ બુદ્ધિ અત્યન્ત વિલુપ્ત થાય છે ( મતિ મારી જાય છે ): હન્ત ! ( હર્ષ–આશ્ચર્ય ) એમના 'નામકરણ' માટે હું આવેલો, જ્યારે એમણે તો મ્હારૂં જ નામ મટાડી દીધુ ( અર્થાત્ મ્હને જીવન્મુક્ત બનાવી દીધો ). "

અહો ! ભગવાન્ શ્રીકૃષ્ણનું કેવું સ્વરૂપ–સૌન્દર્ય કે જેના દર્શન-માત્રથી શરીરમાં 'અષ્ટમહાસાત્ત્વિકભાવ'નો આવેશ થઇ ગર્ગાચાર્યનું દેહાભિમાન ગલિત થઇ ગયુ !' ॥ ૐ ॥

એજ સ્વરૂપ–સૌન્દર્ય ઉપર — એજ રૂપ–માધુરી ઉપર મુગ્ધ થઇને મહાકવિ ભવભૂતિએ પણ પોતાનો અનુભવ કહ્યો છે કે :—

" शैवा वयं न खलु तत्र विचारणीयं,
　　पंचाक्षरीजपपरा नितरां तथापि – ।
चेतो मदीयमतसीकुसुमावभासं
　　स्मेराननं स्मरति गोपवधूकिशोरम् ॥"

અર્થાત્ :—" હમો શૈવ [ છીએ ], તેમાં ( એટલે કે, એ બાબતમાં ) [ કંઇ પણ ] વિચારણીય ( વિચાર કરવા જેવું ) નથીજ; [ કારણ કે ] નિરન્તર ( અહર્નિશ ) પંચાક્ષરી ( યાને 'ॐ नमः शिवाय' એ પંચાક્ષરી મન્ત્ર )ના જપપરાયણ [ હમો છીએ, નહિ કે કેવળ નામધારી શૈવ ]: તથાપિ ( એટલે કે, હમો કેવળ

× 'धिनोति' એવો પણ પાઠ છે. શ્લોકમાં જે શરીરના કંપ–રોમાંચ આદિકનો ઉલ્લેખ છે, તેનો ભાવ એ સમજવો કે ગર્ગાચાર્યને 'અષ્ટ-મહાસાત્ત્વિકભાવ'નો ઉદ્રેક થયો ( આવિર્ભાવ થયો ).

નામમાત્રના શૈવ નથી, કિંતુ નિરન્તર—દિન-રાત '**ૐ નમઃ શિવાય**' એ પંચાક્ષરી મંત્રના જપ કરનારા ભારે ચુસ્ત-પાકા શૈવ છીએ : (એ બધુ ખરૂ, છતા પણ) હમારૂ મન [તો] [સદૈવ] ચમેલી-કુસુમ-સુન્દર મુસ્કાતા મુખવાળા (મન્દ-મન્દ હાસ્ય કરતા મુખવાળા) ગોપવધૂકિશોરને (યાને, યશોદાનન્દનને) [જ] સ્મરે છે "

વળી, એટલુ જ નહિ, પણ મહાન્ યોગી કે અદ્વૈતબ્રહ્મજ્ઞાનીનુ મન પણ એ નંદના કુમારની રૂપ-માધુરી ઉપર આકર્ષાઇ કુંઠિત થઇ જાય છે એ વિષે **નારાયણ**સ્વામીએ કવિત્તમા ગાયુ છે કે :—

" ચાહે તૂ યોગ કર, ભૃકુટી મધ્ય ધ્યાન ધર,
ચાહે નામ-રૂપ મિથ્યા જાનકે નિહાર લે,
નિર્ગુણ નિર્ભય નિરાકાર જ્યોતિ વ્યાપ રહ્યા,
ઐસો તત્ત્વ-જ્ઞાન નિજ મનમે તૂ ધાર લે,
'**નારાયણ**' અપનો આપહી બખાન કર,—
'મોતે વહ ભિન્ન નહીં' યા વિધિ પુકાર લે,
જૌ લૌ તોહિ નંદકો કુમાર નહીં દષ્ટિ પર્યો,
તૌ લૌ તૂ બૈઠી બૈઠ બ્રહ્મકો વિચાર લે "

——— × × ૐ × × ———

અરે! પ્યારા કન્હૈયાલાલની એ રૂપ-માધુરી આજ પણ અસંખ્ય માનવીઓની આંખોની અંદર વસી રહી છે! અરે! સ્વપ્નમા પણ જેણે એકવાર એ મદનમોહન-નટવરનાગર-શ્યામસુન્દર-ગોપિકાની-મોહનમુરલીધારી-નન્દલાલ-કન્હૈયાલાલની મનોહર લટા-કટા છટાવાળી છબીની ઝાંખી કીધી છે, તે ભ્રમ ભમરનો ફરી રહ્યો નથી!!, તેનુ મન ભ્રમ ભુરાઇ ગયુ છે!!! એટલા માટે કોઇ એક ભક્ત-કવિએ ઠીક જ કહ્યુ છે કે :—

" **प्रणतदुरितचौरः पूतनाप्राणचौरः,**
**वलयवसनचौरो बालगोपाङ्गनानाम् ।**
**नयनहृदयचौरः पश्यतां सज्जनानाम्,**
**अपहरति मनो मे कोऽप्ययं कृष्णचौरः ॥** "

**અર્થાત્** :— "પ્રણત (યાને, સારી પેઠે નમેલા એવા શરણાગત ભક્ત)ના દુરિત (એટલે, પાપ)ને ચોરવાવાળા, પૂતનાના પ્રાણને ચોરવાવાળા, બાલગોપાંગના (કહેતા, ગોપીઓ)ના વલય (કહેતા, આભૂષણ વિશેષ) તથા વસન (વસ્ત્ર)ને ચોરવાવાળા, [તેમજ પોતાના]

દર્શન કરવાવાળા સજ્જનોના નયન અને હૃદયને ચોરવાવાળા એવા [ અદ્‌ભુત ] કોઇ એક કૃષ્ણ-ચોર – 'કૃષ્ણ'નામક ચોર મ્હારા પણ મનને ચોરી લે છે."

ખરેખર, એ માણસ ચોરાઇ ગયેલો — મસાર-સુખરૂપી કહેવાતા ધનથી લૂટાઇ ગયેલો લાગે છે ! અરે ! કૃષ્ણ તો એક બડા નામીના ચોર છે ! ચોરી કરવી, – એ તો એમનો ધંધો જ છે ! ! માખણ પણ ચોરી ખાધુ ને મન પણ હરી લીધુ ! ! ! × × × ×

અરે ! ધન્ય છે એ **ચોર કૃષ્ણને !** એની તો બલિહારી જ છે ! ! એણે તો કઇ-કઇ ચોર્યું ! ! ! જુઓ ઉપરોક્ત શ્લોકમા, પ્રથમ તો એણે નમ્રભાવે આવેલ અરે ! ચરણકમળમા આવોઠી પડેલ એવા શરણાગત ભક્તના પાપોને ચોર્યા પછી પૂતનાના પ્રાણ ચોર્યા 'પૂતના' એટલે અવિદ્યા એ પૂતનાનુ આધ્યાત્મિક સ્વરૂપ. અવિદ્યાના નાશ સિવાય જ્ઞાન થાય નહિ, તેથી કરીને પૂતનારૂપી અવિદ્યાનો નાશ કરી વ્રજવાસીઓને પોતાના સ્વરૂપનુ જ્ઞાન કરાવવાનો ઉદ્યમ કર્યો. ત્યાર બાદ એણે ચોર્યાં ગોપીઓના વસ્ત્રાભૂષણ. એ દેખાતા વસ્ત્રાભૂષણનુ આધ્યાત્મિક સ્વરૂપ દેહાધ્યાસ તો, ઉપરથી દેખાતા એ વસ્ત્રાભૂષણને ચોરીને એણે અસલમા તો દેહાધ્યાસને જ ચોર્યો અને તેમ કરીને એટલે કે દેહાધ્યાસથી રહિત કરીને ગોપીકાઓને સાક્ષાત્ બ્રહ્મરૂપ બનાવ્યા. એ પછી, પોતાના દર્શન કરનાર સજ્જનોના નયન અને હૃદય એણે ચોર્યા. વાહ-વાહ ! એ પણ પોતે ઠીક જ કર્યું. ખરૂ જ છે, જેણે એકવાર પણ એ શ્યામસુન્દરમૂર્તિ પ્યારા કન્હૈયાલાલની અદ્‌ભુત કમનીય કાન્તિ નયનભર નિરખી છે, પછી બસ તેને તો સમગ્ર સૃષ્ટિભરનુ રૂપ ખરેખર અરૂપજ લાગ્યા કરે અને ન તો કયાય નયન ઠરે કે હૃદય જામે બસ એ પ્રમાણે એણે એના દર્શન કરનાર સજ્જનનુ નયન ચોર્યુ ને હૃદય ચોર્યુ આજે વળી મ્હારૂ પણ મન ચોરી લીધુ અરે ! હજી પણ એણે કેટલુયે ચોર્યું ભાગવતમા છે કે, ગાડું ઉંધુ પાડયુ તો એનુ રહસ્ય શુ ? બસ એજ કે, અહતા-મમતારૂપ ગાડું, તેને ઉંધુ પાડયુ : એટલે કે અહતા-મમતા ચોરી. માખણ ચોરી-ચોરીને ખાધું એટલે કે માતા યશોદા તથા વ્રજવા-ગોપ-ગોપીઓની લૌકિક વિષયોમા થયેલી આસક્તિને આવી તો અસંખ્ય [illegible] ઓ લીધી. આખરે

તપ યા સાધનદ્વારાજ જ્ઞાન થાય, એવો નિયમ નથી. અવતાર-દશામાં તો સ્વરૂપથી યાને સાક્ષાત્ સર્વ સાધન સિદ્ધ થાય છે પૂર્ણાવતારજ

---

મન-ઇન્દ્રિયાદિ પણ એ પોતેજ-નિજરૂપ,-એવું હોવાથી જ વિચાર-દૃષ્ટિએ ( જ્ઞાનથી ) સમ્યક્ પ્રકટ હોવા છતાં પણ દ્વૈતબુદ્ધિએ કરીને પોતાથી ભિન્ન માનીને મન-ઇન્દ્રિયાદિ એને વિષય કરી શકે નહિ માટે, અને વળી અઘ-ટનઘટનાપટીયસી એવી માયાએ કરીને તેમજ અવિચારદૃષ્ટિએ (અજ્ઞાનથી) આવૃત : એ છે 'અપ્રકટ'નો અર્થ નિર્વિશેષ કહેતાં નિર્ગુણ બ્રહ્મ વિષે તો બોલવા-ચાલવાપણાં આદિરૂપ કોઈ પણ વ્યવહાર-નિર્દેશ ઘટે નહિ કેમકે એ વસ્તુ છે માયાવિવર્જિત, જ્યારે બોલવા-ચાલવાપણાઆદિરૂપ તમામ વ્યવહાર-નિર્દેશ છે માયિક-માયાસહિત માટે સવિશેષ કહેતાં સગુણ બ્રહ્મ, જેને 'માયાવિશિષ્ટ બ્રહ્મ,' 'શબલ બ્રહ્મ,' 'પરમેશ્વર,' 'ઈશ્વર,' 'ભગવાન્' ઇત્યાદિ સંજ્ઞાથી કહેવામાં આવે છે, તેને વિષે જ બધો વ્યવહાર-નિર્દેશ ઘટે છે. તો, અવતારવાદ એ સવિશેષ બ્રહ્મ વિષેજ ઘટે છે અતએવ અવ-તારવાદ સવિશેષ બ્રહ્મનો જ છે. વળી એ સવિશેષ બ્રહ્મ કંઇ નિર્વિશેષ બ્રહ્મથી ભિન્ન વસ્તુ નથી, બન્ને એક જ છે. એકજ અદ્વૈતવસ્તુની 'નિર્વિશેષ' ને 'સવિશેષ' એવી બે સંજ્ઞામાત્ર છે. કારણ કે **'एकमेवाद्वितीयम्'** એટલે કે 'એકજ એટલે સજાતીય-વિજાતીય-સ્વગત ભેદશૂન્ય તથા અદ્વિતીય એટલે દેશ-કાળ વસ્તુ પરિચ્છેદશૂન્ય,-એમ ત્રિવિધ ભેદ તથા ત્રિવિધ પરિ-ચ્છેદથી રહિત એકજ અદ્વિતીય વસ્તુ છે' એ મૂળ સિદ્ધાન્ત છે તોપણ **'एकं सत् विप्रा बहुधा वदन्ति'** એટલે કે 'સત્ એક જ છે, છતાં પણ વિપ્રો એનેજ બહુ પ્રકારે-અનેક નામે કહે છે' એ શ્રુતિ-વાક્ય મુજબ એક-અદ્વિતીય 'નિર્વિશેષ બ્રહ્મ' જ 'સવિશેષ બ્રહ્મ' પણ કહેવાય છે. નિર્વિશેષ બ્રહ્મના એક દેશમાં માયા રહેલી છે એ માયારૂપ ઉપાધિનો સ્વી-કાર કરી એ નિર્વિશેષ બ્રહ્મજ 'માયાઉપહિતચૈતન્ય' અગર 'માયાપતિ' એવું કહેવાય છે અહીં આગળ અદ્વિતીય-નિર્વિશેષ બ્રહ્મને વિષે દેશાદિક તથા માયાદિકની કલ્પના કરવી, એ પણ જોકે વ્યાઘાત દોષ જેવું ને તેથી અઘટિત જેવું લાગે છે, તોપણ એવું એ પ્રતિપાદન સશાસ્ત્ર છે અને ઓપ-ચારિકપણે ( ગૌણપણે ) સાધક-દશા પુરતું છે, નહિકે પારમાર્થિકપણે (મુખ્ય-પણે), એટલેજ મૂળ સિદ્ધાન્તમાં કંઇ ખામી આવતી નથી આ વિષય ઉપર અહીં આગળ વધુ ચર્ચા કરવા બેસીએ તો એક મોટો શાસ્ત્રાર્થ કે શાસ્ત્રવાદ ખડો થાય, પરંતુ તે માટે અહીં આપણને પુરતો અવસર નથી માટે અલમ્.

સવિશેષ બ્રહ્મ પણ માયાના સંપૂર્ણ પ્રદેશમાંજ વ્યાપક છે, એટલે જરૂર પડે તે વખતે ને તે સ્થાને પોતાની માયાના સંપૂર્ણ આવરણોને પોતે ખસેડીને જીવોની સમક્ષ પોતાનું સાકારરૂપે પ્રકટ થવું, એ **'અવતાર'.** અથવા તો સાર્વભૌમ રાજાની સત્તા સંપૂર્ણ પૃથ્વી પર હોવા છતાંય તેનું

કલાવતાર, આવેશાવતાર આદિક નહિ પૂર્ણાવતારમા 'કૃપાસિદ્ધિ'નો જ સમ્યક્ ઉપયોગ છે 'સાધનસિદ્ધિ'ની આવશ્યકતા ઓછી રહે છે અરે! પૂર્ણાવતારમા તો ઉપર શ્લોકમા દર્શાવ્યા મુજબ ચોરીને મિષે પણ ભક્તને પરમવસ્તુરૂપ – પરમપુરુષાર્થરૂપ '**सोऽहम्**' સિદ્ધ કરે છે મતલબ કે લીલામાત્રથી જ ભક્તનુ કાર્ય સારે છે એમા એમની કૃપાજ એક હેતુરૂપ છે શ્રીકૃષ્ણે કૃપા કરીને સ્વસ્વરૂપથીજ વ્રજવાસીઓના સાધન સિદ્ધ કર્યા છે માટે **શ્રીકૃષ્ણ જ સાક્ષાત્ ભગવાન્ કે પૂર્ણાવતાર છે**

વિચારદૃષ્ટિએ યાને નિષ્પક્ષપાતની દૃષ્ટિએ જોઇએ તો 'ભક્તિ' અને 'જ્ઞાન' તત્ત્વતઃ એક જ છે ફક્ત ભૂમિકા (અવસ્થા)–ભેદથી સાવ જૂદી 'શ્રીમદ્ભગવદ્ગીતાના'–અધ્યાય ૧૦ — શ્લોક ૧૦માંમા "**तेषां सततयुक्तानां भजतां प्रीतिपूर्वकम् । ददामि बुद्धियोगं तं येन मामुपयान्ति ते ॥**'="પ્રીતિપૂર્વક તે સતતયુક્ત ભજન કરવાવાળાઓને [હું] તેવો બુદ્ધિયોગ (જ્ઞાનયોગ) આપુ છુ, કે જેના વડે તેઓ મ્હને (પરબ્રહ્મને) પામે છે" આ અર્જુન પ્રત્યેનુ શ્રીકૃષ્ણ પરમાત્માનુ શ્રીમુખનુ જ વચન છે તો, આ ઉપરથી સ્પષ્ટજ સિદ્ધ થાય છે કે, ભગવાન્ શ્રીકૃષ્ણ પોતેજ પોતાના ભક્તને 'બુદ્ધિયોગ' કહેતા 'જ્ઞાનયોગ', ભૂમિકા તૈયાર થયે યાને અધિકાર (યોગ્યતા) થયે, આપે છે એ 'જ્ઞાનયોગ' જ તે '**सोऽहम्**' ખરેખર, ભગવાન્ શ્રીકૃષ્ણ જ્યારે પોતાના કોઇ ભક્ત ઉપર પરમ કૃપા કરે છે અને એની યોગ્યતા (અધિકાર) બરાબર થયેલ છે, એવુ સમજે છે, ત્યારેજ બસ એ '**सोऽहम्**' એને આપે છે. એ '**सोऽहम्**' ભગવાનની પરમ કૃપા વિના, પ્રાપ્ત થતો નથી. એ '**सोऽहम्**'ની વૃત્તિમાજ ભગવાન્ શ્રીકૃષ્ણચન્દ્ર – પૂરણપુરુષોત્તમ – પરબ્રહ્મસ્વરૂપનુ ખરૂ દર્શન — ખરો સાક્ષાત્કાર થાય છે "**खुदीको करदे दूर तो खुदमें खुदा नज़र आवे.**" વળી, આપણે જ્યારે 'વિઠ્ઠલ' નામની ધૂન મચાવીએ, છીએ, ત્યારે 'વિઠ્ઠલ–વિઠ્ઠલ–વિઠ્ઠલ...............' થતા–થતા આખરે 'ઠ્ઠલ–ઠ્ઠલ–ઠ્ઠલ............' થઇ જાય છે, તેમ '**दासोऽहम्–दासोऽहम्–दासोऽहम्............**' કરતા–કરતા આખરે કાળે કરીને '**सोऽहम्–सोऽहम्–सोऽहम्............**' આપમેળેજ થઇ જાય છે મંત્ર–જપની ખરી સિદ્ધિ તો એ જ છે, કે જપ કરતા–કરતા એ મંત્ર ટૂંકો થતો જાય, અનેક શબ્દો કે અક્ષરો

લય પામતાં-પામતા એક શબ્દમાં કે એક અક્ષરમાં જઇ વિરમે અને આખરે બસ એકજ અદ્વૈતતત્ત્વ અવશિષ્ટ રહી જાય. એ પ્રમાણે '**दासोऽहम्**' જ, કાળે કરીને એટલે કે અધિકાર (યોગ્યતા) પ્રાપ્ત થયે, '**सोऽहम्**'મા પરિણામ પામે છે. ઉત્કૃષ્ટ ભક્તિ જ જ્ઞાનરૂપમા પરિણત થાય છે. જ્ઞાનરૂપ એ '**सोऽहम्**' પણ ઉત્તમ ભક્તિ જ છે શ્રીભાષ્યકાર ભગવાન્ શ્રીશંકરાચાર્ય કહે છે કે, '**तस्यैवाहं ममैवासौ स एवाहमिति त्रिधा । भगवच्छरणत्वं स्यात्साधनाभ्यासपाकत** ॥ = "સાધનાભ્યાસના પરિપાકે કરીને 'તેનો જ હું', 'મારોજ એ', [અને] 'તેજ હું' આમ ત્રણ પ્રકારે **ભગવતશરણપણું**હોય છે.' આ ઉપરથી સાબિત થાય છે કે, '**स एवाहम्**' = તેજ હું' એટલે '**सोऽहम्**' = 'તે હું' એ ભગવાનના શરણાગતિરૂપ — ભગવદાશ્રયરૂપ ઉત્તમ ભક્તિજ છે. સ્વામી શ્રીમધુસૂદન સરસ્વતી પણ 'શ્રીમદ્ભગવદ્ગીતા' ઉપરની પોતાની 'ગૂઢાર્થ-દીપિકા' નામની ટીકાના ઉપોદ્ઘાતમા (શ્લોક ૭— ઉત્તરાર્ધમા) લખે છે કે, "**कर्ममिश्रा च शुद्धा च ज्ञानमिश्रा च सा त्रिधा** ॥ "= "તે (ભગવદ્ભક્તિનિષ્ઠા – ભક્તિ) વળી 'કર્મમિશ્રા', તથા 'શુદ્ધા', તેમજ 'જ્ઞાનમિશ્રા' [એમ] ત્રણ પ્રકારની [છે]." આ ઉપરથી પણ સિદ્ધ થાય છે કે, '**सोऽहम्**' એ જ્ઞાનમિશ્રા-ભક્તિ છે. એ '**सोऽहम्**' અભેદભક્તિ કે પરાભક્તિ પણ કહેવાય છે. ભક્તિની પરાકાષ્ઠા કે પરિપક્વદશા યાને ચરમઅવસ્થા અન્તિમ-અવસ્થા પ્રેમ છે. એ પ્રેમ અદ્વૈત છે અને અદ્વૈત એ '**सोऽहम्**' છે. શ્રીશ્રીચૈતન્ય મહાપ્રભુ (શ્રીશ્રીગૌરાંગ મહાપ્રભુ) જ્યારે-જ્યારે પ્રેમના મહાભાવાવેશમા આવી જતા હતા, ત્યારે ઘણી વખત એમના શ્રીમુખમાથી 'તુઇ મુઇ – તુઇ મુઇ' એટલે કે 'તુ હું – તું હું' એવો બોલ નીકળતો હતો. એજ અદ્વૈત-પ્રેમાવસ્થારૂપ '**सोऽहम्**', 'શ્રીમદ્ભાગવતમા' (સ્કંધ ૧૦ – પૂર્વાર્ધ – અ૦ ૩૦ – શ્લો૦ ૧૯મામા) છે કે, કોઇ એક ગોપી પણ પ્રેમાવેશમાં આવી જઇ '**कृष्णोऽहम्**' એવું બોલી છે. સાંપ્રદાયિક આગ્રહવાળા ચુસ્ત ભક્તજનો (વૈષ્ણવો) એ ગોપીને નિકૃષ્ટ ગણી કાઢે છે – અદ્વૈતભાવમા (જ્ઞાનના) આવી ગયેલી હોવાથી એ ગોપીને હીનપદ આપે છે. પરંતુ પરમ સંતોષ – ખરી શાન્તિ તો અદ્વૈત વિના – '**सोऽहम्**' વિના છે જ ક્યા!? આજ નહિ તો – હમણાં નહિ તો, પાછે-દશે

વધે, અરે ! બીજે-ત્રિજે જન્મે, મોડા-વ્હેલા, જ્યારે-ત્યારે, અદ્વૈતમા – અભેદમા – ' **सोऽहम्** 'મા આવ્યેજ છૂટકો. કેટલાક આગ્રહી વૈષ્ણવો વળી એવું કહે છે કે, " બીજી બધી ગોપીઓ ' **दासोहऽम्** '-ભાવમા હતી; જ્યારે એ એકજ કોઇ ગોપી ' **कृष्णोऽहम्** ' કહી ' **सोऽहम्** '-ભાવમા આવી છે : માટે એનુ શુ પ્રમાણ ' ?" (જવાબ) — " અરે ' એનુ જ તો ખરૂ પ્રમાણ. સર્વોત્તમ વસ્તુ તો કંઇ ઢગલે-ઢગલા હોય ? હીરા તો કંઇ ગાડે-ગાડા હોય ? ? એ તો જૂજ જ (rare) હોય. ભગવાન્ શ્રીકૃષ્ણચન્દ્ર જ સ્વમુખે કહે છે કે,—' **मनुष्याणां सहस्रेषु कश्चिद्यतति सिद्धये । यततामपि सिद्धानां कश्चिन्मां वेत्ति तत्त्वतः ॥**'=' **હજારે મનુષ્યોમાં** કોઇક [જ] સિદ્ધિ માટે યત્ન કરે છે; યત્ન કરતા સિદ્ધોમા વળી **કોઇક[જ] મ્હને તત્ત્વત: જાણે છે.**' [ ' ગીતા ' – અ૦ ૭ – શ્લો૦ ૩. ] ......... ॥ અસ્તુ – ૐ ॥" પરમતત્ત્વવસ્તુ ' **सोऽहम्** ' છે. ' **सोऽहम्** ' એ ' **दासोऽहम्** 'ના સારરૂપ યા ફળરૂપ છે. ' **दासोऽहम्** 'નુ જ રટણ કરતા-કરતા કાળે કરીને '**दा**'કાર ઘસાઇ જાય છે અથવા તો ભગવાન્ પોતે જ ચોરી લે છે અને '**सोऽहम्**' રહી જાય છે. પછી એ ' '**सोऽहम्** 'નુ જ રટણ ચાલે છે. એ ' **सोऽहम्** 'નુ રટણ પણ ભગવાનની ભક્તિ — ભગવાનનું ભજન છે. ભગવાન્ શ્રીકૃષ્ણે એજ અર્જુનને કહ્યુ છે કે, " **ज्ञानयज्ञेन चाप्यन्ये यजन्तो मामुपासते । एकत्वेन पृथक्त्वेन बहुधा विश्वतोमुखम् ॥** "=" બીજાઓ વળી સર્વ તરફ મુખવાળા (યાને, સર્વત્ર મોજૂદ – વિરાટ્સ્વરૂપ ) મ્હને જ્ઞાનયજ્ઞથી યજન કરતા એકત્વથી ( અભેદભાવથી-' **सोहम्** '-ભાવથી ) પૃથક્ત્વથી ( ભેદભાવથી – '**दासोऽहम्**'-ભાવથી ), બહુત્વથી ( અનેક ભાવથી – અનેક પ્રકારથી ) પણ ઉપાસે છે." [ઇતિ ' ગીતા, અ૦ ૯, શ્લો૦ ૧૫]. કિંબહુના એ ' **सोऽहम्** 'અતિ ગોપ્ય તથા ગુરુ ગમ્ય વસ્તુ છે. જગદ્ગુરુ શ્રીકૃષ્ણે એજ ' **सोऽहम्** ' મંત્રનો ઉપદેશ કરી તેમજ

* એ '**सोऽहम्**' તત્ત્વત જો કે સર્વના સ્વસ્વરૂપરૂપજ હોવાથી તેમ જ પ્રાણ-અપાનની ગતિમાં સ્વભાવિક રીતે સદૈવ ચાલતો હોવાથી સૌને પ્રત્યક્ષ ને નિત્યપ્રાપ્તજ છે, તોપણ એ વસ્તુ ગુરુ પ્રણાલિકાથીજ પ્રાપ્ત થાય છે — જાણવામાં આવે છે ; તેથીજ એ અતિ ગોપ્ય છે ' ગોરક્ષપદ્ધતિ 'માં કહ્યુ છે કે :—

એનું તત્ત્વ સમજાવી અર્જુનને જીવન્મુક્ત બનાવી દીધો. ઉદ્ધવને પણ પોતે એ 'મંત્ર-દીક્ષા' આપી મસ્ત પરમહંસ બનાવી હિમાલય મોકલી દીધો. આજ પણ પોતે સદ્ગુરુ રૂપે ઉતરી જીવોને એ '**सोऽहम्**'તત્ત્વનો ઉપદેશ કરી કૃતાર્થ કરી રહ્યા છે. ॥ ॐ ॥

હવે, એકજ અદ્વિતીય સચ્ચિદાનન્દ પરમતત્ત્વ છે, તેના ત્રણ સ્વરૂપ માનવામાં આવે છે. "**वदन्ति तत्तत्त्वविदस्तत्त्वं यज्ज्ञानमद्वयम्। ब्रह्मेति परमात्मेति भगवानिति शब्द्यते ॥**" =" જે જ્ઞાનસ્વરૂપ (યાને, સચ્ચિદાનન્દસ્વરૂપ) અદ્વય (અદ્વિતીય) તત્ત્વ (પરમતત્ત્વ) [ માત્ર એક છે ], તેને તત્ત્વવેત્તાઓ કહે છે,– 'બ્રહ્મ,' – એવું, 'પરમાત્મા', – એવું, [ અને ] 'ભગવાન્', – એવું, તે શબ્દિત થાય છે (અર્થાત 'બ્રહ્મ', 'પરમાત્મા' ને 'ભગવાન્' એ ત્રણ નામથી બોલાવવામાં આવે છે)." તો, એ ત્રણે, એક-અદ્વિતીય-સચ્ચિદાનન્દવસ્તુ પરમતત્ત્વની સંજ્ઞા (નામ) અગર સ્વરૂપ હોવાથી, પરસ્પર અભિન્ન છે, એકજ છે. તત્ત્વતઃ તો એમજ છે તોપણ તેમના નિર્વિશેષ–સચ્ચિદાનન્દ **બ્રહ્મ** અગર **પરબ્રહ્મ**-સ્વરૂપની પ્રાપ્તિ યા સાક્ષાત્કાર કરવાની ચાહના હોય

---

॥ "ॐ ह्रीं हंसः सोऽहं स्वाहा" ॥

" हकारेण बहिर्याति सकारेण विशेत्पुनः ।
हंस हंसेत्यमुं मन्त्रं जीवो जपति सर्वदा ॥
षट्शतानि त्वहोरात्रे सहस्राण्येकविंशतिः ।
एतत्संख्यान्वितं मन्त्रं जीवो जपति सर्वदा ॥
अजपा नाम गायत्री योगिनां मोक्षदायिनी ।
अस्याः संकल्पमात्रेण सर्वपापैः प्रमुच्यते ॥
अनया सदृशी विद्या अनया सदृशो जपः ।
अनया सदृशं ज्ञानं न भूतं न भविष्यति ॥
कुण्डलिन्यां समुद्भूता गायत्री प्राणधारिणी ।
प्राणविद्या महाविद्या यस्तां वेत्ति स वेदवित् ॥ "

[इति 'गोरक्षपद्धति'–श० १ श्लो० ५२–५६.]

એ 'સોઽહમ્'તત્ત્વ ગુરુ મુખથીજ જાણવું જોઈએ. એ 'સોઽહમ્' ના જપ-ધ્યાન આદિની ગુરુમુખ રીત આદિ 'છ કમળની ટચૂરી' એ મથાળાના લેખની અંદર સ્પષ્ટ દર્શાવેલ છે.

તો **જ્ઞાન** દ્વારા, અને તેમના અન્તર્યામી–શક્તિસંપન્ન **પરમાત્મા**-સ્વરૂપની પ્રાપ્તિ યા સાક્ષાત્કાર કરવાની ચાહના હોય તો **યોગ** દ્વારા, તેમજ તેમના અગણિત–અચિન્ત્ય–દિવ્ય શક્તિઓથી યુક્ત **ભગવાન્**સ્વરૂપની પ્રાપ્તિ યા સાક્ષાત્કાર કરવાની ચાહના હોય તો **ભક્તિ** દ્વારા એમ તત્ત્વતઃ એક હોવા છતાય એ ત્રણે સ્વરૂપ ભિન્ન–ભિન્ન એ ત્રણ માર્ગ વડે પ્રાપ્ત થાય છે જેમ કે, અવતારવાદમા 'રામ'–'કૃષ્ણ' આદિક એકજ પરમાત્મા–પરબ્રહ્મના સ્વરૂપો હોવાથી એ પરસ્પર વચ્ચે કોઇ તાત્ત્વિક ભેદ નથી — તત્ત્વતઃ કોઇ ભેદ નથી, એકજ છે, તોપણ **શ્રીરામ**સ્વરૂપની પ્રાપ્તિ કે સાક્ષાત્કાર કરવાની ઇચ્છા હોય તો **'રામ'**નામનુજ રટણ, નહિ કે **'કૃષ્ણ'**-નામનુ, તેમજ ધનુષ–બાણવાળા **શ્રીરામ**સ્વરૂપનુજ ધ્યાન, નહિ કે મોહનમુરલીવાળા **શ્રીકૃષ્ણ**સ્વરૂપનુ એવુ કરવુ પડશે એજ પ્રમાણે **શ્રીકૃષ્ણ**સ્વરૂપની પ્રાપ્તિ કે સાક્ષાત્કાર કરવાની ઇચ્છા હોય તો **'કૃષ્ણ'**-નામનુજ રટણ, નહિ કે **'રામ'**નામનુ, તેમજ મોહનમુરલીધારી **શ્રીકૃષ્ણ**સ્વરૂપનુજ ધ્યાન, નહિ કે ધનુષ–બાણધારી **શ્રીરામ**સ્વરૂપનુ એમ કરવુ પડશે એ પ્રમાણે શાસ્ત્રોની યોજના છે શાસ્ત્રોનો પરસ્પર વિરોધ છેજ નહિ, પરસ્પર સમન્વય જ છે કોઇ તો જ્ઞાન વડે, કોઇ તો યોગ વડે, ને કોઇ તો ભક્તિ વડે એ એકજ પરમતત્ત્વની ઉપાસના કરે છે — એકજ વ્યક્તિને ભજે છે સૌ–સૌના અધિકાર કે યોગ્યતા (લાયકાત) પ્રમાણે જૂદા–જૂદા સાધન–સ્વરૂપ સંજ્ઞા આદિક વડે એ એકજ પરમતત્ત્વને — એકજ–અદ્વિતીય વ્યક્તિને ભજે છે એક ન્હાનો બાળક કોઇ એક વસ્તુનુ પ્રતિપાદન કરે છે, ત્યારે કાલી–કાલી બોલીથી, રસીલી કર્ણમધુર ભાષાથી, શબ્દથી ને વાક્યથી તેમ નયન ને હૃદય–આકર્ષક અનેક હાવ–ભાવ–ક્રિયા–ચેષ્ટાથી કરે છે, એજ વસ્તુનુ પ્રતિપાદન એક યુવાન કરે છે, ત્યારે અનેક સંસ્કારી ને અલંકારી ભાષાથી, અનેક તર્ક–યુક્તિ–પ્રયોગો આદિથી કરે છે, પછી એ વસ્તુનુ પ્રતિપાદન જ્યારે એક વૃદ્ધ કરે છે, ત્યારે ગંભીર મુદ્રાથી, થોડા વાક્ય આદિકથી કરે છે એ દૃષ્ટાન્ત મુજબ ભક્ત જ્યારે એ પરમતત્ત્વનુ પ્રતિપાદન કરે છે, ત્યારે ભક્તિ–પ્રેમથી તરબોળ ભાવ–ભીની મધુરી–રસીલી બોલીથી, ભાગવતાદિક પુરાણની 'દયાસાગર–દીનદયાળ–ભક્તવત્સલ' આદિક ભાષાથી, અષ્ટ-સાત્ત્વિકમહાભાવોની લક્ષણાથી તેમ જ્ઞાન–ગુણ–લીલા–ચરિત્ર–કથાના

શ્રવણ-કીર્તનાદિરૂપ ભક્તિ-સાધનોથી સિદ્ધ શ્યામસુન્દર નયન ને ચિત્તરંજક અપ્રાકૃત – દિવ્યરૂપ-ગુણાદિયુક્ત 'ભગવાન્' એવી સંજ્ઞા ને સ્વરૂપથીજ કરે છે, પછી એજ વસ્તુનું પ્રતિપાદન યોગી કરે છે, ત્યારે કઠિણ તર્ક-યુક્તિ ભરપૂર સાંખ્યશાસ્ત્રની તત્ત્વ-સંખ્યાવાળી બોલી-ભાષાથી તથા આસન-પ્રાણાયામ-ધારણા ધ્યાન-સમાધિ (ચિત્ત-વૃત્તિ-નિરોધ) આદિરૂપ યોગ-સાધનોથી સિદ્ધ સાક્ષી-પુરુષ-અન્તર્યામી-શક્તિસંપન્ન 'પરમાત્મા' એવી સંજ્ઞા ને સ્વરૂપથી કરે છે, આખરે એ વસ્તુનું પ્રતિપાદન જ્ઞાની જ્યારે કરે છે, ત્યારે કેવળ અનુભવપૂર્ણ ગંભીર ને અલ્પ વાક્યથી યાને વેદાન્તસૂત્રરૂપ યા શ્રુતિ-મંત્રરૂપ વાક્યથી, અદ્વૈતભાવ-સમતા-શાન્તિરૂપ અપૂર્વ ને અલૌકિક મુખમુદ્રાથી, તેમજ ઉપનિષદ્ (વેદાન્ત)-વિચારરૂપ જ્ઞાન-સાધનોથી સિદ્ધ નિરાકાર – નિર્ગુણ – નિરંજન – નિષ્ક્રિય – સર્વાધિષ્ઠાન – સર્વપર – અદ્વિતીય – સમષ્ટિચૈતન્ય – શુદ્ધ – સચ્ચિદાનન્દસ્વરૂપ 'બ્રહ્મ' અથવા 'પરબ્રહ્મ' એવી સંજ્ઞા ને સ્વરૂપથી કરે છે આ પ્રમાણે વસ્તુસ્થિતિ છે ॥ ૐ ॥

ભગવાન પોતેજ ભક્તને દાને કરીને 'યોગ' અને 'જ્ઞાન', તેમ 'પરમાત્મા' અને 'પરબ્રહ્મ', – એ સર્વનોજ અનુભવ કરાવી દે છે. 'ગીતા' અને 'ભાગવત'માં એજ પ્રકારની રચના છે 'ગીતા'ના મુખ્ય પાત્ર અર્જુનને તેમજ 'ભાગવત'ના મુખ્ય પાત્ર ઉદ્ધવને પરમકૃપાળુ ભગવાન્ શ્રીકૃષ્ણ 'યોગ'-'જ્ઞાન', 'પરમાત્મા'-'પરબ્રહ્મ' આદિક સર્વનોજ અનુભવ કરાવી દીધો હતો. અરે! ભક્ત ઉપર ભગવાનના ચાર હાથ — અસીમ કૃપા, એટલે ભક્તને તો ખોટ શેની જ હોય? ॥ ૐ ॥

પરન્તુ તેમ છતાંય ભગવાનના અનન્ય ભક્ત તો કહે છે કે, 'યોગીઓના યોગનું ગૌરવ, અને જ્ઞાનીઓના જ્ઞાનનું ગૌરવ, તેમજ તેઓની મુક્તિનું ગૌરવ, એ તેમને જ મુબારક હો! હમો તો નિત્ય [illegible] લીલા, નિત્ય ભક્તિ કરીશું ને શ્રીકૃષ્ણની નિત્યલીલા નિરખીશું!!! હમારે તો શ્રીકૃષ્ણજ સર્વસ્વ છે, તેજ હમારે પરમ-તત્ત્વ છે!! અરે! 'પરબ્રહ્મ', 'પરમાત્મા' ને 'ભગવાન્', એ સર્વ શ્રીકૃષ્ણ જ!!! સર્વસ્વરૂપ, સર્વનામસ્વરૂપ શ્રીકૃષ્ણજ છે!!! હમારે [illegible] ના એક [illegible] 'ને પરમ-[illegible]' [illegible] શ્રીકૃષ્ણજ સર્વસ્વ હો!

હમારે તો 'तस्मात्कृष्ण एव परो देवस्तं ध्यायेत्, तं भजेत्' એ શ્રુતિ-વાક્ય મુજબ સર્વતોભાવેન તથા એકાન્તતઃ એક શ્રીકૃષ્ણજ*

---

* " क्लेशोऽधिकतरस्तेषामव्यक्तासक्तचेतसाम् ।
अव्यक्ता हि गतिर्दुःखं देहवद्भिरवाप्यते ॥ "

= " અવ્યક્તમાં આસક્તચિત્તવાળા તેઓને અધિકતર ક્લેશ [છે]: જેથીકે અવ્યક્ત ગતિ દેહવાનોથી (એટલે કે, દેહાભિમાનવાળા – દેહાધ્યાસવાળા માનવીઓથી) દુઃખે પમાય છે ', – આ 'ગીતા' – અ૦ ૧૨ – શ્લો૦ ૫, તેમજ " निर्विण्ण ना ज्ञ नयोग " = " નિર્વિણ્ણ ત્યાગીઓનો (વૈરાગ્યવાન્ સંન્યાસીઓનો) જ્ઞાનયોગ [ છે ] ( અર્થાત્ વૈરાગ્યવાન્ સંન્યાસીઓનેજ જ્ઞાનયોગનો અધિકાર છે — જ્ઞાનયોગના અધિકારી કહ્યા છે ) ", – આ 'ભાગવત' – એકાદશસ્કંધના પ્રભુ શ્રીકૃષ્ણચન્દ્રના શ્રીમુખનાજ વચન-પ્રમાણથી સિદ્ધ થાય છે કે, જગત્‌ના અસ્મદાદિક જીવોને માટે તો શ્રીકૃષ્ણજ એક ભજનીય છે.

પરસ્પર એકતા ક્યારે થાય (?) — મિત્રતા ક્યારે જામે (?), – કે જ્યારે ઉભયપક્ષે સમાનતા હોય જે પોતે દેહાધ્યાસથી રહિત થયેલો છે – જેનુ દેહાભિમાન સમ્યક્ ગલિત થયેલુ છે, તેજ ખરો નિર્ગુણનો અધિકારી છે. જેઓ અલ્પવૈરાગ્યવાન્ ને દેહાધ્યાસવાળા છે, તેવાઓને માટે તો સગુણ સાકાર બ્રહ્મ શ્રીકૃષ્ણજ ભજનીય છે અરે ! પ્રભુ પોતે પરસ્પર એકતા સ્થાપવા, મિત્રતા જમાવવા ને ભક્તોની સાથે પ્રેમ-ક્રીડા કરવા અસ્મદાદિક જીવોના અનુરૂપજ દેહ ધારણ કરી ભૂતળ ઉપર અવતરે છે !, તો પછી એવા નરરૂપધારી શ્યામસુન્દરમૂર્તિ સગુણ સાકાર બ્રહ્મ શ્રીકૃષ્ણ-કન્હૈયાને શું આપણે ન ભજીએ ? ! ! ॥ ૐ ॥

વળી એકરીતે વિચાર કરતા શ્રીકૃષ્ણચન્દ્ર સર્વનેજ ભજનીય છે ! : તે એ પ્રમાણે કે, જે વખતે જે કોઇ રાજા રાજ્યાસન યાને રાજગાદી પર હોય છે, તે વખતે તેનીજ હકુમત ચાલ્યા કરે છે, અને તેથી તે વખતે તે જ સર્વ પ્રજાને ભજનીય હોય છે, અરે ! બલ્કે પ્રજા જો ન ભજે, તો તે 'રાજદ્રોહી' તરીકે ગુન્હાને પાત્ર ઠરે છે : એજ પ્રમાણે આ યુગના (કલિયુગના) રાજા — શાસક યાને ભગવાનના પૂર્ણાવતાર શ્રીકૃષ્ણચન્દ્ર છે, એ વાત અવતારવાદી આસ્તિકોને અવિદિત નહિજ હોય તો, હાલમાં અવનિ ઉપર તેમનીજ હકુમત ચાલે છે જોકે પોતે હાલમા પ્રગટ અવતારદશામાં નથી, તો પણ હકુમત તો તેમનીજ ચાલે છે. માટે સર્વ જીવોને – વિશેષત. શ્રીકૃષ્ણરૂપે ભગવાનનો અવતાર ભારતવર્ષમાં હોવાથી અસ્મદાદિક ભારતવાસીઓને — શ્રીકૃષ્ણચન્દ્રજ ઉપાસ્ય — ભજનીય છે. અરે ! બલ્કે આપણે જો ન ભજીએ, તો-તો જરૂર રાજગુન્હાની પેઠેજ કૃતઘ્નતારૂપ ગુન્હાને પાત્ર પણ ઠરીએ ॥ ૐ ॥

ભજનીય હો ! ! અને પૂર્ણ પ્રેમાવતાર — અરે ! પ્રેમાર્ણવ-અવતાર **શ્રીશ્રીચૈતન્ય** મહાપ્રભુ ( શ્રીશ્રીગૌરાંગ મહાપ્રભુ )ના —

**'श्रीकृष्णरूपादिनिषेवणं विना**
**व्यर्थानि मेऽहान्यखिलेन्द्रियाणि च ।**
**पाषाणशुष्केन्धनभारकाण्यहो**
**बिभर्मि वा तानि कथं हतत्रप ॥'**

અર્થાત્ — '[ સંપૂર્ણ ભૂત-પ્રાણીઓને આકર્ષણ કરવાવાળા ભગવાન ] શ્રીકૃષ્ણના રૂપાદિ ( રૂપ ગુણાદિ )ના ધ્યાનવિના મ્હારા જીવન અને અખિલ ઇન્દ્રિયો ( સર્વ ઇન્દ્રિયોનો વ્યાપાર ) વ્યર્થ [છે], અથવા [ શ્રીકૃષ્ણ-સ્વરૂપના ધ્યાન વિના ] પથરા કે સુકા લાકડાના ભારરૂપ [ એ જીવન ઇન્દ્રિયો જ છે તો ] તેઓને ( એટલેકે, એ જીવન-ઇન્દ્રિયોને ) અરે ! હું નિર્લજ્જ ( નિર્લજ્જ — બેશરમ ) [હું] શીદ વહન કરૂં છું ! ', – આ ઉદ્ગાર પ્રમાણે જ હમારૂ જીવન હો ! ! ! વળી આખરે **શ્રીશ્રીમહાપ્રભુ**જીની ( શ્રીશ્રીચૈતન્યમહાપ્રભુની ) જ —

**' न धनं न जनं न सुन्दरीं कवितां वा जगदीश कामये ।**
**मम जन्मनि जन्मनीश्वरे भवताद्भक्तिरहैतुकी त्वयि ॥'**

આ પ્રાર્થના અનુસાર હમારી પણ પ્રાર્થના પ્રભુ પાસે હમેના હો ! ! ! ! ॥ अस्तु – ॐ ॥

**जय जय जय ब्रजचन्द्रकी, जय जय जय सुखरास ।**
**निज चरणनमें राखिये, एक तुम्हारी आश ॥**

**॥ <u>बोल — श्रीकृष्ण-कन्हैयालालकी जय !</u> ॥**

અદ્વિતીય-સચ્ચિદાનન્દ પરબ્રહ્મ-પરમાત્મા-ભગવાન્ શ્રીકૃષ્ણ-પરમતત્ત્વનું સ્વરૂપ જેમ અપરિમિત-અનન્ત છે, તેમ એમના સ્વરૂપનું વર્ણન પણ અપરિમિત અનન્ત જ છે, તોપણ "કૃષ્ણ એ કોણ ? " એ નૃળ મથાળાવાળા પ્રશ્નના ઉત્તરરૂપે આ લેખનો અવતાર કરી શ્રીકૃષ્ણ-સ્વરૂપનું વર્ણન 'સ્થાલીપુલાક' ન્યાયથી અતિ સંક્ષિપ્તરૂપે કેવળ દિગ્દર્શનમાત્રરૂપે જ કરવામાં આવ્યું છે તો, એટલુયે પણ શ્રદ્ધાળુ જિજ્ઞાસુ કે મુમુક્ષુને, આસ્તિક સજ્જનોને તેમજ શ્રીકૃષ્ણ પ્રેમી ભગવદ્ભક્તને પરમ સંતોષ – '**પરમાનન્દ**'પ્રદાતા નીવડો (!), એવું હમો સહૃદય પ્રાર્થીએ છીએ

વળી, આ ' શ્રીકૃષ્ણ-સ્વરૂપનું વર્ણન ' વિચારતા ' **न देषः कोऽप्यत्परः** ' એવો નિઃસંદેહ નિશ્ચય થાય છે ભગવાન્ શ્રીવેદ-

વ્યાસજીનુ જ એ વચન છે ('પાંડવગીતા'ની અંદર) કે, " **सत्यं सत्यं पुनः सत्यं भुजमुत्थाप्य चोच्यते । न वेदाच परं शास्त्रं न देवः केशवात्परः ॥** " = " ભુજા ઉઠાવીને સત્ય, સત્ય, ફરીથી પણ સત્ય (ત્રિસત્ય) કહેવામા આવે છે [કે], 'વેદથી શ્રેષ્ઠ બીજું કોઇ શાસ્ત્ર નથી અને **કેશવ (કૃષ્ણ)થી શ્રેષ્ઠ બીજો કોઇ દેવ નથી.**' " શ્રીકૃષ્ણચન્દ્રનુ એવું સ્વરૂપ-માહાત્મ્ય-જ્ઞાન થયુ, કે તેમના તરફ હૃદય આકર્ષાયા વગર તેમજ તેમના શ્રીચરણમા ભક્તિ-ભાવ ઉપજાવ્યા વગર રહેતુ જ નથી. એવું થયુ, એટલે બસ જન્મ ને જીવન સાર્થક. અરે ! જપ-તપાદિ અનેક સાધન-ભજન કર્યા પછી જ, અનેક દેવ-દેવોની ઉપાસના-ભક્તિ કર્યા પછી જ, આખરે કોઇ મહાન્ પુણ્યવાનને શ્રીકૃષ્ણ-ભક્તિ પ્રાપ્ત થાય છે એ વિષે પ્રમાણરૂપે દેવર્ષિ શ્રીનારદજીનુ વચન છે ('પાંડવગીતા'ની અંદર) કે, " **जन्मान्तरसहस्रेण तपोध्यानसमाधिभिः । नराणां क्षीणपापानां कृष्णे भक्तिः प्रजायते ॥** " = " સહસ્ર જન્માન્તરે (હજારો જન્મ પછી) તપ-ધ્યાન-સમાધિઓએ કરીને ક્ષીણપાપ (નિષ્પાપ) થયેલ મનુષ્યોને શ્રીકૃષ્ણને વિષે ભક્તિ ઉત્પન્ન થાય છે." અહો ! તેજ પુરુષ ધન્ય, કે જેને શ્રીકૃષ્ણચરણની ભક્તિ પ્રાપ્ત થઇ છે. ॥ 'ॐ'-' कृष्ण. ' ॥

અન્તમા, હે શ્રીકૃષ્ણ પ્રભુ ! આપના અનન્ત-અપાર સ્વરૂપનુ વર્ણન હું-અલ્પમતિ જીવ શુ કરી શકું ? ! ! તેમ છતાય આટલુ જે કર્યું છે, તે તો કેવળ " **येन केनाप्युपायेन मनः कृष्णे निवेशयेत्** " = " કોઇ પણ ઉપાયે શ્રીકૃષ્ણ વિષે મનને નિવિષ્ટ કરવું " એ મહાપુરુષોની ઉપદેશોક્તિ કે બતાવેલી સુન્દર ને સરળ યુક્તિ પ્રમાણે આ જેમ-તેમ પણ કરેલ આપ-કથા-કીર્તનના મિષે મનને આપ-ચરણ-શરણમા મૂકી તેમજ આપ-સ્વરૂપવિષે નિવિષ્ટ કરી બે ઘડી પરમાનન્દ પમાડવો, બસ એજ આશયથી છે : અતએવ 'મુજને તેમજ બીજાને પણ આપના રસિક-ભક્તજનોને એવું જ નીવડો ! ' બસ એટલીજ આપ-શ્રીચરણમા નમ્ર પ્રાર્થના.

॥ **अलम्, 'ॐ'-' कृष्ण '** ॥

**॥ હવે, સચ્ચિદાનન્દ - પરબ્રહ્મ - પરમાત્મા - પ્રભુ શ્રીકૃષ્ણચન્દ્રનાં ચરણસરોજમાં મન-વચ-કર્મથી અમારી વારંવાર પ્રણતિ હજો ! ॥**

॥ શ્રીકૃષ્ણ-સ્તુતિ-વંદના ॥

+श्रीसच्चिदानन्दघनस्वरूपिणे कृष्णाय चानन्तसुखाभिवर्षिणे ।
विश्वोद्भवस्थाननिरोधहेतवे नमो वयं भक्तिरसाप्तयेऽनिशम् ॥१॥
यत्कीर्तनं यत्स्मरणं यदीक्षणं यद्वन्दनं यच्छ्रवणं यदर्हणम् ।
लोकस्य सद्यो विधुनोति कल्मषं तस्मै सुभद्रश्रवसे नमो नमः ॥२॥
तपस्विनो दानपरा यशस्विनो मनस्विनो मन्त्रविदः सुमङ्गलाः ।
क्षेमं न विन्दन्ति विना यदर्पणं तस्मै सुभद्रश्रवसे नमो नमः ॥३॥
यस्यौदनं जगत्सर्वं मृत्युर्यस्योपसेचनम् ।
दुर्विज्ञेयं सुविज्ञेयं श्रीकृष्णं प्रणमाम्यहम् ॥ ४ ॥
नमो देवाधिदेवाय कृष्णाय परमात्मने ।
परित्राणाय भक्तानां लीलया तनुधारिणे ॥ ५ ॥

---

+ શ્લોકોના અર્થ —

સચ્ચિદાનન્દઘનસ્વરૂપી — અનન્ત સુખોને નિરન્તર વર્ષાવનાર (આપનાર) — વિશ્વના ઉદ્ભવ—સ્થાન—નિરોધ (એટલે કે ઉત્પત્તિ—સ્થિતિ—લય)ના કારણરૂપ [એવા] શ્રીકૃષ્ણને ભક્તિ-રસની પ્રાપ્તિ માટે અમો અહર્નિશ નમન કરીએ છીએ ॥૧॥

જેમનુ કીર્તન, જેમનુ સ્મરણ, જેમનુ દર્શન, જેમનુ વન્દન, જેમનુ શ્રવણ, [તથા] જેમનુ પૂજન લોકના પાપને તત્કાળ વિનાશ કરે છે, તેવા સુભદ્રકીર્તિસ્વરૂપને (યાને, સુકલ્યાણકારી કીર્તિવાળા પ્રભુ શ્રીકૃષ્ણને) નમસ્કાર—નમસ્કાર ॥૨॥

તપસ્વીઓ, દાન કરનારાઓ, યશસ્વીઓ, યોગીઓ, મન્ત્રના વેત્તાઓ (યાને, મન્ત્રનો જપ કરનારાઓ), [તથા] સદાચારવાળાઓ જેના અર્પણ વિના (એટલે કે, પોતાના તપ આદિ કર્મો જેને અર્પણ કર્યાં વિના) ક્ષેમને (કલ્યાણને) પામતા નથી, તેવા સુભદ્રકીર્તિસ્વરૂપને (યાને, સુકલ્યાણકારી કીર્તિવાળા પ્રભુ શ્રીકૃષ્ણને) નમસ્કાર—નમસ્કાર ॥૩॥

સર્વ જગત્ જેમનું ઓદન (ભાત), [અને] મૃત્યુ જેમનુ ઉપસેચન (શાક-ભાજી-દાળ આદિક વ્યંજન) [રૂપ છે], [એવા] દુર્વિજ્ઞેય-સુવિજ્ઞેય શ્રીકૃષ્ણને હુ પ્રણામ કરુ છુ ॥૪॥

ભક્તોના પરિત્રાણ (ઉદ્ધાર) માટે લીલા વડે કરીને વપુ (દેહ) ધારણ કરનારા — દેવાધિદેવ (દેવોના પણ અધિદેવ — અધિષ્ઠાતૃ દેવ — અધિષ્ઠાનરૂપ દેવ) — પરમાત્મા કૃષ્ણને નમસ્કાર ॥૫॥

*कृष्णाय वासुदेवाय देवकीनन्दनाय च ।
नन्दगोपकुमाराय गोविन्दाय नमो नमः ॥ ६ ॥
नम पङ्कजनाभाय नम पङ्कजमालिने ।
नमः पङ्कजनेत्राय नमस्ते पङ्कजाङ्घ्रये ॥ ७ ॥
केशवं कमलकान्तं कामेशं कौस्तुभप्रियम् ।
कौमोदकीधरं कृष्णं तं वन्दे कौरवान्तकम् ॥ ८ ॥
अप्रमेय हरे विष्णो कृष्ण दामोदराच्युत ।
गोविन्दानन्त सर्वेश वासुदेव नमोऽस्तु ते ॥ ९ ॥
गोविन्द गोविन्द हरे मुरारे गोविन्द गोविन्द रथांगपाणे ।
गोविन्द गोविन्द मुकुन्द कृष्ण गोविन्द गोविन्द नमो नमस्ते॥१०
नम कृष्णाय देवाय ब्रह्मणेऽनन्तमूर्तये ।
योगेश्वराय योगाय त्वामहं शरणं गतः ॥ ११ ॥

* અર્થ —વાસુદેવ (વસુદેવજીના પુત્ર) — દેવકીનન્દન (દેવકીજીના નંદન ) – નન્દગોપકુમાર ( 'નંદ'નામક ગોપના કુમાર, યાને, નંદરાયજીના કુમાર ) અને ગોવિન્દ ( વેદ અને ગાયનુ રક્ષણ કરનાર ) [ એવા ] કૃષ્ણને નમસ્કાર–નમસ્કાર. ॥૬॥

કમળનાભિવાળાને નમસ્કાર કમળ-માળાવાળાને નમસ્કાર, કમળનેત્રવાળાને નમસ્કાર, તે કમળચરણવાળાને નમસ્કાર, ( અર્થાત્ કમળનાભિવાળા – કમળ–માળાવાળા – કમળનેત્રવાળા – કમળચરણ-વાળા શ્રીકૃષ્ણચન્દ્રને નમસ્કાર–નમસ્કાર,વારંવાર નમસ્કાર હો ! ) ॥૭॥

કેશવ – કમળાકાન્ત – કામેશ – કૌસ્તુભપ્રિય – ' કૌમોદકી ' (ગદા) ધારણ કરનાર – કૌરવોનો અન્ત ( નાશ ) કરનાર તે કૃષ્ણને વંદન કરૂં છુ. ॥૮॥

હે અપ્રમેય ! હે હરિ ! હે વિષ્ણુ ! હે દામોદર ! હે અચ્યુત ! હે ગોવિન્દ ! હે અનન્ત ! હે સર્વેશ ! હે વાસુદેવ ! [એવા] હે કૃષ્ણ! તમને નમસ્કાર હો ! ॥૯॥

હે ગોવિન્દ ! – હે ગોવિન્દ ! હે હરિ ! હે મુરારિ !, હે ગોવિન્દ ! — હે ગોવિન્દ ! હે રથાંગપાણિ !; હે ગોવિન્દ ! — હે ગોવિન્દ ! હે મુકુન્દ ! હે કૃષ્ણ !, હે ગોવિન્દ ! – હે ગોવિન્દ ! તમને નમસ્કાર–નમસ્કાર ॥૧૦॥

દેવસ્વરૂપ – બ્રહ્મસ્વરૂપ – અનન્તમૂર્તિ – યોગેશ્વર – યોગમૂર્તિ [ એવા ] કૃષ્ણને નમસ્કાર : [ હે પ્રભુ શ્રીકૃષ્ણ ! ] શરણરૂપ

અગુન-સગુન લીલા-વપુધારી, અનુપમ ગીતા-જ્ઞાન પ્રચારી,
'દામોદર' સબ બિધિ બલિહારી, વિપ્રધેનુ સુર રખ્ખવૈયાકી. આ૦ ૫

(॥ એક શ્લોકમાં આખા 'ભાગવત'નો ચિતાર યાને ટૂંકમાં શ્રીકૃષ્ણ-લીલા-ગાન ॥)

आदौ देवकिदेवगर्भजननं गोपीगृहे वर्धनम्,
मायापूतनजीवितापहरणं गोवर्द्धनोद्धारणम्।
कंसच्छेदनकौरवादिहननं कुन्तीसुतापालनम्।
एतद्भागवतं पुराणकथितं श्रीकृष्णलीलामृतम्॥

॥ बोल — कन्हैयालालकी जय ! ॥

× × ॐ × ×

## +॥ अथ साधनपंचकस्तोत्रम् ॥

॥ श्रीगणेशाय नम ॥

वेदो नित्यमधीयतां तदुदितं कर्म स्वनुष्ठीयताम्
तेनेशस्य विधीयतामपचितिः काम्ये मतिस्त्यज्यताम्।
पापौघः परिधूयतां भवसुखे दोषोऽनुसंधीयता-
मात्मेच्छा व्यवसीयतां निजगृहात्तूर्णं विनिर्गम्यताम्॥१॥
संगः सत्सु विधीयतां भगवतो भक्तिर्दृढाधीयताम्
शान्त्यादिः परिचीयतां दृढतरं कर्माशु संन्यस्यताम्।

+ અર્થ :—॥ અથ સાધનપંચક સ્તોત્ર ॥ – શ્રીગણેશાય નમઃ ॥

નિત્ય વેદનુ અધ્યયન કરવું, તેમા કહેલા કર્મનુ સારી રીતે અનુષ્ઠાન કરવું, તે કર્મ વડે ઇશ્વરની પૂજા કરવી, કામ્ય કર્મમા રહેલી પ્રીતિ મૂકી દેવી, પાપના સમૂહને સારી રીતે ધોઇ નાખવો, સંસારના સુખમા દોષનું અનુસંધાન કરવું, આત્માને જાણવાની દૃઢ ઇચ્છા કરવી, ને (પછી) પોતાના ઘરમાથી શીઘ્ર નીકળી જવું (વિવિદિષા સન્યાસ ધારણ કરવો.) ૧.

(પછી) સત્પુરુષોનો સમાગમ કરવો, પરમાત્માની દૃઢ ભક્તિ કરવી, શાંતિ આદિ (શુભ ગુણો)નો સારી રીતે સગ્રહ કરવો, વધારે દૃઢતાથી કર્મનો શીઘ્ર સારી રીતે ત્યાગ કરવો, સારા વિદ્વાન

सद्विद्वानुपसृप्यतां प्रतिदिनं तत्पादुके सेव्यताम्
ब्रह्मैकाक्षरमर्थ्यतां श्रुतिशिरोवाक्यं समाकर्ण्यताम् ॥२॥
वाक्यार्थश्च विचार्यतां श्रुतिशिरःपक्षः समाश्रीयताम्
दुस्तर्कात्सुविरम्यतां श्रुतिमतस्तर्कोऽनुसंधीयताम् ।
ब्रह्मास्मीति विभाव्यतामहरहो गर्वः परित्यज्यताम्
देहेऽहमतिरुज्झ्यतां बुधजनैर्वादः समुत्सृज्यताम् ॥३॥
क्षुद्व्याधिश्च चिकित्स्यतां प्रतिदिनं भिक्षौषधं भुज्यताम्
स्वाद्वन्नं न तु याच्यतां विधिवशात्प्राप्तेन संतुष्यताम् ।
शीतोष्णादि विषह्यतां न तु वृथा वाक्यं समुच्चार्यता-
मौदासीन्यमभीप्स्यतां जनकृपानैष्ठुर्यमुत्सृज्यताम् ॥४॥
एकान्ते सुखमास्यतां परतरे चेतः समाधीयताम्
पूर्णात्मा सुसमीक्ष्यतां जगदिदं तद्बाधितं दृश्यताम् ।

(વાત્રિય સજ્જ ) સમીપ જવું અને તેનું પ્રતિદિન તેમની પાદુકાનું સેવન કરવું (તેમની પાસે) એક અક્ષરવાળા બ્રહ્મની(ના ઉપદેશની) (અને તેના પ્રકાર બ્રહ્મની) પ્રાર્થના કરવી, (ને તેમની પાસેથી) ઉપનિષદોનાં વાક્યો સાવધાનતાપૂર્વક સાંભળવાં.

(ત્રીજો) વાક્યના અર્થનો વિચાર કરવો, વેદાન્ત પક્ષનો સારી રીતે આશ્રય કરવો, દુષ્ટ એવી તાર્કિક રીતિથી વિરામ પામવું, શ્રુતિને અનુકૂળ એવા તર્કનું (વારંવાર) અનુસંધાન પામવું ' હું બ્રહ્મ છું ' એવી (દૃઢ) ભાવના નિરંતર કરવી, મિથ્યાભિમાનનો પરિત્યાગ કરવો, દેહમાં અહંપણાની બુદ્ધિનો ત્યાગ કરવો ને જ્ઞાની પુરુષોની સાથે વાદનો પરિત્યાગ કરવો.

ભૂખરૂપ રોગની ચિકિત્સા કરવી (ઉપાય કરવો) – પ્રતિદિન ભિક્ષાન્નરૂપ ઔષધ ખાવું, પરન્તુ સ્વાદવાળા અન્નની માગણી ન કરવી – પ્રારબ્ધથી પ્રાપ્ત થયેલા અન્નથી સંતોષ માનવો. ટાઢ–તડકાને સારી રીતે સહન કરવા તથા નકામું વચન ન બોલવું, ઉદાસીનપણાની ઈચ્છા કરવી (ને) મનુષ્યો ઉપર કૃપા કરવાનું તથા નિષ્ઠુરતાનું છોડી દેવું.

એકાન્ત સ્થળમાં સુખે બેસવું, પરમાત્મા પરમાં (બ્રહ્મમાં)

माकर्णं मविलाप्यतां चितिबलान्नाप्युत्तरैः श्लिष्यताम् ।
प्रारब्धं त्विह भुज्यतामथ परब्रह्मात्मना स्थीयताम् ॥५॥
[इति श्रीमच्छंकराचार्यविरचितं साधनपंचकस्तोत्रं संपूर्णम्।]

॥ વિચારની સર્વોત્કૃષ્ટતા તથા આવશ્યકતા ॥

" नोत्पद्यते विना ज्ञानं विचारेणान्यसाधनैः ।
यथा पदार्थभानं हि प्रकाशेन विना क्वचित् ॥"
[ इति 'अपरोक्षानुभूति' –श्लो० ११ ]

અર્થ —" જેમ પદાર્થનું ભાન (પ્રીતીતિ), પ્રકાશ વિના, ક્યાય –કેમે કરીને પણ થતું જ નથી, તેમ **વિચાર વિના**, અન્ય સાધનોથી, જ્ઞાન ઉત્પન્ન થતુ નથી " [ઇતિ 'અપરોક્ષાનુભૂતિ'–શ્લોક ૧૧મો ]

વળી :—" चित्तस्य शुद्धये कर्म न तु वस्तूपलब्धये।
वस्तुसिद्धिर्विचारेण न किंचित्कर्मकोटिभिः ॥
सम्यग्विचारतः सिद्धा रज्जुतत्त्वावधारणा।
भ्रान्तोदितमहासर्प-भयदुःखविनाशिनी ॥
अर्थस्य निश्चयो दृष्टो विचारेण हितोक्तितः ॥
न स्नानेन न दानेन प्राणायामशतेन वा ॥"
[ इति 'विवेकचूडामणि – श्लो० ११–१३. ]

અર્થ :—" કર્મ ચિત્તની શુદ્ધિ અર્થે છે, પણ વસ્તુ ( સચ્ચિદાનંદસ્વરૂપ બ્રહ્માત્મતત્ત્વ–પ્રત્યગભિન્ન બ્રહ્મચૈતન્યરૂપ વસ્તુ )ની ઉપ-

---

ચિત્તને સારી રીતે એકાગ્ર કરવુ, પૂર્ણાત્માનો સારી રીતે સાક્ષાત્કાર કરવો, તે (પૂર્ણાત્મા) વડે આ જગતને બાધ પામેલુ જોવુ,(કલ્પિત જોવુ,) ચૈતન્યના સામર્થ્યથી સચિત કર્મોનો સારી રીતે લય કરવો, ઉત્તરોની ( ક્રિયમાણકર્મોની ) સાથે પણ ન જોડાવુ, ( અભિમાન ન કરવો ), અહિં પ્રારબ્ધ તો ભોગવવુ ને પછી (પ્રારબ્ધકર્મની સમાપ્તિ પછી વિદેહમુક્તિકાલમા ) પરબ્રહ્મરૂપે સ્થિતિ કરવી *. ૫

[ઇતિ શ્રીમચ્છંકરાચાર્યે રચેલ સાધનપચકસ્તોત્ર સમાપ્ત ]

---

* ભાવાર્થ.—અહિં 'પરબ્રહ્મરૂપે સ્થિતિ કરવી જોઇએ,' એવુ વિધાન ( વિધિવાક્ય ) નથી, પણ તેમની ( વિદેહમુક્તિકાળમા ) પરબ્રહ્મરૂપે સ્થિતિ સ્વાભાવિક જ થાય છે, એના વસ્તુસ્થિતિનુ માત્ર નિરૂપણ જ છે. એવુ સમજવાનું છે.

नाहं भूतगणो देहो नाहं चाक्षगणस्तथा ।
एतद्विलक्षणः कश्चिद्विचारः सोऽयमीदृशः ॥ ॥२॥
अज्ञानात्मभवं सर्वं ज्ञानेन प्रविलीयते ।
संकल्पो विविधः कर्ता विचार. सोऽयमीदृशः ॥ ॥३॥
एतयोर्यदुपादानमेकं सूक्ष्मं सदव्ययम्
यथैव मृद्घटादीनां विचारः सोऽयमीदृशः ॥ ॥४॥
अहमेकोऽपि सूक्ष्मश्च ज्ञाता साक्षी सदव्ययः ।
तदहं नात्र संदेहो विचारः सोऽयमीदृशः ॥ ॥५॥
[ इति अपरोक्षानुभूतिः श्लोक १२-१६ ]

## ॥ સર્વ સુખ વૈરાગ્યમાં ॥

શાસ્ત્ર કહે છે —

" न चेन्द्रस्य सुख किंचिन्न सुख चक्रवर्तिन. ।
सुखमस्ति विरक्तस्य मुनेरेकान्तजीविनः ॥"

અર્થ —" [ દેવરાજ ] ઇન્દ્રને પણ કંઇ સુખ નથી, તેમજ

+ હુ ( પચ ) ભૂતના સમૂહરૂપ દેહ નથી, તેમ હુ ઇન્દ્રિયોનો સમૂહ નથી એથી વિલક્ષણ કોઇક છુ — આના પ્રકારનો વિચાર તે ( વિચાર ) ૨

બધુ ( દશ્ય જગત ) અજ્ઞાનથી ઉપજ થએલુ છે, અને જ્ઞાન વડે તેનો અત્યત લય થાય છે, વિવિધ પ્રકારનો સકલ્પ તેનો કર્તા છે — આ આવા પ્રકારનો વિચાર તે ( વિચાર ) ૩

જેમ માટી, ઘટ આદિનુ કારણ છે, તેમ આ બન્નેનુ ( પચ ભૂત તથા ઇન્દ્રિયોનુ, અથવા અજ્ઞાન તથા વિચાર–જ્ઞાનનુ ) જે મૂળ કારણ છે, તે એક, સૂક્ષ્મ, સત્ અને અવિનાશી છે — આ આવા પ્રકારનો વિચાર તે ( વિચાર ) ૪.

હુ એક, અને વળી સૂક્ષ્મ, જ્ઞાતા, સાક્ષી, સત્ અને અવિનાશી છુ તેથી હુ ( બ્રહ્મ ) છુ તેમા સદેહ નથી — આ આવા પ્રકારનો વિચાર તે ( વિચાર ). ૫

[ ઇતિ ' અપરોક્ષાનુભૂતિ ', શ્લોક ૧૨ થી ૧૬ ]

+પ્રથમ શ્લોકના જવાબરૂપે દરેક પ્રશ્નના અનુક્રમે શ્લો. ૨, ૩, ને ૪, છે. છેલ્લો ( પાચમો ) શ્લોક વિચાર પ્રકરણના ઉપસહારરૂપ છે.

ચક્રવર્તી રાજાને [પણ કંઇ] સુખ નથી; સુખ [તો માત્ર] વિરક્ત-એકાન્તજીવી મુનિને (મનન કરનાર-બ્રહ્મધ્યાનપરાયણ-બ્રહ્મજ્ઞાનીને) [જ] છે."

"ઇન્દ્રને સુખ ના કાંઈ, ન સુખો ચક્રવર્તિને;
સુખ છે તે વિરક્તોને, -મુનિ-એકાન્તજીવિને."

ચક્રવર્તી (સાર્વભૌમ) રાજાને (અરે ! એટલુંજ નહિ પણ, તૈત્તિરીય તથા બૃહદારણ્યક ઉપનિષદમા બતાવેલ એક બીજાથી ઉત્તરોત્તર સો-સો ગણા અધિક સુખવાળા એવા ૧ સાર્વભૌમ રાજા, ૨ મર્ત્યગન્ધર્વ, ૩ દેવગન્ધર્વ, ૪ પિતર, ૫ આજાનદેવ, ૬ કર્મદેવ, ૭ મુખ્યદેવ, ૮ દેવરાજ-ઇન્દ્ર, ૯ ગુરુ-બૃહસ્પતિ, ૧૦ વિરાટ્-પ્રજાપતિ, તથા ૧૧ મહાત્મા અગર હિરણ્યગર્ભ-બ્રહ્મા : એ આદિ પ્રકારના સર્વને જ ) ભોગપદાર્થની – વૈભવની પરિપૂર્ણતા હોવા છતા પણ વિરક્ત પુરુષના જેટલુ સુખ તો નથીજ : કારણકે સાર્વભૌમ રાજા આદિકને ભોગસાધનનો સંચય (સંગ્રહ) કરવામા કેટલુંક દુઃખ હોય છે, તેમજ ભવિષ્યમા એ ભોગસાધનનો રખેને નાશ થાય, એવી ભીતિ બની રહે છે; જ્યારે વિરક્ત પુરુષને તો નિષ્કામતા – નિઃસ્પૃહતાની પરિપૂર્ણતા હોવાથી હમેશા દુઃખ તથા ભયનો અભાવજ હોય છે. એટલા માટે શ્રીભર્તૃહરિજીએ તેમના 'વૈરાગ્યશતક'મા ઠીકજ લખ્યુ છે કે, "......वैराग्यमेवाभयम्" ="........એક વૈરાગ્યજ અભયવસ્તુ છે." વળી ચક્રવર્તી રાજા આદિને ઉત્તરોત્તર પદ પ્રાપ્ત કરવાની આશા કે આતુરતા રહે છે; જ્યારે વિરક્તને નિષ્કામતાને લઇ – નિઃસ્પૃહતાને લઇ તેમ હોતું નથી. માટે તેને તો બસ નિરતિશય સુખજ – પરમાનન્દજ બન્યા રહે છે. તેથી સર્વ સુખ વૈરાગ્યવાનનેજ હોય છે. એટલા માટે સર્વ સુખ વૈરાગ્યમાંજ છે, એ વાત યથાર્થ છે.

આ એક નિયમ છે કે, 'જેટલો જેટલો વધારે વૈભવ, તેટલું તેટલું વધારે દુઃખ.' ફ્રાન્સના રાજા હેન્રી ચોથા (Henry IV)એ અનુભવથી પોતાના રાજ્યથી કંટાળી જઇ પોતાનો મુકુટ ખુરસી ઉપર મૂકતા એવા ઉદ્ગારો કાઢ્યા છે કે, 'મુકુટ પહેરનાર અશાન્તિમાં રહે છે.' મતલબ એ કે, 'ખરી શાન્તિ આત્મસુખ ને વૈરાગ્ય વિના મળે કદાપ પણ નથી.' શ્રીભર્તૃહરિ મહારાજે યથાર્થ અનુભવ કરીને કહ્યું છે કે:—

" **निष्कंटकेऽपि न सुखं वसुधाधिपत्ये**
**कस्यापि राजतिलकस्य यदेव देवः ।**
**विश्वेश्वरो भुजगराजविभूतिभूषो**
**हित्वा तपस्यति चिरं सकला विभूतीः ॥"**

અર્થ :—" પૃથ્વીનું નિષ્કંટક કહેતાં શત્રુરહિત આધિપત્ય એટલે રાજ્ય મળ્યા છતાં પણ કોઈ પણ મહાન્ રાજાને ( ચક્રવર્તી રાજાને ) સુખ નથી [ મળ્યું ] : જેથી કરીને ( એટલા માટે ) મોટા સર્પો તથા ભસ્મના અલંકારવાળા એ દેવ ( ભગવાન્ ) વિશ્વેશ્વર (મહાદેવજી) તમામ વિભૂતિને છોડી ચિરકાળ તપ કરે છે." ઘણા મોટા-મોટા રાજાઓ રાજ્યપાટ મૂકીને, ભોગ-વૈભવને તિલાંજલિ આપીને, જંગલમાં એકાન્ત સેવીને, બ્રહ્મવિદ્યાનો અભ્યાસ કરી. બ્રહ્મસુખને અનુભવી, વિષયસુખ કરતાં બ્રહ્મસુખ કરોડો દરજ્જે મોટું છે, એમ ગણીને, દુનિયાને ઉપદેશ કરે છે કે, ' હે પામર લોકો ' આ વિષયરૂપ નરકમાં શા માટે પડી પડી સડી મરો છો ?—મરવા કરો છો ! ! મોક્ષસુખ મહા મોટું છે, નિત્ય છે; માટે તેને અનુભવવા વિષયોને ત્યજી પ્રબળ પુરુષાર્થ કરો! ........'........ માટે ખરેખર **સર્વ સુખ વૈરાગ્યમાં છે.**

ભગવાન્ **શ્રીશંકરાચાર્ય** પણ (' વિવેકચૂડામણિ '—શ્લોક ૩૭૭ મામાં ) કહે છે કે :—

"**वैराग्यान्न परं सुखस्य जनकम्.** "=" વૈરાગ્યથી પર ( બીજું શ્રેષ્ઠ ) સુખનું જનક ( ઉત્પાદક ) [ કોઈ ] નથી." વળી, "**तच्चेच्छुद्धतरात्मबोधसहितं स्वाराज्यसाम्राज्यधुक्.** " = "[ વળી ] તે ( વૈરાગ્ય ) જો શુદ્ધતર આત્મબોધ ( આત્મજ્ઞાન ) સહિત [ હોય ], તો-તો સ્વારાજ્ય-સામ્રાજ્યધુક ( એટલે કે સ્વસ્વરૂપ વિષે મ્હાલવારૂપ જે જીવન્મુક્તિ, તે જ સ્વારાજ્ય, તેનું સામ્રાજ્ય એટલે મોટા સુખ-વૈભવ, તેવા દુગ્ધામૃતને આપનાર કામધેનુરૂપ ) [ નીવડે ]. "

ત્યાર પછી,—"**एतद्द्वारमजस्रमुक्तियुवतेः** "=" એ (વૈરાગ્ય) અજસ્ર (અગણિત - અસ્ખલિત) મુક્તિરૂપ યુવતિનું દ્વાર (દ્વારરૂપ) [છે]."

**આ રીતે સર્વ સુખનું કારણ વૈરાગ્યજ છે.**

કારણ કે, :—

" अत्यन्तवैराग्यवतः समाधिः समाहितस्यैव दृढप्रबोधः।
प्रबुद्धतत्त्वस्य हि बन्धमुक्तिर्मुक्तात्मनो नित्यसुखानुभूतिः॥"

[ इति श्रीशंकराचार्य-' विवेकचूडामणि.' — श्लो० ३७६ ].

અર્થ—" અત્યન્ત વૈરાગ્યવાળાને ( યાને તીવ્ર વૈરાગ્યવાળાને ) [જ] સમાધિ ( નિર્વિકલ્પ-અસંપ્રજ્ઞાત સમાધિ ) [ સિદ્ધ થાય છે ], (ભગવાન્ શ્રીપતંજલિ મુનિએ પોતાના યોગસૂત્રમાં, એટલે કે 'શ્રીપાતંજલયોગદર્શન'- સમાધિપાદ ૧ — સૂત્ર ૨૧મામાં, લખ્યું છે કે, " तीव्रसंवेगानामासन्न [ समाधिलाभ ] "=" તીવ્ર વૈરાગ્યવાળાને શીઘ્ર [ જ સમાધિલાભ થાય છે ] " 'સાંખ્યસૂત્ર'માં પણ છે કે " विरक्तस्य तत्सिद्धि "=" વિરક્તને તે ( સમાધિ)ની સિદ્ધિ [ થાય છે ] "

વળી,—" ऐहिकामुष्मिकार्थेषु ह्यनित्यत्वेन निश्चयात् ।
नैस्पृह्यं तुच्छबुद्ध्या यत्तद्वैराग्यमितीर्यते ॥"

=" ઐહિક-આમુષ્મિકના એટલે આલોક-પરલોકના વિષય-પદાર્થોમાં, અનિત્યપણાએ કરીને જ નિશ્ચય થકી, તુચ્છબુદ્ધિએ કરીને જે નિસ્પૃહતા, તે 'વૈરાગ્ય' એવું કહેવાય છે." [ ઇતિ શ્રીશંકરાચાર્ય-'સર્વવેદાન્ત-સિદ્ધાન્તસારસંગ્રહ' - શ્લોક ૨૨ ].

ત્યાર પછી,—

"काकस्य विष्ठावदसद्बुद्धिर्भोग्येषु सा तीव्रविरक्तिरिष्यते।
प्रदृश्यते यत्तु नियत्र दोषो न तत्र पुंसोऽस्ति पुनः प्रवृत्तिः॥"

=" [ આલોક તથા પરલોકના ] ભોગ્યપદાર્થોમાં, કાગડાની વિષ્ટાની માફક ( વાયસ-વિષ્ટાવત્ - કાક-વિષ્ઠાવત્ ) [ તેમજ શ્વાન-પાયસ-વાન્તવત્ એટલે કે કૂતરાએ ખાધેલ દૂધપાકની કરેલી ઉલ્ટી બરાબર], અસત્બુદ્ધિ, તે 'तीव्र विरक्ति' ( તીવ્ર વૈરાગ્ય ) કહેવામાં આવે છે ( અર્થાત્ કહેવામાં આવે છે ), તથા વસ્તુમાં દોષ પ્રદર્શિત થાય ( અર્થાત્ સમ્યક્પણે દેખાય ), ત્યાં પુરુષને [ વસ્તુમાં ] પુનઃ પ્રવૃત્તિ થતી નથી." [ઇતિ શ્રીશંકરાચાર્ય-'સર્વવેદાન્તસિદ્ધાન્તસારસંગ્રહ' - શ્લોક ૨૮.] — આવા તીવ્ર વૈરાગ્યવાળાને જ સમાધિનો લાભ થાય છે — સમાધિની સિદ્ધિ થાય છે. [ પછી, એવા ] સમાહિતને જ દૃઢપ્રબોધ ( એટલે દૃઢજ્ઞાન ) [ હોય છે ]; [ ત્યાર પછી, એવા ] પ્રબુદ્ધતત્ત્વનેજ બન્ધ-મુક્તિ, [ અને, એવા ] મુક્તાત્માને [જ] નિત્યસુખની અનુભૂતિ [ થયા કરે છે ]." [ ઇતિ શ્રીશંકરાચાર્ય-'વિવેકચૂડામણિ' શ્લોક ૩૭૬.]

આ પ્રમાણે, ભગવાન્ શ્રીશંકરાચાર્ય પ્રભુના ઉપલા શ્લોક ઉપરથી સિદ્ધ થાય છે કે, પરમાનન્દની પ્રાપ્તિ તથા સર્વ અનર્થની નિવૃત્તિરૂપ **મુક્તિ**પદના નિત્ય – નિરતિશય સુખનો ઉપભોગ કે અનુભવ એક વૈરાગ્યવડે કરીનેજ ક્રમે કરીને – પરંપરાએ કરીને થાય છે. ॥ૐ॥

માટે પરમ સુખનુ સાધન એક વૈરાગ્યજ છે – બસ, **સર્વ સુખ વૈરાગ્યમાં** જ છે, એ સર્વ શાસ્ત્રસંમત છે. ॥ અસ્તુ ॥

**( ગિરિધર-કુંડલિયા. )**

એક ફકીરી લા મઝબ, દૂસર જ્ઞાન અથાહ;
ઉભય રતન ડિગ જિનહિકો, તિનકો કયા પરવાહ ( ! ) :
તિનકો કયા પરવાહ, વસ્તુ જિન પાસ અમોલક;
કૌન તિનહિકો કમી, અટુટ ધન જિન ઘર ગોલક ( ! ) :
કહૈ **ગિરધર કવિરાય**, ક્રાન્તિ જિન દીની છેક,
સો કયો હોવૈ દીન, બ્રહ્મવત્ત જિનકે એક.

× × ૐ × ×

બમ, – **સર્વ મસ્તી, સર્વ બેપરવાઇ, સર્વ અદીનતા, અરે ! <u>સર્વ સુખ વૈરાગ્યમાં</u>.** તો, હવે ચાલો, એ **વૈરાગ્યનો વિચાર** સંક્ષેપમા પાચ શ્લોક વડે કરીએ અને વળી સાથે-સાથે એ વૈરાગ્ય જેનામા હોય, તેને મુક્તિનુ 'થ્રુઆઉટ્ લાઇસેન્સ યા સર્ટીફીકેટ' ( throughout-license or certificate ) પણ આપતા જઇએ :—

## ॥ वैराग्यविचाराः ॥

**आदरेण यथा स्तौति धनवन्तं धनेच्छया ।**
**तथा चेद् विश्वकर्तारं को न मुच्येत बन्धनात् ॥ ॥१॥**
**यथा सुनिपुणः सम्यक् परदोषेक्षणे रतः ।**
**तथा चेन्निपुणः स्वेषु को न मुच्येत बन्धनात् ॥ ॥२॥**

* અર્થ :— ॥ **વૈરાગ્ય-વિચાર** ॥

ધનની ઇચ્છાથી ધનવાનની આદર સહિત જેમ સ્તુતિ કરે છે, તેમ જો વિશ્વકર્તાની [સ્તુતિ] કરે તો, બંધનમાથી કોણ મુક્ત ન થાય? **૧.**

જેમ પારકા દોષ જોવામા ઘણી હોશિયારીથી સારી રીતે લાગેલો રહે છે, તેમ જો પોતાના [દોષો] જોવામાં નિ-

धर्माख्याने स्मशाने च रोगिणां या मतिर्भवेत् ।
सा सर्वदैव तिष्ठेचेत् को न मुच्येत बन्धनात् ॥ ॥३॥
भोजनान्ते स्मशानान्ते मैथुनान्ते च या मतिः
सा मतिश्चेत् सदैव स्यात् को न मुच्येत बन्धनात् ॥ ॥४॥
समासक्तं यथा चित्तं जन्तोर्विषयगोचरे ।
यद्येवं ब्रह्मणि स्यात्तत् को न मुच्येत बन्धनात् ॥ ॥५॥

— ॥ પરમહિતૈષિણી શ્રીશ્રુતિમાતાની હાક ॥ —

"उत्तिष्ठत जाग्रत प्राप्य वरान्निबोधत ।
क्षुरस्य धारा निशिता दुरत्यया दुर्गं पथस्तत्कवयो वदन्ति॥"
[कृत 'कठोपनिषत प्रथमाध्याय-तृतीयावल्ली-मन्त्र १४]

અર્થ — [હે અધિકારીઓ ! – હે મુમુક્ષુજનો !] ઉઠો (૧) (જ્ઞાન મેળવવા પ્રયત્નવાન્ થાઓ – આત્મજ્ઞાનની સન્મુખ – અભિમુખ થાઓ) જાગો (૨) (અજ્ઞાનરૂપ નિદ્રાને ત્યજો), શ્રેષ્ઠ-બ્રહ્મવિદ્ આચાર્યોની સમીપ જઇ (શ્રીગુરુ–શરણે જઇ) તેમના ઉપદિષ્ટ આત્મતત્ત્વ (સ્વસ્વરૂપ)નું જ્ઞાન સંપાદન કરો (૩), [આ જાણવા માટે કારણ એ છે કે આત્મા સૂક્ષ્મબુદ્ધિના વિષયરૂપ હોવાથી, અપ્રમાદિનચિત્તવાળાઓથી યાને કે અનભ્યાસીઓથી જાણવાને શક્ય નથી જ કિંતુ અતિસૂક્ષ્મબુદ્ધિવાળા એવા અભ્યાસીઓથી જ જાણી શકાય તેમ છે માટે વિશેષ યત્નની જ જરૂર છે (૪), એમ ન જાણવું, પણ દુર્લભ – દુઃસંપાદ્ય જાણી તેને વિશે ખૂબ યત્ન – ફરી ફરી પ્રયત્ન નિરંતર કર્યા જોઇએ આ કારણથી શ્રુતિ ભગવતી

---

બંધનમાંથી કોણ મુક્ત ન થાય ? ૨

ધર્માખ્યાનમાં અને સ્મશાનમાં, તેમજ રોગીઓની જે વૃત્તિ હોય છે, તેવી વૃત્તિ જો સર્વદા રહ્યા કરે તો, બંધનમાંથી કોણ મુક્ત ન થાય ? ૩

ભોજનાન્તે, સ્મશાનના અને મૈથુનના અન્તમાં જેવી મનોવૃત્તિ હોય છે, તેવી વૃત્તિ જો હમેશા હોય તો, બંધનમાંથી કોણ મુક્ત ન થાય ? ૪

વિષયમાં પ્રાણીનું મન જેવું ગાઢ રીતે આસક્ત હોય છે, તેવું જ બ્રહ્મમાં હોય તો, બંધનમાંથી કોણ મુક્ત ન થાય ? ૫

સદૃષ્ટાન્ત કહે છે કે — ] અસ્ત્રાની તીક્ષ્ણ ધાર [ જેમ ] દુરત્યયા [ છે ] ( અર્થાત્ મગણુ ઉપર ઘસી-ઘસીને ખુબ તીક્ષ્ણ કરેલ નાપિતનુ શસ્ત્ર જે અસ્ત્રો, તે અસ્ત્રાની તીક્ષ્ણ ધાર ઉપર પગ વડે ચાલવુ જેમ અશક્ય છે ), [ તેમ ] તે માર્ગ ( એટલે કે આ આત્મજ્ઞાનનો માર્ગ ) દુર્ગ છે ( એટલે કે અતિશય અઘરો – દુ ર્ગંપાદ્ય છે ), [ એવુ ] કવિઓ ( યાને પંડિતો ) કહે છે."

એવી રીતે પરમહિતૈષિણી ભગવતી શ્રીશ્રુતિજનની મુમુક્ષુઓને હાક માર્યા કરે છે એજ પ્રમાણે **પરોપકારી અહેતુકકૃપાસિંધુ શ્રીસંત-મહાત્મા પણ પ્રાતઃકાળ-બ્રાહ્મમુહૂર્તે ગલી-ગલીમાં ફરીને મધુર સ્વરે ગાન કરતાં ઉંઘતા માયાવી જીવોને તેમજ મુમુક્ષુઓને જગાડે છે —**

## *॥ भो मुमुक्षवः सावधाना भवत ॥

**आशायां वध्यते लोकः कर्मणा परिवद्धयते ।**
**आयुः क्षीणं न जानाति तस्माज्जागृहि जागृहि ॥ ॥१॥**
**कामक्रोधौ लोभमोहौ देहे तिष्ठंति तस्कराः ।**
**हरंति ज्ञानरत्नानि तस्माज्जागृहि जागृहि ॥ ॥२॥**
**ऐश्वर्यं स्वप्नसंकाशं यौवनं कुसुमोपमम् ।**
**क्षणं चंचलमायुष्यं तस्माज्जागृहि जागृहि ॥ ॥३॥**
**माता नास्ति पिता नास्ति नास्ति वंधुः सहोदरः ।**
**अर्थो नास्ति गृहं नास्ति तस्माज्जागृहि जागृहि ॥ ॥४॥**

---

* અર્થ :— ॥ હે મુમુક્ષુઓ ! સાવધાન થાઓ ॥

લોકો, આશાની અંદર બધાય છે, કર્મથી ચારે પાસ બંધાય છે, આયુષ્ય ક્ષીણ થતુ જાણતા નથી, માટે જાગો, જાગો. ૧.

દેહમા કામ, ક્રોધ, લોભ અને મોહરૂપી તસ્કરો વસે છે, અને જ્ઞાનરૂપી રત્નોનુ હરણ કરે છે, માટે જાગો, જાગો. ૨.

ઐશ્વર્ય સ્વપ્ન જેવુ છે જુવાની ફુલ જેવી ( જલદી કરમાઇ જાય તેવી ) છે, આયુષ્ય ક્ષણભર અને ચંચળ છે, માટે જાગો, જાગો ૩

( વાસ્તવિક રીતે કોઇ ) માતા નથી, પિતા નથી, બંધુ (કે) સહોદર નથી, અર્થ નથી, (અને) ગૃહ નથી, માટે જાગો, જાગો ૪.

जन्मदुःखं जरादुःखं नित्यदुःखं पुनः पुनः ।
संसारसागरे दुःखं तस्माज्जागृहि जागृहि ॥ ॥૫॥*

॥ જાગ મુસાફર ! ॥

રાગ ધુન-ત્રિતાલ.

જાગ મુસાફર ક્યા સુખ સોવે, આખિર તુઝકો જાના હૈ રે. (ટેક.)
ઇસ મગરમેં રહન ન પાવે, ક્યા રાજ ક્યા રાના હૈ રે;
કાહે પેર ફૈલાવે મૂરખ ! ઘડી-પલક ઠહરાના હૈ રે.—જાગ૦
ઇક આવત ઇક ચલ જાવે, કાયમ નહીં ઠિકાના હૈ રે;
યહ ઝલ ભરિયા સુંદર પરિયા, કાહે દેખ લુભાના હૈ રે.—જાગ૦
ઇસ મકાનમેં ચાર ભમત હૈ, અપના માલ બચાના હૈ રે;
આ પરદેશ ખર્ચ મત કીજે, યહાં તો તુઝે કમાના હૈ રે.—જાગ૦
દૂર દેશમેં જાના તુઝકો, પાસ ન કછુ સામાના હૈ રે;
'બ્રહ્માનંદ' સુકૃત કર પ્રાણી, જો આગે સુખ પાના હૈ રે.—જાગ૦

**॥ સર્વ અનર્થનું મૂળ અજ્ઞાનજ, માટે અજ્ઞાનની હેયતા ॥**

પ્રથમ તો, શ્રુતિ ('કઠોપનિષદ્' — અધ્યાય ૧ — વલ્લી ૨ — મંત્ર ૪ — પૂર્વાર્ધમાં **નચિકેતા** પ્રતિ મૃત્યુ યાને **યમરાજા**), જ્ઞાન તથા અજ્ઞાનનું પરસ્પર, સ્વરૂપથી તથા ફળથી, તમ અને પ્રકાશની માફક, વિરોધિપણું — ભિન્નરૂપતા બતલાવે છે કે:—

" दूरमेते विपरीते विषूची अविद्या या च विद्येति ज्ञाता।"

અર્થ:—" વિદ્યા (જ્ઞાન) અને અવિદ્યા (અજ્ઞાન) એ બન્ને અત્યન્ત વિપરીત (એટલે કે સ્વરૂપથી વિલક્ષણ— તમ તથા પ્રકાશની પેઠે તદ્દન ઉલટાં), [તેમજ] ભિન્ન (જૂદા-જૂદા) ફળ આપવાવાળા [છે], એમ [પંડિતોએ] જાણેલ છે — નિશ્ચય કરેલ છે."

અહીં સમજવાનું કે:—**વિદ્યા** એટલે શ્રેય તરફ દોરવનારૂં જ્ઞાન, તથા **અવિદ્યા** એટલે પ્રેય તરફ દોરાવનારૂં અજ્ઞાન. શ્રેયનું ફળ મોક્ષ, અને પ્રેયનું ફળ સ્વર્ગનું અપ્સરાદિનું સુખ તથા મર્ત્યલોકમાં સ્ત્રી-ધન-પુત્રાદિનું સુખ. **સાર એ છે કે:— મોક્ષસાધન જ્ઞાનરૂપ શ્રેયને ગ્રહણ કરવાવાળો પુરુષ હિત મેળવે છે યાને પરમ-પુરુષાર્થરૂપ તથા ઉત્કૃષ્ટફળરૂપ મોક્ષસુખ ભોગવે છે; જ્યારે**

*અર્થ—જન્મનું દુઃખ, જરાનું દુઃખ, વારંવાર હમેશાં દુઃખ, (એમ) સંસારસાગરની અંદર દુઃખ (જ) છે, માટે જાગો, જાગો. ૫.

અભ્યુદયસાધન અજ્ઞાનાત્મક કર્મરૂપ પ્રેયને ગ્રહણ કરવાવાળો પુરુષ તો અહિત જ મેળવે છે, કેમકે મોક્ષરૂપ પરમપુરુષાર્થથી તે ભ્રષ્ટ થાય છે — મોક્ષરૂપ પરમપ્રયોજનથી તે દૂર જાય છે – અપ્રાપ્ત રહે છે.

પછી તો, — " अविद्यायामन्तरे वर्तमाना स्वयं धीरा पण्डितम्मन्यमानाः । दन्द्रम्यमाणा परियन्ति मूढा अन्धेनैव नीयमाना यथान्धा ॥

न साम्पराय प्रतिभाति बालं प्रमाद्यन्तं वित्तमोहेन मूढम् ।
अयं लोको नास्ति पर इति मानी पुन पुनर्वशमापद्यते मे ॥"

[ इति ' कठोपनिषत् ' – प्रथमाध्याय – वल्ली २ मन्त्र ५-६ ]

અર્થ — " અવિદ્યાની માહ્ય રહેવાવાળા, [છતાં] પોતાને ધીર (લૌકિક પ્રજ્ઞાવાન્) [તથા] પંડિત (શાસ્ત્રીય પ્રજ્ઞાવાન્) માનવાવાળા, અત્યન્ત કુટિલ અનેક પ્રકારની ગતિને ઇચ્છવાવાળા, [એવા] મૂઢો (અવિવેકી પુરુષો) અનેક પ્રકારના અનર્થને પામે છે, – જેમ આંધળા વડે જ દોરવાયલા આંધળાઓ (અર્થાત્ એક આંધળો અનેક આંધળાને — આંધળાના ટોળાને દોરે, તો તેઓ ખાડા-ખગચામાં પડી તથા કુમાર્ગે – ખોટે રસ્તે ચઢી કંટકવેધનાદિજન્ય અનેક અનર્થને જેમ પામે છે, તેમ કર્મી – અજ્ઞાનીઓ અનેક જન્મ-મરણાદિરૂપ સમાગનર્થને પામે છે કિંચ — એટલું જ નહિ પણ, ધૂમમાર્ગદ્વારા સ્વર્ગગમન કરવાની ઇચ્છાવાળા એવા કર્મી – અજ્ઞાની જનોના મ્હોટા સરદારરૂપ ગુરુ પણ મૂઢ જ છે, અને તે પણ દોરનાર આંધળાની પેઠે અનેક અનર્થને પામે જ છે એવું આંધળાના દૃષ્ટાન્તથી સૂચિત થાય છે). [ એજ પ્રકારનો મંત્ર – લગભગ એજ મંત્ર 'મુંડકોપનિષદ્' – મુ० ૧ – ખ० ૨ – મં० ૮માંમાં છે. ફક્ત પાઠમાં ફેર એટલો જ છે કે, ત્યાં 'दन्द्रम्यमाणाः' ને બદલે 'जंघन्यमाना' એવો પાઠ છે. ]

२ પ્રમાદવાળા (અર્થાત્ પુત્ર-પૌત્ર-પશુઆદિ ફળોમાં સંલગ્ન ચિત્ત — આસક્તિવાળા) [ તથા ] વિત્તના મોહથી મૂઢ [થયેલા, – એવા] બાળકને (એટલે કે અવિવેકીને – વિવેકરહિત પુરુષને) સાંપરાય (એટલે કે સમ્યક્ પ્રકારે પર – દેહનું પતન થયા પછી ઊર્ધ્વલોક – પ્રતિ જવાય તે સાંપરાય. અર્થાત્ પરલોક તથા પરલોકની પ્રાપ્તિના કારણરૂપ કર્મ – પ્રણવોપાસનાદિ શાસ્ત્રીય સાધનવિશેષ તે સાંપરાય)

જાણુયો હોતો નથી. 'આ (સ્ત્રી-અન્ન-પાનાદિવિશિષ્ટ પ્રત્યક્ષ-પ્રમાણના વિષયીભૂત) લોક [જ] [એક છે], અન્ય નથી (અર્થાત્ આ પ્રત્યક્ષ દશ્યમાન લોક સિવાય અન્ય કોઇ પર કહેતા અદશ્ય-માન લોક યાને પરલોક છેજ નહિ', — એવું માનવાવાળો પુરુષ પુન: પુન: (વારંવાર — ફરી ફરી) મ્હારે વશ થાય છે. (એ વાત નચિકેતા પ્રતિ યમરાજા કહે છે, માટે યમરાજા કહે છે કે, 'મ્હારે વશ થાય છે' અર્થાત્ મૃત્યુવશ થાય છે — યમયાતના અનુભવે છે.) [ત્યાં, — શાસ્ત્રીય કર્મોના અનુષ્ઠાનથી પ્રાપ્ત થતા સ્વર્ગફલ-ભોગના અવસાને લાખા નમયે મ્હારે વશ (મૃત્યુવશ) થાય છે; જ્યારે શાસ્ત્રપ્રતિષિદ્ધ કર્મોના કરનાર તો જન્માન્તરે — તરતજ મ્હારે વશ થાય છે — એવું 'પુન' શબ્દની દ્વિરુક્તિવડે સૂચિત થાય છે.]"
[ઇતિ 'કઠોપનિષદ્ — અ૦ ૧ — વલ્લી ૨ — મંત્ર ૫-૬.]

વળી, — " बालास्ते मृत्योर्यान्ति विततस्य पाशम् ।"
[ इति 'कठोपनिषद्' — अ० २ — व ४ — मं० २.]

અર્થ :— "તે બાળકો (એટલે કે તે વિષયભોગી અવિવેકી પુરુષો) વ્યાધિ આદિ અનેકરૂપે વિસ્તાર પામેલ મૃત્યુના (સર્વમારક યમના) પાશને (એટલે કે નિરંતર જન્મ-મરણરૂપ અનર્થસમૂહને) પામે છે." [ઇતિ 'કઠોપનિષદ્' — અ૦ ૨ — વ૦ ૪ — મં૦ ૨—પૂર્વાર્ધમાં].

" मृत्योः स मृत्युमाप्नोति — मृत्यो स मृत्युं गच्छति."
[ इति 'कठोपनिषत्' — अ० २ — व० ४ — मं० १०—११ ].

અર્થ :— "તે (ભેદ જોવાવાળો — અજ્ઞાની પુરુષ) મૃત્યુથી મૃત્યુને (અર્થાત્ પુનઃ પુન જન્મ-મરણને) પામે છે — તે (ભિન્નતા જોવાવાળો — અજ્ઞાની પુરુષ) મૃત્યુથી મૃત્યુને (અર્થાત્ જન્મ-મરણની ધારાને — પરંપરાને) પામે છે." [ઇતિ 'કઠોપનિષદ્' — અ૦ ૨ — વ૦ ૪ — મં૦ ૧૦-૧૧ — ઉત્તરાર્ધમાં ].

ભગવાન્ શ્રીશંકરાચાર્ય પણ 'મોહમુદ્ગરસ્તોત્ર'માં (શ્લોક ૨૧માના પૂર્વાર્ધમાં) કહે છે કે —

"पुनरपि जननं पुनरपि मरणं पुनरपि जननीजठरे शयनम् ।"

અર્થ :— "પુન: પણ જન્મ, પુનઃ પણ મરણ, પુનઃ પણ જનની-જઠરે શયન."

વળી, — "आत्मज्ञानविहीना मूढास्ते पच्यन्ते नरकनिगूढाः ॥"

અર્થ :— "આત્મજ્ઞાનરહિત મૂઢ [જેઓ છે], તેઓ, નરકમાં અત્યન્ત આચ્છાદિત (ગરક) [થઇને], સડયા કરે છે."

શ્રીઈશાવાસ્ય ઉપાનષદ્‌ની શ્રુતિ પણ કહે છે કે:—

" असुर्या नाम ते लोका अन्धेन तमसावृताः ।
ताँस्ते प्रेत्याभिगच्छन्ति ये के चात्महनो जनाः॥ "

[ इति 'ईशावास्योपनिषत्' – मन्त्र ३. ]

અર્થ :— " જે કોઇ પણ મનુષ્યો આત્માનું હનન કરનારા ( અર્થાત્ આત્મા સ્વતઃ — યથાર્થતઃ અજરામરરૂપ હોવા છતાંય અજ્ઞાને કરીને તેને જરામરણાદિવાળાની માફક માનવાવાળા આત્મ-સ્વરૂપના જ્ઞાનરહિત – અજ્ઞાની પુરુષો ) [છે], તેઓ, શરીર છોડ્યા પછી ( મરણ પછી ), આવરક તમથી ( સ્વરૂપના અજ્ઞાનથી ) આવૃત ( આચ્છાદિત ) [ એવા ] અસુરોને જ યોગ્ય જે [ કર્મફળ-ભૂત શ્વાન-સૂકરાદિ દેહવિશેષરૂપ ] લોકો [છે], તેઓને ( તે શ્વાન-સૂકરાદિના દેહરૂપ આસુરી લોકોને ) સમ્યક્‌પણે પામે છે. " [ ઇતિ 'ઈશાવાસ્યોપનિષદ્' – મંત્ર ૩. ]

એજ પ્રમાણે શ્રીકૃષ્ણપરમાત્મા પણ 'ગીતા' (અ૦ ૫ – શ્લો૦ ૧૫ — ઉત્તરાર્ધ)માં અર્જુન પ્રતિ કહે છે કે:—

" अज्ञानेनावृतं ज्ञानं तेन मुह्यन्ति जन्तवः । "

અર્થ :— " અજ્ઞાને કરીને જ્ઞાન આવૃત ( ઢંકાયલું ) [છે], તેથી પ્રાણીઓ મોહ પામે છે. "

× × × × × × ×

ઇત્યાદિ શ્રુતિ–સ્મૃતિરૂપ શાસ્ત્રપ્રમાણો વડે અજ્ઞાનથી પ્રાપ્ત થતા અનર્થો જાણવામા આવે છે, તેમજ લોકમાં પણ સુપ્રસિદ્ધ જ છે. માટે મુમુક્ષુએ એ અજ્ઞાનનો ત્યાગ કરવો જોઇએ. તો એ અજ્ઞાનનું સ્વરૂપ કેવું હશે (?), એ જાણવા માટે નીચે પાંચ શ્લોકમા સંક્ષેપથી પણ સુંદર રીતે ભગવાન્ **શ્રીશંકરાચાર્ય** પ્રભુ **અજ્ઞાનનું સ્વરૂપ** દર્શાવે છે :—

## * ॥ अज्ञानस्वरूपमाह ॥

**आत्मा विनिष्कलो ह्येको देहो बहुभिरावृतः ।
तयोरैक्यं प्रपश्यन्ति किमज्ञानमतः परम् ॥ ॥१॥**

---

* અર્થ:— ॥ અજ્ઞાનનું સ્વરૂપ કહે છે. ॥

આત્મા અંશ રહિત ( નિરવયવ ) અને એક છે, ( જ્યારે ) દેહ બહુ બહુ અંશોથી આવૃત છે. ( છતાં ) તે બન્નેનું એકપણું

आत्मा नियामकश्चान्तर्देहो बाह्यो नियम्यकः ।
तयोरैक्यं प्रपश्यन्ति किमज्ञानमतः परम् ॥ ॥२॥
आत्मा ज्ञानमयः पुण्यो देहो मांसमयोऽशुचिः ।
तयोरैक्यं प्रपश्यन्ति किमज्ञानमतः परम् ॥ ॥३॥
आत्मा प्रकाशकः स्वच्छो देहस्तामस उच्यते ।
तयोरैक्यं प्रपश्यन्ति किमज्ञानमतः परम् ॥ ॥४॥
आत्मा नित्यो हि सद्रूपो देहोऽनित्यो ह्यसन्मयः ।
तयोरैक्यं प्रपश्यन्ति किमज्ञानमतः परम् ॥ ॥५॥
[इति अपरोक्षानुभूति श्लोक १७-२१]

## ॥ જ્ઞાન વિના મોક્ષ નથી.
### માટે સર્વ સાધનોમા જ્ઞાનની મુખ્યતા ॥

'ऋते ज्ञानान्न मुक्तिः [इति श्रुति]
અર્થ — જ્ઞાન વિના મુક્તિ નથી ' [ઇતિ શ્રુતિ]
'ज्ञानादेव तु कैवल्यम् ' [इति श्रुति]
અર્થ — જ્ઞાનથી જ કૈવલ્ય (મોક્ષ) [મળે છે] [ઇતિ શ્રુતિ]
'ज्ञान विना न मोक्षः स्यात् ' [इति स्मृति.]
અર્થ — જ્ઞાન વિના મોક્ષ છે નહિ [ઇતિ સ્મૃતિ]

---

જુએ છે (તે બન્ને એક છે એમ જુવે છે) આથી વધારે અજ્ઞાન શુ હોય ? ૧

આત્મા નિયામક અને આન્તર છે, (જ્યારે) દેહ નિયમમા રહેનાર અને બાહ્ય છે (છતા) તે બન્નેનુ એકપણુ જુવે છે। આથી વધારે અજ્ઞાન શુ હોઇ શકે ? ૨

આત્મા જ્ઞાનમય, પવિત્ર છે, (જ્યારે) દેહ માંસમય, અપવિત્ર છે (છતા) તે બન્નેનુ એકપણ જુવે છે। આથી વધારે અજ્ઞાન શુ હોઇ શકે ? ૩

આત્મા પ્રકાશક, સ્વચ્છ છે, (જ્યારે) દેહ જડ છે (છતા) તે બન્નેનું એકપણુ જુવે છે। આથી વધારે અજ્ઞાન શુ હોઇ શકે ? ૪

આત્મા નિત્ય તેમજ સદ્રૂપ (બાધ નહિ પામનાર) છે, (જ્યારે) દેહ અનિત્ય અને અસદ્રૂપ છે (છતાં) તે બન્નેનુ એકપણુ જુવે છે। આથી વધારે અજ્ઞાન શુ હોઇ શકે ? ૫

[ઇતિ અપરોક્ષાનુભૂતિ, શ્લોક ૧૭ થી ૨૧]

આ પ્રમાણે અનેક શ્રુતિ–સ્મૃતિ–પ્રમાણપ્રસિદ્ધ 'જ્ઞાન વિના મોક્ષ નથી જ' એવું સાબિત થાય છે.

વળી :—" **श्रेयान्द्रव्यमयाद्यज्ञाज्ज्ञानयज्ञः परंतप।**
**सर्वं कर्माखिलं पार्थ ज्ञाने परिसमाप्यते॥ "**
[ इति 'गीता' – अ० ४ – श्लो० ३३ ]

અર્થ : — " હે પરંતપ ! દ્રવ્યમય યજ્ઞ કરતાં જ્ઞાનયજ્ઞ (જ્ઞાનમય યજ્ઞ) શ્રેષ્ઠ [ છે ]; [ કારણ કે ] હે પાર્થ ! બધાં કર્મો જ્ઞાનમાં પરિસમાપ્ત થાય છે (પુરેપૂરાં સમાઇ જાય છે – ખપી જાય છે)." [ ઇતિ 'ગીતા' – અ૦ ૪ – શ્લો૦ ૩૩. ]

"**यथैधांसि समिद्धोऽग्निर्भस्मसात्कुरुतेऽर्जुन।**
**ज्ञानाग्निः सर्वकर्माणि भस्मसात्कुरुते तथा॥ "**
[ इति 'गीता' – अ० ४ – श्लो० ३७. ]

અર્થ : — " હે અર્જુન ! સમિદ્ધ અગ્નિ (એટલે કે નાના–નાના યજ્ઞકાષ્ઠથી સળગેલો અગ્નિ) જેમ [ મોટાં–મોટાં, સૂકાં–લીલાં એવાં ] લાકડાંને ભસ્મસાત્ કરે છે; તેમ જ્ઞાનરૂપી અગ્નિ બધાં કર્મોને ભસ્મસાત્ કરી દે છે." [ ઇતિ 'ગીતા' – અ૦ ૪ શ્લો૦ ૩૭. ]

"**न हि ज्ञानेन सदृशं पवित्रमिह विद्यते।**"
[ इति 'गीता' – अ० ४ – श्लो० ३८–पूर्वार्ध. ]

અર્થ : — "આ જગત્માં જ્ઞાન જેવું પવિત્ર [ કંઇ પણ ] છે જ નહિ." [ ઇતિ 'ગીતા' – અ૦ ૪ – શ્લો૦ ૩૮–પૂર્વાર્ધ. ]

"**ज्ञानं लब्ध्वा परां शान्तिमचिरेणाधिगच्छति॥**"
[ इति 'गीता' – अ० ४ – श्लो० ३९–उत्तरार्ध ].

અર્થ : — "જ્ઞાનને પામીને પરમ શાન્તિ (મોક્ષરૂપ પરમ શાન્તિ) શીઘ્ર મેળવે છે [ અધિકારી ]." [ ઇતિ 'ગીતા' – અ૦ ૪ – શ્લો૦ ૩૯–ઉત્તરાર્ધ. ]

ઇત્યાદિ ગીતા–વાક્યોથી પણ જ્ઞાનની મહત્તા સુવિદિત થાય છે એજ પ્રમાણે વળી ભગવાન્ **શ્રીશંકરાચાર્ય** કહે છે કે : —

"**बोधोऽन्यसाधनेभ्यो हि साक्षान्मोक्षैकसाधनम्।**
**पाकस्य वह्निवज्ज्ञानं विना मोक्षो न सिध्यति॥ "**
[ इति 'आत्मबोध' श्लो० २. ]

आत्मा नियामकश्चान्तर्देहो बाह्यो नियम्यकः ।
तयोरैक्यं प्रपश्यन्ति किमज्ञानमतः परम् ॥ ॥२॥
आत्मा ज्ञानमयः पुण्यो देहो मांसमयोऽशुचिः ।
तयोरैक्यं प्रपश्यन्ति किमज्ञानमतः परम् ॥ ॥३॥
आत्मा प्रकाशकः स्वच्छो देहस्तामस उच्यते ।
तयोरैक्यं प्रपश्यन्ति किमज्ञानमतः परम् ॥ ॥४॥
आत्मा नित्यो हि सद्रूपो देहोऽनित्यो ह्यसन्मयः ।
तयोरैक्यं प्रपश्यन्ति किमज्ञानमतः परम् ॥ ॥५॥
[इति अपरोक्षानुभूति, श्लोक १७-२१]

॥ જ્ઞાન વિના મોક્ષ નથી.
માટે સર્વ સાધનોમાં જ્ઞાનની મુખ્યતા ॥

'ऋते ज्ञानान्न मुक्तिः' [इति श्रुतिः]
અર્થ — 'જ્ઞાન વિના મુક્તિ નથી.' [ઇતિ શ્રુતિ]
"ज्ञानादेव तु कैवल्यम्" [इति श्रुतिः]
અર્થ — 'જ્ઞાનથી જ કૈવલ્ય (મોક્ષ) [મળે છે]' [ઇતિ શ્રુતિ]
"ज्ञानं विना न मोक्षः स्यात्" [इति स्मृतिः]
અર્થ — "જ્ઞાન વિના મોક્ષ છે નહિ" [ઇતિ સ્મૃતિ]

---

જુએ છે (તે બન્ને એક છે એમ જુએ છે) આથી વધારે અજ્ઞાન શું હોય? ૧

આત્મા નિયામક અને અંતર છે, (જ્યારે) દેહ નિયમમાં રહેનાર અને બાહ્ય છે (છતાં) તે બન્નેનું એકપણું જુએ છે। આથી વધારે અજ્ઞાન શું હોઈ શકે? ૨

આત્મા જ્ઞાન-મય, પવિત્ર છે, (જ્યારે) દેહ માંસમય, અપવિત્ર છે (છતાં) તે બન્નેનું એકપણું જુએ છે। આથી વધારે અજ્ઞાન શું હોઈ શકે? ૩.

આત્મા પ્રકાશક, સ્વચ્છ છે, (જ્યારે) દેહ જડ છે (છતાં) તે બન્નેનું એકપણું જુએ છે। આથી વધારે અજ્ઞાન શું હોઈ શકે? ૪.

આત્મા નિત્ય તેમજ સદ્રૂપ (નાશ નહિ પામનાર) છે, (જ્યારે) દેહ અનિત્ય અને અસદ્રૂપ (છતાં) તે બન્નેનું એકપણું જુએ છે। આથી વધારે અજ્ઞાન શું હોઈ શકે? ૫

[ઇતિ 'અપરોક્ષાનુભૂતિ', શ્લોક ૧૭ થી ૨૧]

આ પ્રમાણે અનેક શ્રુતિ-સ્મૃતિ-પ્રમાણપ્રસિદ્ધ 'જ્ઞાન વિના મોક્ષ નથી જ' એવુ સાબિત થાય છે.

વળી :—" श्रेयान्द्रव्यमयाद्यज्ञाज्ज्ञानयज्ञः परंतप।
सर्वं कर्माखिलं पार्थ ज्ञाने परिसमाप्यते ॥ "
[ इति 'गीता' – अ० ४ – श्लो० ३३ ]

અર્થ :— "હે પરંતપ ! દ્રવ્યમય યજ્ઞ કરતા જ્ઞાનયજ્ઞ (જ્ઞાનમય યજ્ઞ) શ્રેષ્ઠ [ છે ]; [ કારણ કે ] હે પાર્થ ! બધા કર્મો જ્ઞાનમા પરિસમાપ્ત થાય છે (પૂરેપૂરા સમાઇ જાય છે – ખપી જાય છે)." [ ઇતિ 'ગીતા' – અ० ૪ – શ્લો० ૩૩ ]

"यथैधांसि समिद्धोऽग्निर्भस्मसात्कुरुतेऽर्जुन ।
ज्ञानाग्निः सर्वकर्माणि भस्मसात्कुरुते तथा ॥"
[ इति 'गीता' – अ० ४ – श्लो० ३७ ]

અર્થ :— "હે અર્જુન ! સમિદ્ધ અગ્નિ (એટલે કે નાના-નાના યજ્ઞકાષ્ઠથી સળગેલો અગ્નિ) જેમ [ મોટા-મોટા, સૂકા-લીલા એવા ] લાકડાને ભસ્મસાત્ કરે છે; તેમ જ્ઞાનરૂપી અગ્નિ બધા કર્મોને ભસ્મસાત્ કરી દે છે." [ ઇતિ 'ગીતા' – અ० ૪ શ્લો० ૩૭.]

"न हि ज्ञानेन सदृशं पवित्रमिह विद्यते ।"
[ इति 'गीता' – अ० ४ – श्लो० ३८-पूर्वार्ध. ]

અર્થ :— "આ જગત્મા જ્ઞાન જેવું પવિત્ર [ કઇ પણ ] છે જ નહિ." [ ઇતિ 'ગીતા' – અ० ૪ – શ્લો० ૩૮-પૂર્વાર્ધ.]

"ज्ञानं लब्ध्वा परां शान्तिमचिरेणाधिगच्छति ॥"
[ इति 'गीता' – अ० ४ – श्लो० ३९-उत्तरार्ध ].

અર્થ :— "જ્ઞાનને પામીને પરમ શાન્તિ (મોક્ષરૂપ પરમ શાન્તિ) શીઘ્ર મેળવે છે [ અધિકારી ]." [ ઇતિ 'ગીતા' – અ० ૪ – શ્લો० ૩૯-ઉત્તરાર્ધ.]

ઇત્યાદિ ગીતા-વાક્યોથી પણ જ્ઞાનની મહત્તા સુવિદિત થાય છે એજ પ્રમાણે વળી ભગવાન્ **શ્રીશંકરાચાર્ય** કહે છે કે :—

"बोधोऽन्यसाधनेभ्यो हि साक्षान्मोक्षैकसाधनम् ।
पाकस्य वह्निवज्ज्ञानं विना मोक्षो न सिध्यति ॥"
[ इति 'आत्मबोध, श्लो० २.]

અર્થ :—"પાકના (ગ્મોઇના) [એક સાક્ષાત્ સાધન] અગ્નિની પેઠે બોધ (જ્ઞાન) જ, અન્ય સાધનો કરતા, મોક્ષનુ એક સાક્ષાત્ સાધન [છે] (અર્થાત્ રસોઇ કરવામા દાળ, ચોખા, લોટ, ઘી વગેરે અનેક સાધનો જોઇએ છે, પણ એમાથી કોઇ એકાદ ન હોય ત્યેય રસોઇ કરી શ કાય છે અને એ ખાઇને ભૂખ પણ મટાડી શકાય છે પરતુ બધુ હોય — તમામ સાધન મોજૂદ હોય, પણ એક અગ્નિ ન હોય, તો સાન નકામુ — બધુ નિરર્થક છે; એટલેજ રસોઇ કરવામા દાળ, ચોખા આદિક તમામ સાધનો કરતા અગ્નિ જ એક મુખ્ય સાધન — સાક્ષાત્ સાધન છે, એજ પ્રમાણે મોક્ષ વિષે, કર્મ-ઉપાસનાદિક સાધનો કરતા, જ્ઞાન જ એક મુખ્ય સાધ ન — સાક્ષાત્ સાધન છે), જ્ઞાન વિના મોક્ષ સિદ્ધ નથી થતો."
[ઇતિ 'આત્મબોધ' — શ્લોક ૨]

દ્ગ ગ કે—"अविरोधितया कर्म नाविद्यां विनिवर्तयेत् ।
विद्याऽविद्यां निहन्त्येव तेजस्तिमिरसंघवत् ॥"
[इति आत्मबोध' — श्लो ३]

અર્થ —'અવિરોધિપણુ હોવાથી કર્મ અવિદ્યા (અજ્ઞાન)ની નિવૃત્તિ કરતુ નથી, [જ્યારે વિરોધિપણુ હોવાથી] વિદ્યા (જ્ઞાન) અવિદ્યા (અજ્ઞાન)ને નિ શેષ હણેજ છે, તેજ અને તિમિરસંઘની પેઠે (અર્થાત તેજ એટલે પ્રકાશ, તિમિરનો — અંધારનો વિરોધિ હોવાથી, તિમિરના એટલે અંધકારના સમૂહને — ઢગલાને જેમ નિ શેષ હણે જ છે, તેમ વિદ્યા એટલે જ્ઞાન અવિદ્યાનુ — અજ્ઞાનનુ વિરોધિ હોવાથી, અવિદ્યાને એટલે અજ્ઞાનને નિ શેષ હણેજ છે)"
[ઇતિ 'આત્મબોધ' — શ્લોક ૩]

"कुरुते गंगासागरगमनं व्रतपरिपालनमथवा दानम्।
ज्ञानविहीन सर्वमतेन मुक्तिं न भजति जन्मशतेन ॥
— भज गोविन्दम्०"
[इति 'मोहमुद्गरस्तोत्रम् — श्लो० १७]

અર્થ —"'ગંગાસાગર'-ગમન (એટલે કે તીર્થ-યાત્રા), વ્રતપરિપાલન (એટલે કે વ્રતાનુષ્ઠાન) અથવા દાન કરે છે, [છતા પણ] જ્ઞાનવિહીન (એટલે કે જ્ઞાનરહિત પુરુષ) સે કડો જન્મે [પણ] સર્વમતે કરીને (યાને સમ્યક્‌પણે અર્થાત્ આત્યન્તિકપણે) મુક્તિને ભજતો (સેવતો અર્થાત્ પામતો) નથી" ઇતિ 'મોહમુદ્ગરસ્તોત્ર'—

— શ્લોક ૧૭. ]

**“ वदन्तु शास्त्राणि यजन्तु देवान् कुर्वन्तु कर्माणि भजन्तु देवताः ।**
**आत्मैक्यबोधेन विनापि मुक्तिर्न सिध्यति ब्रह्मशतान्तरेऽपि ॥ ”**

[ इति 'विवेकचूडामणिः — श्लो० ६ ].

અર્થ :—“ભલે શાસ્ત્રો વદો કે દેવો યજો, કર્મો કરો કે દેવતાઓને ભજો; તોપણ આત્માના એકપણાના બોધ (જ્ઞાન) વિના (અર્થાત્ ‘આત્મા બ્રહ્મજ છે’ અને ‘આ ગર્વ ને સર્વમાં અદ્વિતીય બ્રહ્મસ્વરૂપ એક આત્મા જ છે’ એવું જે આત્માનું ઐક્યજ્ઞાન — અભેદજ્ઞાન, તે વિના) સેંકડો મહાકલ્પાન્તરે પણ મુક્તિ સિદ્ધ થતી નથી.” [ ઇતિ ‘વિવેકચૂડામણિ’ — શ્લોક ૬. ]

**“ न योगेन न सांख्येन कर्मणा नो न विद्यया ।**
**ब्रह्मात्मैकत्वबोधेन मोक्षः सिध्यति नान्यथा ॥ ”**

[ इति 'विवेकचूडामणिः — श्लो० ५८. ]

અર્થ :—“ન યોગથી, ન સાંખ્યથી, ન કર્મથી, ન વિદ્યા (ઉપાસના કે કળા)થી; [કિંતુ] બ્રહ્મ—આત્માના એકત્વબોધ (જ્ઞાન)થી [જ], મોક્ષ સિદ્ધ થાયછે, અન્યથા નહિ.” [ ઇતિ ‘વિવેકચૂડામણિ’ — શ્લોક ૫૮.]

**“ अज्ञानसर्पदष्टस्य ब्रह्मज्ञानौषधं विना ।**
**किमु वेदैश्च शास्त्रैश्च किमु मन्त्रैः किमौषधैः ॥ ”**

**[ इति ‘ विवेकचूडामणिः ’— श्लो० ६३. ]**

અર્થ :—“અજ્ઞાનરૂપી સર્પે ડંખેલાને બ્રહ્મજ્ઞાનરૂપી ઔષધ વિના, વેદોથી ને શાસ્ત્રોથી શું? તેમજ મંત્રોથી ને [અન્ય] ઔષધોથી શું?” [ ઇતિ ‘વિવેકચૂડામણિ’ — શ્લોક ૬૩. ]

× × × ×

... × × × ...ઇત્યાદિ પ્રમાણ-વાક્યોથી', મુમુક્ષુને મોક્ષ પ્રાપ્તિમાં, અન્ય તમામ સાધનો કરતાં એક જ્ઞાનની જ મુખ્યતા સિદ્ધ છે. એટલા માટે એ **જ્ઞાનનું સ્વરૂપ** સંક્ષેપમાં પાંચ શ્લોકો વડે ભગવાન્ **શ્રીશંકરાચાર્ય** પ્રભુ દર્શાવે છે :—

## ॥ ज्ञानस्वरूपमाह ॥

अलैवाहं समः शान्तः सच्चिदानंदलक्षणः ।
नाहं देहो ह्यसद्रूपो ज्ञानमित्युच्यते बुधैः ॥ ॥ १ ॥
निर्विकारो निराकारो निरवद्योऽहमव्ययः ।
नाहं देहो ह्यसद्रूपो ज्ञानमित्युच्यते बुधैः ॥ ॥ २ ॥
निरामयो निराभासो निर्विकल्पोऽहमाततः ॥
नाहं देहो ह्यसद्रूपो ज्ञानमित्युच्यते बुधैः ॥ ॥ ३ ॥
निर्गुणो निष्क्रियो नित्यो नित्यमुक्तोऽहमच्युतः ।
नाहं देहो ह्यसद्रूपो ज्ञानमित्युच्यते बुधैः ॥ ॥ ४ ॥
निर्मलो निश्चलोऽनन्तः शुद्धोऽहमजरोऽमरः ।
नाहं देहो ह्यसद्रूपो ज्ञानमित्युच्यते बुधैः ॥ ॥ ५ ॥

[ इति अपरोक्षानुभूतिः, श्लोक २४-२८ ]

---

* અર્થ :— ॥ જ્ઞાનનું સ્વરૂપ કહે છે. ॥

હું સમ, શાન્ત, સચ્ચિદાનંદ સ્વરૂપવાળો અસંગ છું. હું મિથ્યા રૂપવાળો દેહ નથી – આ (વૃત્તિ)ને જ્ઞાની પુરુષો જ્ઞાન કહે છે. ૧.

હું નિર્વિકાર, નિરાકાર, દોષ રહિત અને અવિનાશી છું. હું અસત્ (મિથ્યા) રૂપવાળો દેહ નથી – આ (વૃત્તિ)ને જ્ઞાની પુરુષો જ્ઞાન કહે છે. ૨.

હું વ્યાધિ રહિત, આભાસ રહિત, વિકલ્પ રહિત અને વ્યાપક છું. હું મિથ્યા રૂપવાળો દેહ નથી – આ (વૃત્તિ)ને જ્ઞાની પુરુષો જ્ઞાન કહે છે. ૩.

હું નિર્ગુણ, નિષ્ક્રિય, નિત્ય, નિત્યમુક્ત અને અચ્યુત (નાશ પામતો નથી એવો) છું. હું મિથ્યા રૂપવાળો દેહ નથી – આ (વૃત્તિ)-ને જ્ઞાની પુરુષો જ્ઞાન કહે છે. ૪.

હું નિર્મળ, નિશ્ચળ, અનંત, શુદ્ધ, અજર અને અમર છું. હું મિથ્યા રૂપવાળો દેહ નથી – આ (વૃત્તિ)ને જ્ઞાની પુરુષો જ્ઞાન કહે છે. ૫.

[ ઇતિ 'અપરોક્ષાનુભૂતિ', શ્લોક ૨૪ થી ૨૮. ]



## ॥ બ્રહ્માભ્યાસ પ્રણવાલંબન વડે કરવો ॥

યાને

### ॥ બ્રહ્માભ્યાસમાં પ્રણવાલંબનની જરૂરીઆત ॥

**(૧) ' ॐ इत्यात्मानं युञ्जीत " [ इति श्रुतिः ]**

અર્થ — " 'ॐ' — એમ કરી ( એટલે કે ૬ કે ૧૨, અને એમ કરતા ક્રમે વધુ માત્રાયુક્ત — માત્રાવાળા દીર્ઘ યાને લાબા સ્વરે 'ॐ' નો ઉચ્ચાર કરી ) મનને [ બ્રહ્મમા ] જોડવુ " [ આ શ્રુતિ (છે) ]

**(૨) " ओमित्येवं ध्यायथ आत्मानम् " [इति श्रुतिः]**

અર્થ — " 'ॐ' — એ પ્રમાણે ( એટલે કે પ્રણવનુ અવલબન કરી ) આત્માનુ ધ્યાન કરો " [ આ શ્રુતિ (છે) ]

**(૩) " एतदालम्बनं श्रेष्ठमेतदालम्बनं परम् ।**
**एतदालम्बनं ज्ञात्वा ब्रह्मलोके महीयते ॥ "**

**[ इति कठश्रुति ]**

અર્થ — " આ (પ્રણવરૂપ) આલબન [કાર્યબ્રહ્મનુ – સગુણ બ્રહ્મનુ ધ્યાનોપકારક હોવાથી ગાયત્રી વગેરે આલબનો કરતા ] શ્રેષ્ઠ છે, આ ( પ્રણવરૂપ ) આલબન [ પરબ્રહ્મનુ — નિર્ગુણબ્રહ્મનુ ધ્યાનોપકારક હોવાથી ] ઉત્કૃષ્ટ છે, આ ( પ્રણવ ) આલબનને જાણીને ( ઉપાસીને ) બ્રહ્મલોકમા [ અધિકારી ] મહિમાને પામે છે, અર્થાત્ ઉપરોક્ત બને પ્રકારના ( કાર્ય અને કારણ – સગુણ અને નિર્ગુણ ) બ્રહ્મધ્યાન વડે બ્રહ્મલોકપ્રાપ્તિ દ્વારા મુક્તિને પામે છે "

**" एतदालम्बनं ज्ञात्वा ब्रह्मलोके महीयते "**

આ લીટીનો ( વાક્યનો ) ઉપર જે અર્થ કરવામા આવેલ છે, તેનો વધુ ખુલાસો નીચે પ્રમાણે સમજવો —

**( "ब्रह्मलोके महीयते" આનો અર્થ બે પ્રકારે થાય છે )**

( ૧લો અર્થ — ) પ્રણવાલબન વડે બ્રહ્માભ્યાસ કરનાર અધિકારીનુ શરીર જો સિદ્ધદશા એટલે કે જ્ઞાનપ્રાપ્તિ પહેલા પડે તો તે અધિકારી **" ब्रह्मलोके महीयते "** – " બ્રહ્મલોકમા મહિમાને

પામે છે" એટલે બ્રહ્મલોકમાં જાય છે અને ત્યાં જતાંની સાથે તે ×લોકના સ્વાભાવિક પ્રભાવે કરી તેને સ્વસ્વરૂપનું સમ્યક્ જ્ઞાન થાય છે, ત્યારબાદ તે મુક્તિને પામે છે.

---

× "स्वप्नवत्पितृलोकस्य स्वातंत्र्यं नास्ति किंचन।
गान्धर्वलोके भोगेच्छावशाद्धीरतिचञ्चला ॥
ब्रह्मलोकेऽस्त्येव बोधः, स लोकः सुलभो न हि।
आदर्शवच्छुद्धचित्ते नरेणात्मेक्ष्यते स्फुटम् ॥"

[ इति श्रीविद्यारण्यमुनिविरचिते उपनिषत्तात्पर्यरूपे अनुभूतिप्रकाशे कठवल्ली (यजुर्वेदान्तर्गत – कठोपनिषद्, अ० २, वल्ली ६, मं. ६) विवरणे नाम एकादशोऽध्यायः, श्लोक ९९ – १०० ].

અર્થ — 'સ્વપ્નની પેઠે પિતૃલોકનું કાંઈપણ સ્વાતંત્ર્ય નથી, ગંધર્વલોકમાં ભોગેચ્છાવશાત્ બુદ્ધિ અતિ ચંચળ [રહે છે], [જ્યારે] બ્રહ્મલોકમાં આ બોધ (આત્મજ્ઞાન) છે, [પણ] તે (બ્રહ્મ)લોક સુલભ નથીજ [કેમકે ઉપાસના વિના બ્રહ્મલોકની પ્રાપ્તિ થતી નથી, એટલેજ તે (બ્રહ્મલોક) સુલભ નથી, કિંતુ દુર્લભ છે]: [અને] આદર્શ (દર્પણ)ની પેઠે શુદ્ધ ચિત્તમાં [તો] નર (અધિકારી) આત્માને સ્પષ્ટ જુએ છે—દેખે છે"

**સ્પષ્ટાર્થ**:— પ્રથમત – મુખ્યતઃ તો અધિકારીએ આજ લોકમાં; આજ વર્તમાન શરીરમાં આત્મજ્ઞાન સંપાદન કરવું જોઇએ, તેમાંજ પરમ કલ્યાણ અને પરમ સંતોષ છે. કારણ કે 'यथाऽऽदर्शे तथाऽऽत्मनि" એટલે કે, "શુદ્ધ દર્પણમાં જેમ સ્વપ્રતિબિંબ સ્પષ્ટ દેખાય છે, તેમ સાધનચતુષ્ટયસંપન્ન શુદ્ધ ચિત્તમાં અધિકારીને અહંકારથી માંડી ઇન્દ્રિય તથા સ્થૂલ દેહ પર્યંત સર્વ સંઘાતથી વિવિક્ત (ભિન્ન—જુદો) આત્મા સ્પષ્ટ પ્રતીત થાય છે." પરંતુ બુદ્ધિમાંદ્ય, પ્રમાદ, આલસ્ય કે અભ્યાસની શિથિલતા જેવા પ્રતિબંધને કારણે, [અધિકારી] જો અહીંઆજ, આ વર્તમાન શરીરમાંજ જ્ઞાન (બ્રહ્મજ્ઞાન – આત્મજ્ઞાન) પ્રાપ્ત કરી ન શક્યો, તો બ્રહ્મલોકમાં તે (બોધ) પ્રાપ્ત કરે છે; કારણ કે "छायाऽऽतपयोरिव ब्रह्मलोके" એટલે કે, "છાંયડો અને તડકો જેમ પૃથક્ પૃથક્ પ્રતીત થાય છે, તેમ બ્રહ્મલોકમાં ઉપાધિથી પૃથક્ શુદ્ધચિદાત્મસ્વરૂપ પ્રતીત થાય છે" આથી પ્રથમની કક્ષા કરતાં જોકે આ ઉતરતી કક્ષા છે, તોપણ સારી છે, પ્રશંસનીય છે. પરંતુ આ (બ્રહ્મલોક) સિવાયના ગંધર્વલોક, પિતૃલોક, સ્વર્ગલોક આદિક જે નિમ્ન કક્ષાના લોકો છે, તેમાં તો કસ્મિન્ કાલે જ્ઞાન છે જ નહિ. કારણ કે "यथाप्सु परीव ददृशे तथा गन्धर्वलोके" એટલે કે, "ચંચલ જળમાં જેમ કરચરણાદિ સ્વાવયવ બરાબર દેખાતા નથી, તેમ ગંધર્વલોકમાં ભોગેચ્છાવશાત્ અતિ ચંચલ ચિત્તમાં – બુદ્ધિમાં આત્મભાન સ્પષ્ટ થતું નથી." તેમ

( રજો અર્થ :— ) અથવા [ અધિકારી ઉપરોક્ત પ્રણવાલંબન વડે બ્રહ્માભ્યાસ કરતાં ] " **ब्रह्मलोके महीयते** " = **लोक्यत अनुभूयत इति लोकः** એટલે કે 'લોક' નો અર્થ અનુભવ થાય છે અને **ब्रह्मणो लोकः** = બ્રહ્મનો 'લોક' એટલે કે બ્રહ્મનો અનુભવ · તેમા મહિમાને પામે છે અર્થાત્ બ્રહ્મના અનુભવમા મહિમાને ( મોટાઇને ) પામે છે : એટલે કે બ્રહ્માનુભવનો— બ્રહ્મજ્ઞાનનો મહિમા યાને નિષ્ઠા મેળવે છે. મતલબકે, અહીંઆ જ વર્તમાન શરીરમા જ જ્ઞાન પ્રાપ્ત કરી મુક્તિને પામે છે.

**સ્પષ્ટીકરણ :—**

**एतदालंबनं** એટલે આ ( પ્રણવરૂપ ) આલંબનને, **ज्ञात्वा** એટલે જાણીને, અર્થાત્ '**ज्ञात्वा**' (means) = **उपास्य - परापरब्रह्मस्वरूपत्वेन ध्यात्वा** = ઉપાસીને — [ ઉપાસના વિષયે ઉત્તમ– મધ્યમ અધિકારી ભેદથી ] પર–અપર ( નિર્ગુણ–સગુણ — નિરુપાધિક–સોપાધિક ) બ્રહ્મસ્વરૂપત્વરૂપે ધ્યાન કરતા, [આધકારી] '**ब्रह्मलोके महीयते**' એટલે કે બ્રહ્મલોકમા મહિમાને - પ્રતિષ્ઠાને પામે છે : અર્થાત્ [ આ સ્થૂલ દેહપાત થયા પછી ] બ્રહ્મલોકમાં જાય છે, ત્યાં [ તે લોકના સ્વાભાવિક પ્રભાવે કરી ] તેને જ્ઞાન પ્રાપ્ત થાય છે, પછી [ તે લોકમા રહેનારનું આયુષ્ય એક કલ્પ પર્યન્ત હોવાથી ] એક કલ્પ સુધી ત્યા રહી જીવન્મુક્તિ અને જીવન્મુક્તિનુ અનુપમ સુખ ભોગવે છે, ત્યાર બાદ [ પ્રારબ્ધ ને આયુષ્યનો ક્ષય થયે ] વિદેહમુક્તિને પામે છે.

---

"यथा स्वप्ने तथा पितृलोके" એટલે કે, "ઇન્દ્રિય–અજન્ય – વિષયગોચર–અપરોક્ષ–અન્તઃકરણવૃત્તિ–અવસ્થારૂપ સ્વપ્નકાળમાં આત્માનું સ્વરૂપ જેમ સ્પષ્ટ પ્રતીત થતું નથી, તેમ પિતૃલોકમાં વિષયસુખાસક્તબુદ્ધિમાં આત્માનું દર્શન સ્પષ્ટ થતું નથી." સ્વર્ગાદિ લોકમાં પણ એજ પ્રમાણે જાણી લેવાનું છે. [ ઇતિ શ્રીવિદ્યારણ્ય મુનિએ બનાવેલ ઉપનિષત્તાત્પર્યરૂપ '**અનુભૂતિ પ્રકાશ**'નામક ગ્રન્થમાં 'કઠવલ્લીવિવરણ' નામ એકાદશ અધ્યાય, શ્લોક ૯૯—૧૦૦; અને વળી મૂળ ( શ્રુતિ ) શ્રીયજુર્વેદીય કઠોપનિષદ્, અધ્યાય ૨, વલ્લી ૬, ને મંત્ર ૬. ]

આ પ્રમાણે ( પ્રણવોપાસના કરતાં કરતાં જ્ઞાન પ્રાપ્તિ પહેલાં, દેહપાત થવાથી, પ્રાપ્ત થતા ) "**બ્રહ્મલોકના સ્વાભાવિક પ્રભાવે કરી અધિકારીને સ્વસ્વરૂપનું સમ્યક્ જ્ઞાન થાય છે**" એ વાક્ય અયુક્ત કે કપોલકલ્પિત નથી, પણ સશાસ્ત્ર અને યુક્તિયુક્ત છે.

અથવા તો — બીજો અર્થ એ થાય છે કે:— ઉપરોક્ત ઉપાસન — ધ્યાન કરતા [ અધિકાર કે પુરુષાર્થની તીવ્રતા – અધિકતાએ કરી ] [ અધિકારી ] **ઇહલોકે** રહેતા બ્રહ્મના અનુભવમા – બ્રહ્મના જ્ઞાનમા, **મહીયતે** કહેતા મહિમાને – પ્રતિષ્ઠાને – દૃઢતાને પામે છે, એટલે નિષ્ઠાને પામે છે, અર્થાત બ્રહ્માનુભવમા – બ્રહ્મજ્ઞાનમા નિષ્ઠાને – દૃઢતાને પામે છે: એટલે કે બ્રહ્મલોકમા ન જતા અહીંને અહીં જ જ્ઞાન પ્રાપ્ત કરી જીવન્મુક્તિને પામે છે – જીવન્મુક્તિનુ અપૂર્વ સુખ ભોગવે છે ત્યાર બાદ [ પ્રારબ્ધ-ક્ષય થયે ] વિદેહમુક્તિને પામે છે.

પ્રથમ અર્થથી [ અધિકારીને ] **બ્રહ્મલોકમાં** મુક્તિ (જીવન્મુક્તિ તથા વિદેહમુક્તિ) સિદ્ધ થાય છે, જ્યારે બીજા અર્થથી [ અધિકારીને ] **આ જ લોકમાં** મુક્તિ ( જીવન્મુક્તિ તથા વિદેહમુક્તિ ) સિદ્ધ થાય છે.

તારવણી — "हतो वा प्राप्स्यसि स्वर्ग,
जित्वा वा भोक्ष्यसे महीम् !" —
[गीता. अ० २, श्लो० ३७–पूर्वार्ध ].

—" [ યુદ્ધનુ પરિણામ 'મરવુ' યા તો 'જીતવુ', એમ એક તો છે જ; તેમા આ ધર્મયુદ્ધ કરતા ] મરીશ તો સ્વર્ગ પામીશ; નહિતર (અગર) જીતીને પૃથ્વી ( રાજ્ય ) ભોગવીશ" — [ગીતા અ૦ ૨, શ્લો૦ ૩૭-પૂર્વાર્ધ] આ અર્જુન પ્રત્યેના શ્રીભગવદ્વાક્ય (ગીતાવચન)ની ન્યાય પ્રમાણે **પ્રણવોપાસક** [ અભ્યાસની – પુરુષાર્થની મંદતાએ કરી ] અપરિપક્વાવસ્થામા એટલે કે જ્ઞાન થતા પહેલા જ મરશે, તો બ્રહ્મલોકમા જશે અને ત્યા જ [ કુદરતી રીતે થતુ ] જ્ઞાન મેળવી **મુક્તિ** ( જીવન્મુક્તિ અને વિદેહમુક્તિ ) પામશે: નહિતર [ પ્રણવોપાસનાના × બળે, એટલે કે અભ્યાસની તીવ્ર-

× "उपासनस्य सामर्थ्याद्विद्योत्पत्तिर्भवेत् ........॥"
— "ઉપાસનાના સામર્થ્યથી (બળથી) વિદ્યા ( આત્માના અપરોક્ષજ્ઞાન )ની ઉત્પત્તિ થાય છે.... ....."
અને ત્યાર પછી :—
"निष्कामोपासनान्मुक्ति· .. ......॥"
— "[ નિષ્કામ ઉપાસનથી મુક્તિ [ મળે છે ] .. ....."
[ ઇતિ શ્રીવિદ્યારણ્યસ્વામીકૃત 'પંચદશી,' ધ્યાનદીપપ્રકરણ ૯, શ્લો. ૧૪૨-૧૪૩ ]

તાએ કરી – પુરુષાર્થની અધિકતાએ કરી ] [ પ્રણવોપાસક અધિકારી] અહીંને અહીં જ પરિપકવાવસ્થા – પરમસિદ્ધિ એટલે કે જ્ઞાન મેળવીને **મુક્તિ** ( જીવન્મુક્તિ ને વિદેહમુક્તિ ) પામશે.

**શ્રીવિદ્યારણ્ય સ્વામી** પણ તેમના ‘ પંચદશી ’ ગ્રન્થ ( ધ્યાનદીપ પ્રકરણ ૯, શ્લોક ૧૫૦ )મા લખે છે કે :—

**“ इह वा मरणे वास्य ब्रह्मलोकेऽथवा भवेत् ।**
**ब्रह्मसाक્ષાत्कृतिः सम्यगुपासीनस्य निर्गुणम् ॥”**

અર્થ:—“ [ પ્રણવની ] નિર્ગુણ ઉપાસના સારી પેઠે કરનારને **અહીંઆં** ( આ લોકમાં, વર્તમાન-જીવિત અવસ્થામા ), યાતો **મરણકાળમાં,** અથવા તો **બ્રહ્મલોકમાં** બ્રહ્મસાક્ષાત્કાર થાય છે.”

ઉપરોક્ત ગીતાશ્લોકમા શ્રીભગવાને કહેલ કર્મનિ સ્વર્ગ-પ્રાપ્તિની પેઠે ( આપણા ) પ્રણવોપાસકને બ્રહ્મલોકની પ્રાપ્તિ થાય છે અને ત્યાથી તેનું **પુનરાવર્તન નથી થતું,** કારણ કે પ્રણવોપાસકને બ્રહ્મલોકમાં જતાં જ **જ્ઞાન થઈ મુક્તિ** સિદ્ધ થાય છે.

**સ્વામી શ્રીવિદ્યારણ્ય મુનિકૃત** ‘ પંચદશી ’ ( ધ્યાનદીપ પ્રકરણ ૯, શ્લોક ૧૪૪ તથા ૧૪૬ )નુ પ્રમાણ છે કે :—

**“ य उपास्ते त्रिमात्रेण ब्रह्मलोके स नीयते ।**
**स एतस्माज्जीवघनात्परं पुरुषमीक्षते ॥”**

અર્થ :—“ જે ( અધિકારી ) ત્રણ માત્રા વડે ( એટલે કે **‘अ’–‘उ’–‘म्’** એમ ત્રણ માત્રાવાળા ‘ૐ’કાર વડે ) [ પરમપુરુષ પરમાત્માની ] ઉપાસના ( અભિધ્યાન ) કરે છે, તે [ ‘દેવયાન’ નામક ‘ ઉત્તરમાર્ગ ’ યાને ‘ અર્ચિર્માર્ગ ’ વડે સૂર્યતેજના મંડળમા એટલે કે સૂર્યલોકમા પહોચતાં, સર્પ જેમ કાચળી ઉતારે છે, તેમ સર્વ પાપથી વિનિર્મુક્ત ( સારી રીતે મુક્ત ) થઇ, ‘સામ’ નામના દેવો ( સામગાયતના મૂર્તિમન્ત સ્વરૂપવાન્ દિવ્યપુરુષરૂપ દેવો – સામવેદના અભિમાની દેવો – અમાનવ પુરુષો )એ કરીને પહોચડાયેલ ] બ્રહ્મલોકમાં જાય છે; [બાદ ત્યાં] તે આ જીવસમષ્ટિરૂપ (હિરણ્યગર્ભ)-થી, એટલે કે તેમની ( બ્રહ્માની ) પાસેથી ઉત્કૃષ્ટ પુરુષ (નિરુપાધિક ચૈતન્યરૂપ પરમાત્મા)નો સાક્ષાત્કાર કરે છે. ”

વળી,—**“ निर्गुणोपास्तिसामर्थ्यात्तत्र तत्त्वमवेक्षते ।**
**पुनरावर्तते नायं कल्पान्ते च विमुच्यते ॥”**

અર્થ:—“ [ પ્રણવની ] નિર્ગુણોપાસનાના બળથી ત્યાં (બ્રહ્મ-

લોકમાં ) તત્ત્વસાક્ષાત્કાર પામે છે; [ અને ] એ ( અધિકારી ) પુનરાવર્તનને નથી પામતા, કિંતુ કલ્પને અન્તે મુક્ત ( વિદેહમુક્ત ) થાય છે ”

અહીં આગળ શ્રીભગવાનના અર્જુન પ્રત્યેના ઉપદેશવાક્યરૂપ “आब्रह्मभुवनाल्लोका पुनरावर्तिनोऽर्जुन” — ગીતાશ્લોક [ અ૦ ૮, શ્લોક ૧૬ ] વિચારતાં, ( ઉપરોક્ત ) ‘બ્રહ્મલોકથી પ્રણવોપાસકનું અપુનરાવર્તન છે’ [ આપણા ] એ વાક્યની સાથે વિરોધ આવે છે કારણ કે “હે અર્જુન ! બ્રહ્મલોક (સત્યલોક) થી માંડીને તમામ લોક પુનરાવર્તનવાળા ( પુનઃ પુનઃ જન્મ-મરણ ધર્મવાળા ) છે” એમ ગીતાવાક્ય છે પણ સમ્યક્ વિચારતાં એનું નિરાકરણ-સમાધાન થાય છે, પરસ્પર વિરોધપ્રસંગ આવતો નથી. તે એ છે કે —

અન્ય ઉપાસના (સમષ્ટિ પ્રાણરૂપ હિરણ્યગર્ભોપાસના, વિરાટ્, શિવ, વિષ્ણુ, બ્રહ્મા વગેરે અન્ય ઉપાસના, મતલબ કે, સોપાધિક યાને સગુણ બ્રહ્મોપાસના ) કે પ્રણવોપાસના કરનાર ઉપાસક જો **સકામબુદ્ધિથી** ઉપાસના કરતા હોય, તો-તો તેને ( સગુણાતે ) સકામ ઉપાસનાના ( આમુષ્મિક ) ફળરૂપે તેના ધ્યેયરૂપ અભિલષિત બ્રહ્મલોકની પ્રાપ્તિ થાય છે. “**ब्रह्मलोकः सकामस्य......॥**”- “સકામ [ ઉપાસના કરનાર ]ને બ્રહ્મલોક [ પ્રાપ્ત થાય છે ]...” એમ શ્રીવિદ્યારણ્ય **સ્વામી** ‘પંચદશી’ ( ધ્યાનદીપ પ્રકરણ ૯, શ્લોક ૧૪૩)માં વચન છે. અને “**क्षीणे पुण्ये मर्त्यलोकं विशन्ति**” -“પુણ્ય ક્ષીણ થતાં [ તેઓ ] મર્ત્યલોકમાં પેસે છે-જન્મે છે” [ ગીતા અ૦ ૯, શ્લોક ૨૧ ], “**नाकस्य पृष्ठे ते सुकृतेऽनुभूत्वेमं हीनतरं वा विशन्ति**” [ **इति श्रुतिः** ]-“ (**न विद्यते कं दुःखं यत्रेति सत्यलोकस्यैव नाकत्वं युक्तं**”-“ જ્યાં દુઃખ નથી, એમ સત્યલોકને જ નાકત્વ યોગ્ય છે, એવા ) બ્રહ્મલોક -સત્યલોક ઉપર તેઓ પુણ્યો અનુભવીને ( ભોગવીને ) આ લોક ( મર્ત્યલોક ને મનુષ્યાદિ યોનિ) અગર હીનતર ( પાતાળલોક ને તીર્યગાદિ યોનિ )માં પેસે છે-જન્મે છે” એ શ્રુતિ-સ્મૃતિના પ્રમાણે કરી ( સકામ ઉપાસનાથી ) તેનું પુનરાવર્તન જરૂર થાય છે : પરંતુ જે અધિકારી-પ્રણવોપાસક કેવળ **નિષ્કામબુદ્ધિથી** ‘**यथैव काकविष्ठायां वैराग्यं, तथैव ब्रह्मादिस्थावरान्तेषु विषयेषु**

**निर्मलं वैराग्यम्** "–" કાકવિષ્ઠામા (સ્વાભાવિક થતા) વૈરાગ્ય (અનિચ્છા)ની પેઠેજ બ્રહ્મથી માડીને સ્થાવર પર્યન્ત તમામ વિષય-પદાર્થોમા જે નિર્મળ વૈરાગ્ય". ... એના તીવ્ર વૈરાગ્યપૂર્વક, એટલે કે બ્રહ્મલોકપ્રાપ્તિની પણ બીલકુલ ઇચ્છા ન કરતા, બ્રહ્મલોકને પણ તૃણ સમાન ગણતા, એક જ્ઞાન અને મોક્ષ મેળવવા ખાતર જ મોક્ષદાયક પ્રણવોપાસના કરીને (મરણાતે) [ઉપાસનાના પ્રભાવે કુદરતી રીતે એટલે કે ઇચ્છા ન કરતા પણ મળતા] બ્રહ્મલોકમા જાય છે, તેનુ **પુનરાવર્તન થતું નથી** પણ ત્યા તે પૂર્ણજ્ઞાની થઇને બ્રહ્મા (હિરણ્યગર્ભ)ની સાથેજ મોક્ષ પામે છે જેમકે —

" **ब्रह्मणा सह ते सर्वे सम्प्राप्ते प्रतिसचरे ।**
**परस्यान्ते कृतात्मानः प्रविशन्ति परं पदम् ॥"**

અર્થાત્ —"બ્રહ્માના પરમ આયુષ્યને અંતે (કલ્પાતે) મહાપ્રલય પ્રાપ્ત થાય ત્યારે [જેઓની વૃત્તિ બ્રહ્મરૂપ થયેલી હોય] તે [જ] સર્વ કૃતાત્માઓ (કૃતાર્થાત્માઓ – મહાત્માઓ) બ્રહ્મા (હિરણ્યગર્ભ)ની સાથે પરમપદમા પ્રવેશ કરે છે "

આથી એમ સિદ્ધ થાય છે કે, જેઓ માત્ર સકામ કર્મ-ઉપાસના વડે બ્રહ્મલોકમા જાય છે, તેઓને મુક્તિ મળતી નથી, કિંતુ પુનરાવર્તન થાય છે

હવે, અહીં સુધી વિચારતા આપણે એક મુદ્દા ઉપર – સિદ્ધાન્ત ઉપર આવીએ છીએ કે, **પ્રણવના સકામ ઉપાસકને બ્રહ્મલોક પ્રાપ્તિ છતાં** તત્ત્વજ્ઞાન – તત્ત્વસાક્ષાત્કાર ન થવાથી, ત્યાજ મુક્તિ ન થતા **પુનરાવૃત્તિ છે; જ્યારે પ્રણવના નિષ્કામ ઉપાસકને બ્રહ્મલોકપ્રાપ્તિ અને** તત્ત્વજ્ઞાન – તત્ત્વસાક્ષાત્કાર થવાથી, ત્યા જ મુક્તિ થઇ **અપુનરાવૃત્તિ** છે એવુ આપણે સિદ્ધ કર્યું પરંતુ **શ્રીવિદ્યારણ્ય સ્વામીએ** 'પંચદશી', ધ્યાનદીપ પ્રકરણ ૯, *શ્લોક ૧૪૬મા, પ્રણવની સાથે પ્રણવાલંબન વડે નિર્ગુણ ઉપાસના* કરનાર એવા **સકામ ઉપાસકને પણ બ્રહ્મલોકમાં નિર્ગુણ ઉપાસનાના સામર્થ્યથી બ્રહ્મતત્ત્વનો સાક્ષાત્કાર અને તેથી જ પુનરાવૃત્તિનો અભાવ** ને કલ્પાન્તે બ્રહ્મા (હિરણ્યગર્ભ)ની સાથે મોક્ષ થાય છે, એમ પ્રતિપાદન કર્યું છે, અને તેમનુ આ પ્રતિપાદન પ્રશ્નોપનિષદ્‌ની શ્રુતિ અનુસાર સપ્રમાણ પણ છે તો, પરસ્પર એમ વિરોધાભાસ – વિરોધાપત્તિ થાય છે, તેનુ શુ?

(જવાબ) — એ વિષે નિર્ણય એ છે કેઃ—

**સકામતા બે પ્રકારની છે.** (૧) **ઐહિક** એટલે કે આ લોકની યાને આ લોકના ભોગ્ય પદાર્થોની ઇચ્છા અને (૨) **પારલૌકિક** (આમુષ્મિક) એટલે કે પર (પેલા) લોકની યાને સ્વર્ગ-બ્રહ્મલોકના ઉપભોગ્ય પદાર્થોની ઇચ્છા

એમાં સમજવાનું એ છે કે, અધિકારી (પ્રણવોપાસક) મુક્તિ મેળવવાની ઇચ્છાએ મોક્ષદાયક પ્રણવોપાસનામાં યાને પ્રણવાલંબન વડે – પ્રણવ (ૐ) શબ્દ (વાચક – નામ)થી લક્ષિત થતા [અધિકાર યા રુચિ અનુસાર સગુણ કે નિર્ગુણ] બ્રહ્મની ઉપાસના (વૃત્તિની આવૃત્તિરૂપ અભિધ્યાન)માં જોડાયો તો ખરો, પણ વૈરાગ્યની મંદતાએ કરીને ઐહિક ભોગોમાં છર ગયો એટલે કે **ઐહિક સકામતાવાળો** પોતે રહ્યો, અને એજ **ઐહિક સકામતારૂપ ઐહિક ભાવિપ્રતિબંધને** લીધે ઉપાસનાની પરિપાકદશારૂપ જ્ઞાન – અપરોક્ષજ્ઞાન ન થયું, એટલામાં તો અધવચ જ મરી ગયો, તો તે (ઐહિક **સકામતાવાળો**) અધિકારી પ્રણવોપાસનાના બળે જોકે બ્રહ્મલોકમાં જાય છે – બ્રહ્મલોક પામે છે, તોપણ 'ભગવદ્ગીતા' – અ૦ ૬ – શ્લોક ૪૧ અને સ્વામી શ્રીવિદ્યારણ્ય મુનિકૃત 'પંચદશી' –ધ્યાનદીપપ્રકરણ ૯ – શ્લોક ૮૭માં વર્ણવેલ યોગભ્રષ્ટની પેઠે તેમજ ('પંચદશી' – ધ્યાનદીપપ્રકરણ ૯,) શ્લોક ૪૫માં બતાવેલ 'વામદેવ' તથા 'જડભરત'ની પેરે, ઐહિક **સકામતા** હોવાથી, આ લોકના ભોગો ફરી વધુ ભોગવવાને '**તત્કતુ**' **ન્યાયથી** એટલે કે '**જે જેનું ધ્યાન કરે, તે તેને પામે છે**' એ ન્યાયથી તેની તો પુનરાવૃત્તિ સંભવે છે પરંતુ જે **પારલૌકિક સકામતાવાળો** છે, તેના પુનરાવર્તનનો સર્વથા અભાવ જ છે. તે માટે પંચદશીકાર શ્રીવિદ્યારણ્ય સ્વામી કહે છે કે—

" ब्रह्मलोकाभिवाञ्छायां सम्यक् सत्यां निरुध्य ताम्।
विचारयेद्य आत्मानं न तु साक्षात्करोत्ययम् ॥
वेदान्तविज्ञानसुनिश्चितार्थो इति शाश्वतः ।
ब्रह्मलोके स कल्पान्ते ब्रह्मणा सह मुच्यते ॥ "

[ इति पचदशी – ध्यानदीपप्रकरणम् ९–श्लो० ६१–६२ ].

અર્થ:—"બ્રહ્મલોક [પ્રાપ્તિ]ની ઇચ્છા સમ્યક્ (દૃઢ) હોવા છતાં પણ તેને રોકીને જે (પુરુષ) આત્માનો વિચાર કરે

છે, તે પણ સાક્ષાત્કાર કરતો ( કરી શકતો ) નથી

[ તો પણ] '**वेदान्तविज्ञानसुनिश्चितार्थाः सन्न्यासयोगाद्यतयः शुद्धसत्त्वाः । ते *ब्रह्मलोकेषु परान्तकाले परामृताः परिमुच्यन्ति सर्वे ॥**'

—'વેદાન્ત ( મહાવાક્ય )-વિજ્ઞાને કરીને જેઓને સારી રીતે અર્થનો નિશ્ચય થયો છે, [ અને ] સન્યાસ-યોગથી ( કર્મત્યાગ તથા બ્રહ્મનિષ્ઠાથી ) શુદ્ધાંતઃકરણવાળા, [ એવા ] યતિઓ પરમ અમૃતરૂપ ( અમર – બ્રહ્માત્મભૂત ) થઇ, પરાન્તકાળે ( લિંગશરીરભંગરૂપ ચરમ મરણ સમયે — પ્રલયકાળે ) બ્રહ્મલોકને વિષે [ બ્રહ્મનો સાક્ષાત્કાર થતાં, ] સર્વથા મુક્ત થાય છે ( ઉપાધિપરિત્યાગ વડે બ્રહ્મમાં એકતા પામે છે ) ' – આ [ મુણ્ડકોપનિષદ – મુ૦ ૩, ખ૦ ૨, મં૦ ૬ ] શાસ્ત્રથી તે ( બ્રહ્મલોકની કામનાવાળો ) બ્રહ્મલોકમાં કલ્પાન્તે ( પ્રલય સમયે ) બ્રહ્મા ( હિરણ્યગર્ભ )ની સાથે મુક્ત થાય છે [ '**ब्रह्मणा सह ते सर्वे संप्राप्ते प्रतिसंचरे। परस्यान्ते कृतात्मानः प्रविशन्ति परं पदम् ॥**' '[ બ્રહ્મલોકને પ્રાપ્ત થયેલા ] તે સર્વે કૃતાત્માઓ ( કૃતાર્થ થયેલા આત્માઓ – જીવો ), બ્રહ્માના પરમ આયુષ્યને અન્તે ( કલ્પાન્તે ) પ્રલય પ્રાપ્ત થાય ત્યારે, બ્રહ્મા ( હિરણ્યગર્ભ )ની સાથે પરમપદમાં પ્રવેશ કરે છે ' ઇત્યાદિ શ્રુતિ-સ્મૃતિઓનાં પ્રમાણ છે ]"

આ ઉપરથી એમ નક્કી થાય છે કે, **પારલૌકિક સકામતાવાળો** અધિકારી પ્રણવોપાસના – નિર્ગુણોપાસના – આત્મવિચાર વિષે પ્રવૃત્ત તો થાય છે, પણ વૈરાગ્યની મધ્યમતા ( મંદ પણ નથી તેમ તીવ્ર પણ નથી, એવી )ને લઇ બ્રહ્મલોકની ગમના – બ્રહ્મલોક મેળવવાની વાસના ( '**લોકૈષણા**' ) મનના અંદરખાને રહે

---

* બ્રહ્મલોક જો કે એક છે, છતાં તેને બહુવચનાન્ત વાપરવામાં અહીં આવ્યો છે, તેનું કારણ – તેનું રહસ્ય એ છે કે, તે એક છતાં તેનો અનેક પ્રકારે ભાસ, ભિન્ન ભિન્ન અધિકારીઓને લઇ થાય છે જેમકે વિષ્ણુ, શિવ, બ્રહ્મા ( હિરણ્યગર્ભ ) વગેરેના ઉપાસકોને વિષ્ણુ – વિષ્ણુપાર્ષદો – વિષ્ણુલોક ( વૈકુંઠલોક, ગોલોક વગેરે ), શિવ શિવગણો–શિવલોક, બ્રહ્મા–બ્રહ્માનુચરો–બ્રહ્મલોક ( સત્યલોક ), એમ પોતપોતાની ભાવના કે રુચિથી કરેલ ધ્યાન મુજબ તે તે સ્વરૂપે દેખાય છે – ભાસે છે, જ્યારે વૈદિક મતે તો એકજ બ્રહ્મલોક છે.

છે, તેથી એ પારલૌકિક સકામતારૂપ પારલૌકિક ભાવિપ્રતિબંધને લઇને તેને પણ ઉપાસના (સાધન)ની પરિપાકદશારૂપ આત્માનુ અપરોક્ષજ્ઞાન અહીંઆ જ – આ જ લોકમા થતું નથી; કિંતુ ગર્યા પછી 'તત્કતુ' ન્યાયથી, એટલે કે 'જે જેનુ ધ્યાન કરે, તે તેને પ્રાપ્ત થાય' એવા ન્યાયથી તેમજ પ્રણવોપાસના – નિર્ગુણોપાસના – આત્મવિચારના પ્રભાવથી તે બ્રહ્મલોકમા જાય છે અને ત્યા તેને, નિર્ગુણોપાસનાના સામર્થ્યથી અને વળી મધ્યમ × અધિકારપણું હોવાથી તેમજ જ્ઞાન થવામા હવે ઐહિક–પારલૌકિક જેવો બીજો કોઇ પ્રતિબંધ નડતો ન હોવાથી, આત્મસાક્ષાત્કાર થાય છે. વળી તે આત્મસાક્ષાત્કાર ચાહે તો બ્રહ્મા (હિરણ્યગર્ભ)ના ઉપદેશથી ત્યાં તેને થાય છે, અથવા તો પોતે આત્મવિચાર કરવાથી અગર તો બ્રહ્મલોકના સ્વાભાવિક પ્રભાવે કરી આપોઆપ થાય છે. ત્યાર બાદ,

× આત્મજ્ઞાન વિષે પ્રણવોપાસના કરનાર અધિકારી (મુમુક્ષુ) ત્રણ પ્રકારના છે તેમા ૧ લો અધમ યા મંદ, ૨ જો મધ્યમ અને ૩ જો ઉત્તમ.

**(૧) ઐહિક સકામતાવાળો અધિકારી,** જે પ્રણવની પ્રતીક–વાચક, સગુણ નિર્ગુણ (રુચિ પ્રમાણે) ઉપાસનારૂપ મોક્ષસાધન કરનાર છે, તેની મરણ પછી ગતિ બ્રહ્મલોક સુધી છે, તેને ઐહિક સકામતારૂપ ઐહિક પ્રતિબંધનો સદ્ભાવ હોવાથી બ્રહ્મલોકમાં પણ આત્મજ્ઞાન – આત્માનું અપરોક્ષજ્ઞાન થાય નહિ, તેથી જ તેની પુનરાવૃત્તિ થાય છે, કિંતુ યોગભ્રષ્ટની પેઠે પૂર્વાભ્યાસના સંસ્કારબળથી જ તે પુનઃ ત્યાં (તે પુનર્જન્મ વિષે) બાકી રહેલ મોક્ષસાધન (પ્રણવોપાસના)માં સહજે, જાણે પરવશ ખેંચાઇને જોડાઇ જાય છે અને ક્રમે કરીને આત્યન્તિક મોક્ષ મેળવે છે.

**(૨) પારલૌકિક સકામતાવાળો અધિકારી,** જે ઉપર પ્રમાણેજ પ્રણવોપાસનારૂપ મોક્ષસાધન કરવાવાળો છે, તેની ગતિ દેહપાત પછી બ્રહ્મલોકની છે, તેને (ઐહિક સકામતારૂપ ઐહિક પ્રતિબંધનો અભાવ હોવાથી) બ્રહ્મલોકમા આત્મસાક્ષાત્કાર થાય છે, તેથી ત્યાં જ તેની મુક્તિ (જીવન્મુક્તિ ને વિદેહમુક્તિ) સિદ્ધ થાય છે અને પુનરાવૃત્તિનો અભાવ છે

**(૩) નિષ્કામ અધિકારી,** જે ઉપર પ્રમાણે જ પ્રણવોપાસનારૂપ મોક્ષ-સાધન કરે છે, તેને ઐહિક કે પારલૌકિક કંઇ પણ કામના (ઇચ્છા) ન હોવાથી અને તેથી જ ઐહિક કે પારલૌકિક કોઇ પણ પ્રતિબંધ નડતો ન હોવાથી અહીં ને અહીં જ આત્મજ્ઞાન – આત્માનું અપરોક્ષજ્ઞાન – સ્વરૂપનો સાક્ષાત્કાર થાય છે, તેથી અહીંઆ જ મુક્તિ (જીવન્મુક્તિ ને વિદેહમુક્તિ) મળે છે પછી તેને ના તો બ્રહ્મલોકાદિમા જવુ પડતુ અને ના તો પુનર્જન્મમાં આવવું પડતું ॥ૐ॥

તેમ થવાથી જ તે પુનરાવૃત્તિને પામતો નથી: કિંતુ એક કલ્પ પર્યન્ત ત્યાં વાસ કરી, જીવન્મુક્તિ ભોગવી, કલ્પાન્તે બ્રહ્મા (હિરણ્યગર્ભ)ની સાથે જ વિદેહમુક્તિને પામે છે.

[અહિં આગળ એક પ્રાસંગિક વાત ઉપસ્થિત થાય છે, જે જાણવા જેવી છે, કે:—

બ્રહ્મલોકમા આત્માનુ અપરોક્ષજ્ઞાન – સ્વરૂપસાક્ષાત્કાર મેળવ્યા પછી અધિકારી જીવન્મુક્ત થાય છે, એટલે કે 'જીવન્મુક્ત'ની પદવી – ઉપાધિ ( degree ) ધારણ કરે છે. તે વખતે તે સમ્યક્ સ્વતંત્ર થાય છે. તે સ્વતંત્રતાને લઇને જ તેની અબાધિતગતિ હોય છે. તેથી કોઇ વખત તે અબાધિતગતિએ તથા સ્વેચ્છાચારપણે સર્વત્ર વિચરતા આ મૃત્યુલોકમા પણ આવી ચ્હડે છે, તો, તેથી કરીને તેની પુનરાવૃત્તિ સ્વીકારાય નહિ. કારણ કે આવા અધિકારીપુરુષનુ આવવુ–જવું, એ સ્વેચ્છાધીન છે, તેમનુ આવવુ–જવુ પરપ્રેરિત કે કોઇનેય આધીન થઇને નથી. વળી આપ્તકામ હોવાથી સ્વર્ગ–મર્ત્ય–પાતાળ વગેરે કોઇપણ લોકની કોઇપણ વિષયવસ્તુ તેના ચિત્તને ખેંચી શકતી નથી, તેમ મોહ પણ ઉપજાવી શકતી નથી. તેથી તેને માયાનો બાધ નથી. તેથી જ તે પુરુષ આ મર્ત્યલોકમા કોઇ વખત આવે, તોય માયાની જાળથી સપડાય નહિ – માયાના બંધનથી બધાય નહિ. આવા પુરુષમા બ્રહ્મલોકની કેટલીક ભારે–ભારે સિદ્ધિઓ ( અણિમાદિક મહાસિદ્ધિઓ ) પણ સ્વાભાવિક હોય છે. એવી વ્યક્તિ વખતોવખત આવે છે – અવતરે છે, તે કેવળ જનકલ્યાણ જીવોદ્ધાર ખાતર છે: અને વળી એક કલ્પ જેટલો લાંબો વખત કેમ કરીને જાય? તેથી જ બસ હરતા–ફરતા–વિચરતાં, પ્રકટતા, ઉપદેશતા, ..... ... એમ આયુષ્ય પુરૂ કરતા – દિવસો નિર્ગમન કરતા કલ્પાન્તે તે અધિકારી નિર્વાણ ( વિદેહકૈવલ્ય )ને પ્રાપ્ત થાય છે. તે એ પ્રમાણે કે.—

"गताः कलाः पञ्चदश प्रतिष्ठा
देवाश्च सर्वे प्रतिदेवतासु ।
कर्माणि विज्ञानमयश्च आत्मा
परेऽव्यये सर्व एकीभवन्ति ॥"

[ इति 'मुण्डकोपनिषत्' – मुं॰ ३ – ख॰ २ – मं॰ ७. ]

**અર્થ:**—"[ વિદ્વાનના – જ્ઞાનીના ( વિદેહ ) મોક્ષકાળે ] પ્રાણ, શ્રદ્ધા, પૃથ્વી, અપ, તેજ, વાયુ તથા વ્યોમ ( એ પંચ ?

ભૂત ), ઇન્દ્રિયો, મન, અન્ન, વીર્ય, તપ, મન્ત્ર, કર્મ તથા લોક, – આ પંદર કળાઓ (દેહારંભક ) પોતપોતાના કારણને પ્રાપ્ત થાય છે ( પોતપોતાના કારણમાં લીન થાય છે ), અને ચક્ષુ આદિ ઇન્દ્રિયોમાં રહેલ સૂર્ય આદિની શક્તિઓ પ્રત્યેકના સૂર્ય આદિ અધિષ્ઠાતા દેવોમાં જાય છે ( લીન થાય છે ), તેમ કર્મો તથા વિજ્ઞાનસ્વરૂપ કર્તા એવો આત્મા, એ સર્વથી પર એવા અવ્યય ( અનન્ત ) બ્રહ્મમાં, બધા ( ઉક્ત કર્માદિ ) એકરૂપ થઇ જાય છે ( જળાદિ આધાર દૂર થયે જેમ સૂર્ય આદિ નું પ્રતિબિંબ બિંબમાં લય પામે છે – એકતાને પામે છે, તેમ પોતાના આશ્રયભૂત દેહાદિ નો નાશ થયે તમામ બ્રહ્મમાં એકતાને પામે છે ) '

" यथा नद्य स्यन्दमाना समुद्रे-

ऽस्तंगच्छन्ति नामरूपे विहाय।

तथा विद्वान्नामरूपाद्विमुक्तः

परात्परं पुरुषमुपैति दिव्यम् ॥"

[ इति 'मुण्डकोपनिषत्' – मु० ३ – ख० २ – म० ८. ]

**અર્થ** :—" જેમ વહેતી નદીઓ ( ગંગા-યમુનાદિ ) નામ-રૂપને ત્યજીને સમુદ્રમાં અસ્ત ( લય ) પામે છે ( એટલે સમુદ્રને પામીને સમુદ્રરૂપ બની જાય છે ), તેમ વિદ્વાન્ ( આત્મજ્ઞાની ) નામ-રૂપથી વિમુક્ત ( રહિત ) થઇ પરાત્પર ( વ્યાકૃત તથા અવ્યાકૃત – કાર્ય તથા કારણ, – એ ઉભયથી પર રહેલાં ઉત્કૃષ્ટ ) દિવ્ય ( પ્રકાશરૂપ ) પુરુષ ( સર્વત્ર પૂર્ણ બ્રહ્મ )ને પામે છે " ॥ ૐ ॥ ]

એ પ્રમાણે વિદ્યારણ્ય પંચદશીકારે " ब्रह्मलोक सभामस्य " – " સભામ ( ઉપાસક )ને બ્રહ્મલોક [ મળે છે ] " [ ઇતિ ' પંચ-દશી ' – ધ્યાનદીપ પ્રકરણ ૯ – શ્લોક ૧૪૩ ] એમ અહીંથી ઉપક્રમ કરી

" निर्गुणोपास्तिसामर्थ्यात्तत्र तत्त्वमवेक्षते ।

पुनरावर्तते नायं कल्पान्ते च विमुच्यते ॥"

— " [ સભામ ઉપાસક ] નિર્ગુણોપાસનાના સામર્થ્યથી ત્યાં ( બ્રહ્મલોકમાં ) તત્ત્વને [ હિરણ્યગર્ભ – બ્રહ્માની પાસેથી ] જાણે છે, [ તેથી ] એ ( ઉપાસક ) પુનરાવૃત્તિને પામતો નથી, અને કલ્પને અન્તે [ બ્રહ્માની સાથે ] મુક્ત ( વિદેહમુક્ત ) થાય છે " [ ઇતિ 'પંચદશી' – ધ્યાનદીપપ્રકરણ ૯ – શ્લોક ૧૪૬ ] અહીં સુધી ઉપ-સંહાર કરતાં જે પ્રતિપાદન કર્યું છે, તે, ઉપર આપણે નિર્ણય કરી

આવેલ ' પારલૌકિક સકામતાવાળા 'ને ઉદ્દેશીને છે : જ્યારે આપણે આપણા લખાણ ( પ્રતિપાદન )મા ' પારલૌકિક સકામતા ' કંઇ સકામતા ન કહેવાય, ' ઐહિક સકામતા ' જ સકામતા છે, — એમ ધારીને ' પારલૌકિક સકામતાવાળા 'ને જ ' નિષ્કામ ' એવા શબ્દથી નિર્દેશ કરેલ છે, અને ' ઐહિક સકામતાવાળા 'ને 'સકામ' કહેલ છે. અતએવ પરસ્પર કંઇ વિરોધ આવતો નથી.

વળી એક વાત સમજવા જેવી છે કે, જડભરત, વામદેવાદિકને અમુક અનગાય – અમુક પ્રબળ પ્રતિબંધ ( ભાવિ પ્રતિબંધ ) નડતા હોવાથી શ્રવણ–મનન–નિદિધ્યાસનરૂપ વિચાર – મોક્ષસાધન કર્યા છતાય તત્કાળ જ્ઞાન ( અપરોક્ષજ્ઞાન ) ન થયુ – સાક્ષાત્કાર ન થયો. તેથી કરીને ફરી જન્મ* લેવો પડ્યો પરંતુ ત્યા તો જ્ઞાન થવામા– સાક્ષાત્કાર થવામા જેટલુ વ્યવધાન નડતુ હતું, તે ( ભોગવાઇ જવાથી ) દૂર થતા – ખસી જતા – ટળી જતા એકદમ ગર્ભની અંદરજ અપરોક્ષજ્ઞાન થયુ – સાક્ષાત્કાર થયો તેથી ત્યા જ એટલે ગર્ભમા જ

---

* વામદેવાદિક જેવા અધિકારીને બ્રહ્મલોક–પ્રાપ્તિ ન થતા ગર્ભવાસમાં આવવું પડ્યુ, એ કોઇ પ્રબળ સરદાર કે કર્મની ગહન ગતિ સિવાય શું સમજી શકે ?

આ ઉપરથી આપણે સમજવાનું કે, આપણા પ્રણવોપાસક પણ, બ્રહ્મલોક–પ્રાપ્તિ અવશ્યપ્રાપ્તિ હોવા છતાય, કદાચ પરમાત્માની અકળ કળારૂપ અઘટનઘટનાપટીયસી દુસ્તર એવી માયાથી સપડાઇને અમુક વાસનાવિશિષ્ટ થઇ અન્ય ગતિ ( ગર્ભવાસાદિક )ને પામે, તો એમાં નવાઇ જેવુ શું છે ? તેમ છતાય

" पार्थ नैवेह नामुत्र विनाशस्तस्य विद्यते ।
न हि कल्याणकृत्कश्चिद्दुर्गतिं तात गच्छति ॥ "

[ 'गीता' – अ० ६ – श्लो० ४० ].

—" હે પાર્થ ! અત્ર ( આ દુનિયામાં ) કે અમુત્ર ( સ્વર્ગાદિમાં ) તેનો વિનાશ છેજ નહિ; [ કેમકે ] હે તાત ! કલ્યાણ કરનાર [ શાસ્ત્રોક્ત રસ્તે ચાલનાર ) કોઇ પણ [ પુરુષ ] દુર્ગતિને પામતો નથીજ. "

" कौन्तेय प्रतिजानीहि न मे भक्तः प्रणश्यति. "

[ 'गीता' – अ० ९ – श्लो० ३१. ]

—" હે કૌન્તેય ! નક્કી જાણ કે મ્હારો ભક્ત [કદાપિ] નાશ પામતો નથી "

ૐ ! ૐ !! ૐ !!!

.........× × × ૐ × × ×.........

સૂતેના ગ્યા ગ્યા – પડ્યા પડ્યા વામદેવજી પોતાને થયેલ તૃપ્તિરૂપ અપરોક્ષ સ્વાનુભૂતિના ઉદ્‌ગાર – મહાનામ્યના ઉચ્ચાર – વેદ-ધ્વનિ – અભેદોર્મિના ગાન કરવા લાગ્યા – લલકારવા લાગ્યા × × ×......

આજ પ્રમાણે આપણા (નિષ્કામ) પ્રણવોપાસકને અમુક અન્તરાયવશાત્ (આ પાપાદિક કારણોથી) અહીં ને અહીં જ્ઞાન ન થવાથી અવાન્તરફળરૂપ બ્રહ્મલોકપ્રાપ્તિ થાય છે, બાદ તે બ્રહ્મલોકમાં જતાંજ નડતું વ્યવધાન દૂર થવાથી જેમ, કે તે લોકના સ્વામી-હિરણ્યગર્ભના પ્રભાવે કરી જ્યાં, તેને જ્ઞાન થઈ જાય છે – સાક્ષાત્કાર થઈ જાય છે પછી તો જ્ઞાન થયું — સાક્ષાત્કાર થયો કે મોક્ષ સિદ્ધ થઈ પુનરાવર્તનનો **અભાવ** વળી એ જ્ઞાન – એ સાક્ષાત્કાર ગમે ત્યાં ગમે ત્યારે થાય, – મૃત્યુના માંડ - બ્રહ્મનો માં, સર્વથા પુનરાવર્તનનો અભાવજ છે

**'न स पुनरावर्तते, न स पुनरावर्तते" [इति श्रुति]** — "તે (બ્રહ્મભાવને પામેલ જ્ઞાની) પુનરાવર્તન નથી પામતો, તે (બ્રહ્મભાવને પામેલ જ્ઞાની) પુનરાવર્તન નથી પામતો" [આ શ્રુતિ છે] **શ્રીભગવાન્** પણ તે માટે કહે છે કે —

**" मामुपेत्य तु कौन्तेय पुनर्जन्म न विद्यते "**

['गीता' – અ૦ ૮ – શ્લો૦ ૧૬]

— 'પરન્તુ હે કૌન્તેય' મ્હને (સત્ય-જ્ઞાનાદિલક્ષણ સદાનન્દૈકરસ પરમાત્મા એવા મ્હને) પામીને (પૂર્ણાત્મા વડે સ્થિતિ કરીને) [અધિકારીને – જ્ઞાનીને અગર ગીતા – અ૦ ૯ – શ્લોક ૧૫-માં નિર્દિષ્ટ કરેલ '**महात्मा**'ને] પુનર્જન્મ હોતો નથી – પુનરાવૃત્તિ હોતી નથી"

અહીં આગળ ભગવાન્ '**तु**' શબ્દથીજ વ્યાવર્ત કરે છે – જૂદા પાડે છે, અને તેથી ધ્વનિ – ભાવાર્થ એવો નિકળે છે – એવો સમન્વય છે કે —

બ્રહ્મલોક સુદ્ધા તમામ લોક નાશવાન છે – પુનરાવર્તન ધર્મવાળા છે, **પરંતુ** ' એટલે કે, **એમ છે તો પણ**, ત્યાં મ્હને પામવાથી (**જ્ઞાન** પામવાથી) પુનરાવૃત્તિનો અભાવ છે અર્થાત્ જ્ઞાન પ્રાપ્ત થયા વગરના બીજા તમામ જીવો (સગુણ ઉપાસનાદિ કરનારાઓ) પોતાના પુણ્ય તથા આયુષ્યનો ક્ષય થયે બ્રહ્માદિ લોકમાંથી પુનરા-

વૃત્તિને પામે છે, જ્યારે કેટલાક બ્રહ્મલોકમા જ્ઞાનપ્રાપ્તિ થએલા મરકારી જીવો ( આપણા નિષ્કામ પ્રણવોપાસક જેવા અધિકારીઓ ) કલ્પાતે બ્રહ્મા ( હિરણ્યગર્ભ )ની સાથેજ મુક્તિ ( વિદેહમુક્તિ )ને પામે છે ને પુનરાવૃત્તિને પામતા નથી.

મતલબ કે, અમંરકારી, અજ્ઞાની, સકામી જીવોનુજ પુનરાવર્તન થતુ હોવાને લઇ પુનરાવર્તનધર્મવાળો એવો જે બ્રહ્મલોક, ત્યા, અથવા તો સ્વર્ગ–મર્ત્ય–પાતાળ વગેરે ગમે તે લોકમા જેઓ ( આપણા નિષ્કામ પ્રણવોપાસક જેવા અધિકારીઓ ) મત્પ્રાપ્તિ – ભગવત્પ્રાપ્તિ – બ્રહ્મભાવાપત્તિ એટલે કે જ્ઞાનપ્રાપ્તિ કરે છે – સાક્ષાત્કાર મેળવે છે, તેઓને મુક્તિ ( જીવન્મુક્તિ ને વિદેહમુક્તિ ) સિદ્ધ થઇ પુનરાવૃત્તિ – પુનર્જન્મનો અભાવ છે.

વળી જેઓ પૂર્ણ સંસ્કારી ( ઉપરોક્ત આપણી પ્રણવોપાસના વડે ) અહીં ને અહીંજ – આ જ મર્ત્યલોકમા પૂર્ણ જ્ઞાન – સમ્યક્ આત્મજ્ઞાન – દૃઢ સાક્ષાત્કાર મેળવે છે, તેઓને તો બસ અહીંઆજ મુક્તિ ( જીવન્મુક્તિ ને વિદેહમુક્તિ ) સિદ્ધ થાય છે, અને ઉપરના બ્રહ્માદિક લોકોમા તેઓ જતા નથી કે જવુ પડતુ નથી **" न तस्य प्राणा उत्क्रामन्ति, अत्रैव समवलीयन्ते."** [ इति श्रुति ] – " તેના ( તે જ્ઞાનીના ) પ્રાણ ઉત્ક્રમણ કરતા નથી ( ઉપર – બ્રહ્માદિક લોકમા જતા નથી ), અહીંઆજ ( આ શરીરમાજ ) સમ્યક્ લીન થઇ જાય છે. [ એટલે કે વ્યષ્ટિ પ્રાણ સમષ્ટિ પ્રાણમા તેમજ તમામ વ્યષ્ટિ તત્ત્વો સમષ્ટિ તત્ત્વમા લીન થતા દેહત્રયરૂપ ઉપાધિની અપેક્ષાએ 'દ્રષ્ટા' – 'સાક્ષી' એવી સંજ્ઞા પામેલ આત્મચૈતન્ય – પ્રત્યક્-ચૈતન્ય – કૂટસ્થચૈતન્ય ( વ્યષ્ટિચૈતન્ય ) પણ સર્વવ્યાપક શુદ્ધચૈતન્ય – બ્રહ્મચૈતન્ય – પરમાત્મચૈતન્ય (સમષ્ટિચૈતન્ય)મા, ઘટ–ભગ થતા ઘટાકાશ જેમ મહાકાશમા લય પામે છે તેમ, લીન થાય છે : એ **'વિદેહ-મુક્તિ'નું સ્વરૂપ છે. ]"** ૐ !...ૐ ! !...ૐ ! ! !

આખરે એટલુ ધ્યાનમા ખાસ રાખવા જેવુ છે કે :– (અર્જુન જેવા ) જ્ઞાનાધિકારી – બ્રહ્મજિજ્ઞાસુ – મુમુક્ષુને માટે, કાળપરિચ્છેદ વાળા હોવાથી પુનરાવર્તનધર્મવાળા બ્રહ્મલોકની – સત્યલોકની પણ નિંદા ( શ્રીભગવાન્ જેવા ) મહાપુરુષોએ શાસ્ત્રોમા ( ઉપલા ગીતા શ્લોકમા તેમજ અન્ય શ્રુતિ–સ્મૃતિમા ) કરી છે, તેથી તે ત્યાજ્ય છે; અને સર્વોપદ્રવરહિત – સર્વાનર્થશૂન્ય અપુનરાવર્તનપદ – નિર્ભયપદ

એક ભગવત્પ્રાપ્તિ – બ્રહ્મપ્રાપ્તિરૂપ આત્મજ્ઞાનજ સ્તુત્ય છે અને તેથી તે પ્રાપ્ય છે. ——— × × ॐ × × ———

(૪) " ॐकारः सर्ववेदानां सारस्तत्त्वप्रकाशकः ।
तेन चित्तसमाधानं मुमुक्षूणां प्रकाश्यते ॥ "

[ इति श्रीवार्तिककार-सुरेश्वराचार्य-विरचित पंचीकरणवार्तिकम्, श्लो० १. ]

અર્થ :— " ૐકાર સર્વ વેદોનો સાર [ અને ] તત્ત્વોનો પ્રકાશક [ છે ]. તે વડે મુમુક્ષુઓના ચિત્તનું સમાધાન [ થાય છે ], [ તે ] સ્ફુટ કરવામાં આવે છે. [ ઇતિ શ્રીવાર્તિકકાર – સુરેશ્વરાચાર્યવિરચિત પંચીકરણવાર્તિક, શ્લો૦ ૧. ]

(૫) " ॐकारनिर्णय आत्मतत्त्वप्रतिपत्त्युपायत्वं प्रतिपद्यते."

[ इति श्रीगौडपादीयमाण्डूक्यकारिका-शाकरभाष्यम्. ]

અર્થ :— " ૐકારનો નિર્ણય, આત્મતત્ત્વની પ્રાપ્તિના ઉપાયરૂપ પ્રતિપાદન કરવામાં આવે છે. " [ ઇતિ શ્રીગૌડપાદીયમાંડૂક્યકારિકા ઉપર શાંકરભાષ્ય. ]

(૬) " समाहितेनोंकारोच्चारणे यच्चैतन्यं स्फुरति तदोंकारसामीप्यादेव शाखाचन्द्रन्यायेनोंकारशब्देन लक्ष्यते । तेन लक्षणयोंकारनिर्णयो ब्रह्मधीहेतुः ॥ प्रतिमायां विष्णुबुद्धिवदोंकारो ब्रह्मबुद्ध्योपास्यमानो ब्रह्मप्रतिपत्त्युपायो भवति ॥"

[इति श्रीगौडपादीयमाण्डूक्यकारिका-शाकरभाष्य-आनन्दगिरिटीका.]

અર્થ :— " અવિક્ષિપ્ત – શાંત – એકાગ્રતાવાળા [અધિકારી અગર મન] વડે ૐકારનો ઉચ્ચાર થયે, જે ચૈતન્ય સ્ફુરે છે, તે (ચૈતન્ય) ૐકારની સમીપ હોવાથીજ, ' શાખાચંદ્ર ' ન્યાયથી ૐકાર શબ્દ વડે લક્ષ્ય થાય છે. તે માટે ૐકારનો નિર્ણય, લક્ષણાવૃત્તિવડે, બ્રહ્માકારવૃત્તિ પ્રાપ્ત કરવાનું સાધન – કારણ – ઉપાય [છે]. પ્રતિમામાં (શાલિગ્રામમાં) વિષ્ણુબુદ્ધિની પેઠે, બ્રહ્મબુદ્ધિથી ઉપાસ્યમાન ૐકાર, બ્રહ્મપ્રાપ્તિનો ઉપાય ( અવલંબન – સાધન ) છે. " [ ઇતિ શ્રીગૌડપાદીયમાંડૂક્યકારિકા–શાંકરભાષ્ય ઉપર આનંદગિરિ–ટીકા. ]

॥ ॐ तत्सत् ॥ ॐ शान्तिः ! शान्तिः !! शान्तिः !!!

——— × × ॐ × × ———

ॐ

## ॥ બ્રહ્માભ્યાસ પ્રણવાલંબન વડે કેવી રીતે કરવો, તે ॥
યાને
## ॥ બ્રહ્માભ્યાસની વ્યવહારુ રીત ॥
## ( Practical Process – Practical Way of Brahma-Abhyasa ) —

(૧) "यस्य शब्दस्योच्चारणे यद्वस्तु स्फुरति तत्तस्य वाच्यमिति प्रसिद्धम् ।

समाहितचित्तस्योंकारोच्चारणे यत्साक्षिचैतन्य स्फुरति तदोंकारमवलम्ब्य तद्वाच्यं ब्रह्माहमस्मीति ध्यायेत् ।

तत्राप्यसमर्थ ॐशब्दे एव ब्रह्मदृष्टिं कुर्यात् ॥"

[ इति कठोपनिषत् – अ० १ – वल्ली २ – मन्त्र १५ – श्रीअमरदासटीका ]

**અર્થ :**—" જે શબ્દનો ઉચ્ચાર થતા જે વસ્તુ સ્ફુરે છે, તે (વસ્તુ), તે (શબ્દ)નુ વાચ્ય [ કહેવાય છે ], એ પ્રસિદ્ધ [ છે ]

અવિક્ષિપ્ત ( શાત – એકાગ્ર ) ચિત્તવાળાને ૐકારનો ઉચ્ચાર કરતા જે સાક્ષીચૈતન્ય સ્ફુરે છે, તે ૐકારનુ અવલમ્બન કરી, તેનુ વાચ્ય 'હુ બ્રહ્મ છુ' એમ [ અધિકારીએ ] ધ્યાન કરવુ "

[ એનુ **રહસ્ય** એમ સમજવાનુ છે કે, પ્રથમ તો, અવિક્ષિપ્ત ચિત્તવાળાનેજ એટલે કે અભ્યાસીનેજ ૐકારનો ઉચ્ચાર કરતા સાક્ષીચૈતન્યનુ સ્ફુરણ થાય છે – ભાન થાય છે જો કે ઇતરોને પણ તેમ થાય છે, તો પણ અભ્યાસી ચિત્ત ન હોવાથી – એકાગ્રચિત્ત ન હોવાથી, બહિર્મુખતાને લઇ, તેમ માલુમ પડતુ નથી – તેનો ખ્યાલ થતો નથી તો, અભ્યાસીએ, ૐકારનુ અવલમ્બન કરી, એટલે કે, ૐકારનો ( દીર્ઘ – લાબા અવાજે ) ઉચ્ચાર કરી, તેથી સ્ફુરતુ તેનુ ( વાચક ૐકારનુ ) વાચ્ય જે સાક્ષીચૈતન્ય, તે હુ છુ એટલે કે **'अहं ब्रह्मास्मि'** – 'હુ બ્રહ્મ છુ' એમ આ ધ્યેયાકાર – બ્રહ્માકારવૃત્તિની આવૃત્તિરૂપ – પ્રવાહરૂપ ધ્યાન કરવુ

આ પ્રણવની – ૐકારની ( અહગ્રહ ) **વાચક ઉપાસના** છે અને બ્રહ્માભ્યાસના **મધ્યમાધિકારીને** માટે યોગ્ય છે ]

" તેમા પણ ( એટલે કે ઉપરોક્ત વાચક ધ્યાનમા ) અસમર્થ અધિકારીએ, ૐશબ્દમાજ બ્રહ્મદૃષ્ટિ કરવી " [ જેમકે " **ओमिति**

ब्रह्म"– "'ॐ' એ (જ) – 'ॐ' એવો એ અક્ષરજ બ્રહ્મ (છે)", "ओमित्येतत्" – "એ (પદ – બ્રહ્મ), 'ॐ' એમ (આકૃતિ-વાળુ જ છે)" – ઇતિ શ્રુતિ ]

આ છે ૐકારની **પ્રતીકઉપાસના**, અને તે બ્રહ્માભ્યાસના મન્દ (અધમ – કનિષ્ઠ) અધિકારીને માટે યોગ્ય છે.]

[ ઇતિ કઠોપનિષદ્ – અ૦ ૧ – વલ્લી ૨ – મન્ત્ર ૧૫ ઉપર શ્રીઅમરદાસટીકા ]

—— × × ॐ × × ——

(૨) "**समाधिनिष्ठो यदोमित्युच्चार्याऽऽत्मानमनुसंधत्ते तदा स्थूलमकारमुकारे सूक्ष्मे त च कारणे मकारे तमपि कार्यकारणातीते प्रत्यगात्मन्युपसंहृत्य तन्निष्ठो भवति...।"**

[ इति श्रीगौडपादीयमाण्डूक्यकारिका-शांकरभाष्य-श्रीआनन्दगिरिटीका.]

**અર્થ**:—"સમાધિનિષ્ઠ પુરુષ (અભ્યાસી) જે 'ॐ' એમ ઉચ્ચાર કરી આત્માનુસંધાન (સ્વરૂપાનુસંધાન) કરે છે, ત્યારે સ્થૂળ 'अ'કાર (માત્રા)નો સૂક્ષ્મ 'उ'કાર (માત્રા)માં, અને તે ('उ'-કાર)નો કારણ 'म'કાર (માત્રા)માં, [ અને વળી ] તે ('म'કાર)-નો પણ કાર્ય-કારણાતીત પ્રત્યક્આત્મામાં (સાક્ષીઆત્મામાં) ઉપસંહાર કરી (લય કરી – સમેટી લઇ) તન્નિષ્ઠ (તે પ્રત્યગાત્મનિષ્ઠ) થાય છે – સાક્ષીઆત્મામાં સારી પેઠે સ્થિત થાય છે........."

[ઇતિ શ્રીગૌડપાદીયમાણ્ડૂક્યકારિકા–શાંકરભાષ્ય ઉપર શ્રીઆનંદગિરિટીકા]

હવે રહસ્ય એ સમજવાનું કે.—

બ્રહ્માભ્યાસીએ આત્માનુસંધાન – સ્વરૂપાનુસંધાન, 'ओ.. ...म् ......' એમ લાંબે સ્વરે (अ + उ + म् = ओम्) 'ॐ'ના ઉચ્ચાર વડે, કરવું એમ કરતાં તે વખતે ('ॐ'ના દીર્ઘ – લાંબા ઉચ્ચારની અંદર) 'अ'કાર 'उ'કારમાં, 'उ'કાર 'म'કારમાં અને 'म'કાર કાર્ય-કારણાતીત પ્રત્યગાત્મામાં – સાક્ષીઆત્મામાં લય કરી પોતે તન્નિષ્ઠ, એટલે કે, તે પ્રત્યગાત્મનિષ્ઠ થઇ રહેવું અર્થાત્ સાક્ષી-આત્મામાં સારી પેઠે સ્થિત – પોતાના શુદ્ધસ્વરૂપમાં સમ્યક્ સ્થિત થઇ રહેવું – સ્વરૂપસ્થિતિ – બ્રાહ્મીસ્થિતિ કરવી.

બીજી એક વાત ખાસ અગત્યની જાણવાની કે, 'ॐ'ના દીર્ઘ – લાંબા ઉચ્ચારની અંદર 'હ્રસ્વ', 'દીર્ઘ' અને 'પ્લુત' એ ત્રણે સ્વર–માત્રા સમાયેલ છે. તો બ્રહ્માભ્યાસ કરવાવાળા અધિકારી, 'ओ.........म......' એમ દીર્ઘ સ્વરે – લાંબે સ્વરે

( अ + उ + म् = ओम् ) 'ॐ'નો ઉચ્ચાર કરતા, જ્યારે આત્માનુસંધાન – સ્વરૂપાનુસંધાન કરવા બેસે છે, ત્યારે હ્રસ્વ 'अ'કાર દીર્ઘ 'उ'કારમા, અને તે ( દીર્ઘ 'उ'કાર ) પ્લુત 'म'કારમા અને વળી તે ( પ્લુત 'म'કાર ) પણ સ્વર–માત્રાથી અતીત સત્તાધિષ્ઠાનરૂપ પ્રત્યગાત્મામા – સાક્ષીઆત્મામા – સ્વસ્વરૂપમા ક્રમથી લય–લય લય પામે છે, એમ થતા, એટલે કે હ્રસ્વ–દીર્ઘ–પ્લુતરૂપ સ્વર–માત્રાગર્ભ 'ॐ'નો ઉચ્ચાર પૂરો થતા, યાને બંધ પડતા, બ્રહ્મ એક નિઃશબ્દ – શાંત [ શ્રુતિ કહે છે ' शान्तोऽयमात्मा '– " એ આત્મા શાંત છે, એટલે કે આત્માનુ સ્વરૂપ શાંત છે ] આત્માજ અવશિષ્ટ રહે છે બ્રહ્માભ્યાસી, એ વખતે, એ નિર્મળ પ્રત્યગાત્મામા – સાક્ષીઆત્મામા – સ્વસ્વરૂપમા અવસ્થાન કરે છે – સુસ્થિત રહે છે

[ બસ આ જ **બ્રહ્માભ્યાસની ખરી રીત – વ્યવહારુ રીત** ( practical process ) છે, ( મધ્યમાધિકારીને માટે ), અને અનુભવી તત્ત્વજ્ઞ પુરુષોથી પરંપરાએ – સાંપ્રદાયિકપણે અનુભવેલી સાચી પ્રણાલિકા આ જ છે ]

વળી '**લય-ચિંતન**'ની રીતે પણ ઉપલી બાબત નીચે સમજવી છે કે —

બ્રહ્માભ્યાસી આત્માનુસંધાન – સ્વરૂપાનુસંધાન કરવા બેસે છે, ત્યારે 'ॐ'નો ('ओ . . . म् . .' એમ ) દીર્ઘ ( લાંબો ) ઉચ્ચાર કરે છે અને તે ઉચ્ચાર પૂરો થતા સુધીમા – બંધ પડતા સુધીમા, '**લય-ચિંતન**' કરી, ઉચ્ચાર પૂરો થયે, 'ॐ' તથા તેના ઉચ્ચારરૂપ આલંબનને છોડી, નિર્મલસ્વરૂપ પ્રત્યગાત્મા – સાક્ષી આત્મા – સચ્ચિદાનંદરૂપ સ્વસ્વરૂપ વિષે નિમગ્ન થાય છે

'**લય-ચિંતન**' એટલે લયનુ ચિંતન – લયની ભાવના અને કાર્યનો ( પોતાના ) કારણમા લય છે, એવુ જે ચિંતન કરવુ – એવી જે ભાવના કરવી, તેનુ નામ છે "**લય-ચિંતન**", અને એમ હોવાથી જ કાર્યની કાંઇ સ્વસત્તા – સ્વતંત્ર સત્તા નથી, કિંતુ કારણરૂપજ છે, વળી તે કારણ માત્રજ અવશિષ્ટ રહે છે, એવુ ચિંતવવુ – એવુ જાણવુ – એવી ભાવના કરવી – એવો નિશ્ચય કરવો, બસ તે '**લય-ચિંતન**' કહેવાય છે

હવે 'ॐ' મા રહેલ ત્રણ માત્રા,–'अ' 'उ' ને 'म्' પોત પોતાના કારણમા લય પામતા, આખરે જે સર્વના કારણરૂપ – સર્વના

અધિષ્ઠાનરૂપ અનુસ્યૂત વસ્તુ એક પ્રત્યગાત્મા – સાક્ષીઆત્મા – કૂટસ્થાત્મા – સચ્ચિદાનંદરૂપ સ્વસ્વરૂપ અવશિષ્ટ રહે છે, તેમાંજ બસ બ્રહ્માભ્યાસી અધિકારી વિરમે છે, બ્રહ્માત્મસ્વરૂપે એકમેક થઇને અવસ્થાન કરે છે બસ એજ બ્રાહ્મીસ્થિતિ, પરમપુરૂષાર્થની પરાકાષ્ઠા.

**ૐકારના 'લય-ચિંતન'ની રીત ( સંક્ષેપમાં ) —**

( સ્થૂળ ઉપાધિવાળા સમષ્ટિચૈતન્ય બ્રહ્મના પ્રથમ પાદરૂપ 'વિરાટ' અગર 'વૈશ્વાનર' સાથે, અને વ્યષ્ટિચૈતન્ય-આત્માના પ્રથમ પાદરૂપ 'વિશ્વ' સાથે એકીભૂત ) આ ૐકારના સ્થૂલ ઉપાધરૂપ અને પ્રથમ માત્રારૂપ 'अ'કારનો (સૂક્ષ્મ ઉપાધિવાળા સમષ્ટિચૈતન્ય બ્રહ્મના દ્વિતીય પાદરૂપ 'હિરણ્યગર્ભ' કે 'સૂત્રાત્મા' સાથે, અને વ્યષ્ટિચૈતન્ય-આત્માના દ્વિતીય પાદરૂપ 'તૈજસ' સાથે અભેદપ્રાપ્ત) પોતાના કારણ, ( આ ૐકારના ) સૂક્ષ્મ ઉપાધિરૂપ ને દ્વિતીય માત્રારૂપ 'उ'કારમાં લય કરો એમ કરવાથી 'अ'કાર 'उ'કારરૂપ (તદ્રૂપ) થયો, એટલે કે 'अ'કારનું હવે સ્વતંત્ર અસ્તિત્વ રહ્યું નહિ, કિંતુ 'उ'કારજ અવશિષ્ટ રહ્યો.

હવે પછી, આ 'उ'કારનો લય, પોતાના કારણ, ૐકારના કારણોપાધિરૂપને તૃતીય માત્રારૂપ ( અને જે, કારણ ઉપાધિવાળા સમષ્ટિચૈતન્ય-બ્રહ્મના તૃતીય પાદરૂપ 'ઈશ્વર' સાથે, અને વ્યષ્ટિ ચૈતન્ય-આત્માના તૃતીય પાદરૂપ 'પ્રાજ્ઞ' સાથે અભિન્ન છે, એવા) 'म'કારમાં કરો એમ કીધું એટલે 'उ'કાર 'म'કારરૂપ ( તદ્રૂપ ) થયો, એટલે કે 'उ'કારનું પણ હવે સ્વતંત્ર અસ્તિત્વ રહ્યું નહિ, કિંતુ 'म'કારજ અવશિષ્ટ રહ્યો.

વળી આ 'म'કારનો પણ લય, પોતાના કારણ ( 'ૐ'ની અર્ધમાત્રા અને બિંદુ અભિન્ન, એટલે કે તદ્રૂપજ ) નિરુપાધિક-નિર્ગુણ-કાર્ય-કારણ તીત, પાદ-માત્રા રહિત, વ્યષ્ટિ-સમષ્ટિ વગેરે સર્વ કલ્પનાવર્જિત – સર્વસંગશૂન્ય – સર્વાધાર – સર્વાધિષ્ઠાનરૂપ પ્રત્યગાત્મા – સાક્ષીઆત્મા – ચિદાત્મા – કૂટસ્થાત્મા – સ્વસ્વરૂપભૂત સચ્ચિદાનંદ પરબ્રહ્મમાં કરો એમ હવે તો 'म'કાર પણ ગયો, માત્ર એક '**પરબ્રહ્મ**'જ અવશિષ્ટ રહ્યું આ 'પરબ્રહ્મ'નો લય હવે ન થાય કારણ કે એનાથી જૂદી લયની સામગ્રી ( વસ્તુ ) બીજી ક્યાંય પણ નથી "**सा काष्ठा सा परा गतिः**" એટલે કે તે પરાકાષ્ઠા – પર્યાપ્તિ – વિશ્રાન્તિભૂમિ, ( અને ) તે પરમ ગતિ –

પરમપદ [છે] " [ઇતિ કઠવલ્લી શ્રુતિ, વલ્લી ૩ – મંત્ર ૧૧] વળી જો આ 'પરબ્રહ્મ'નો લય કરનારો બીજુ એક 'પરબ્રહ્મ' કલ્પીશું, તો આત્માશ્રય, અન્યોન્યાશ્રય, ચક્રિકા અને અનવસ્થારૂપ ચાર દોષાપત્તિ થશે માટે તે સંભવશે નહિ પરંતુ !

" चिदात्माहं नित्यशुद्धबुद्धमुक्तसदद्वय ।
परमानन्दसंदोहवासुदेवोऽहमोमिति ।
ज्ञात्वा विवेचकं चित्तं तत्साक्षिणि विलापयेत् ॥
चिदात्मनि विलीनं चेत्तच्चित्तं नैव चालयेत् ।
पूर्णबोधात्मनासीत पूर्णाचलसमुद्रवत् ॥ "

[ इति श्रीवार्तिककार-सुरेश्वराचार्यविरचित पञ्चीकरणवार्तिकम्, શ્લો० ૬૦–૬૨ ]

**અર્થ**:—" હું ચિદાત્મા-નિત્ય-શુદ્ધ-બુદ્ધ-મુક્ત-સત્-અદ્વય (અદ્વૈત) [સ્વરૂપ છુ], હું પરમાનંદ-ધારા [સ્વરૂપ], વાસુદેવ, [અને] ૐ કાર [રૂપ છુ],-એવુ જાણીને (નિશ્ચય કરીને), વિવેચન કરનાર ચિત્તને તે સાક્ષી [સ્વરૂપ]માં વિલીન કરવુ [એમ કરતાં] ચિદાત્મામાં જો ચિત્ત વિલીન થઇ જાય, તો [તેને તેમાંથી] ચલાયમાન બીનકુલ કરવુ નહિ, [કિંતુ] પૂર્ણ અચળ સમુદ્રની પેઠે પૂર્ણ જ્ઞાન સ્વરૂપે સ્થિતિ કરવી – અવસ્થાન કરવુ " [ઇતિ શ્રીવાર્તિકકાર સુરેશ્વરાચાર્ય-વિરચિત 'પંચીકરણવાર્તિક', શ્લો૦ ૫૦–૫૨ ]

" **नित्यशुद्धबुद्धमुक्तसत्यस्वभाव परमानन्दाद्वय प्रत्यग्भूतचैतन्य ब्रह्मैवाहमस्मीत्यभेदेनावस्थानं समाधि । ' [ इति श्रीमच्छंकराचार्यविरचित पञ्चीकरणम्. ]**

**અર્થ**:—" ' હું, નિત્ય-શુદ્ધ-બુદ્ધ-મુક્ત-સત્યસ્વભાવ [રૂપ], પરમાનંદ [રૂપ], અદ્વય (અદ્વૈત) [રૂપ], પ્રત્યગ્ભૂતચૈતન્ય(સાક્ષીરૂપ ચૈતન્ય) બ્રહ્મજ છુ ',-એમ અભેદ વડે [જે] અવસ્થાન, [તે] **સમાધિ** (છે) ' [ઇતિ શ્રીમતશંકરાચાર્યવિરચિત પંચીકરણ ]

આ પ્રમાણે 'તે પરબ્રહ્મ હું છુ'–' **अहं ब्रह्मास्मि** '— ' **सोऽहम्** ' એમ અહંપ્રત્યયથી ધ્યાન – નિદિધ્યાસન કરતાં બ્રહ્માભ્યાસીએ ક્રમે કરીને તેના **આરૂઢભાવને** પ્રાપ્ત કરવો

ૐ ! ૐ !! ૐ !!!

—— × × ૐ × × ——

(૩). પ્રણવાવલંબન વડે આત્માનુસંધાન (આત્મધ્યાન) કરવાની રીત વિષે **એક અનુભવી મહાત્મા** સુંદર ને સરલ દૃષ્ટાંત આપી સમજાવે છે કે —

"જ્યારે બાળક ચાલતા શીખે છે, ત્યારે પહેલા ત્રણ પૈડાની ગાડીનો આધાર લઇને પોતાના પગ ઉપર ભાર દઇ ઉભું થાય છે અને ગાડીને ધકેલે છે તથા આગળ ગાડી સાથે ચાલવા પ્રયાસ કરે છે, અને પાછળથી ગાડી ઉપરથી હાથ ખમેડી પોતે થોડી વાર થોભી – ઉભું રહી થોડું થોડું ચાલવા માડે છે એમ કરતા કરતા બાળક ચાલતા શીખી જાય છે"

સિદ્ધાતમા એમ સમજવાનું છે કે જ્યારે જ્યારે સાધક (ન્હાના બાળક જેવા શરૂઆતના–beginner–અભ્યાસી), આત્માનુસંધાન (આત્મધ્યાન) કરતા શીખે છે, ત્યારે ત્યારે 'अ'કાર, 'उ'કાર અને 'म'કારવાળી ત્રણ પૈડાની 'ॐ'રૂપી ગાડીનું અવલબન કરી, ભક્તિ અને વૈરાગ્યરૂપ (અગર શ્રદ્ધા અને ભક્તિરૂપ) બે પગ ઉપર ભાર દઇ, ઉભો થાય છે (એટલે કે, આત્માનુસધાન – આત્મધ્યાન કરવા તત્પર – કૃતનિશ્ચય થાય છે), [ બાદ, બાળક જેમ ગાડીને ધકેલે છે, તેમ સાધક (અભ્યાસી), ૐકારરૂપી ગાડીને, દીર્ઘ ઉચ્ચાર વડે, ધકેલે છે, – અર્થાત્ ૐકારનો **દીર્ઘ ઉચ્ચાર** કરે છે, તેથી, 'ૐ'-શબ્દ જાણે ઉંચે ચ્હડે છે, ત્યાર પછી, દૃષ્ટાતમા, બાળક જેમ ગાડી સાથે આગળ ચાલવા પ્રયાસ કરે છે, તેમ અહીં – સિદ્ધાતમા, સાધક, (ઉંચે ચ્હડતા) 'ૐ'શબ્દની સાથે, આગળ ચાલવા પ્રયાસ કરે છે, એટલે કે, વૃત્તિનું ઉત્થાન કરી, આત્માનુસધાન – આત્મધ્યાન કરવા પ્રયત્ન – પ્રયાસ કરે છે ] (દીર્ઘ ઉચ્ચારથી જાણે ઉંચે ચ્હડતા) 'ૐ' શબ્દની સાથે વૃત્તિનું (મનનું) પણ ઉત્થાન થવાથી, સાધક આત્માનું ધ્યાન કરી શકે છે આખરે, ગાડી બાળકના હાથમાથી છૂટી જાય, છતા બાળક જરા વાર ઉભું રહી પડી જાય, તેમ 'ૐ'-શબ્દ લીન થઇ જાય, તો પણ વૃત્તિ થોડીવાર ટકી, પછી પડી જાય છે, (એટલે કે, મૂળસ્થિતિમા – પૂર્વસ્થિતિમા વૃત્તિ યાને મન આવી જાય છે). (પરંતુ) ફરી 'ૐ'દ્વારા ('ૐ'ના દીર્ઘ ઉચ્ચાર વડે) વૃત્તિનું (યાને મનનું) ઉત્થાન કરી, જેવી રીતે બાળક ગાડીને ઠેલે છે ને ગાડી સાથે આગળ ચાલવા પ્રયાસ કરે છે તેવી રીતે સાધક, (દીર્ઘ ઉચ્ચારરૂપ ક્રિયા વડે, તેમજ) વૃત્તિ વડે, 'ૐ'કારને

આગળ કરે છે, અને તેમ કરતાં, આત્માનુસંધાન – આત્માનુ ધ્યાન કરવા પ્રયત્ન કરે છે. ૐશબ્દ શાંત થઇ જાય છે, છતા વૃત્તિ (મન) જરા વાર (ક્ષણભર) ટકી રહે છે." [વળી ફરી પડી જાય છે (મન નીચે આવી જાય છે) કે તરતજ (ઉપરોક્ત) અભ્યાસ વડે સાધક મનને આત્મામાં ટકાવે છે. એ પ્રમાણે વારવાર અભ્યાસ કરતા, સાધકને **આત્મધ્યાન*** આવડી જાય છે અને કાળે કરીને સાધક, ખૂબ, એટલે કે, લાબા સમય સુધી, ધ્યાનપરાયણ રહી **દૃઢભૂમિ** યાને **આરૂઢસ્થિતિવાન્** થઇ શકે છે.]

વળી **મહાત્માજી** બીજું એક દષ્ટાંત આપી સમજાવે છે:—

"ભીણનો ગોળો, સામી ભીંત ઉપર ફેંકીએ, તો તે એકદમ ન ચ્હોટતાં, ટપ્ દઇને પડી જાય છે: પણ એથી એકદમજ કંટાળી જઇ છોડી ન દેતા, જો મંડયા રહીએ — લાગ્યા રહીએ અને દસ-વીસ, પચીસ–પચાસ વાર એમ ફેંકયા કરીએ, તો અનેકવાર ભીંત ઉપર પછાડા ખાવાથી — ભીંતની જોડે અથડાવાથી, ગરમાટો

* 'આત્મધ્યાન' કેવું હોય છે, તેની સમજુતિ, એ છે, કે:–શ્રુતિ **આત્માનું સ્વરૂપ** કહે છે કે, "शान्तोऽयमात्मा"–" એ આત્મા શાંત [છે]": અર્થાત્, કાંઇ પણ પ્રપંચ – કાઇ પણ કલ્પના – કાંઇ પણ સ્ફુરણ રહિત એવું જે શાંત, તે આત્માનું સ્વરૂપ છે. એવા આત્માનું ધ્યાન, **તે 'આત્મધ્યાન'.**

શ્રીમધુસૂદનસ્વામી શ્રીમદ્‌ભગવદ્‌ગીતાની ટીકામાં **ધ્યાનની વ્યાખ્યા** કરે છે કે, "चित्तस्यात्मकारप्रत्ययावृत्तिर्ध्यानम्"–" ચિત્તની આત્માકાર વૃત્તિની આવૃત્તિ, [તે] ધ્યાન": અર્થાત્ **અશાંત** એવા દેહાદિકરૂપ તમામ અનાત્મ વસ્તુના આકારે ચિત્તવૃત્તિની અનાવૃત્તિ અને ઉપરોક્ત **શાંત** આત્માના આકારે – સ્વરૂપે ચિત્તવૃત્તિની આવૃત્તિ, એટલે કે, તૈલધારાવત્ – અતૂટ – અખંડ પ્રવાહ, એવી જે સ્થિતિ – એવું જે અવસ્થાન, તે ધ્યાન કહેવાય છે. "ધ્યેયાકાર વડે વૃત્તિની સ્થિતિ – વૃત્તિનુ અવસ્થાન, તે ધ્યાન." "ધ્યેયસ્વરૂપમાં વૃત્તિની એકતાનતા - વૃત્તિની સ્થિરતા, તે ધ્યાન."

આ ઉપરથી એટલું સમજવાનું કે, ધ્યેયવસ્તુ – ધ્યેયસ્વરૂપ **'આત્મા'** છે, અને તે કેવળ (બીલકુલ) **શાંત** છે; ત્યારે કહો! એવા આત્માના આકારે તદાકારાકારિત જે **વૃત્તિ**, તે કેવી છે? બસ, તે પણ **શાંત**જ હોય ને! મતલબ કે, કાઇ પણ સંકલ્પ-વિકલ્પ – કાંઇ પણ સ્ફુરણા વગરની જે નિસંકલ્પ – નિસ્ફુરણ – શાંત ચિત્તવૃત્તિની સ્થિતિ – ચિત્તવૃત્તિનું અવસ્થાન – ચિત્તવૃત્તિનું ટકવું, તેજ ધ્યાન – તેજ ખરૂં ધ્યાન – બસ, તેજ **'આત્મધ્યાન'** છે.

છે – કુદરતી ખડી થાય છે. બસ એજ આત્માનું સ્વરૂપ. અસ્તિત્વ ( Existence ) રૂપજ – ભાવ ( ભાવ કે અભાવ, અસ્તિ

સિદ્ધ કરી, યોગસંપન્ન – યોગસંપ્રાપ્ત થયેલ એવા અભ્યાસીનેજ, વળી જ્ઞાતતત્ત્વવાળાનેજ, એટલે કે વસ્તુતત્ત્વના જાણવાવાળાને જ તેમજ વેદાન્તના શ્રવણ–મનન–નિદિધ્યાસન અને મહાવાક્યના વિચારપૂર્વક '**अहं ब्रह्मास्मि**' આવા પ્રકારની બ્રહ્માકારવૃત્તિ વડે આવરણ-ભંગવાળા — દૃઢનિશ્ચયવાન્ — ગ્રંથિભેદવાળા — સાક્ષાત્કારપ્રાપ્તનેજ મોક્ષ પ્રાપ્ય છે.

[ ઉપલી બાબત વધુ સમજવા માટે 'શ્રીપાતંજલયોગદર્શન' – સમાધિપાદ જુઓ. ]

છાંદોગ્ય ઉપનિષદ્‌ની શ્રુતિ છે કે:—" **यथा हिरण्यनिधिं निहितमक्षेत्रज्ञा उपर्युपरि संचरंतो न विन्देयुरेवमेवेमाः सर्वाः प्रजा अहरहर्ब्रह्मलोकं गच्छंत्य एतं ब्रह्मलोकं न विंदंत्यनृतेन हि प्रत्यूढा ॥** "—" જેમ પૃથ્વીમા દાટેલા સોનાના નિધિને, તે સ્થળને નહિ જાણનાર પુરુષો, તે સુવર્ણનિધિની ઉપર ઉપર આવ–જાવ કરતા છતા પણ, તે નિધિને જાણતા નથી, તેમ આ સર્વ પ્રજાઓ (જીવો), [ સુષુપ્તિ સમયમા ] પ્રતિદિન બ્રહ્મલોક (બ્રહ્મસ્વરૂપ )ને પ્રાપ્ત થતા છતા પણ, મિથ્યા જ્ઞાનથી પ્રતિબંધવાળા હોવાથી, એ બ્રહ્મલોકને ( બ્રહ્મસ્વરૂપને ) જાણતા નથી." એટલે, જેમ કોઈ પુરુષે પૃથ્વીમા ધન દાટ્યુ હોય, પણ તેને ન જાણનારા પુરુષો તેની ઉપરથી, પ્રતિદિન જાવ–આવ કરતા રહે છે, અને સુવર્ણ ( ધન ) તેના પગની નીચે હોય છે, તોપણ તેઓને સુવર્ણ (ધન) પ્રાપ્ત થતું નથી; કારણ કે સુવર્ણ (ધન) ઉપર મૃત્તિકારૂપ અને અજ્ઞાનરૂપ પ્રતિબંધ છે; તેમજ સર્વે જીવો સુષુપ્તિ અવસ્થામા બ્રહ્મસ્વરૂપને પ્રાપ્ત થાય છે, તોપણ તેઓને બ્રહ્મસ્વરૂપનો સાક્ષાત્કાર થતો નથી, અને થાય છે, તે પણ થયો–ન થયો જ છે; કેમકે તેમા અજ્ઞાનરૂપ પ્રતિબંધ હોવાથી આવરણ–ભંગ થતો નથી: એટલે જ ખરૂં સ્વરૂપ ને ખરો આનંદ હાથ લાગતો નથી. તેથી જ કહીએ છીએ કે, વસ્તુ પ્રાપ્ત હોવા છતા પણ તેને ન જાણવારૂપ અજ્ઞાન-પ્રતિબંધને લઇને જ માણસ કૃતાર્થ થઇ શકતો નથી. એ પ્રમાણે 'તૂષ્ણીંસ્થિતિ'રૂપ સ્વસ્વરૂપ — આત્મસ્વરૂપ — બ્રહ્મસ્વરૂપનો સાક્ષાત્કાર

છે – કુદરતી ખડી થાય છે. બસ એજ **આત્માનુ સ્વરૂપ.**
અસ્તિત્વ ( Existence ) રૂપજ – ભાવ ( ભાવ કે અભાવ, અસ્તિ

સિદ્ધ કરી, યોગસપન્ન – યોગસપ્રાપ્ત થયેલ એવા અભ્યાસીનેજ, વળી જ્ઞાતતત્ત્વવાળાનેજ, એટલે કે વસ્તુતત્ત્વના જાણવાવાળાને જ તેમજ વેદાન્તના શ્રવણ–મનન–નિદિધ્યાસન અને મહાવાક્યના વિચારપૂર્વક '**अहं ब्रह्मास्मि**' આવા પ્રકારની બ્રહ્માકારવૃત્તિ વડે આવરણુ ભગવાળા — દૃઢનિશ્ચયવાન્ — ગ્રથિભેદવાળા — સાક્ષાત્કારપ્રાપ્તનેજ મોક્ષ પ્રાપ્ય છે

[ ઉપલી બાબત વધુ સમજવા માટે 'શ્રીપાતજલયોગદર્શન' – સમાધિપાદ જુઓ ]

છાન્દોગ્ય ઉપનિષદ્‌ની શ્રુતિ છે કે:—"**यथा हिरण्यनिधिं निहितमक्षेत्रज्ञा उपर्युपरि संचरंतो न विन्देयुरेवमेवेमा सर्वाः प्रजा अहरहर्ब्रह्मलोकं गच्छंत्य एतं ब्रह्मलोकं न विंदत्यनृतेन हि प्रत्यूढा ॥**"—"જેમ પૃથ્વીમા દાટેના સોનાના નિધિને, તે સ્થળને નહિ જાણનાર પુરુષો, તે સુવર્ણનિધિની ઉપર ઉપર આવ–જાવ કરતા છતા પણ, તે નિધિને જાણતા નથી, તેમ આ સર્વ પ્રજાઓ (જીવો), [ સુષુપ્તિ સમયમા ] પ્રતિદિન બ્રહ્મલોક (બ્રહ્મસ્વરૂપ)ને પ્રાપ્ત થતા છતા પણ, મિથ્યા જ્ઞાનથી પ્રતિબધવાળા હોવાથી, એ બ્રહ્મલોકને (બ્રહ્મસ્વરૂપને) જાણતા નથી" એટલે, જેમ કોઇ પુરુષે પૃથ્વીમા ધન દાટ્યુ હોય, પણ તેને ન જાણનાર પુરુષો તેની ઉપરથી, પ્રતિદિન જાન–આવ કરતા રહે છે, અને સુવર્ણ (ધન) તેના પગની નીચે હોય છે, તોપણ તેઓને સુવર્ણ (ધન) પ્રાપ્ત થતુ નથી, કારણ કે સુવર્ણ (ધન) ઉપર મૃત્તિકારૂપ અને અજ્ઞાનરૂપ પ્રતિબંધ છે, તેમજ સર્વે જીવો સુષુપ્તિ અવસ્થામા બ્રહ્મસ્વરૂપને પ્રાપ્ત થાય છે, તોપણ તેઓને બ્રહ્મસ્વરૂપનો સાક્ષાત્કાર થતો નથી, અને થાય છે, તે પણ થયો–ન થયો જ છે, કેમકે તેમા અજ્ઞાનરૂપ પ્રતિબધ હોવાથી આવરણ–ભંગ થતો નથી. એટલે જ ખરૂ સ્વરૂપ ને ખરો આનંદ હાથ લાગતો નથી. તેથી જ કહીએ છીએ કે, વસ્તુ પ્રાપ્ત હોવા છતા પણ તેને ન જાણવારૂપ અજ્ઞાન-પ્રતિબંધને લઇને જ માણસ કૃતાર્થ થઇ શકતો નથી. એ પ્રમાણે 'તૂષ્ણીંસ્થિતિ'રૂપ સ્વસ્વરૂપ — આત્મસ્વરૂપ — બ્રહ્મસ્વરૂપ[illegible]

કે નાસ્તિ ઇત્યાદિક વસ્તુમાત્રનો ભાવ) રૂપજ – સ્થિતિરૂપજ **આત્માનુ સ્વરૂપ** છે. એ પ્રમાણે ક્ષણે-ક્ષણે, પળે-પળે, એવા

ગુણુપાદિકને રાજ્ગેજ થાય છે, તોપણ તે અજાણે જાય છે, એટલે જ એળે જાય છે અને તેથી જ તેઓને મોક્ષ સિદ્ધ થતો નથી.

'કોઇ એક ભરવાડને હીરો જડયા, પણ કાચનો કટકો જાણી તેણે ફેંકી દીધો પછી એક કુંભાર ગધેડા ઉપર માટી ભરી ત્યાંથી પસાર થતો હતો, તેને હાથ લાગ્યો તેણે પણ ઉઠાવી લઈ, અમથું કંઇક, પથરો–કાંગરો હશે, એમ જાણી ગધેડા પર માટીની જોડે મૂકી દીધો ઘેર આવીને કુંભારે પોતાના છોકરાને રમવા આપ્યો. છોકરો તે લઇને રસ્તા પર રમતો હતો, એટલામા એક ઝવેરી ત્યા થઇને જતો હતો, તેની નજર પેલા (કુંભારનો છોકરો લઇને રમતો હતો, તે) હીરા પર પડી ઝીણીએ પારખ્યો, જાણ્યો કે કોઇ કીંમતી હીરો છે પછી તો પેલા કુંભારને થોડાક પૈસા આપી ઝવેરી હીરો લઇ ગયો ........'

હવે આ દૃષ્ટાંતમા જુઓ કે, પેલા ભરવાડ અને કુંભાર, બંનેને હીરો પ્રત્યક્ષ — હાથોહાથ પ્રાપ્ત થયો, તોપણ ન ઓળખવાથી એટલે કે 'આ હીરો છે' અને 'ભારે કીંમતી વસ્તુ છે' એમ સ્વરૂપત ન જાણવાથી, અને તેથી કરીને જ સદુપયોગ ન કરી શકવાથી, તેઓની દરિદ્રતા ન મટી, જ્યારે પેલો ઝવેરી, હીરાને પારખવા હોવાથી — ઓળખ્યો હોવાથી, કેવો ફાવી ગયો! — કેવો લાભ લઇ લીધો!!

ગોસ્વામી તુળસીદાસજી 'ચિત્રકૂટ'ના પહાડમા રહેતા હતા, તે વખતે હનુમાનજીના આપેલા વરદાનથી તેમને અયોધ્યાવિહારી ભગવાન્ શ્રીરામચંદ્રજીના દર્શન થયેલા. પરંતુ હાથમા ધનુષ્ય-બાણ લઇ રાજાના પોષાકમા સજ્જ થયેલ ભગવાનને આવતા જોઇ તુળસીદાસજીએ જાણ્યુ કે, 'કોઇ ક્ષત્રિય-રાજકુમાર મૃગયા — શિકાર કરવા જગલમા ફરે છે,' એટલે પોતે, સાધુવૃત્તિને અંગે — સાધુસ્વભાવને લઇ 'હિંસકનુ મોઢુ ન જોવું' એમ ધારી 'રામ...રામ...રામ...!!!' કરતાં (ઉચ્ચારતા) આખો મિંચી લીધી ભગવાન્ પસાર થઇ ગયા. થોડી વારમા હનુમાનજી આવ્યા અને તુળસીદાસજીને પૂછ્યુ 'કેમ! ભગવાન્ના દર્શન થયા ને?' તુળસીદાસજીએ કહ્યુ 'કયા?' હનુમાનજીએ કહ્યું 'કેમ! હમણાજ ભગવાન્ અહીંથી પસાર થયા અને

ખાસ તમને દર્શન આપવા માટે જ પધારેલા હતા ' આ સાંભળી તુળસીદાસજી બહુ જ પસ્તાવા ને કલ્પાંત કરવા લાગ્યા, 'અરેરે ! હું કેવો હતભાગી છું ! બારણે ગંગાજી આવે, તોય તરસ્યો ને નાહ્યા વગરનો રહે, તેમ ભગવાન્ મ્હારી પાસે પધાર્યાં અને હું આંખો મીંચીને બેસી રહ્યો ! દર્શનનો લાભ ન લીધો ! ! હાથ લાગેલો હીરો ખોયો ! — હાથે ચ્હડેલું રતન ગુમાવ્યું ! ! અરે ! હું ભગવાન્‌ને ઓળખી શક્યો નહિ, કવો અભાગી ! — કેવો નિર્ભાગી છું ! ! હે **રામ** ............ ! ! !'..........તુળસીદાસજીની આવી દશા જોઇ હનુમાનજીએ આશ્વાસન આપ્યું અને કહ્યું (વરદાન આપ્યું) કે, 'શાન્તિ રાખો, ધીરજ ધરો, ફરી તમને દર્શન થશે, અને તે હવે 'ચિત્રકૂટ'ના ઘાટ ઉપર થશે; તે વખતે ભગવાન્‌ને બરાબર ઓળખશો.' એમ કહીને હનુમાનજી અન્તર્ધાન થઇ ગયા ત્યાર પછી ઘાટ ઉપર ગયા છે અને ખૂબ પેટ ભરીને ધારી ધારીને ભગવાનના દર્શન કર્યા છે. તે એ પ્રમાણે કે : —

**"ચિત્રકૂટકે ઘાટ પૈ ભઇ સંતનકી ભીર;**
**તુળસીદાસ ચંદન ઘસૈ, તિલક કરૈ રઘુવીર."**
**(સીયાવર રામચંદ્રકી જય . ...!)**

એ પ્રમાણે 'તૂષ્ણીંસ્થિતિ'રૂપ ભગવાન્ સ્વસ્વરૂપરૂપ હોવાથી નિત્યપ્રાપ્ત છે અને તેથી જ ક્ષણે-ક્ષણે – પળે-પળે આપણને તેના દર્શન થાય છે – સાક્ષાત્કાર થાય છે. સુષુપ્તિ ને સમાધિ અવસ્થામાં તો વળી ખાસ કરીને ને સારી પેઠે થાય છે : તોપણ તેને ન ઓળખવાથી, એટલે કે 'આ બ્રહ્મ જ છે' અને 'સર્વ-સમર્થ, મોટામાં મોટી વ્યક્તિ, જેને મેળવ્યા પછી મેળવવાનું કંઇ બાકી રહેતું નથી, જન્મ-મરણાદિક સર્વ અનર્થ (બન્ધ)નું નિવર્તક એ બ્રહ્મ છે, એ મત્સ્વરૂપ તેમ સર્વેસ્વરૂપરૂપ છે etc. etc.' એમ માહાત્મ્યજ્ઞાનપૂર્વક કહો કે યાથાત્મ્યજ્ઞાનપૂર્વક કહો, **ज्यौंका त्यौं** – જેમનું તેમ તેને ન જાણવાથી, તેની કિંમત – તેની કદર આપણે કરતા નથી અને તેથી જ આપણે દીન અને દુઃખી હાલતમાં, સંતાપ – અનુતાપ – પશ્ચાત્તાપમાં સદૈવ રહ્યા કરીએ છીએ. તુલસી-

થયા કરે છે, — અરે ! એ સંકલ્પ અગર એ વૃત્તિરૂપી (બે)

---

દાસજીને જેમ હનુમાનજી મળ્યા અને યથાર્થ સ્વરૂપનુ જ્ઞાન (સમજ) આપી ભગવાન શ્રીરામચન્દ્ર — અયોધ્યાવિહારીના દર્શન કરાવ્યા, પરમ યોગીશ્વર ભગવાન શ્રીકૃષ્ણચન્દ્રે જેમ અર્જુન તથા ઉદ્ધવને વેદાન્ત-જ્ઞાન — બ્રહ્મજ્ઞાન — આત્મજ્ઞાન આપી જીવન્મુક્ત બનાવ્યા, નારદજીને, પોતે ચાર (૬૪) કળા વિદ્યામા કુશળ હોવા છતા પણ અનાત્મ-વિત્વને લાગે, થયેલ અનુતાપજ્વર — ચિત્તવિહ્વળતા, જેમ સનત્કુમારે 'ભૂમવિદ્યા' (વ્યાપકબ્રહ્મ-વિદ્યા)ના ઉપદેશ વડે દૂર કરી નારદજીને પરમસતોષ પમાડ્યા, વસિષ્ઠજીએ જેમ ભગવાન શ્રીરામચન્દ્રને અનેક યુક્તિ—અનુભવ વડે બોધ કરી 'તૂષ્ણી-સ્થિતિ'ની ખરી પદ્ધ પમાડી સ્વસ્વરૂપસ્થ કર્યા, તેમ આપણે પણ જો શ્રીમદ્ગુરુદેવનુ શરણુ લઇ ગુરુમુખ થઇ સાધન સાધી વસ્તુતત્ત્વને બરાબર જાણીએ, તોજ આપણી કાર્યસિદ્ધિ થાય તેમ છે. લૌકિક (અનાત્મ) વસ્તુથી જે કાર્યસિદ્ધિ — ફળપ્રાપ્તિ આપણને થાય છે, તે પણ વસ્તુના જ્ઞાન વિના — તે વસ્તુને સ્વરૂપથી જાણ્યા વિના થતી નથી [ નિધિ, દીવાદિકની પેઠે ], ત્યારે તો અધ્યાત્મ (બ્રહ્મ — આત્મા) વસ્તુ વિષયે કૃતાર્થના — ફળસિદ્ધિ મેળવવી, તે જ્ઞાન વિના — વસ્તુતત્ત્વન યથાર્થ જાણ્યા વિના ન જ બને, એમા તો કહેવું જ શું ? લૌકિકવસ્તુ તો સ્થૂળ હોવાથી ઇન્દ્રિયગોચર છે, તેથી ઇન્દ્રિયો વડે તેનું ગ્રહણ થઇ શકે છે, જ્યારે અધ્યાત્મવસ્તુ તો કેવળ સૂક્ષ્મ છે, સ્થૂળ નથી, તેથી ઇન્દ્રિય અગોચર છે અને તેથી જ ઇન્દ્રિયો વડે તેનું ગ્રહણ થઇ શકે તેમ નથી, પરતુ માત્ર એક બુદ્ધિ અને બુદ્ધિવૃત્તિસહિત જ્ઞાન વડે જ તેનુ ગ્રહણ થઇ શકે તેમ છે. વળી એવું એ જ્ઞાન પણ અજ્ઞાન અને આવરણને દૂર કરવા પુરતુ જ છે. પછી તો નિજસ્વરૂપમા સ્થિતિ કરી રહે છે તો, એ જ્ઞાન સદ્ગુરુની સહાય અને સત્શાસ્ત્રો (વેદાન્તશાસ્ત્રો)ના વિચાર (શ્રવણ — મનન—નિદિધ્યાસન) સિવાય મળે નહિ, અને વળી અન્તઃકરણની શુદ્ધતા — બુદ્ધિની સૂક્ષ્મતા — એકાગ્રતા વગર તે જ્ઞાન ટકે નહિ. માટે જ કર્મ—ઉપાસના, સુયોગ, ઇશ્વરભક્તિ, વેદાન્તના વિચાર વગેરે સાધનપૂર્વક જોજ (ઉપરોક્ત) 'તૂષ્ણીંસ્થિતિ'નુ તત્ત્વ ગુરુ-ઇષ્ટકૃપાથી જો જણાય, તો જ મજા મણાય — આનદ અનુભવાય, અને ત્યારે જ મુક્તિ મનાય ॥ ૐ ॥

ગોપીઓની વચ્ચે – મધ્યસ્થળે સ્થિત આત્મા – બ્રહ્મરૂપ **કનૈયાનાં દર્શન દરેકને જ કુદરતીપણે પ્રતિક્ષણે થાય છે**: તોપણ, જાણે, તેજ માણે, ન જાણે તેનુ તો શુ વળે?

---

આ ઉપર, આ સ્થળે એક શકા યા પ્રશ્ન ઉઠે છે કે, 'એમ છે, ત્યારે તો અનાયાસેજ – વગર પુરુષાર્થે જ – વગર સાધને જ દરેકને આત્મપ્રાપ્તિ – બ્રહ્મપ્રાપ્તિ, આત્મસાક્ષાત્કાર – બ્રહ્મસાક્ષાત્કાર થાય છે ને? માટે સાધનની શી જરૂર?' એનુ સમાધાન યા ઉત્તર એ પ્રમાણે છે કે, 'સત્ય છે, આત્મા – બ્રહ્મ અકૃત્રિમવસ્તુ હોવાથી જ અને સર્વવ્યાપક તથા દરેકનુ સ્વસ્વરૂપરૂપ હોવાથી જ કુદરતીરીતે નિત્યપ્રાપ્ત છે, તોપણ તેનુ ન જાણવારૂપ અજ્ઞાનનો ધ્વસ (નાશ) કરવાને જ્ઞાનની (i. e. વૃત્તિજ્ઞાન '**अहं ब्रह्मास्मि**' એવા વૃત્તિજ્ઞાનની) અપેક્ષા રહે છે' [એ સર્વ વેદાન્ત-સિદ્ધાત છે.] તે જ્ઞાન શુદ્ધ અન્તઃકરણમા જ પ્રકટે છે અને તે અન્તઃકરણની શુદ્ધિ માટે કર્મ-ઉપાસનારૂપ અનેક સાધનોની આવશ્યકતા છે એમ ન હોય તો, અર્થાત્ કે વગર સાધને જ – વગર પુરુષાર્થે જ, જેને-તેને, જ્યા-ત્યા, વસ્તુની પ્રાપ્તિ થતી હોય તો તમામ પુરુષાર્થ (સાધન)ની અને તત્પ્રતિપાદક શાસ્ત્રો (ગ્રન્થો)ની વ્યર્થતા નીવડશે.

જો કે પરમસિદ્ધાતમા, બ્રહ્મ – આત્મા (ત્રિકાલાબાધિત, અકૃત્રિમ, સર્વવ્યાપક, સર્વનું સ્વસ્વરૂપરૂપ, અખડૈકરસ દેશ-કાળ-વસ્તુપરિચ્છેદરહિત વગેરે ધર્મવાન હોવાથી) જેમ નિત્યપ્રાપ્તવસ્તુ છે, તેમ માયા પણ (બ્રહ્મથી તદ્દન વિપરીત ધર્મવાળી હોવાથી) નિત્યનિવૃત્તવસ્તુ છે, એજ પ્રમાણે જ્ઞાન (i. e સામાન્યજ્ઞાન – જ્ઞપ્તિમાત્ર – સંવિત્ માત્ર) બ્રહ્મનું સ્વસ્વરૂપ હોવાથી, નિત્યપ્રાપ્ત જ છે, તેમ અજ્ઞાન, માયાનુ સ્વસ્વરૂપ હોવાથી, નિત્યનિવૃત્ત જ છે અને એમ હોવાથી જ તમામ પ્રપંચ તેમજ બધ-મોક્ષ જેવી વસ્તુ પણ ક્યા રહી? કારણ કે તે સઘળુ માયાનુ જ – અજ્ઞાનનુ જ કાર્ય છે: વસ્તુત એમ છે, તોપણ **નિત્યપ્રાપ્તિની જ પ્રાપ્તિ અને નિત્યનિવૃત્તિની જ નિવૃત્તિ**, સાધનવડે કરવાની છે. એ પણ વેદાતસિદ્ધાત જ છે.

સ્વામીશ્રી 'વિદ્યારણ્ય મુનિ'કૃત 'પંચદશી' – પ્રકરણ ૧૧ – શ્લોક ૭૭ થી ૮૪ સુધીમા ઉપલી બાબતનો જ નિર્ણય છે, તે એ છે કે:—

(आ बधी हकीकत विषे योगवासिष्ठादिक ग्रन्थो प्रसिद्ध प्रमाणभूत छे.)

---

" ननु तूष्णींस्थितौ ब्रह्मानन्दश्चेद्भाति लौकिकाः ।
अलसाश्चरितार्थाः स्युः शास्त्रेण गुरुणात्र किम् ॥ "

અર્થ :—" 'નનુ' = શિષ્યની શંકા :—શિષ્ય શંકા કરે છે કે, [ હે ગુરુદેવ! તમે કહો છો કે ] તૂષ્ણીંસ્થિતિમાં બ્રહ્માનંદ ભાસે છે, તો એમ જો હોય, ત્યારે તો લૌકિક (અજ્ઞાની) – આળસુઓ [પણ] ચરિતાર્થ (કૃતાર્થ – કૃતકૃત્ય) [ વગર સાધને જ ] થાય છે! [ કારણ કે એ તૂષ્ણીંસ્થિતિ અને તેમાં ભાસતો બ્રહ્માનંદ કુદરતી રીતે દરેકને જ પ્રાપ્ત છે]. [ માટે ] શાસ્ત્રથી [ અને ] ગુરુથી અહીં (આ પરમાર્થ પ્રસંગે હમો મુમુક્ષુઓ માટે) શું? (અર્થાત્ એ તૂષ્ણીંસ્થિતિ અને તેમાં ભાસતો બ્રહ્માનંદ જ્યારે દરેકને સ્વ-સ્વભાવસિદ્ધ જ છે, ત્યારે તે બ્રહ્માનંદ પ્રાપ્ત કરવા અને અનુભવવા માટે હમો મુમુક્ષુને આ પરમાર્થ વિષે, ગુરુ-શાસ્ત્રરૂપ સાધનની એટલે કે ગુરુશુશ્રૂષાદિ પૂર્વક ગુરુમુખદ્વારા શાસ્ત્રના શ્રવણાદિકરૂપ સાધનની શી જરૂર? એટલે એવા ગુરુ-શાસ્ત્રરૂપ સાધન વૃથા છે – નાહક છે.)"

શ્રીગુરુદેવ જવાબ આપે છે :—

" बाढं ब्रह्मेति विद्युश्चेत्कृतार्थास्तावतैव ते ।
गुरुशास्त्रे विनात्यन्तं गम्भीरं ब्रह्म वेत्ति कः ॥ "

અર્થ :—" ઠીક – ભલે! [ સહજ પ્રાપ્ત તૂષ્ણીંસ્થિતિમાં ભાસતો અને અનુભવાતો આવો આ જ 'બ્રહ્માનંદ' ] બ્રહ્મ [છે], એમ જો જાણે, તો એટલાથી જ તેઓ કૃતાર્થ થાય (તેઓને કૃતાર્થતા થાય છે જ); [ પરંતુ સાથે સાથે એ પણ ખરું જાણજો કે,] ગુરુ-શાસ્ત્ર વિના અત્યન્ત ગંભીર (મન વાણીનું વિષયભૂત ન હોવાથી દુર્વિજ્ઞેય, વળી સર્વજ્ઞ સર્વાન્તર સર્વાત્મરૂપ) બ્રહ્મને કોણ જાણે? (અર્થાત્ ગુરુ શાસ્ત્રરૂપ સાધન વિના અત્યન્ત ગંભીર બ્રહ્મ કોઇથીય જણાતું નથી)."

આ સાંભળી શિષ્ય બોલ્યો કે :—

" जानाम्यहं त्वदुक्त्याद्य कुतो मे न कृतार्थता ।"

અર્થ :—" [ ગુરુજી! ] તમારા કહેવાથી હું આજે [ બ્રહ્માનંદને ] જાણું છું, [ તો ] મ્હારી કૃતાર્થતા કેમ નથી?"

એ જ મુજબ ૐકારના દીર્ઘ ઉચ્ચાર વડે અને તેના જ સ્વાભાવિક અલૌકિક પ્રભાવે કરી, મન નિર્મળ અને આત્માભિમુખ

---

ગુરુજી ઉપહાસપૂર્વક ઉત્તર આપે છે કે —

"**शृणवत्र त्वादृशो वृत्तं प्राज्ञमन्यस्य कस्यचित् ॥**"

**અર્થ :**—"અહીં (આ સબંધમાં) ત્હારા જેવા કોઇ એક [પોતાને] બુદ્ધિમાન્ (વિદ્વાન્) માનનાર [પુરૂષ]નું વૃત્તાન્ત સાંભળ"

"**चतुर्वेदविदे देयमिति शृण्वन्नवोचत ।**
**वेदाश्चत्वार इत्येवं वेद्मि मे दीयतां धनम् ॥**"

**અર્થ :**—"'ચાર વેદ જાણનારને [ઘણું ધન] આપવામાં આવશે,' એવું [કોઇ રાજાનું વચન] સાંભળી [એક બ્રાહ્મણે જઇને] કહ્યું [કે], 'વેદ ચાર [છે], એવું [હું] જાણું છું, [માટે] મ્હને ધન આપો'"

આ ઉપર શિષ્ય બોલ્યો કે —

"**संख्यामेवैष जानाति न तु वेदानशेषत ।**"

**અર્થ :**—"એ [બ્રાહ્મણ] સંખ્યા માત્ર જ (એટલે કે વેદ **ચાર** છે, એમ સંખ્યા માત્ર જ) જાણે છે, નહિ કે બરોબરરીતે (સમ્યક્‌રીતે) વેદોને (વેદોના સ્વરૂપને)."

ગુરુજી કહે છે કે —

"**यदि तर्हि त्वमप्येवं नाशेषं ब्रह्म वेत्सि हि ॥**"

**અર્થ :**—"જો એમ છે, ત્યારે તું પણ એવી રીતે અશેષપણે (સંપૂર્ણપણે) બ્રહ્મને જાણતો નથી જ"

આ સાંભળી શિષ્ય બોલી ઉઠ્યો કે —

"**अखण्डैकरसानन्दे मायातत्कार्यवर्जिते ।**
**अशेषत्वसशेषत्ववार्तावसर एव कः ॥**"

**અર્થ :**—"માયા અને તેના કાર્ય (જગત્-પ્રપંચ)થી રહિત અખંડ એકરસ (સ્વગતાદિ ભેદ શૂન્ય) આનન્દરૂપ [બ્રહ્મને] વિષે અશેષત્વ-સશેષત્વ-વાર્તાનો અવસર જ (અવકાશ જ) ક્યાં?"

શિષ્યનું આવું કથન સાંભળી ગુરુજી શિષ્યને પૂછે છે કે —

"**शब्दानेव पठस्याहो तेषामर्थं च पश्यसि ।**"

**અર્થ :**—"[અખંડ એકરસ અદ્વિતીય સચ્ચિદાનન્દરૂપ ઇત્યાદિ] શબ્દોને જ [શું તું] ગોખે છે, કે તે (શબ્દો)ના અર્થને (સ્વગતાદિભેદશૂન્યત્વાદિક અર્થને) પણ જુએ છે (જાણે છે)?"

થયુ કે તમામ સકલ્પ અગર અનાત્મવિચારનો એક વખત તો નિરોધ જ થયો, પછી બીજો સકલ્પ કે વિચાર હજી ઉદ્‌ભવ્યો નથી,

એમ વિકલ્પ કરીને ગુરુજી હવે શિષ્યને કહે છે કે:—

' शब्दपाठेऽर्थबोधस्ते संपाद्यत्वेन शिष्यते ॥"

અર્થ:—"શબ્દોનો પાઠ કર્યા છતા પણ [ તેનો ] અર્થબોધ તારે સપાદન કરવાનો બાકી રહે છે. [ એમ કહીને આવશેષત્વ (સરોષત્વ)ને દેખાડયુ. માટે અજ્ઞાનમા પણ અરોષત્વાદિક ઘટે છે.]"

વળી ગુરુજી કહે છે કે:—

"अर्थे व्याकरणाद्‌बुद्धे साक्षात्कारोऽवशिष्यते ।
स्यात्कृतार्थत्वधीर्यावत्तावद्‌गुरुमुपास्स्व भोः ॥"

અર્થ:—"વ્યાકરણાદિથી [ તે શબ્દોનો ] અર્થ જાણ્યા છતાં (તેનુ પરોક્ષજ્ઞાન સપાદન કર્યા છતા), **સાક્ષાત્કાર** (સંશય-અસભાવના વિપરીતભાવના વગેરે મનોદોષ દૂર કરીને અને તે માટે શ્રવણ મનન-નિદિધ્યાસનપૂર્વક **અપરોક્ષજ્ઞાન**) બાકી રહે છે [ માટે ] કૃતાર્થત્વબુદ્ધિ [ તને ] થાય, ત્યા લગી હે ભાઇ! [ તુ ] ગુરુની ઉપાસના કર (ગુરુની સેવા કર). [ આ પ્રમાણે અહીં અવશેષતા (અવશેષત્વ)ને દેખાડયુ. મતલબ કે જ્યારે કૃતાર્થત્વ બુદ્ધિ ઉત્પન્ન થાય, ત્યારે જ જ્ઞાનની સંપૂર્ણતા (અવધિ) સમજવી ]"

આ ઉપરથી પણ એજ સિદ્ધ થાય છે કે, વસ્તુ નિત્યપ્રાપ્ત છે, તોય **સાધનની જરૂર છે**

વળી **સાધનની વિશેષતા** પણ છે: તે એ કે:—

(દષ્ટાન્ત)— કાષ્ઠ માત્રમા અગ્નિતત્ત્વ-અગ્નિ રહેલો છે, તે અગ્નિનુ સામાન્ય રૂપ છે એટલે કે તે 'સામાન્ય અગ્નિ' કહેવાય છે, એવા ગુપ્ત રહેલા સામાન્ય અગ્નિથી ક્ષુધાની નિવૃત્તિ કઇ થતી નથી. માટે જ ક્ષુધાર્તને કૃતાર્થતા યાને સતોષબુદ્ધિ થતી નથી. પરતુ મથનક્રિયા વડે એ જ અગ્નિને પ્રકટ કરવામા આવે છે, ત્યારે તે અગ્નિનુ વિશેષ રૂપ યાને 'વિશેષ અગ્નિ' કહેવાય છે તે વખતે તેમા રસોઇ રાધી સારી પેઠે જમી-કરી ક્ષુધાતુર માણસ ક્ષુધાની પીડામાથી મુક્ત થાય છે અને આખરે બસ આનન્દ! આનન્દ!! અનુભવી રહે છે.

અગર તો ૐકારનો બીજો ઉચ્ચાર હજી કર્યો નથી, ત્યાં સુધીમાં, દરમ્યાન એક ક્ષણભર પણ ચિત્ત અચિત્ત રહે છે – મન અમન રહે

(દાર્ષ્ટાન્ત—સિદ્ધાંત) – એ જ પ્રમાણે સર્વત્ર સર્વમાં – ચરાચરમાં બ્રહ્મતત્ત્વ – બ્રહ્મચૈતન્ય વ્યાપી રહેલું છે, તે બ્રહ્મનું સામાન્ય રૂપ છે એટલે કે તે 'સામાન્ય (સમાન) ચૈતન્ય' કહેવાય છે વળી '**सत्यं ज्ञानमनन्तं ब्रह्म**' એ શ્રુતિ પ્રમાણે એ બ્રહ્મ જ્ઞાનસ્વરૂપ છે અને તે જ્ઞાન '**સામાન્ય જ્ઞાન**' કહેવાય છે સર્વ વસ્તુમાં જે જ્ઞાનમાત્ર (જ્ઞપ્તિ – સંવિત્ – ભાતિમાત્ર) છે, તે 'સામાન્ય જ્ઞાન'નું સ્વરૂપ છે તો, એવા 'સામાન્ય જ્ઞાન'થી બન્ધની નિવૃત્તિ કંઈ થતી નથી કારણ કે 'સામાન્ય જ્ઞાન' તો સ્વપ્રકાશરૂપ, સર્વનું અધિષ્ઠાનરૂપ અને એમ હોવાથી જ અવિરોધી વસ્તુ છે એટલે જ બન્ધ-નિવૃત્તિને માટે 'વિશેષ જ્ઞાન'ની જરૂર છે બુદ્ધિવૃત્તિવ્યાપ્તિ – બુદ્ધિવૃત્તિવિષયત્વ કરીને એટલે કે '**अहं ब्रह्मास्मि**' – '**अहमस्मि**' એમ અંતઃકરણની અહંવૃત્તિ – અહંપ્રત્યય કરીને અર્થાત્ 'હું છું' – '**सोऽहम्**' – 'સર્વગત–સર્વાધિષ્ઠાન–સર્વવ્યાપક–સચ્ચિદાનંદસ્વરૂપ–સર્વજ્ઞ–પરોક્ષત્વધર્મવિશિષ્ટ જે તત્પદવાચ્યાર્થ બ્રહ્મ છે, તે હું છું', મતલબ કે 'મોટામાં મોટી વ્યક્તિરૂપ જે બ્રહ્મ છે, તે હું જ છું' એમ અહંપણાએ કરીને જે જાણવું તે જ '**વિશેષજ્ઞાન** છે એને જ '**અપરોક્ષજ્ઞાન**' કહે છે અને '**સાક્ષાત્કાર**' ('આત્મસાક્ષાત્કાર' – 'બ્રહ્મસાક્ષાત્કાર') પણ એનું જ નામ એ 'વિશેષ જ્ઞાન' કે 'અપરોક્ષજ્ઞાન' વડે જ અજ્ઞાનનો ધ્વંસ (નાશ) થાય છે, આવરણનો ભંગ થાય છે અને માયા તથા માયાના કાર્યરૂપ સમગ્ર જગત્પ્રપંચનો સમ્યક્ બાધ (મિથ્યાત્વનિશ્ચય) થાય છે તેથી જ જન્મ–મરણરૂપ સર્વ અનર્થની એટલે કે બન્ધની નિવૃત્તિ અને પરમાનન્દની પ્રાપ્તિરૂપ '**મુક્તિ**' સિદ્ધ થાય છે પછી તો 'કૃતાર્થત્વબુદ્ધિ' અને 'નિરંકુશ તૃપ્તિ' થઈ આનન્દ! આનન્દ!! પરમાનન્દ!!! પ્રવર્તી રહે છે

પરંતુ આવું જ્ઞાન ગુરુ–શાસ્ત્રની મદદ સિવાય ભગે નહિ – અંતઃકરણમાં પ્રકટે નહિ તે માટે પ્રથમ તો કર્મ (શાસ્ત્રવિહિત પોતપોતાના વર્ણાશ્રમના ધર્મો)–ઉપાસના (સગુણ–નિર્ગુણ ધ્યાન) વડે ચિત્તશુદ્ધિરૂપ અધિકાર મેળવવો – લાયકાત મેળવવી, ત્યાર પછી

છે, અને એમ હોવાથી જ બસ એક શાંત આત્મસ્વરૂપ ત્યાં ઝળકી રહ્યું છે – ઝળહળી રહ્યું છે તો આ રીતે **એક ક્ષણ પણ સાધકની**

---

બ્રહ્મશ્રોત્રિય – બ્રહ્મનિષ્ઠ સદ્‌ગુરુને શરણે જઇ, તેમની સેવા–શુશ્રૂષાદિ વડે પ્રસન્નતા અને પ્રસાદ પ્રાપ્ત કરી, ગુરુમુખદ્વારા મહાવાક્યના ઉપદેશગ્રહણપૂર્વક શ્રવણ–મનન–નિદિધ્યાસનરૂપ '**વિચાર**'થી અજ્ઞાન, સંશય, અસંભાવના, વિપરીતભાવનાદિ અન્તઃકરણના દોષ દૂર કરી '**દૃઢસાક્ષાત્કાર**'વાન્ થઇ '**જીવન્મુક્તિ**' અને પછી '**વિદેહમુક્તિ**' મેળવવી. ॥ ૐ ॥

આથી સાધનની **આવશ્યકતા** તથા **વિશેષતા** સાબીત થઇ.

એમ છતાય કબુલ છે કે, કાંટા વડે કાંટો કાઢયા પછી બંને કાંટાને ફેંકી દેવામા આવે છે; તેમ **અજ્ઞાન** ('**जीवोऽहम्**')રૂપ કાંટાને **જ્ઞાન** ('**शिवोऽहम्**')રૂપ કાંટા વડે કાઢયા પછી એટલે કે જ્ઞાનથી અજ્ઞાનનો ધ્વંસ (નાશ) કર્યા પછી – ('**जीवोऽहम्**') આ અજ્ઞાનવૃત્તિને ('**शिवोऽहम्**') આ જ્ઞાનવૃત્તિ વડે હઠાવ્યા પછી, '**जीवोऽहम्**'રૂપ **અજ્ઞાન** તથા '**शिवोऽहम्**'રૂપ **જ્ઞાન** (વૃત્તિજ્ઞાન – 'વિશેષજ્ઞાન'), એ બન્નેનો પરિત્યાગ કરી, **વિજ્ઞાન** (જ્ઞપ્તિ માત્ર – 'સામાન્યજ્ઞાન')મા જ્ઞાની આખરે વિરમે છે.

**ભગવાન્ શંકરાચાર્ય** પણ કહે છે :—

" अज्ञानकलुषं जीवं ज्ञानाभ्यासाद्विनिर्मलम् ।
कृत्वा ज्ञानं स्वयं नश्येज्जलं कतकरेणुवत् ॥ "

[ इति 'आत्मबोधः' श्लोक : ६ ]

**અર્થ** :— " જેમ કતકરેણુ (નિર્મળી બુટી – ફટકડી) મેલા જળને સાફ કરીને પોતે પણ લય પામે છે – અદૃશ્ય થાય છે, તેમ જ્ઞાનાભ્યાસ વડે જીવના **અજ્ઞાન**રૂપ મેલને કાપી, સારી રીતે જીવને નિર્મળ કરી, **જ્ઞાન** પોતે પણ નાશ પામે છે."

[ ઇતિ આત્મબોધ, શ્લો૦ ૫ ]

તે પછી શી અવસ્થા થાય છે, તે પણ **આચાર્ય ભગવાન્** કહે છે કે :—

" ब्रह्मैवाहं चिदेवाहमेवं वापि न चिन्त्यते ।
चिन्मात्रेणैव यस्तिष्ठेद्विदेहो मुक्त एव सः ॥
यस्य प्रपंचभानं न ब्रह्माकारमपीह न ।
अतीतातीतभावो यो विदेहो मुक्त एव सः ॥ "

[ इति 'सर्ववेदान्तसिद्धान्तसारसंग्रहः' श्लोक ९८३ – ९८४. ]

**ચિત્તવૃત્તિ ટકી રહે છે** – એક ક્ષણ પણ સાધકને ધ્યાન લાગી જાય છે અને તેથી એક ક્ષણભર પણ તેને આત્માનો સાક્ષાત્કાર થાય છે. પરંતુ એવો ખ્યાલ – એવુ ભાન તો શુદ્ધાન્ત કરણવાળા અંતર્મુખ

**અર્થ** :— "'હું બ્રહ્મ જ છુ', 'હું ચિત્સ્વરૂપ (જ્ઞાનસ્વરૂપ) જ છુ' એવુ પણ [જે] ચિન્તવન કરતા નથી, [પણ] ચિન્માત્ર (કેવળ ચૈતન્યસ્વરૂપ) રૂપે જ (અર્થાત્ '**अहमस्मि**' સ્ફુરણરહિત – 'વિશેષજ્ઞાન'રહિત, 'સામાન્યજ્ઞાન'મા કેવળ ચિત્સ્વરૂપે) જે અવસ્થાન કરે છે, તે જ **વિદેહમુક્ત** [છે] જેને પ્રપચનું ભાન (એટલે કે અનાત્મભાન – અજ્ઞાનનુ ભાન) નથી, [તેમ જ] બ્રહ્માકાર [વૃત્તિ] પણ (અર્થાત્ '**अहं ब्रह्मास्मि**' એવી બ્રહ્માકાર વૃત્તિરૂપ **જ્ઞાન** – 'વિશેષજ્ઞાન' પણ) અહીં નથી, [પણ] અતીતાતીતભાવવાળા (અર્થાત્ 'અતીત' કહેતા 'ત્યાગ', તેનો પણ 'અતીતભાવ' કહેતા 'ત્યાગભાવ' મતલબ કે ત્યાગનો પણ ત્યાગભાવ એટલે કે અજ્ઞાનના ત્યાગરૂપ જે જ્ઞાન, તેનો પણ ત્યાગ એમ કહેતા **વિજ્ઞાનભાવવાળા** – '**સામાન્ય જ્ઞાન**'વાળા – બીજ કુશ સ્ફુરણરહિતપણે કેવળ સ્વસ્વરૂપસ્થ) જે [છે,] તેજ **વિદેહમુક્ત** [છે]" [ઇતિ 'સર્વવેદાન્તસિદ્ધાન્તસારસંગ્રહ', શ્લોક ૯૮૩-૯૮૪]

ભગવાન્ શ્રીશંકરે શ્રીવસિષ્ઠ મુનિ પ્રત્યે ('શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણ'મા) એવા '**સામાન્યજ્ઞાન**'વાળાનું **સ્વરૂપ** વર્ણવ્યુ છે :

**" दर्शनादर्शने हित्वा स्वयं केवलरूपत ।**
**यस्तिष्ठति स तु ब्रह्मन्ब्रह्म न ब्रह्मवित्स्वयम् ॥"**

**અર્થ** :— "દર્શન અને અદર્શન, એટલે કે **દર્શન** કહેતા '**अहं ब्रह्मास्मि**' – 'હુ બ્રહ્મ છુ', '**ब्रह्म जानामि**' – 'બ્રહ્મને જાણુ છુ' એ પ્રકારનુ જ્ઞાન ('વિશેષ જ્ઞાન') અને **અદર્શન** કહેતા '**नाहं ब्रह्मास्मि**' – 'હુ બ્રહ્મ નથી', '**ब्रह्म न जानामि**' 'બ્રહ્મને જાણતો નથી' એ પ્રકારનુ **અજ્ઞાન**, એ બનેનો (બને વ્યવહારનો) પરિત્યાગ કરીને પોતે કેવળરૂપથી યાને અદ્વિતીય ચૈતન્યમાત્રરૂપથી (૧૦ સામાન્યજ્ઞાનથી) જે અવસ્થાન કરે છે, તે તો, હે બ્રહ્મન્' (હે વસિષ્ઠ!) પોતે [સાક્ષાત્] બ્રહ્મ જ છે, નહિ કે [ફક્ત] બ્રહ્મવિત્ (બ્રહ્મવેત્તા – બ્રહ્મને જાણનાર). [શ્રુતિ કહે છે કે, '**ब्रह्मविद्ब्रह्मैव भवति**' – 'બ્રહ્મને જાણનાર બ્રહ્મ જ થાય છે']"

અભ્યાસીને જ થાય છે, મલિનચિત્ત બહિર્મુખ અનભ્યાસીને તો તે ક્યાંથી ? ] પરંતુ 'બસ્યું, જવા દોને કડાકૂટ'' એમ કંટાળીને, વળી બે-ચાર વાર જ ( ઉપલી રીતે ) અભ્યાસ કરતા, એટલે કે 'ओ...म् .. (ટકી રહેવું), ओ...म्...(ટકી રહેવું), ओ...म्...(ટકી રહેવું) ......' એ રીતે અભ્યાસ બે-ચાર વાર જ કર્યો કે 'બસ હવે, બહુ થયું, અત્યાર સુધી – આટલા કાળ પર્યંત અભ્યાસ કર્યો, તો પણ હજી યોગ ( ચિત્તવૃત્તિનો નિરોધ ) સિદ્ધ ન થયો, માટે હવે બહુ કષ્ટ કરવાનું શું કામ ?' એમ અનુતાપ – સંતાપરૂપ નિર્વેદ ( વૈરાગ્ય – ઉપરામ ) પામીને, અધવચ જ એકદમ મૂકી ન દેતાં, સાધક જો [ પેલી ટીંટોડીની પેરે ] ઉદ્વેગરહિત ( ખેદરહિત ) અને અધ્યવસાયયુક્ત ( નિશ્ચયાત્મક – દૃઢપ્રતિજ્ઞાવાળી ) બુદ્ધિ વડે, શ્રદ્ધા-ભક્તિ સહ, નિરંતર અને દીર્ઘકાળ પર્યંત ઉપરોક્ત અભ્યાસ ચાલુ રાખે, તો ભીંત ઉપર અનેક વાર પછાડા ખાવાથી – ભીંત જોડે અનેકવાર અથડાવાથી પેલો મીણનો ગોળો ગરમ થઇ જેમ ઓગળે છે, અને આખરે ભીંત પર ચ્હોટી જાય છે, તેમ આ મન પણ, આત્મા – બ્રહ્મ ઉપર વારંવાર પછાડ ખાવાથી – આત્મા – બ્રહ્મ જોડે વારંવાર અથડાવાથી એટલે કે આત્મા – બ્રહ્મનો સ્પર્શ થવાથી, શુદ્ધ અને સૂક્ષ્મ ( અંતર્મુખ ) થાય છે અને ક્રમે કરીને આત્મા-કારાકારિત – બ્રહ્માકારાકારિત ( તદ્રૂપ – તન્મય ) થઇ રહે છે બસ એજ મીણના ગોળારૂપી મનનું – ચિત્તવૃત્તિનું, ભીંતરૂપ આત્મા – બ્રહ્મ પર ચ્હોટી જવું એટલે ટકવું, તે છે ''

ॐ ! ॐ !! ॐ !!!

— × × ॐ × × —

---

આથી '**સામાન્યજ્ઞાન**'ની પણ મહત્તા સાબીત કે કબુલ થાય છે તો એ વિષે એવું સમજવાનું કે જેને મોક્ષ મેળવવો છે, તેવા ( મુમુક્ષુ )ને તો બંધની યાને અજ્ઞાનની નિવૃત્તિ અર્થે '**વિશેષજ્ઞાન**'ની મહત્તા છે. જ્યારે મુક્ત ( મોક્ષપ્રાપ્ત – જ્ઞાની )ને તો જીવન્મુક્તિની પરમ અવધિ યાને વિદેહમુક્તિની પ્રાપ્તિ અર્થે '**સામાન્યજ્ઞાન**'ની જ મહત્તા છે. [ ઉપરનો શ્લોક પંચદશી–દ્વૈતવિવેક-પ્રકરણ ૪માં પણ છે ( શ્લોક ૬૮ મો ) ]

ॐ ! ॐ !! ॐ !!!

## ( ॥ लक्ष्य-वेध ॥ )

(૪) "प्रणवो धनुः शरो ह्यात्मा ब्रह्म तल्लक्ष्यमुच्यते ।
अप्रमत्तेन वेद्धव्यं शरवत्तन्मयो भवेत् ॥"
[ इति मुण्डकोपनिषत्, मुण्डक २, खंड २, मन्त्र ४. ]

**અર્થ**:—"પ્રણવ ( ૐકાર ) ધનુષ્ય [ છે ], આત્મા (જીવ – ચિત્તવૃત્તિ ) જ શર ( બાણ ) [ છે ], [ અને ] બ્રહ્મ તેનુ ( ઉપરોક્ત તે આત્મારૂપ શરનુ ) લક્ષ્ય કહેવાય છે. [ તે બ્રહ્મરૂપ લક્ષ્ય ] પ્રમાદરહિત [ ચિત્તવાળા પુરુષ ]થી વિંધવા યોગ્ય છે ( એટલે કે, વેધાય છે ), [ બાદ – વેધ્યા પછી ] શરની પેઠે [ અધિકારીએ – અભ્યાસીએ – સાધકે ] તન્મય થવું." [ ઇતિ મુંડકોપનિષત્, મુંડક ૨, ખંડ ૨, મંત્ર ૪. ]

**ભાવાર્થ અને રહસ્ય**:—

ધનુષ્ય જેમ બાણુને ગતિ આપવાનુ સાધન છે અને ગતિ આપે છે, તેમ ૐરૂપી ધનુષ્ય જીવાત્માની ચિત્તવૃત્તિરૂપ બાણુને ગતિ આપવાનુ સાધન છે અને ગતિ આપે છે બાણુ જેમ ધનુષ્યમાથી છૂટીને લક્ષ્યને વેધે છે અને તત્પશ્ચાત્ લક્ષ્યમા ગુમ થઇ જાય છે – એકમેક થઇ જાય છે – લક્ષ્યની સાથે એકરૂપતાને – એકાકારતાને પામે છે, તેમ જીવાત્માની બાણરૂપી ચિત્તવૃત્તિ ધનુષ્યરૂપ ૐકારથી – ૐકારના ( *'ओ.........म्.........'* એવા ) દીર્ઘ ઉચ્ચારથી છૂટીને એટલે કે ગતિ પામીને – ઉત્થાન પામીને લક્ષ્ય બ્રહ્મને વિંધે છે, એટલે કે, સ્પર્શે છે – લક્ષ્ય બ્રહ્મમા જઇ પહોચે છે – લક્ષ્ય બ્રહ્મના પ્રદેશમાં પ્રવેશે છે – બ્રહ્મના વાતાવરણુમા ભળે છે [ અરે! **ચિત્તવૃત્તિરૂપી બાળક** ૐકારરૂપી વ્હાલથી દોડી જઇ **બ્રહ્મરૂપી માતાના ખોળામાં બેસે છે!** – અગર તો **ચિત્તવૃત્તિરૂપી ગોપી, ૐકારરૂપી** – **ૐકારના દીર્ઘ ઉચ્ચારરૂપી મોરલીના નાદથી – બંસીનાદથી – વેણુનાદથી ખેંચાઈ – તણાઈ, શ્વાસભેર દોડી જઇ, બ્રહ્મરૂપી શ્રીકૃષ્ણચંદ્ર – નટવરરાય – શ્યામસુંદર – કુંજવિહારી – કનૈયાલાલને અંગોઅંગ ભેટે છે – આલિંગે છે.....!!** – અથવા તો **ચિત્તવૃત્તિરૂપી આશિકરાજ, ૐકારરૂપી** – **ૐકારના દીર્ઘ ઉચ્ચારરૂપી પ્યાલીના**

પાનથી ચકચૂર થઇ, બ્રહ્મરૂપી માશૂક–સનમસરકાર–દિલદાર–યાર પર ઢળી પડે છે......... ! ! ! ] અને ત્યાર બાદ બ્રહ્મ સાથે તન્મય થાય છે, એટલે કે, દેહાદિ અનાત્મવૃત્તિ – વિજાતીયવૃત્તિના નિરાસ ( તિરસ્કાર ) વડે વૃત્તિ બ્રહ્માકારાકારિત થાય છે અને અંતે તદ્ર્‌પ થઇ ટકી રહે છે. [ **બસ, જાણે આશિક સનમની સોડમાં લપાઇ જાય છે! બસ, તે વખતે આશિક માશૂકમાં સમાઇ જાય છે ને આશક–માશૂક એક બની માશૂક માત્ર જ અવશિષ્ટ રહે છે ! !** ]

ॐ '.......... .. ॐ ' '.. ..............ॐ ! ! !

પરંતુ ધ્યાનમાં રાખવાનું કે, મૂળ મંત્રમાં " **अप्रमत्तेन वेद्धव्यम**........ " એવું વાક્ય છે : તેથી એમ સમજવાનું કે, બાહ્ય વિષયોની ઉપલબ્ધિથી થયેલ તૃષ્ણારૂપ પ્રમાદરહિત, **આ લોકના** 'સ્રક્–ચંદન–વનિતા' વગેરે દૃષ્ટ ભોગોથી તથા **પરલોકના** એટલે કે સ્વર્ગ-બ્રહ્માદિ લોકના ' નંદનવનભ્રમણ–અમૃતપાન–અપ્સરામિલન–વિમાનારોહણ' વગેરે આનુશ્રવિક એટલે કે શાસ્ત્ર અને આપ્તવાક્યોથી સાંભળેલ ભોગોથી સમ્યક્ વિરક્ત, જિતેન્દ્રિય અને એકાગ્રચિત્ત, – એવા પુરુષથી જ ઉપરોક્ત લક્ષ્ય બ્રહ્મ વિંધાય છે તેમજ તેમાં તન્મય થવાય છે. મતલબ કે, લક્ષ્ય બ્રહ્મ વિંધવું અને તેમાં તન્મય થવું, – એ ઉપરોક્ત પ્રમાદરહિત યોગ્યતાવાળા અધિકારીનું જ કામ. માટે સાધકે પ્રમાદરહિત થઇ યોગ્યતા મેળવવી જોઇએ : તો જ – ત્યારે જ લક્ષ્ય બ્રહ્મ વિંધાય અને તન્મય થવાય.

વારંવાર સાવધ રહી શ્રદ્ધા–ભક્તિ સાથે ખૂબ ઉમંગપૂર્વક અને વળી દીર્ઘકાળ પર્યંત, નિરંતરના અભ્યાસબળથી પણ ( ઉપરોક્ત ) પ્રમાદરહિત થઇ શકાય તેમ છે.

ઉપરના મૂળ મંત્રથી ધ્વનિત થતો – નીકળતો **રહસ્યાર્થ** અને મંત્રમાં નિર્દેશ કરેલ **અભ્યાસની રીત** એ પ્રમાણે સમજવાની છે કે :—

ઉપનિષદ્‌થી – ઉપનિષદ્‌ના વિચારથી [ જિજ્ઞાસુને – મુમુક્ષુને] ઉત્પન્ન થયેલ **પ્રણવ (ૐકાર)નું યાથાત્મ્યજ્ઞાન**, – એ જાણે 'ધનુર્ગ્રહણ' ( ધનુષ્યનું લેવું – ઉઠાવવું ) છે. ધ્યાન કરવાવાળા ( પુરુષ – સાધક )ની પ્રણવ ( ૐ ) દ્વારા **બ્રહ્મધ્યાન–પ્રવૃત્તિ**, – એ ધનુષ્યમાં ' શરસંધાન ' જેવું છે. **ધ્યાનાભ્યાસ**, – એ 'ધનુષ્યનું આયમન'

કહેતા ધનુષ્યનું 'આકર્ષણ' (ખેંચવું) છે. [ ૐકારનો ઉચ્ચાર, — એ 'ધનુષ્યનો ટંકાર' અને વૃત્તિનું ઉત્થાન થવું એટલે કે સાત્વિક થઇ વૃત્તિનું બ્રહ્માકાર થવાને યોગ્યતાવાળું થવું, — એ 'બાણનુ છટવું' છે. ] સમાધિ, — એ 'લક્ષ્યવેધ' (લક્ષ્યને વિંધવુ) અને તત્પશ્ચાત્ — ત્યાર બાદ તન્મયતા, — એ 'દેહાભિમાનનો પુનઃ અનુદય' (ઉદય ન થવો, તે) છે. [ અત્ર — ઉપર નિર્દેશ કરેલ 'સમાધિ', — તે 'સવિકલ્પ સમાધિ' અને 'તન્મયતા', — તે 'નિર્વિકલ્પ સમાધિ' સમજવાની છે. ]

બાણ જો બરાબર તીક્ષ્ણ ધારવાળું ન હોય, તો લક્ષ્યને ઠીક ઠીક વિંધી શકે નહિ; તો, તે માટે બાણને સરાણ ઉપર ચ્હડાવી ઘસીને બરાબર તીક્ષ્ણ અણીવાળુ બનાવવું જોઇએ. એજ પ્રમાણે ચિત્તવૃત્તિરૂપી બાણને ઉપાસનારૂપી સરાણ પર ચ્હડાવી તીક્ષ્ણ અણી-વાળું બનાવવું જોઇએ, તો જ તે બ્રહ્મરૂપી લક્ષ્યને વિંધી શકે. મતલબ કે, લક્ષ્યવેધની યોગ્યતા માટે ખૂબ ઉપાસના એટલે કે નિરંતર ધ્યાનનો અભ્યાસ કરવો જોઇએ : તેથી કરીને ચિત્તવૃત્તિ સંસ્કૃત એટલે કે સૂક્ષ્મ યાને સાત્વિક થાય છે અને કાળે કરીને બ્રહ્મરૂપ — બ્રહ્માકાર બની જાય છે.

મૂળ મંત્રમા 'ધનુષ્ય–બાણ'ની કલ્પના કરી છે — રૂપક કર્યું છે, એથી એમ અનુમાન થાય છે — એમ સમજાય છે, કે વેદના કાળમાં 'ધનુર્વિદ્યા' મુખ્ય ને શ્રેષ્ટ તરીકે ગણાતી હશે. આના પહે-લાના મંત્રમા "धनुर्गृहीत्वौपनिषदं महास्त्रम्...... ..." — "ઔપનિષદ (ઉપનિષદ્ પ્રતિપાદિત — ઉપનિષદોમા પ્રસિદ્ધ) મહાસ્ત્ર [ એવું પ્રણવરૂપ ] ધનુષ્ય લઇને........." એમ ધનુષ્યને 'औपनिषदं महास्त्रम्' એવા વિશેષણથી નિર્દેશ્યુ છે, આથી ચોકખુ જ માલુમ પડે છે કે, પ્રાચીનકાળમા એટલે કે વેદના કાળમા — ઉપનિ-ષદ્ના વખતમા વૈદિક પદ્ધતિએ અને ઋષિપ્રણાલિકાએ શસ્ત્રવિદ્યામા શ્રેષ્ટ એક 'ધનુર્વિદ્યા'જ હતી : તેથી જ ઋષિલોકો ક્ષત્રિય–બાળકોને ઘણા પ્રેમથી તે શીખવતા હતા અને યુદ્ધાદિકમા પણ ધનુષ્ય–બાણનો વાપર તે વખતે વધુ થતો હતો; એવું જુના ઇતિહાસોથી જણાય છે. [ જ્યારે આધુનિક કાળમાં તો બંદુક–તોપનોજ ઉપયોગ લડતાદિકમાં મુખ્યપણે થાય છે. ] વળી નિશાન તાકવામા, લક્ષ્ય વિંધવામાં ધનુષ્ય–બાણ જ શ્રેષ્ટ છે; તેથી જ, બ્રહ્મરૂપી લક્ષ્ય વિંધ-

રાજાનુ દષ્ટાંત છે કે - એક વખત 'દશરથ રાજા' શિકાર કરવા સારૂ અધારામા જલાશય પાસે એક ઝાડ પર જઇ બેઠા લગભગ

ત્રિપુટી ['જ્ઞાતા' એટલે જાણનાર - જાણવાવાળી વ્યક્તિ જીવાત્મા - ચિદાભાસ, 'જ્ઞેય' એટલે જાણવા યોગ્ય વસ્તુ બ્રહ્મ - કૂટસ્થ-સાક્ષી-આત્મા, અને 'જ્ઞાન' એટલે 'अहं ब्रह्मास्मि' રૂપ જ્ઞાન - બોધ - જાણ - જાણવુ - Knowledge અર્થાત્ 'अहं ब्रह्मास्मि' એવી જ્ઞાન-પરિણામરૂપ અત કરણવૃત્તિ વિશેષ જ્ઞાન-વિષયપ્રધાન અગર મુખ્યત્વે કરીને 'જ્ઞેયબ્રહ્મ' પ્રતિપાદક વેદાન્તશાસ્ત્ર (જ્ઞાનાધિકારી - ઉત્તમાધિકારી માટે) હોવાથી એ વેદાન્તવિષયક ત્રિપુટી છે, જ્યારે ધ્યાન-વિષયપ્રધાન અગર મુખ્યત્વે કરીને 'ધ્યેયબ્રહ્મ' પ્રતિપાદક યોગ કે ઉપાસનાશાસ્ત્ર (ઉપાસના-ધ્યાનાધિકારી - મધ્યમાધિકારી માટે) હોવાથી, તદ્‌વિષયક ત્રિપુટી 'ધ્યાતા-ધ્યેય-ધ્યાન' છે અને તેનો ખુલાસો એ પ્રમાણે છે કે, 'ધ્યાતા' એટલે ધ્યાન કરનાર - ધ્યાન કરનારાવાળી વ્યક્તિ જીવ પોતે, 'ધ્યેય' એટલે ધ્યાનકરવાયોગ્ય વસ્તુ પરમાત્મા - બ્રહ્મ - કૂટસ્થ-સાક્ષી-આત્મા (સોપાધિક અગર નિરુપાધિક ચૈતન્ય, પણ 'ધ્યેયબ્રહ્મ', એટલે જે 'જ્ઞેયબ્રહ્મ'ની અપેક્ષાએ એક કક્ષા ઉતરતુ, જો કે પરમાર્થતઃ તેવુ કદાપણ નથી, તો પણ વ્યવહારિક સત્તાએ કરીને તેવુ સિદ્ધ છે), અને 'ધ્યાન' એટલે ધ્યેય વસ્તુ વિષે અતરાયરહિત - વ્યવધાનરહિત અત કરણવૃત્તિના પ્રવાહરૂપ ક્રિયા-પરિણામરૂપ અત કરણવૃત્તિવિશેષ, એ જ પ્રમાણે 'ઉપાસક-ઉપાસ્ય-ઉપાસના', 'પ્રમાતા-પ્રમેય-પ્રમાણ' વગેરે ત્રિપુટી]ના ભાનસહિત અદ્વિતીય બ્રહ્મ વિષે અત કરણની વૃત્તિની સ્થિતિ, 'સવિકલ્પ સમાધિ' કહેવાય છે તે 'સવિકલ્પ સમાધિ' વળી બે પ્રકારની છે એક 'શબ્દાનુવિદ્ધ' અને બીજી 'શબ્દાનનુવિદ્ધ'

'अहं ब्रह्मास्मि' - 'शिवोऽहम्' - 'सोऽहम्' - 'ओम्' ('ॐ') ઇત્યાદિ શબ્દે કરીને અનુવિદ્ધ કહેતા સહિત હોય, ત્યારે તે (સ્થિતિ) 'શબ્દાનુવિદ્ધ સવિકલ્પ સમાધિ' કહેવાય

["असंग. सच्चिदानन्द स्वप्रभो द्वैतवर्जित ।
अस्मीति शब्दविद्धोऽयं सविकल्पसमाहितः ॥"
(इति श्रीमच्छकराचार्य - 'वाक्यसुधा' - श्लो० २५)

ચાર વાગના 'શ્રવણ' તુબડું લઇ પોતાના (વૃદ્ધ ને અંધ) મા-

**અર્થ :—** "'અમગ – સચ્ચિદાનન્દ – સ્વપ્રકાશ – દ્વૈતવર્જિત હું છુ', – એમ આ **'શબ્દાનુવિદ્ધ સવિકલ્પ સમાધિ'** [છે]" (ઇતિ શ્રીમત્ શંકરાચાર્ય – 'વાક્યસુધા' – શ્લો૦ ૨૫)] અને જ્યારે તેના (ઉપરોક્ત) શબ્દથી રહિત થઇને **'अहं ब्रह्मास्मि'** એવી વૃત્તિમાત્રથી રહે – અવસ્થાન કરે ત્યારે તે (સ્થિતિ) **'શબ્દાનનુવિદ્ધ સવિકલ્પ સમાધિ'** કહેવાય છે.

**ત્રિપુટીભાન રહિત** અખડ બ્રહ્માકારે અંત કરણવૃત્તિની સ્થિતિ, તે **'નિર્વિકલ્પ સમાધિ'** કહેવાય છે.

એ પ્રમાણે **'સવિકલ્પ'** અને **'નિર્વિકલ્પ'**ના ભેદથી **સમાધિ** બે પ્રકારની છે. તેમા 'સવિકલ્પ સમાધિ' સાધન અને 'નિર્વિકલ્પ સમાધિ' ફળરૂપ છે. સાધનરૂપ જે 'સવિકલ્પ સમાધિ' છે, તેને વિષે જો કે ત્રિપુટીરૂપ દ્વૈત પ્રતીત થાય છે, તોપણ તે દ્વૈત બ્રહ્મરૂપ કરીને જ પ્રતીત થાય છે, જેમકે મૃત્તિકાના વિકારરૂપ ઘટાદિકને મૃત્તિકારૂપ જાણ્યા પછી પણ વિવેકીને તે (મૃત્તિકાવિકાર) ઘટાદિક પ્રતીત તો થાય છે, પણ મૃત્તિકારૂપ જ – મૃત્તિકારૂપથી જ પ્રતીત થાય છે, તેમ 'સવિકલ્પ સમાધિ'મા ત્રિપુટીદ્વૈત બ્રહ્મરૂપ જ – બ્રહ્મરૂપથી જ પ્રતીત થાય છે. 'નિર્વિકલ્પ સમાધિ'મા પણ 'સવિકલ્પ સમાધિ'ની પેઠે ત્રિપુટીરૂપદ્વૈત વિદ્યમાન તો હોય છે, પણ તે (ત્રિપુટીદ્વૈત)ની પ્રતીતિ થતી નથી. જેમ પાણીમા મીઠુ (Salt) નાખીએ, તો તે મીઠું પાણીમા વિદ્યમાન તો હોય છે, પણ આખે દેખાતુ નથી – સર્વથા પ્રતીત થતુ નથી. 'સવિકલ્પ સમાધિ'મા બ્રહ્મરૂપ કરીને ત્રિપુટીરૂપ દ્વૈતની પ્રતીતિ અને 'નિર્વિકલ્પ સમાધિ'મા ત્રિપુટીરૂપ દ્વૈતની અપ્રતીતિ : એમ 'સવિકલ્પ' ને 'નિર્વિકલ્પ'નો પરસ્પરનો ભેદ છે.

**નિર્વિકલ્પ સમાધિ** પણ બે પ્રકારની છે.—

(૧) **'અદ્વૈતભાવનારૂપ'** અને (૨) **'અદ્વૈતઅવસ્થાનરૂપ'.**

અદ્વૈત બ્રહ્માકાર અન્તઃકરણની અજ્ઞાત વૃત્તિ સહિત જે સ્થિતિ, અર્થાત્ જેમા ત્રિપુટીનો અભાવ છે, જેના વૃત્તિ બ્રહ્માકાર છે, એવી જે સ્થિતિ, તે **'અદ્વૈતભાવનારૂપ નિર્વિકલ્પ સમાધિ'** કહેવાય છે; અને આ સમાધિમા અભ્યાસ વધુ થવાથી એ ભાવનારૂપ વૃત્તિ – બ્રહ્માકાર વૃત્તિ પણ શાન્ત થઇ જાય છે – લાકડાના અગ્નિની પેઠે શમી

બાપ મારૂ પાણી ભરવા આવ્યો તે તુંબડામા પાણી ભરતા 'બુડ્-બુડ્' અવાજ થયો દશરથ રાજાએ તે સાભળી અટકળી કરી કે

---

જાય છે – સ્વરૂપમા લય પામે છે, એવી જે વૃત્તિરહિત સ્થિતિ, તે **'અદ્વૈતાવસ્થાનરૂપ નિર્વિકલ્પ સમાધિ'** કહેવાય છે જેમ તપેલા લોઢા ઉપર પાણીનુ ટીપુ નાખીએ, તો તે તેમા પેસી જાય છે એટલે કે તે તપેલા લોઢાની અદર લય પામે છે, તેમ 'અદ્વૈત ભાવનારૂપ નિર્વિકલ્પ સમાધિ'ના દૃઢ અભ્યાસથી અત્યત પ્રકાશમાન (જ્ઞાનસ્વરૂપ) બ્રહ્મ વિષે વૃત્તિનો લય થાય છે એવી 'અદ્વૈતાવસ્થાનરૂપ નિર્વિકલ્પ સમાધિ' પ્રહ્લાદજીને લાગી હતી તેનુ વર્ણન યોગવાસિષ્ઠમા છે કે —

"નિર્વિકલ્પ સમાધિને પ્રાપ્ત થયેલા પ્રહ્લાદજી ચિત્રમા ચીતરેલા હોય અને શિલામાથી કોતરી કાઢેલા હોય, તેમ અદ્વૈતભાવનાનો અનુભવ કરીને સ્વરૂપમાહાત્મ્યને પ્રાપ્ત થયેલા જણાતા હતા જેમ ઘણુ જળ પીવાથી પણ સમય વિના બીજમાથી અકુર ફુટતા નથી, તેમ દૈત્યોએ જગાડ્યા તોપણ પ્રહ્લાદજી જાગ્યા નહિ નિર્વિકલ્પ સમાધિ કે જેમા પરમાનદ છે, તેમા રહેલા પ્રહ્લાદજી દેહમાત્ર શેષ હોવાથી જાણે મરણ પામ્યા હોય તેમ બીજાના જોવામા આવતા હતા, અને દૈત્યોએ મોટો પ્રયત્ન કર્યો તોપણ પ્રહ્લાદજી જાગ્યા નહિ તેઓ રાત્રિમા બીડાયેલા કમળની પેઠે સમાધિમા જ નિમગ્ન રહ્યા તેમનુ ચિત્ત તે વખતે આત્મામા તલ્લીન થઇ ગયુ હતું, તેથી સૂતેલા પુરુષની પેઠે જ્ઞાનવાર્તા પણ તેમના જાણવામા આવતી ન હતી છેવટે જ્યારે વિષ્ણુભગવાને પોતે શખનાદ કર્યો અને તેની સાથે પ્રહ્લાદજીના પ્રાણને ખેચ્યો, ત્યારે જ તેઓ જાગ્યા"

'અદ્વૈતભાવનારૂપ નિર્વિકલ્પ સમાધિ' અને 'અદ્વૈતાવસ્થાનરૂપ નિર્વિકલ્પ સમાધિ,' – એ પરસ્પર વચ્ચે અતર (તારતમ્ય – ન્યૂનાધિકપણુ) એટલુ છે, જે ખાસ સમજવા જેવુ છે, કે – 'અદ્વૈતભાવનારૂપ નિર્વિકલ્પ સમાધિ'મા ત્રિપુટી (ધ્યાતા ધ્યાન-ધ્યેય)નો અભાવ છતા વૃત્તિ સદ્ભાવ છે – અજ્ઞાત છતા વૃત્તિ અસ્તિત્વ એટલે કે બ્રહ્મને વિષય કરનાર છે સ્વામીશ્રી વિદ્યારણ્યમુનિકૃત પચદશી (તત્ત્વવિવેકપ્રકરણ ૧, શ્લોક ૫૬)મા છે કે —

"वृत्तयस्तु तदानीमज्ञाता अप्यात्मगोचराः ।
स्मरणादनुमीयन्ते व्युत्थितस्य समुत्थितात् ॥"

કોઇ હાથી સર વતી પાણી પીયે છે, તેથી ધનુષ્ય ચ્હડાવી સાભળેલા શબ્દ દ્વારા લક્ષ્ય કરી તે તરફ બાણ છોડ્યુ. 'શ્રવણુ' વિંધાયો.

---

**અર્થ** :—"વૃત્તિઓ તો તે વખતે ( અદ્વૈતભાવનારૂપ નિર્વિકલ્પ સમાધિ કાળે ) અજ્ઞાત (અપ્રતીત ) [ હોય છે ], તથાપિ આત્મગોચર ( આત્માને વિષય કરનારી – આત્માને જાણનારી) [ હોય છે], સમાધિમાથી વ્યુત્થાન પામેલા [ યોગી ]ને ઉત્પન્ન થયેલ સ્મરણથી [ તેમ હોવાનુ ] અનુમાન કરાય છે. [ '**एतावन्तं कालं समाहितोऽभूवम्**' –'આટલો બધો વખત હુ સમાહિત રહ્યો' એવી રીતનું સ્મરણ થાય છે, તે ઉપરથી અનુમાન થાય છે કે, (અદ્વૈતભાવનારૂપ નિર્વિકલ્પ) સમાધિમા વૃત્તિનો આત્મગોચરપણાએ – બ્રહ્માકારપણાએ – સવિષયરૂપે સદ્ભાવ છે; તેમ ન હોય, તો વ્યુત્થાન કાળે સમાધિસુખનુ સ્મરણ થાય નહિ કેમ કે જે વિષય અનુભવાયલો હોય, તેનુ જ સ્મરણ થાય છે —'**यद्यत्स्मर्यते तत्तदनुभूतम्**' એટલે કે 'જે જે સ્મરાય છે ( જેનુ જેનુ સ્મરણ થાય છે ), તે તે અનુભવાયલું છે' એવી વ્યાપ્તિ લોકમા પ્રસિદ્ધ છે. હા ! – અલબત્ત ! તદાનીમ્ – તે તે ( સમાધિ ) કાળે વૃત્તિ અજ્ઞાત [ અપ્રતીત ] હોય છે ખરી. ]

આવી રીતે ઉત્થાન પામેલા યોગીને, '**અદ્વૈતભાવનારૂપ** નિર્વિકલ્પ સમાધિ' સુધી ( આત્માકારરૂપે – બ્રહ્માકારરૂપે ) વૃત્તિ હોવાથી, તેનુ ( ધ્યેયૈકગોચરત્વનુ – આત્માકારપણાનુ – બ્રહ્માકારપણાનું – સ્વરૂપસુખ – આત્મસુખ – બ્રહ્મસુખ – સમાધિસુખનુ ) સ્મરણ વ્યુત્થાન અવસ્થામા થાય છે; જ્યારે '**અદ્વૈતાવસ્થાનરૂપ** નિર્વિકલ્પ સમાધિ'મા તો તે આત્માકાર વૃત્તિ – બ્રહ્માકાર વૃત્તિ સમ્યક્ શાંત થઇ જવાથી – સ્વરૂપમા લીન થવાથી, તેનુ સ્મરણ એવા યોગીને [ વ્યુત્થાન દશા વિષે ] થતું નથી.

આ ( '**અદ્વૈતાવસ્થાન**રૂપ નિર્વિકલ્પ' ) સમાધિમા તો ખાસ કરીને પ્રારબ્ધ જેના ખલાસ થયા છે, એવા વિદેહમુક્તિની તૈયારીવાળા યાને સાતમી ભૂમિકાવાળા જીવન્મુક્ત યોગી જ પ્રવેશે છે અને આરૂઢ થાય છે. તેઓ ફરી પાછા આવતા નથી એટલે કે વ્યુત્થાન ( પુનરુત્થાન ) પામતા નથી. જીવકોટીની વ્યક્તિઓ તો સાધ્ય-સાધના કરીને અહીં સુધી પ્હોચે છે અને પહોચ્યા પછી વિદેહમુક્તિને પામે છે. તો પણ જેઓ ( આવી 'લયયોગમહાસમાધિ'માથી ) પાછા આવે છે – જન્મત થાય છે, તેઓ અવતારકોટીના છે, એમ સમજવું.

અહીં ( આ દૃષ્ટાંતમાં ) 'ખુર્–ખુર્' શબ્દની સાથે શ્રોત્રેન્દ્રિયનો સબંધ થયો અને શબ્દવાળી વ્યક્તિની સાથે વૃત્તિનો સબંધ થયો એજ પ્રમાણે **દાર્ષ્ટાન્ત** ( સિદ્ધાન્ત )માં પ્રણવ (ૐ)રૂપ શબ્દ સાથે શ્રોત્રેન્દ્રિયનો સંબંધ છે અને વાચ્ય ( શબ્દવાળી વ્યક્તિ ) બ્રહ્મ સાથે

વળી પ્રહ્લાદજી જેવા જીવન્મુક્તના પણ કેટલાક જાગૃતિ પામે છે—વ્યુત્થાનદશામાં આવે છે, તે કોઈ જબ્બર અદૃષ્ટબળથી – સંસ્કારવશથી – પ્રારબ્ધ–શેષ હોવાને કારણે જ બને છે, એમ જાણવું અને ' દરેકને સુષુપ્તિમાથી જાગૃતિ થવી, એ પણ અદૃષ્ટ ( પ્રારબ્ધ ) વડે જ છે " **कर्म जन्मान्तरेऽभूद्यत्तद्योगाद्बुद्ध्यते पुन** ।" = "જન્માન્તરમાં જે કર્મ રહેલાં હોય, તેના યોગથી [ જીવ ] પુન જાગ્રત થાય છે " [ ઇતિ 'પંચદશી'– બ્રહ્માનન્દે યોગાનન્દ પ્ર૦ ૧૧ – શ્લોક ૭૭માનો પૂર્વાર્ધ ] વળી "**पुनश्च जन्मान्तरकर्मयोगात्स एव जीव स्वपिति प्रबुद्ध** ।" = '[સુષુપ્તિમા બ્રહ્માનંદને પામીને ] પુન પણ ( ફરી પણ ) જન્માતરના કર્મના યોગથી ( ૧ ૦ પ્રારબ્ધકર્માનુસાર ) તે ( બ્રહ્માનંદને પ્રાપ્ત થયેલો–સુષુપ્તિપ્રાપ્ત ) જ જીવ સુષુપ્તિમાથી જાગ્રત [ થાય છે ] ' [ ઇતિ મૂળભૂત 'કૈવલ્ય-શ્રુતિ' (કૈવલ્યોપનિષદની શ્રુતિ) – મંત્ર ૧૬માનો પૂર્વાર્ધ ] એવી ( 'અદ્વૈતાનસ્થાનરૂપ નિર્વિકલ્પ સમાધિ' યાતો લયયોગમહાસમાધિ ) સ્થિતિમાંથી પાછા આવેના એટલે કે વ્યુત્થાનદશામાં આવેના જીવન્મુક્ત–યોગી જીવતા સુધી '**સહજાવસ્થા**' માં રહે છે, બાળકવત્ '**સહજચેષ્ટા**' કરે છે, હરહમેશ '**બ્રહ્મખુમારી**'માં નિશાબાજની પેઠે ચકચૂર રહે છે, કદી વા ઉન્મત્ત કે પિશાચની પેઠે વિચરે છે, અને આખરે પ્રારબ્ધનો નિ શેષ ક્ષય થતાં – અવશિષ્ટ પ્રારબ્ધ ભોગવાઇ જતાં પૂર્વના અભ્યાસસંસ્કારથી પુન એ સ્થિતિમાં ( બ્રાહ્મીસ્થિતિમાં – ઉપરોક્ત સમાધિમાં ) અનાયાસે પ્રવેશીને તુર્યગાવસ્થારૂપ સપ્તમીભૂમિકારૂઢ થઇને કેવળ નિરુપાધિક વિદેહકૈવલ્ય – વિદેહમુક્તિને પામે છે ૐ ! ૐ ! ! ૐ ! ! ! . . . .

હવે '**અદ્વૈતભાવનારૂપ નિર્વિકલ્પ સમાધિ**' અને '**સુષુપ્તિ**' વચ્ચે એ **ભેદ** છે કે.—સુષુપ્તિમાં અંત કરણની બ્રહ્માકારવૃત્તિનો અભાવ હોય છે, જ્યારે અદ્વૈતભાવનારૂપ નિર્વિકલ્પ સમાધિમાં અંત કરણની બ્રહ્માકારવૃત્તિ હોય છે તેમ સુષુપ્તિમાં વૃત્તિ સહિત અંત કરણનો અભાવ હોય છે, જ્યારે અદ્વૈતભાવનારૂપ નિર્વિકલ્પ

વૃત્તિનો સંબંધ છે. પ્રણવરૂપ શબ્દથી અનુવિદ્ધ બ્રહ્મરૂપ લક્ષ્યનો વેધ કરવા શ્રુતિભગવતી આજ્ઞા કરે છે – ઉપદેશ કરે છે. જ્યાં સુધી 'શબ્દાનુવિદ્ધ' છે, ત્યાંસુધી 'શબ્દવેધ' કહેવાય છે. મતલબ કે 'શબ્દાનુવિદ્ધ સવિકલ્પ સમાધિ'ને જ 'શબ્દવેધ' કહે છે.

---

સમાધિમા વૃત્તિસહિત અંતઃકરણ તો હોય છે, પણ તેની પ્રતીતિ થતી નથી. અદ્વૈતભાવનારૂપ નિર્વિકલ્પ સમાધિમા અંતઃકરણની જે બ્રહ્માકારવૃત્તિ હોય છે, તેનો હેતુ સવિકલ્પ સમાધનો અભ્યાસ છે. વળી 'દ્રષ્ટા-દર્શન-દૃશ્ય' એમ ત્રિપુટીરૂપ દ્વૈતની અપ્રતીતિ જો કે સુષુપ્તિ અને અદ્વૈતભાવનારૂપ નિર્વિકલ્પ સમાધિ અવસ્થા વિષે સમાન છે, તોપણ સુષુપ્તિ દશામા આત્મતત્ત્વના જ્ઞાનનો – આત્મવિષયક જ્ઞાનનો અભાવ છે; જ્યારે અદ્વૈતભાવનારૂપ નિર્વિકલ્પ સમાધિ દશામાં તો '**अहं ब्रह्मास्मि**'રૂપ આત્મતત્ત્વના જ્ઞાનનો અભાવ નથી, કિંતુ સદ્ભાવ છે.

વળી 'અદ્વૈતાવસ્થાનરૂપ નિર્વિકલ્પ સમાધ' અને 'સુષુપ્તિ' વચ્ચે આટલો ભેદ છે કે :—સુષુપ્તિમા વૃત્તિનો લય અજ્ઞાનમાં થાય છે, જ્યારે અદ્વૈતાવસ્થાનરૂપ નિર્વિકલ્પ સમાધિમા વૃત્તિનો લય બ્રહ્મપ્રકાશમા (જ્ઞાનસ્વરૂપ બ્રહ્મમા) થાય છે; અને સુષુપ્તિનો આનંદ અજ્ઞાન આવૃત છે, જ્યારે સમાધમા તો નિરાવરણ બ્રહ્માનંદનું ભાન થાય છે. વળી વૃત્તિનુ વિસ્મરણ કે વૃત્તિનો લય જો કે સુષુપ્તિ અને અદ્વૈતાવસ્થાનરૂપ નિર્વિકલ્પ સમાધ અવસ્થા વિષે (ઉભયત્ર) સમાન છે, તોપણ અદ્વૈતાવસ્થાનરૂપ નિર્વિકલ્પ સમાધિ અવસ્થા વિષે જે વૃત્તિનુ વિસ્મરણ કે વૃત્તિનો લય છે, તે (પૂર્વના અભ્યાસરૂપ સવિકલ્પ તેમ અદ્વૈતભાવનારૂપ નિર્વિકલ્પ સમાધિના સંસ્કારવશાત્) '**अहं ब्रह्मास्मि**'રૂપ આત્માકારવૃત્તિપૂર્વક – બ્રહ્માકારવૃત્તિપૂર્વક છે; જ્યારે સુષુપ્તિમાં તો તેમ નથી, તેવાનો અભાવ છે. કારણ કે સુષુપ્તિ (નિદ્રા)નું લક્ષણ (સ્વરૂપ – વ્યાખ્યા) એ છે કે "**अभावप्रत्ययालम्बना वृत्तिर्निद्रा**" [**इति पा० यो० द०, स० पा० १, सू० १०.**] એટલે કે (**અર્થ :—**) "અભાવપ્રત્યય – અભાવવૃત્તિ છે આલંબન જેનું – જે વૃત્તિનું, એવી જે વૃત્તિવિશેષ, તે નિદ્રા" – "sleep is a Vritti which embraces the feeling of voidness." મતલબ કે સુષુપ્તિનું આલંબન શૂન્યવૃત્તિ, અભાવવૃત્તિ, અજ્ઞાનવૃત્તિ, તમોવૃત્તિ; જ્યારે સમાધિનું આલંબન શૂન્યવૃત્તિ નથી,

બાદ, ॐ શબ્દ બંધ પડી જવાથી — ॐ શબ્દરૂપ આલંબન ક્રમે કરીને છુટી જવાથી એકલી 'अहं ब्रह्मास्मि'ને

પણ ('ॐ' શબ્દોચ્ચારપૂર્વક) 'अहं ब्रह्मास्मि'રૂપ બ્રહ્માનુસંધાનવાળી – આત્માનુસંધાનવાળી – સ્વરૂપાનુસંધાનવાળી એવી અશૂન્યવૃત્તિ યાને સદ્વૃત્તિ; એ જ પ્રમાણે ('સમાધિ'નું આલંબન) અભાવવૃત્તિ નથી, કિંતુ 'अहं ब्रह्मास्मि'રૂપ ભાવવૃત્તિ; અજ્ઞાનવૃત્તિ નથી, પણ 'अहं ब्रह्मास्मि'રૂપ જ્ઞાનવૃત્તિ; તમોવૃત્તિ નથી, પણ શુદ્ધસત્ત્વવૃત્તિ: માટે જ સુષુપ્તિમા વૃત્તિનો લય શૂન્યમા થાય છે, જ્યારે (અદ્વૈતાવસ્થાનરૂપ નિર્વિકલ્પ) સમાધિમા વૃત્તિનો લય અશૂન્યમા એટલે કે સત્‌મા (i. e. બ્રહ્મમા) થાય છે; સુષુપ્તિમા વૃત્તિનો લય અભાવમા થાય છે, જ્યારે (અદ્વૈતાવસ્થાનરૂપ નિર્વિકલ્પ) સમાધિમા વૃત્તિનો લય ભાવમા (i. e. બ્રહ્મમા) થાય છે; સુષુપ્તિમા વૃત્તિનો લય અજ્ઞાનમા થાય છે, જ્યારે (અદ્વૈતાવસ્થાનરૂપ નિર્વિકલ્પ) સમાધિમા વૃત્તિનો લય જ્ઞાનમા (i. e. બ્રહ્મમા) થાય છે, સુષુપ્તિમા વૃત્તિનો લય તામસ્‌મા થાય છે, જ્યારે (અદ્વૈતાવસ્થાનરૂપ નિર્વિકલ્પ) સમાધિમા વૃત્તિનો લય શુદ્ધસત્ત્વમા અરે ! નિર્ગુણમા (i. e બ્રહ્મમા) થાય છે; સુષુપ્તિમા વૃત્તિનો લય પ્રકૃતિમા – માયામા થાય છે, જ્યારે (અદ્વૈતાવસ્થાનરૂપ નિર્વિકલ્પ) સમાધિમા વૃત્તિનો લય બ્રહ્મમા થાય છે. એટલા માટે જ આચાર્ય ભગવાન્ (શ્રીશંકરાચાર્ય પ્રભુ) કહે છે કે :—

"भाववृत्त्या हि भावत्वं, शून्यवृत्त्या हि शून्यता ।
ब्रह्मवृत्त्या हि पूर्णत्वं, तस्मात् पूर्णत्वमभ्यसेत् ॥"

[ इति 'अपरोक्षानुभूतिः', श्लो० १२९. ]

**અર્થ** :—"ભાવવૃત્તિ (એટલે કે ઘટાદિ–આકારવૃત્તિ) વડે ભાવત્વ (i. e. તન્મયત્વ) જ [થાય છે], શૂન્યવૃત્તિ (i. e. અભાવવૃત્તિ)થી શૂન્યતા (જડતા) જ [થાય છે], [અને] બ્રહ્મવૃત્તિ (i. e. બ્રહ્માકારવૃત્તિ) વડે પૂર્ણત્વ (i. e. બ્રહ્મત્વ) જ [પ્રાપ્ત થાય છે]: માટે પૂર્ણત્વનો અભ્યાસ કરવો." [ઇતિ 'અપરોક્ષાનુભૂતિ', શ્લોક ૧૨૯.]

['સુષુપ્તિ' એ સ્વાભાવિક હોવાથી સર્વને જ – દરેકને જ પ્રાપ્ત છે, જ્યારે 'સમાધિ' તો પ્રયત્નસાધ્ય હોવાથી કોઇકને જ – વિરલાને જ પ્રાપ્ત છે. 'સુષુપ્તિ' એ ઘોર તમોગુણની અવસ્

આકારે વૃત્તિ માત્ર રહે છે, તેને '**શબ્દ અનનુવિદ્ધ સવિકલ્પ સમાધિ**' કહે છે. શબ્દ અનનુવિદ્ધ વૃત્તિ જેમ જેમ

---

જ્યારે આવી આ 'સમાધિ' તો કેવળ વિશુદ્ધ સત્ત્વગુણ – ત્રિગુણાતીત – નિર્ગુણની અવસ્થા – પરિણામ છે. તમોગુણની અવસ્થા હોવાથી સુષુપ્તિના જડતા અ છે, તથી જાગી ઉઠયા પછી શરીર ભારે-ભારે લાગે છે, મનમા ને મુખમા પ્રફુલ્લતાનો અભાવ હોય છે અને વળી વૃત્તિનો લય અજ્ઞાનમા હોવાથી સુષુપ્તિકાળમા માણસને પોતાના શરીરાદિકની સભાળ રહેતી નથી, જ્યારે સમાધિમા તો યોગીને એથી વિપરીત જ બધુ હોય છે એ પ્રમાણે 'સુષુપ્તિ' અને 'સમાધિ' વચ્ચે ગર્ભિતે આસ્માન-જમીન જેટલા ભેદ છે ]

વળી 'બાહ્ય'-'આન્તર' ભેદથી પણ **નિર્વિકલ્પ સમાધિ** બે પ્રકારની છે મૂર્તિ આદિક બાહ્ય આલબનના ચિંતનથી જે થાય છે, તે '**બાહ્ય નિર્વિકલ્પ સમાધિ**' અને સર્વાન્તર અદ્વૈત બ્રહ્મના ચિન્તનથી જે થાય છે, તે '**આન્તર નિર્વિકલ્પ સમાધિ**' કહેવાય છે તેમા **આન્તર** નિર્વિકલ્પ સમાધિના પાછા બે ભેદ છે : (૧) '**સાક્ષાત્કારરૂપ**' અને (૨) '**અસાક્ષાત્કારરૂપ**'. ગુરુમુખદ્વારા અર્થસહિત મહાવાક્યના શ્રવણ-મનન-નિદિધ્યાસનરૂપ વિચારપૂર્વક અદ્વૈત બ્રહ્મનુ ચિંતન કરીને બ્રહ્મ-આત્માની એકતાના અપરોક્ષજ્ઞાનસહિત થાય છે, તે '**સાક્ષાત્કારરૂપ આન્તર નિર્વિકલ્પ સમાધિ**' છે, અને ગુરુમુખદ્વારા અર્થસહિત મહાવાક્યના શ્રવણ-મનન-નિદિધ્યાસનરૂપ વિચારપૂર્વક અદ્વૈત બ્રહ્મનુ ચિંતન કરીને પણ બ્રહ્મ-આત્માની એકતાના પરોક્ષજ્ઞાનસહિત જે થાય, તે '**અસાક્ષાત્કારરૂપ આન્તર નિર્વિકલ્પ સમાધિ**' છે તેમા 'અસાક્ષાત્કારરૂપ' જે છે, તે 'સાક્ષાત્કારરૂપ'નુ સાધન છે તેથી તેનો નિદિધ્યાસનમા અન્તર્ભાવ છે, પૃથક્ સાધન નથી [ ત્રિપુટીના ભાનસહિત જે સવિકલ્પ સમાધિ, તે જ **નિદિધ્યાસન** છે ] 'સાક્ષાત્કારરૂપ' જે સમાધિ છે, તે એક ક્ષણ વિષે ઉદય પામે છે, બીજે ક્ષણે સ્થિર થઇ આવરણભગનો પ્રારંભ કરે છે અને ત્રિજે ક્ષણે આવરણનો ભગ કરે છે બાદ **જીવન્મુક્તિ** સિદ્ધ કરે છે. એ પ્રમાણે નિર્વિકલ્પ સમાધિ જ્ઞાનનો હેતુ છે.

જ્ઞાન બે પ્રકારના છે એક '**પરોક્ષજ્ઞાન**' અને બીજુ '**અપરોક્ષજ્ઞાન**'. તેમા 'અપરોક્ષજ્ઞાન'નુ નામ '**સાક્ષાત્કાર**' છે. એમા

સત્ત્વપ્રધાન થતી જાય છે, તેમ તેમ સૂક્ષ્મતાને પામે છે; જ્યારે શુદ્ધસાત્ત્વિક થાય છે, ત્યારે આવરણનો ભગ કરે છે. વૃત્તિની આ

પંચદશી (ચિત્રદીપ પ્રકરણ ૬, શ્લોક ૧૧) નું પ્રમાણ છે કેઃ— "**अस्ति ब्रह्मेति चेद्वेद परोक्षज्ञानमेव तत् । अहं ब्रह्मेति चेद्वेद साक्षात्कारः स उच्यते ॥**" (અર્થ :—) "'બ્રહ્મ છે' એમ [અવાન્તરવાક્યતા કરીને] જો જાણે, [તો] તે **'પરોક્ષજ્ઞાન'** જ [છે], 'હું બ્રહ્મ [છુ]' એમ [મહાવાક્યતા કરીને] જો જાણે, [તો] તે **'સાક્ષાત્કાર'** કહેવાય છે."

હવે, નિર્વિકલ્પ સમાધિના અભ્યાસપૂર્વક એવું સાક્ષાત્કારરૂપ જ્ઞાન (અપરોક્ષજ્ઞાન) થયા પછી, આવરણના ભગ કે જીવન્મુક્તિની સિદ્ધિ માટે પુન: (નિર્વિકલ્પ સમાધિરૂપ યાને નિદિધ્યાસનરૂપ) સાધનની જરૂર રહેતી નથી. [અહીંઆ સાધનની (નિદિધ્યાસનની) અવાધ – પરિસમાપ્તિ થાય છે.] જેમ ઘટનો સાક્ષાત્કાર થયો કે તત્કાળ જ ઘટનો આવરણભગ થાય છે, પછી તે માટે ચિત્તનિરોધનુ પ્રયોજન રહેતુ નથી, તેમ બ્રહ્મનો સાક્ષાત્કાર ('**अहं ब्रह्मास्मि**'રૂપ દૃઢનિશ્ચયાત્મક અપરોક્ષજ્ઞાન) થયે આવરણ-ભંગ કે જીવનમુક્તિ-સિદ્ધિ માટે ફરી હઠ કરીને ચિત્તવૃત્તિનો નિરોધ કરવાનુ પ્રયોજન નથી: કેમ કે સાક્ષાત્કાર થતા જ સ્વાભાવિક રીતે તે પ્રાપ્ત થાય છે, એવું છે તોપણ પશ્ચાત્ સપ્તમ (સાતમી) ભૂમિકા પર્યન્ત જે વૃત્તિનો નિરોધ કરવાનો છે, તે વાસનાક્ષય અને મનોનાશ (મનના સ્થૂળભાવની નિવૃત્તિ) દ્વારા જીવન્મુક્તિનો વિલક્ષણ આનન્દ – અપૂર્વ સુખ મેળવવા (અનુભવવા) માટે છે. કારણ કે જીવન્મુક્તિનો વિલક્ષણ આનન્દ બાહ્ય પ્રવૃત્તિમા અનુભવાતો નથી, કિંતુ નિવૃત્તિમા જ અનુભવાય છે. તેથી જ જ્ઞાનોત્તરકાળમા પણ ચિત્તવૃત્તિનિરોધરૂપ યોગ – સમાધિ કરવાની છે.

જ્ઞાનીની બાહ્ય પ્રવૃત્તિ જીવન્મુક્તિની વિરોધી નથી; કિંતુ જીવન્મુક્તિના વિલક્ષણ સુખની વિરોધી છે. આત્મા નિત્ય મુક્ત છે, અવિદ્યા (અજ્ઞાન)થી બધ પ્રતીત થાય છે. સમ્યગ્ જ્ઞાન થાય છે કે તેજ વખતે — તત્કાળ જ અવિદ્યાકૃત બંધભ્રમ નષ્ટ થાય છે, ફરી બધ-ભ્રાન્તિ થતી નથી. શરીરવાળા એટલે કે જીવિતાવસ્થાવાળા જ્ઞાનીને બંધભ્રમનો જે અભાવ, તેજ '**જીવન્મુક્તિ**' કહેવાય છે. (જીવતાં જ મુક્તિ, તે 'જીવન્મુક્તિ' અને પ્રારબ્ધક્ષય થતા દેહ છુટયા "

ક્રિયાને 'લક્ષ્યવેધ' કહે છે. મતલબ કે 'શબ્દાનુવિદ્ધ સવિકલ્પ સમાધિ'ને જ 'લક્ષ્યવેધ' કહે છે.

તે (શબ્દાનુવિદ્ધ સવિકલ્પ સમાધિરૂપ લક્ષ્યવેધ) પછી પેલા (ઉપરોક્ત મળ મંત્રમાના) બાણની પેઠે વૃત્તિની **તન્મયતા** (લક્ષ્યરૂપ બ્રહ્મમા – આત્મામા નિશ્ચળ સ્થિતિ), તે જ **'નિર્વિકલ્પ સમાધિ'** છે

વળી એક વાત ખાસ સમજવા જેવી (અગત્યની) છે કે **(પ્રશ્ન :—)** " શાસ્ત્ર [ ગીતા " **योगी युंजीत सततम्.........'** (અ૦ ૬, શ્લો૦ ૧૦માંમા), " **अनन्यचेताः सततम्.........'** (અ૦ ૮, શ્લો૦ ૧૪માંમા) એમ અનેક સ્થળે અનેકવાર તેમજ અન્ય પણ અનેક ગ્રન્થ ] **નિરંતર** બ્રહ્માકાર વૃત્તિ કરવાનું કહે છે, તો તે કેમ બની શકે વારુ ? આસન વાળીને – આસન કરીને તો વધુમાં વધુ અમુક જ કલાક બ્રહ્માકાર વૃત્તિ થઇ શકે તેમ છે : તો બાકીના વખતમા હરતા-ફરતા પણ વૃત્તિ બ્રહ્માકાર કરવી જોઇએ, તે

---

જે મુક્તિ, તે 'વિદેહમુક્તિ' કહેવાય છે.)

દેહાદિકની પ્રવૃત્તિ થાય કે નિવૃત્તિ થાય, તેમા જ્ઞાનીને – જીવન્મુક્તને બંધભ્રાન્તિ આત્મા વિષે કદાપિ થતી નથી; માટે બાહ્ય પ્રવૃત્તિથી પણ (જીવન્મુક્તની) જીવન્મુક્તિ કંઇ દૂર થતી નથી – જીવન્મુક્તિમા કંઇ વાંધો આવતો નથી : તોપણ બાહ્ય પ્રવૃત્તિમા જીવન્મુક્તને, જીવન્મુક્તિનું જે ખાસ એક વિલક્ષણ સુખ છે, તે મળતું નથી – અનુભવાતું નથી તે તો એકાગ્રતારૂપ અન્તઃકરણના પરિણામમા એટલે કે નિરોધભૂમિકારૂપ સમાધિ અવસ્થામાં જ મળે છે – અનુભવાય છે. તે એકાગ્રતાપરિણામ બાહ્ય પ્રવૃત્તિમા બને નહિ; કિંતુ નિવૃત્તિમાં યાજ્ઞવલ્ક્યઆદિની પેઠે સર્વસંગ્રહના ત્યાગરૂપ – વિદ્વત્સંન્યાસરૂપ નિવૃત્તિમા જ, થઇ શકે છે.

વળી જ્ઞાનીપુરુષોના વ્યવહાર પ્રારબ્ધભેદથી નાનાપ્રકારના હોય છે : જેના પ્રારબ્ધ અધિક પ્રવૃત્તિનો હેતુ હોય છે, તેનાં **'મંદપ્રારબ્ધ'** કહેવાય છે, એટલે કે અધિક પ્રવૃત્તિવાળા જ્ઞાની **'મંદપ્રારબ્ધવાન્'** કહેવાય છે; અને જેનાં પ્રારબ્ધ અલ્પ પ્રવૃત્તિ યાને અધિક નિવૃત્તિનો હેતુ હોય છે, તે **'વિશેષ પ્રારબ્ધવાળા'** જ્ઞાની કહેવાય છે. અધિક પ્રવૃત્તિ એકાગ્રતાની વિરોધી છે, અને એકાગ્રતા વિના નિરુપાધિક બ્રહ્માનંદ – જીવન્મુક્તિનું પૂર્ણ સુખ — વિલક્ષણ સુખ – અપૂર્વ આનંદ પ્રતીત થાય નહિ – અનુભવાય નહિ. ॥ ૐ ॥

શી રીતે ?" (જવાબ :—) " તે (બ્રહ્માકાર વૃત્તિ) 'દશ્યાનુવિદ્ધ સવિકલ્પ સમાધિ'ની રીતિથી કરવી

" सविकल्पोऽविकल्पश्च समाधिर्द्विविधो हृदि ।
दृश्यशब्दानुवेधेन सविकल्प पुनर्द्विधा ॥"

[इति भगवान् श्रीमच्छंकराचार्य–'वाक्यसुधा'–श्लो० २१]

**અર્થ** — "'સવિકલ્પ' અને 'નિર્વિકલ્પ' [એમ] **સમાધિ** બે પ્રકારની હૃદયમા [થાય છે] [તેમા] દશ્ય-શબ્દાનુવેધથી (એટલે કે, 'દશ્યાનુવેધ' અને 'શબ્દાનુવેધ'થી) '**સવિકલ્પ**' વળી બે પ્રકારની [છે]" [ઇતિ ભગવાન્ શ્રીમત્ શંકરાચાર્ય–'વાકયસુધા'–શ્લો૦ ૨૩]

'**દશ્યાનુવિદ્ધ સવિકલ્પ સમાધિ**' બે પ્રકારની છે : **બાહ્ય** તથા **આન્તર**. માડૂક્ય શ્રુતિ કહે છે કે, " **ओमित्येतदक्षरमिदं सर्वम्** "—"'ૐ' આ પ્રકારનો આ અક્ષર આ બધુ છે અર્થાત્ પ્રત્યક્ષ પ્રમાણના વિષયભૂત આ બધુ જગત્ ૐકાર રૂપ છે." છાન્દોગ્ય શ્રુતિ કહે છે કે, "**सर्वं खल्विदं ब्रह्म तज्जलानिति शान्त उपासीत**"—"આ સર્વ (નામરૂપાત્મક જગત્) નિશ્ચય કરીને બ્રહ્મ છે, [કારણ કે આ જગત્] તેમાથી ઉપજેલુ, તેમા લય પામ નારૂ ને તેમા સ્થિત છે [તેથી] શાંત [થઇ] (એટલે કે શમ–દમાદિ સાધન સપન્ન થઇ) [તેની] ઉપાસના કરવી " એટલે કે નામ–રૂપનો પરિત્યાગ કરી અસ્તિ–ભાતિ–પ્રિયરૂપ જે બ્રહ્મ છે, તેની સાથે વૃત્તિને જોડવી [**अस्ति भाति प्रियं चेति नाम रूपेति पंचकम् । आद्यं त्रयं ब्रह्मरूपं मायारूपं** (અગર **जगद्रूपं**) **ततो द्वयम्** ॥" (**इति वाक्यसुधायाम्**) "'અસ્તિ,' 'ભાતિ,' 'પ્રિય', 'નામ' ને 'રૂપ',—એ પાચ [વસ્તુ] છે, તેમા આદિના ત્રણ (અસ્તિ, ભાતિ ને પ્રિય) છે, એ બ્રહ્મનુ રૂપ (સ્વરૂપ) છે અને તે પછીના (બાકીના) બે (નામ ને રૂપ) છે, એ માયાનુ (અગર જગતનુ) રૂપ (સ્વરૂપ) છે" મતલબ કે, આ જગત્ તેમજ આ જગતની એક એક સામગ્રી (વસ્તુ) ઉપરોક્ત (અસ્તિ, ભાતિ, પ્રિય, નામ અને રૂપ :—એ) પાચ વસ્તુમય જ છે : તેમા 'નામ' અને 'રૂપ', — એ બે વસ્તુ માયારૂપ છે, એટલેજ તે મિથ્યા – કલ્પિત – ભ્રમરૂપ છે, તેથી જ તેનો બાધ થાય છે — દઢ મિથ્યાત્વનિશ્ચય કરવામા આવે છે અને તેમ હોવાથી જ તેનો તિરસ્કાર કરવો એટલે કે તેની સાથે વૃત્તિને ન જોડવી; પરંતુ 'અસ્તિ', 'ભાતિ',

અને 'પ્રિય' ('સત્', 'ચિત્' અને 'આનંદ'—'Existence', 'Knowledge' and 'Bliss'), — એ ત્રણ વસ્તુ બ્રહ્મરૂપ છે, એટલે જ તે સત્ય – અકલ્પિત – અકૃત્રિમ છે અને તેથી જ તેનો બાધ કદાપિ થતો નથી, 'નામ-રૂપ' અંશનો બાધ કરતાં અગર બાધ થયે અધિષ્ઠાનરૂપે તે અવશિષ્ટ રહે છે, બસ તેનીજ સાથે વૃત્તિને જોડવી.] — એ '**બાહ્ય દૃશ્યાનુવિદ્ધ સવિકલ્પ સમાધિ**' છે. આ ઉપર દૃષ્ટાન્ત **મત્સ્યવેધનું** છે અને તે એ પ્રમાણે છે કે :—

'મત્સ્યવેધ' માટે એવું ગોઠવવામાં આવેલું હતું—એવી રચના રચવામાં આવેલી હતી કે, એક પાણીના કુંડમાં વચ્ચોવચ્ચ એક સ્તંભ ઉભો કરવામાં આવેલો હતો અને તે સ્તંભની વચમાં એક ત્રાજવું ગોઠવવામાં આવેલું હતું, તે ત્રાજવાના પલ્લામાં ઉભા રહી શરીર સમતોલ રાખી સ્તંભના ઉપલા ભાગમાં એક સુવર્ણમત્સ્ય ટાંગવામાં આવેલો હતો, જે ગોળ ફર્યા કરતો હતો, તે ફર્યા કરતા મત્સ્યનું પ્રતિબિંબ પાણીમાં પડતું હતું, તે પ્રતિબિંબ ઉપર લક્ષ્ય જમાવી મત્સ્યવેધ કરવાનો હતો. તે પ્રમાણે શરીર સમતોલ રાખી અર્જુને તીર ફેંક્યુ અને મત્સ્યનો વેધ કર્યો...... ......

દૃષ્ટાંતમાં, — નેત્રેન્દ્રિયનો સંબંધ પ્રતિબિંબ સાથે અને વૃત્તિનો સંબંધ બિંબ સાથે થયો; તેમ સિદ્ધાંતમાં, — પ્રતિબિંબરૂપ 'નામ-રૂપ'ની સાથે નેત્રનો સંબંધ અને બિંબરૂપ 'અસ્તિ-ભાતિ-પ્રિય'ની સાથે વૃત્તિનો સંબંધ થાય છે. માટે 'નામ-રૂપ'ની સાથે નેત્રને જોડીને 'અસ્તિ-ભાતિ-પ્રિય'રૂપ બ્રહ્મની સાથે વૃત્તિને જોડવી. મતલબ કે, નામ-રૂપાત્મક આ જગતને પ્રત્યક્ષ આંખો વડે (ચર્મ ચક્ષુથી – આ સ્થૂલ દૃષ્ટિથી) જોવા છતાં બુદ્ધિરૂપી નેત્રોથી (વિચારદૃષ્ટિથી – વિવેકદૃષ્ટિથી) એવા એજ જગતનું મૂળસ્વરૂપ – અધિષ્ઠાનસ્વરૂપ જે અસ્તિ-ભાતિ-પ્રિયરૂપ બ્રહ્મ છે, તેને જોવું – જોતા શીખવું. આ ચિત્ર-વિચિત્ર જગતની અંદર 'ૐ' જોવો. દરેકમા એક મોહન મોરલીવાળા શ્યામસુંદર નટવરરાય શ્રીકૃષ્ણ **કનૈયાલાલને** જ જોવા. અરે! કુરૂપ-કદ્રૂપ આ જ વ્યક્તિમાં સર્વાંગસુન્દર **સનમસરકારનો** દિદાર – ઝળકો નજરભર જોયા કરવો. બસ એ જ '**બાહ્ય દૃશ્યાનુવિદ્ધ સવિકલ્પ સમાધિ**'નું સ્વરૂપ. [ એ પ્રમાણે સર્વત્ર – સર્વમાં બ્રહ્મભાવના કરતાં કરતા કાળે કરીને અભ્યાસના પરિપાકબળથી આ જ આંખે **બ્રહ્મ – ૐ – શ્રીકૃષ્ણકનૈયા**

–સનમસ્કાર દેખાયા કરે. બ્રમ તે વખતે દશ્યવસ્તુ (નામ-રૂપાત્મક જગત્) સમ્યક્ બાધ પામીને રહે છે જેની ભાવના સુદૃઢ થાય, તે જ વસ્તુ નજરે દેખાયા કરે – નજર આગળ તર્યા કરે અને તદ્વ્યતિરિક્ત (તદ્ભિન્ન) વસ્તુ ન દેખાય, એ સ્વાભાવિક અને સ્વાનુભવગમ્ય સુસિદ્ધ વાત છે એવુ થાય, ત્યારે એને 'સિદ્ધદશા' કહે છે. અભ્યાસના પરિપાક વડે નામ-રૂપના અવલબન સિવાય પણ વૃત્તિ બ્રહ્માકાર થઇ શકે છે, એટલે કે અસ્તિ-ભાતિ-પ્રિયરૂપ બ્રહ્મનુ ધ્યાન કરી શકે છે. ]

હવે '**આન્તર દૃશ્યાનુવિદ્ધ સવિકલ્પ સમાધિ**', અત કરણમા ઉદતી વૃત્તિઓના સાક્ષીપણાવડે આત્માનુ ધ્યાન કરવુ, તે છે. અર્થાત્ અતરમા (સારી-નઠારી) અનેક વૃત્તિઓનો ઉદ્ભવ કે પ્રચાર હોવા છતા અને તેથી કરીને મન વિક્ષેપ અનુભવતુ હોવા છતાય આત્મા (હુ – પોતે) તો હમેશા જ સાક્ષી છે અને તેમ હોવાથી જ કૂટસ્થ – નિર્વિકાર છે, કામાદિક ચિત્તવૃત્તિરૂપ તમામ દૃશ્યવસ્તુથી દ્રષ્ટારૂપ આત્મા સદૈવ ભિન્ન જ છે, એમ જાણવુ તથા તે પ્રમાણે વર્તવુ – કૃતિમા (અમલમા) મૂકવુ, એટલે કે આત્માનુ (પોતાનુ) સાક્ષીપણુ – દ્રષ્ટાપણુ કદાપિ ભૂલવુ નહિ વિરોધી અનાત્મ વૃત્તિઓ વડે થયેલ ચિત્તક્ષોભ – ચિત્તવિક્ષેપ વખતે પણ 'હુ અવિક્ષિપ્ત – શાત – સાક્ષી – કૂટસ્થ – આત્મા છુ' ('अह ब्रह्मास्मि') એવી ભાવનામા – એવી વૃત્તિમા – એવા વિચારમા રહેવુ. ગમે તેટલા મોજા ને તોફાન તથા ભરતી-ઓટ થયા કરે, તેથી દરિયાને શુ? તેમ ગમે તેટલી સુખ-દુ:ખાદિક (ક્લિષ્ટ-અક્લિષ્ટરૂપ) વિરોધી વૃત્તિઓનો પ્રચાર કે ક્ષોભ અંત કરણમા થયા કરે, તેથી મુજ શાત – સાક્ષી – કૂટસ્થ – આત્માને શુ?

"शोकमोहादयो धर्मा अहंकारस्य नात्मन ।
प्राणस्य क्षुत्पिपासे च जन्ममृत्यू शरीरगौ ॥"

(**અર્થ :—**) "શોક-મોહાદિ (હર્ષ-શોક – સુખ-દુ ખ, ભય, ક્રોધ, લોભ, મોહ, સ્પૃહા વગેરે) અહકારના ધર્મ, ક્ષુધા-પિપાસા પ્રાણના (ધર્મ) અને જન્મ-મૃત્યુ દેહના (ધર્મ) [છે], આત્માના નહિ." આત્મા તો પડ્ર્મિથી રહિત, પ્રકૃતિ તથા પ્રકૃતિના ધર્મથી પર, શાત, પ્રત્યક્ચૈતન્ય (સાક્ષી) સ્વરૂપ, કૂટસ્થ (નિર્વિકાર) છે બસ સર્વકાળ એવી ભાવના (આત્મભાવના) કરવી એજ '**આન્તર દૃશ્યાનુવિદ્ધ સવિકલ્પ સમાધિ**'નુ સ્વરૂપ છે.

"कामाद्याश्चित्तगा दृश्यास्तत्साक्षित्वेन चेतनम्।
ध्यायेद्दृश्यानुविद्धोऽयं समाधिः सविकल्पकः॥"

[इति श्रीमच्छंकराचार्य-'वाक्यसुधा'-श्लो० २४.]

અર્થ:—"કામાદિ ચિત્તવૃત્તિરૂપ (સઘળું) દૃશ્ય [છે] [તેમનાથી ભિન્ન] ચેતનનું તેઓના સાક્ષિપણા વડે ધ્યાન કરવું,– એ 'દૃશ્યાનુવિદ્ધ સવિકલ્પ સમાધિ' [છે]." ("સર્વ દૃશ્ય છે" અને 'હું સર્વ દૃશ્યવસ્તુથી ભિન્ન દ્રષ્ટા – સાક્ષી છું" – એવી ભાવના કે ખાત્રી કરવી, એ જ 'આન્તર દૃશ્યાનુવિદ્ધ સવિકલ્પ સમાધિ'નું સ્વરૂપ છે) [ઇતિ શ્રીમત્શંકરાચાર્ય– 'વાક્યસુધા' – શ્લો૦ ૨૮]

અહીં આગળ સાથે ધ્યાનમાં રાખવું કે, જ્યાંસુધી 'શબ્દાનુવિદ્ધ સવિકલ્પ સમાધિ' સિદ્ધ ન થઈ હોય, ત્યાંસુધી 'દૃશ્યાનુવિદ્ધ સવિકલ્પ સમાધિ' કરવા જાય તો તે થઈ શકે નહિ. 'શબ્દાનુવિદ્ધ' યત્કિંચિત્ સિદ્ધ થયા પછી, સાથે સાથે 'દૃશ્યાનુવિદ્ધ'નો અભ્યાસ કરવો જોઈએ. માટે પ્રથમ 'શબ્દાનુવિદ્ધ'નો અભ્યાસ – અનુષ્ઠાન બરાબર કર્યા પછી જ 'દૃશ્યાનુવિદ્ધ'નો અભ્યાસ કરવો.

આવી રીતે પ્રબળ પુરુષાર્થ – દીર્ઘ પ્રયત્ન (અભ્યાસ) કરતાં કરતાં ક્રમે કરીને ધ્યાનની પરિપક્વાવસ્થા થાય છે. ધ્યાનની પરિપક્વાવસ્થાને 'સવિકલ્પ સમાધિ' કહે છે. સવિકલ્પ સમાધિની પરિપક્વાવસ્થાને 'નિર્વિકલ્પ સમાધિ' કહે છે. તે 'નિર્વિકલ્પ સમાધિ'નું સ્વરૂપ નીચે પ્રમાણે છે :—

"स्वानुभूतिरसावेशाद्दृश्यशब्दावुपेक्ष्य तु।
निर्विकल्पः समाधिः स्यान्निवातस्थितदीपवत्॥"

[इति श्रीमच्छंकराचार्य-'वाक्यसुधा'-श्लो० २६.]

અર્થ:—"સ્વાનુભવરૂપ રસ (આનંદ)ના આવેશથી 'દૃશ્ય' અને 'શબ્દ' (અ૦ ઉપરોક્ત 'દૃશ્યાનુવિદ્ધ' અને 'શબ્દાનુવિદ્ધ' સવિકલ્પ સમાધિ)ને પણ ઉપેક્ષી (તજી), 'નિર્વિકલ્પ સમાધિ' વાયુરહિત સ્થળે [સ્થિત] દીવાની પેઠે થાય છે" [ઇતિ શ્રીમત્ શંકરાચાર્ય–'વાક્યસુધા'–શ્લો૦ ૨૬.]

"यदा पञ्चावतिष्ठन्ते ज्ञानानि मनसा सह।
बुद्धिश्च न विचेष्टते तामाहुः परमां गतिम्॥
तां योगमिति मन्यन्ते स्थिरामिन्द्रियधारणाम्।
...... × × × ×.........

[इति 'कठोपनिषद्, षष्ठी वल्ली, मन्त्र ११-१२]

**અર્થ** :—"જ્યારે (શ્રોત્રાદિ) પાંચ જ્ઞાનેન્દ્રિયો મન સહિત નિવૃત્તવ્યાપારવાળી (સ્થિર) હોય છે, અને બુદ્ધિ [પણ] વ્યાપારવાળી નથી હોતી, [ત્યારે] તેને [યોગીઓ] પરમ ગતિ (પરમાનંદસ્વરૂપ આત્માના ભાનનુ ઉત્કૃષ્ટ સાધનરૂપ) કહે છે [વળી] તે સ્થિર (લય-વિક્ષેપ-કષાય-રસાસ્વાદાદિ વિઘ્નો કરીને અકસ્માત્ એટલે કે ડગી ગયેલ નથી – ચલાયમાન થઇ ગયેલ નથી એવી) ઇન્દ્રિયો (જ્ઞાનેન્દ્રિયો-મન-બુદ્ધિ)ની ધારણાને યોગ એમ [યોગીઓ] માને છે (કહે છે) × × × × × × × × × [ઇતિ 'કઠોપનિષત્,' વલ્લી ૬, મંત્ર ૧૧-૧૨]

"**जीवात्मपरमात्मैक्यावस्था त्रिपुटीरहिता परमानन्दस्वरूपा शुद्धचैतन्यात्मिका समाधिः।**"

**[इति '*महावाक्यरत्नावलि*', दशम प्रकरणम्]**

**અર્થ** :—"જીવાત્મા-પરમાત્માની ઐક્યાવસ્થા ત્રિપુટીરહિત પરમાનંદસ્વરૂપ શુદ્ધચૈતન્યાત્મક **સમાધિ** [છે]." [ઇતિ 'મહાવાક્યરત્નાવલિ', પ્રકરણ ૧૦]

"**ध्यातृध्याने परित्यज्य क्रमाद्ध्येयैकगोचरम्।**
**निवातदीपवच्चित्तं समाधिरभिधीयते ॥**"

[इति 'पञ्चदशी', तत्त्वविवेकप्रकरणम् १, श्लो० ५५]

**અર્થ** :—"[નિદિધ્યાસનમાં (સવિકલ્પ સમાધિમાં) ધ્યાતા-ધ્યાન-ધ્યેય એ ત્રણ (ત્રિપુટી)નો ભાન હોય છે, જ્યારે અભ્યાસ વશાત્ – અભ્યાસબળથી] ચિત્ત ધ્યાતા અને ધ્યાનને ક્રમથી પરિત્યાગ કરી એક ધ્યેયને જ વિષય કરીને રહે, અને વાયુરહિત પ્રદેશમાં સ્થિત દીવો જેમ નિશ્ચલ હોય છે, તેમ હોય ત્યારે તે (નિદિધ્યાસનની પરિપાકદશારૂપ) **સમાધિ** કહેવાય છે"—(એ '**અદ્વૈતભાવનારૂપ નિર્વિકલ્પ સમાધિ**'નુ સ્વરૂપ છે) [ઇતિ 'પંચદશી', તત્ત્વ વિવેકપ્રકરણ ૧, શ્લોક ૫૫]

"**मनसो वृत्तिशून्यस्य ब्रह्माकारतया स्थितिः।**
**याऽसंप्रज्ञातनामाऽसौ समाधिरभिधीयते ॥**"

[इति योगशास्त्रे]

**અર્થ** :—"વૃત્તિશૂન્ય મનની જે બ્રહ્માકારતા વડે સ્થિતિ, તે **અસંપ્રજ્ઞાત (નિર્વિકલ્પ) સમાધિ** કહેવાય છે"

[ઇતિ યોગશાસ્ત્રમાં]

"सलिले सैन्धवं यद्वत्साम्यं भजति योगतः ।
तथात्ममनसोरैक्यं समाधिरभिधीयते ॥"

"यत्समत्वं तयोरत्र जीवात्मपरमात्मनोः ।
समस्तनष्टसंकल्पः समाधिरभिधीयते ॥"

[इति 'महावाक्यरत्नावलि', दशमं प्रकरणम् ]

**અર્થ**:—"પાણીમાં સિંધવ (મીઠું) [પડવાથી] જેમ (પાણી અને મીઠું) એ બે [એક] થઈ જાય છે, તેમ આત્મા અને મનનું [જે] ઐક્ય [તે] સમાધિ કહેવાય છે" [અહીં ખાસ સમજવા જેવી એક બાબત છે કે, પાણી સાથે મીઠું એકમેક થઈ ગયા પછી – પાણીમાં મીઠું ભળી ગયા પછી પાણી જ એકલું અવશિષ્ટ રહે છે અને મીઠાનું પણ અસ્તિત્વ રહે છે, પણ તે પાણીરૂપે જ રહે છે, પૃથક્‌પણે નહિ, એજ પ્રમાણે નિર્વિકલ્પ સમાધિમાં મન આત્મામાં એક થઈ ગયા પછી આત્મા એકલો જ અવશિષ્ટ રહે છે અને તે કાળે મનનું જે અસ્તિત્વ રહે છે તે પણ આત્મારૂપે જ રહે છે, જૂદાપણે નહિ મનનમ્ક સર્વના અધિષ્ઠાનરૂપ આત્મા, જે નિર્વિકલ્પ સમાધિદશામાં અવશિષ્ટ રહે છે, તે જ એક સત્ય વસ્તુ છે, તેનું દર્શન – તેનો સાક્ષાત્કાર પ્રત્યક્ષપણે નિર્વિકલ્પ સમાધિઅવસ્થામાં નિશ્ચે જ થાય છે એ પ્રમાણે જ્ઞાનદશામાં વિવેકવિચાર વડે સર્વ દ્વૈતપ્રપંચનો – દૃશ્યપદાર્થનો બાધ (મિથ્યાત્વનિશ્ચય) થતાં આખરે જે એક બ્રહ્મચૈતન્ય અધિષ્ઠાન પણાએ અવશિષ્ટ રહે છે, જ્ઞાનીઓ બસ ! તેમાં જ મ્હાલે છે, તેના જ પ્રત્યક્ષ દર્શન કરે છે – સાક્ષાત્કાર કરે છે એજ એક પરમ સત્ય વસ્તુ છે – પરમાર્થતત્ત્વ છે એનું જ નામ "ब्रह्म सत्य जगन्मिथ्या" = "બ્રહ્મ સત્ય છે અને જગત્ મિથ્યા છે" ]

"[ઉપરના શ્લોકમાંના દૃષ્ટાંતમાં] તે બેનું (સલિલ અને સૈન્ધવનું) જે સમત્વ [છે], [તે સમત્વ] અહીં (દાર્ષ્ટાન્તમાં) જીવાત્મા અને પરમાત્માનું [સમજવું], [અને] સઘળા સંકલ્પો નષ્ટ [થવારૂપ જે સમત્વ, તે] **સમાધિ** કહેવાય છે" [ઇતિ 'મહાવાક્યરત્નાવલિ', પ્રકરણ ૧૦]

× × × × × ×

—— × × ॐ × × ——

## ( ॥ દીર્ઘ પ્રણવોચ્ચાર-સાધન ॥ )

(૫) " युद्धतत्त्वेन धीदोषशून्येनैकान्तवासिना ।
दीर्घं प्रणवमुच्चार्य मनोराज्यं विजीयते ॥
जिते तस्मिन्वृत्तिशून्यं मनस्तिष्ठति मूकवत् ।
एतत्पदं वसिष्ठेन रामाय बहुधेरितम् ॥ "

[ इति श्रीविद्यारण्य स्वामी – ' पंचदशी ' – द्वैतविवेकप्रकरणम् ४ – श्लो० ६२–६३. ]

અર્થ :—"[ બ્રહ્મ–આત્માનુ ઐક્યરૂપ ] તત્ત્વ જાણનાર, [ કામ–ક્રોધાદિરૂપ ] બુદ્ધિ–દોષરહિત, [ અને ] એકાન્તવાસી [ પુરુષ ] વડે દીર્ઘ – લાંબા ( ૬ કે ૧૨, અગર તેથી પણ વધુ, એટલે કે છ–છથી ક્રમશઃ વધતા, ૧૮, ૨૪, ૩૦, ૩૬ વગેરે માત્રાવાળા ) પ્રણવ ( ૐકાર )નો ઉચ્ચાર કરી મનોરાજ્ય વિશેષે કરીને જિતાય છે. તે ( મનોરાજ્ય ) જિતાતા વૃત્તિરહિત [ થયેલુ ] મન મૂંગાની પેઠે અવસ્થાન કરે છે, – એ પદ ( એ દશા – એ બ્રહ્મરૂપ પ્રાપ્ય પદ ) વસિષ્ઠજીએ રામચંદ્રજીને અનેક પ્રકારે કહેલુ છે [ 'યોગવાસિષ્ઠ'મા ]."
[ ઇતિ શ્રીવિદ્યારણ્ય સ્વામી – ' પંચદશી ' – દ્વૈતવિવેકપ્રકરણ ૪ – શ્લો૦ ૬૨–૬૩. ]

**સ્પષ્ટાર્થ અને રહસ્ય :—**

શ્રીવિદ્યારણ્ય સ્વામીએ તેમના ' પંચદશી 'ગ્રન્થના દ્વૈતવિવેક-પ્રકરણમાં જે પ્રતિપાદન કર્યું છે, તેનો ખ્યાલ કંઇક આવ્યા પછી જ આ ( ઉપર આપેલ ૬૨ અને ૬૩ ) શ્લોકનો મર્મ સમજી શકાય તેમ છે; તેથી આખા પ્રકરણનો સાર પ્રથમ જણાવું છું, તે એ કે :—

સૃષ્ટિ બે પ્રકારની છે : ' ઇશસૃષ્ટિ ' અને ' જીવસૃષ્ટિ '. તેમાં ઇશસૃષ્ટિ ( ઇશ્વરે બનાવેલી સ્થૂળ-સુક્ષ્મ-કારણ તેમજ સાત્વિક-રાજસ-તામસ એમ ત્રિપુટીરૂપ આ સૃષ્ટિ ) અબાધક છે, એટલે કે બન્ધન કરનાર નથી, કારણકે ઇશસૃષ્ટિનો – ઇશસૃષ્ટ દ્વૈતનો અભાવ ( નાશ ) – નિવૃત્તિ ન કર્યાં છતાં પણ, કેવળ તેના મિથ્યાત્વજ્ઞાન – મિથ્યાત્વનિશ્ચય વડે જ પારમાર્થિક અદ્વૈતજ્ઞાનની ઉત્પત્તિ થઇ શકે છે અને તેથી કરીને મોક્ષની સિદ્ધિ થાય છે. એટલે જ ઇશસૃષ્ટિ બાધક નથી, બલ્કે સાધક છે : કેમકે સ્ત્રી-પુત્ર-પશુ વગેરે ઇશસૃષ્ટિ – ઇશ-સૃષ્ટિની સામગ્રી જીવોને વ્યવહારમા – વ્યવહારસિદ્ધિમાં સહાયકારક

ને સુખદાયક છે, નહિ કે દુઃખદાયક છે, તેમ ગુરુ-શાસ્ત્ર વગેરે (ઈશસૃષ્ટ પદાર્થો) પણ પરમાર્થમાં – પરમાર્થસિદ્ધિમાં જ્ઞાન-સાધનરૂપે ઇષ્ટ છે. કદાચ માનો કે, આ ઈશસૃષ્ટિ (દ્વૈત)ના કેવળ મિથ્યાત્વનિશ્ચય (બાધજ્ઞાન – બાધનિશ્ચય)થી જ અદ્વૈતજ્ઞાનની પ્રાપ્તિ નથી, કિંતુ તેના નિવારણ (નાશ)થી જ તેમ થવાનો સંભવ છે: તો એ માટે હમો કહીશું કે, ભલા! પ્રલયકાળમાં તો આ ઈશસૃષ્ટિની સમ્યક્ નિવૃત્તિ (અભાવ) છે ને! ત્યારે કહો! તેમ હોવા છતાંય, અર્થાત્, તમો જે દ્વૈતને અદ્વૈતજ્ઞાનનું વિરોધ તરીકે માનો છો, તે દ્વૈત (ઈશસૃષ્ટિ)નો તો તે વખતે (પ્રલયકાળમાં) તદ્દન અભાવ છે, તેમ છતાંય ગુરુ-શાસ્ત્રાદિના અભાવથી – ગુરુ-શાસ્ત્રાદિરૂપ જ્ઞાન-સાધનના અભાવને કારણે, અદ્વૈતવસ્તુ જાણી શકાતી નથી, તેનું શું? માટે ઈશસૃષ્ટિની નિવૃત્તિ (અભાવ) કરવાને તમારો જે અભિ-નિવેશ (આગ્રહ) છે, તે ખોટો ને અપ્રયોજક છે. અરે! આકા-શાદિરૂપ દ્વૈતને – ઈશસૃષ્ટિને તો હમો પણ દૂર કરી શકતા નથી – દબાવી શકતા નથી. વળી તેમ કરી શકેય કોણ? ત્યારે શા માટે નકામો દ્વેષ કરો છો? × × × × અતએવ ઈશસૃષ્ટિ વિરોધી કે બાધક નથી, કિંતુ અવિદ્યાની ને બાધક છે ફક્ત એ ઈશસૃષ્ટિમાં – ઈશસૃષ્ટિમાં અહંતા-મમતારૂપ જીવસૃષ્ટિ (માનસિક સૃષ્ટિ) જ જીવને બંધન કરનાર છે, માટે તે હેય (ત્યાજ્ય) છે – નિવાર્ય છે.

હવે તે જીવસૃષ્ટિ બે પ્રકારની છે (૧) '**શાસ્ત્રીય**' અને (૨) '**અશાસ્ત્રીય**' તેમાં, આત્મા-બ્રહ્મનો વિચાર (શ્રવણ-મનન-નિદિધ્યાસનરૂપ), તે '**શાસ્ત્રીય જીવસૃષ્ટિ**' (શાસ્ત્રીય જીવ-સૃષ્ટિ – શાસ્ત્રીય માનસ જગત્) કહેવાય છે. તત્ત્વજ્ઞાન – આત્મ-જ્ઞાન થવા સુધી તે ઉપાદેય (સ્વીકાર્ય – ગ્રાહ્ય) છે, પણ 'આત્મા બ્રહ્મ છે, બ્રહ્મ આત્મારૂપ છે, આત્મા બ્રહ્મથી ભિન્ન નથી' આ પ્રમાણેનું બ્રહ્મ અને આત્માનું એકત્વજ્ઞાન – અપરોક્ષજ્ઞાન – સાક્ષાત્કાર (પાકો – નિર્ણય) થયા પછી તે (શાસ્ત્રીય દ્વૈત) હેય (ત્યાજ્ય) છે. તેવી શ્રુતિ-આજ્ઞા છે કે —

'शास्त्राण्यधीत्य मेधावी अभ्यस्य च पुनः पुनः ।
परमं ब्रह्म विज्ञाय उल्कावत्तान्यथोत्सृजेत् ॥४८॥
ग्रन्थमभ्यस्य मेधावी ज्ञानविज्ञानतत्परः ।
पलालमिव धान्यार्थी त्यजेद्ग्रन्थमशेषतः ॥४६॥

तमेव धीरो विज्ञाय प्रज्ञां कुर्वीत ब्राह्मणः ।
नानुध्यायाद्बहूञ्छब्दान्वाचो विग्लापनं हि तत् ॥४७॥
तमेवैकं विजानीथ ह्यन्या वाचो विमुञ्चथ ।
यच्छेद्वाङ्मनसी प्राज्ञ इत्याद्याः श्रुतय स्फुटा ॥४८॥"
[इति 'पंचदशी'-द्वैतविवेकप्रकरणम् ४ श्लो० ४६-४८]

અર્થ :—" મેધાવીએ (ધારણાવાળી બુદ્ધિવાળા અધિકારી પુરુષે) શાસ્ત્રો ભણીને અને તેનો વારંવાર અભ્યાસ (આવૃત્તિ) કરીને (એટલે કે 'શ્રવણ', 'મનન' અને તત્પશ્ચાત્ 'નિદિધ્યાસન' કરીને) પરબ્રહ્મ જાણ્યા પછી (અપરોક્ષજ્ઞાન — સાક્ષાત્કાર મેળવ્યા પછી) ઉલ્કા (બળેલા કાકડા)ની પેઠે તે (વેદાન્ત શાસ્ત્રો)નો ત્યાગ કરવો ૪૫

મેધાવીએ ગ્રન્થોનો અભ્યાસ કરી, જ્ઞાન (પરોક્ષજ્ઞાન) અને વિજ્ઞાન (અપરોક્ષજ્ઞાન)માં તત્પર થઈ, ધાન્યાર્થી (અનાજની અપેક્ષાવાળો પુરુષ) જેમ પલાલ (પરાળ–ખડ)નો ત્યાગ કરે છે, તેમ સંપૂર્ણ ગ્રન્થોનો ત્યાગ કરવો. ॥ ૪૬ ॥

ધીર ('ધી' એટલે બુદ્ધિ, તેને 'ર' એટલે રક્ષે છે, અર્થાત્ બુદ્ધિને વિષયોથી રક્ષે એવો બ્રહ્મચર્યાદિસાધનસંપન્ન અધિકારી) બ્રાહ્મણે (બ્રહ્મ થવાને ઇચ્છા કરનાર મુમુક્ષુએ) તે (પ્રસંગભિન્ન પરમાત્મા — બ્રહ્મ)ને જ સારી પેઠે જાણીને (સંશય–અસંભાવના–વિપરીતભાવના-રહિતપણે જાણીને) બ્રહ્મ–આત્માના એકત્વજ્ઞાનની ધારા (પ્રવાહ)-રૂપ એકાગ્રતા એટલે કે બ્રહ્મનિષ્ઠા — આત્મનિષ્ઠા કરવી (રાખવી); [પણ] બહુ શબ્દોનું (અનાત્મશાસ્ત્રોનું) ધ્યાન ન કરવું, જેથી કે તે (બહુશબ્દોનું ધ્યાન — વિચાર) વાણીને શ્રમ આપનાર છે ॥૪૭॥

તેજ એક (અદ્વિતીય બ્રહ્મ)ને વિશેષપણે (અપરોક્ષપણે) જાણો, બીજી વાણીને મૂકી દો (બીજી વાતો જવા દો) આત્મજિજ્ઞાસુ પુરુષે વાણીનો મનમાં નિરોધ કરવો — લય કરવો.........ઇત્યાદિ શ્રુતિઓ [જ્ઞાન થયા પછી અધ્યાત્મશાસ્ત્રને — શાસ્ત્રીય જીવસૃષ્ટિ દ્વૈતને ત્યજવા માટે] સ્પષ્ટ [પ્રમાણરૂપે] છે " ॥૪૮॥

**'અશાસ્ત્રીય જીવસૃષ્ટિ'** (અશાસ્ત્રીય જીવસૃષ્ટ દ્વૈત)ના વળી બે ભેદ છે : (૧) **તીવ્ર'** અને (૨) **'મંદ'**. [**'અશાસ્ત્રીયજીવ સૃષ્ટિ'** એટલે કે શાસ્ત્રવિધાનરહિત કેવળ લૌકિક એવી જે જીવસૃષ્ટિ છે તે.] તેમાં, કામ–ક્રોધાદિક, તે **'તીવ્ર'** અને મનોરાજ્ય (મનોરથ),

તે 'મંદ અશાસ્ત્રીય જીવસૃષ્ટિ' કહેવાય છે. એ બન્ને, તત્ત્વબોધ (આત્મજ્ઞાન) થયા પહેલા જ, જ્ઞાનની સિદ્ધિ માટે, નિવાર્ય છે — ત્યાજ્ય છે, નહિ કે **'શાસ્ત્રીય જીવસૃષ્ટિ'** (શાસ્ત્રીય દ્વૈત)ની પેઠે તત્ત્વબોધ (આત્મજ્ઞાન) થયા પછી જ. કારણ કે **'અશાસ્ત્રીય દ્વૈત'** ('તીવ્ર' અને 'મંદ' બન્ને), આત્મજ્ઞાન થવામા — આત્મજ્ઞાનની ઉત્પત્તિમા જ પ્રતિબંધકરૂપ છે એ જ્યાસુધી હોય છે, ત્યાસુધી આત્મજ્ઞાન થતુ જ નથી માટે જ્ઞાનની સિદ્ધિ અર્થે એનો ત્યાગ પહેલા જ કરવો જોઈએ, તોજ નિર્મળ આત્મજ્ઞાનની પ્રાપ્તિ ને સિદ્ધિ છે. એ બાબતમા **'शान्तो दान्त उपरतस्तितिक्षु __समाहितः__ ..."** — "શાંત=મનોનિગ્રહવાળો, દાંત=ઇન્દ્રિયનિગ્રહવાળો, ઉપરત=ઉપરતિવાળો, તિતિક્ષુ=તિતિક્ષાવાળો અને સમાહિત=સમાધિવાળો થઈ જે ગુરુને શરણે જાય, તેને ગુરુ ઉપદેશ આપે છે,"—એમ આત્મજ્ઞાન થવામાં 'વિવેક' આદિ (વિવેક, વૈરાગ્ય, શમાદિષટ્સંપત્તિ અને મુમુક્ષુતા) સાધનચતુષ્ટયની અંદર શમ, દમ, ઉપરતિ, તિતિક્ષા, શ્રદ્ધા, સમાધાન, - એ શમાદિષટ્સંપત્તિમા 'શમ' અને **'સમાધાન'**—**'શાંત'** અને **'સમાહિત'**, — એ બન્ને પદ વડે ઉક્ત બન્ને સાધનો બતાવનાર શ્રુતિ–પ્રમાણ છે અને વળી "**__तेन त्यक्तेन__ भुञ्जीथा** "—" પુત્રૈષણા, વિત્તૈષણા અને લોકૈષણા (સ્વર્ગ સહિત લોકપ્રાપ્તિની ઇચ્છા), — એ ત્રણ પ્રકારની એષણા (કામના - ઇચ્છા) છે, તેના ત્યાગ વડે (i e. તેને ત્યજીને) 'આ સર્વ જગત્ — બ્રહ્મ જ છે' એવી બુદ્ધિનુ પાલન કર" એવી, જ્ઞાનની સિદ્ધિ અર્થે, **કામ–ત્યાગરૂપ સાધન** બતાવનારી શ્રુતિ ઈશાવાસ્યોપનિષદ્‌ની પ્રમાણરૂપે છે. એથી એમ સિદ્ધ થાય છે કે, આત્મજ્ઞાનની પ્રાપ્તિ ને સિદ્ધિ માટે, જ્ઞાન થયા પહેલા જ કામ, ક્રોધ, લોભ વગેરે **'તીવ્ર'** અને મનોરાજ્ય (મનોરથ) **'મંદ'**, એવી બન્ને પ્રકારની **'અશાસ્ત્રીય જીવસૃષ્ટિ'** ત્યજવા યોગ્ય છે, પ્રતિબંધક હોવાથી.

વળી એટલુ જ નહિ, કિંતુ જ્ઞાન થયા પછી પણ, જીવન્મુક્તિની સિદ્ધિ માટે — જીવન્મુક્તિની પરિપૂર્ણતા માટે, એ 'અશાસ્ત્રીય જીવસૃષ્ટ દ્વૈત' ત્યજવા યોગ્ય છે. કારણ કે, આ 'અશાસ્ત્રીય દ્વૈત' જેમ જ્ઞાનની સિદ્ધિમા પ્રતિબંધક છે, તેમ જીવન્મુક્તિની સિદ્ધિમા પણ પ્રતિબંધક છે, કામાદિ-ચિંતનબંધનથી બંધાયેલ એવા જ્ઞાનીને જીવન્મુક્તિ સિદ્ધ થતી નથી - જીવન્મુક્તિનુ વિલક્ષણ (અપૂર્વ) સુખ મળતુ નથી. અરે! (જ્ઞાન થયા પછી,) જીવન્મુક્તિની સિદ્ધિ ખાતર તો 'શાસ્ત્રીય દ્વૈત'નો

પણ ત્યાગ કરવાનો છે ! — એનું પ્રતિપાદન ('પંચદશી'-દ્વૈતવિવેક-પ્રકરણ — શ્લોક ૪૪ થી ૪૮ સુધીમાં **શ્રીવિદ્યારણ્ય સ્વામીએ** કરેલ છે, તે મુજબ) આપણે ઉપર કરી આવેલા છીએ તે સિવાય, **આચાર્ય ભગવાન્** (શ્રીશંકરાચાર્ય)નું પણ કહેવું ('વિવેકચૂડામણિ' — શ્લોક ૨૭૨માં) છે કે —

" **लोकवासनया जन्तोः शास्त्रवासनयाऽपि च ।**
**देहवासनया ज्ञानं यथावन्नैव जायते ॥** "

**અર્થ** :—"[૧]લોકવાસનાએ (લોકમાં માન-પ્રતિષ્ઠાદિની ઇચ્છાએ) કરીને, [૨]શાસ્ત્રવાસનાએ કરીને તથા

૧. જે આચરણ ધારણ કરવાથી સર્વ લોક મ્હારી સ્તુતિ કરે, કોઈ પણ મનુષ્ય મ્હારી નિંદા ન કરે, સર્વ લોકોને હું ખુશ કરૂં, આવા આચરણને હું ધારણ કરૂં, — એવી રીતનો જે અભિનિવેશ, તે '**લોકવાસના**' કહેવાય છે.

૨. શાસ્ત્રોના તાત્પર્યને ગ્રહણ ન કરતાં, એટલે - અપરોક્ષ જ્ઞાનસંપાદન માટે — આત્મસાક્ષાત્કાર માટે યત્ન ન કરતાં, શાસ્ત્રોના અધ્યયનની વાસના તે '**શાસ્ત્રવાસના**' કહેવાય છે શાસ્ત્રવાસનાથી દભ દર્પ થવાનો પણ સંભવ છે. શ્વેતકેતુ દર્પથી પોતાના પિતાને વિનયપૂર્વક નમ્યો નહિ. એ કથા છાંદોગ્યઉપનિષદમાં અ૦ ૬ઠ્ઠામાં છે. આ શાસ્ત્રવાસના ત્રણ પ્રકારની છે (૧) પાઠવ્યસન, (૨) બહુશાસ્ત્રવ્યસન ને (૩) અનુષ્ઠાનવ્યસન (૧) '**પાઠવ્યસન**' ભરદ્વાજ ઋષિને હતું ભરદ્વાજ ઋષિને વેદોનું અધ્યયન કરતાં કરતાં ૭૫ વર્ષ થયાં આવા ભરદ્વાજ ઋષિને જોઈ ઇન્દ્રે તેમને પૂછ્યું કે, 'હે ભરદ્વાજ ! જો કદાપિ હું તમને આયુષ્યનો ચોથો ભાગ આપું, તો એ ચોથા ભાગના આયુષ્ય વડે તમે શું સંપાદન કરો ?' ભરદ્વાજ ઋષિએ ઉત્તર આપ્યો કે, 'વેદોનું અધ્યયન કરૂં ' ત્યારપછી ઇન્દ્રે ભરદ્વાજ ઋષિને વેદોને પર્વતરૂપે દેખાડ્યા એ વેદોરૂપી પર્વતમાંથી એક મુઠી લઈ ઇન્દ્ર ભરદ્વાજ ઋષિને કહેવા લાગ્યો કે, 'હે ભરદ્વાજ ! અત્યારસુધી તમે આ મુઠીમાત્ર વેદોનું અધ્યયન કર્યું છે, હજી આ પર્વતરૂપી વેદો અધ્યયન કરવાને બાકી રહે છે.' ઇન્દ્રના આવા વચન સાંભળી ભરદ્વાજ ઋષિએ વેદાધ્યયન કરવાનું મૂકી દીધું. ત્યાર પછી ભરદ્વાજ ઋષિને ઇન્દ્રે બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરીને સ્તે ચઢાવ્યા.

જ્ઞાનીને ), જ્ઞાન યથાવત્ ( જોઇએ તેવું ) ઉત્પન્ન થતુ નથી જ. "
[ મતલબ કે, ઉક્ત ત્રણ વાસનાએ કરીને વિશિષ્ટ યાને સહિત જ્ઞાનીનું જ્ઞાન જીવન્મુક્તિની પૂર્ણતાવાળું નિવડતું નથી – જીવન્મુક્તિનુ પૂર્ણ સુખ આપવાવાળું હોતુ નથી. એટલા માટે આચાર્ય ભગવાને **જીવન્મુક્તિનું સ્વરૂપ** પણ ( વિવેકચૂડામણિ'–શ્લોક ૨૬૮–છેલ્લા ચરણમા ) બનાવી દીધુ છે કે, " **मुक्तिं माहुस्तदिह मुनयो वासनातानवं यत्** " = " વાસનાની જે તનુતા ( સૂક્ષ્મતા – અલ્પતા ), તેને જ અહીં મુનિઓ **મુક્તિ ( જીવન્મુક્તિ )** કહે છે " તેથી જ આપણે કહીએ છીએ કે, ' પુત્રૈપણા ', ' વિત્તૈપણા ' ને ' લોકૈપણા ' (i. e. સ્વર્ગ–બ્રહ્માદિ લોક મેળવવાની ઇચ્છા ), – એ ત્રણ એપણા ( ઇચ્છા ) **જ્ઞાનમાં – જ્ઞાન થવામાં પ્રતિબંધક** છે, અને ' દેહાવાસના ' ( i. e દેહાધ્યાસ ), ' શાસ્ત્રવાસના ' ને ' લોકવાસના ' ( i. e. લોકમા માન–પ્રતિષ્ઠાદિની ઇચ્છા ), – એ ત્રણ વાસના ( જ્ઞાન થયા પછી ) **જીવન્મુક્તિમાં – જીવન્મુક્તિનો અપૂર્વ આનંદ અનુભવવામાં પ્રતિબંધક છે** ] એથી એમ સિદ્ધ થાય છે કે, જીવન્મુક્તિની સિદ્ધિ અર્થે – જીવન્મુક્તિની ભૂમિકા–પ્રાપ્તિ માટે – જીવન્મુક્તિની પૂર્ણતા – પરિપૂર્ણતા પામવા માટે – જીવન્મુક્તિના વિશેષ – વિલક્ષણ સુખ – અપૂર્વ આનંદ અનુભવવા ખાતર, જ્ઞાનોત્તર-કાળમા – જ્ઞાન થયા પછી ' શાસ્ત્રીય દ્વૈત 'નો પણ પરિત્યાગ કરવો. તો, એમ જ્યારે છે, ત્યારે તો ' અશાસ્ત્રીય દ્વૈત 'ને ત્યજવુ, એમા કહેવુ જ શુ ?

આપણે હવે એ નિશ્ચય પર આવ્યા કે, કામ–ક્રોધાદિકરૂપ ' તીવ્ર ' તેમ જ સંકલ્પ–વિકલ્પરૂપ યાને મનોરાજ્ય ( મનોરથ )રૂપ ' મંદ ', એવા બન્ને પ્રકારના ' અશાસ્ત્રીય દ્વૈત 'નો ત્યાગ સર્વથા થવો જોઇએ. તોજ આપણુ ( જીવોનુ ) કલ્યાણ છે. કેમકે તે સિવાય જ્ઞાનની કહો કે જીવન્મુક્તિની કહો, એકેની સિદ્ધિ નથી. ॥ ૐ ॥

આવું નક્કી થયુ, એટલે **પૂર્વપક્ષી** યા **શિષ્ય**, કે જે અસલમા તો મૂર્ખ – અજ્ઞાની છે, પણ ઉપરથી જ્ઞાનીપણાનો ડૌળ બતાવે છે, અને પોતાને જ્ઞાની તથા કૃતકૃત્ય માને છે, વળી મનમા – અંદરખાને ઘણી વિષયાસક્તિ છે, તેથી કરીને ભોગવસ્તુઓ છોડાતી નથી, તેથી જ કામ–ક્રોધાદિ તથા મનોરાજ્ય વગેરે છોડવા, એ ભારે મુસ્કેલીનુ તથા મહેનતનુ કામ થઈ પડયું છે, અને વળી ' અરેરે ' બધુ છોડવુ

ઉત્કૃષ્ટ ભોગપદાર્થોનો ત્યાગ ત્હારાથી કેમ થઈ શકશે ? ત્યા ત્હારી શી વલે થશે ? માટે નક્કી તુ, ઐહિક તુચ્છ ભોગપદાર્થોના કરતા ઉત્કૃષ્ટ એવા આમુષ્મિક ( સ્વર્ગ–બ્રહ્માદિલોકના ) ભોગપદાર્થો જો મળે, તો તેની નિવૃત્તિ ( ત્યાગ )ની અશક્યતાએ તથા ત્હીકે વિદેહ-મુક્તિને પણ જતી કરશે – ત્યજી દેશે, અને ' સ્વર્ગ–બ્રહ્મલોકની પ્રાપ્તિથી હુ કૃતાર્થ છુ, મારે વિદેહમુક્તિનુ પણ શુ પ્રયોજન છે ? ' એવા વિચારબંધથી બધાઈ, સ્વર્ગ–બ્રહ્મલોકની પ્રાપ્તિથી જ મનમા કૃતાર્થતા – '**अलम्**' માની લેશે તેથી વિદેહમુક્તિ પણ ત્હને મળશે નહિ કારણ કે વિદેહમુક્તિ મેળવવા સારૂ સ્વર્ગ–બ્રહ્માદિ પરલોકના ભોગોનો પણ ત્યાગ કરવો પડશે, પણ તે તો ત્હારાથી કેમ થઈ શકશે ? તેથી જ આ લોકના ભોગોનો ત્યાગ ન થઈ શકવાથી **જીવન્મુક્તિ** અને પરલોકના ભોગોનો ત્યાગ ન થઈ શકવાથી **વિદેહમુક્તિ,** એમ બન્ને મુક્તિ ત્હારા હાથમાથી જાય છે, તુ બેઉથી જ અપ્રાપ્ત રહે છે, એટલે ધોબીના કુતરાની માફક ત્હારી ઉભયભ્રષ્ટ સ્થિતિ થશે, અને જન્મ–મરણરૂપ સસારના દુ ખ જેમના તેમ ત્હારે માટે તો કાયમ જ રહેશે ''

**પૂર્વપક્ષી** યા **શિષ્ય : :**– " '**क्षीणे पुण्ये मर्त्यलोकं विशन्ति**' – ' પુણ્ય પરવારી જાય ( ક્ષીણ થાય ) એટલે [ જીવો ] મૃત્યુલોકમા ( મનુષ્યલોકમા ) આવે છે ' તથા '**आब्रह्मभुवनाल्लोकाः पुनरावर्तिनोऽर्जुन**' – ' હે અર્જુન ' બ્રહ્મભુવન ( બ્રહ્મલોક )થી માંડીને [ આ લોક પર્યન્ત ] તમામ લોક પુનરાવર્તન પામવાવાળા છે ' ઇત્યાદિ શાસ્ત્રવાક્ય ( ગીતાવચન ) મુજબ તેમજ મહાપ્રલય વખતે સ્વર્ગાદિ ચૌદે ભુવનનો ( સાત ઉપરના અને સાત નીચેના લોકનો ) લય થાય છે, એટલે સ્વર્ગાદિ પરલોક ' ક્ષયદોષ 'વાળા યાને અનિત્ય છે, વળી ' અતિશયદોષ 'વાળા પણ છે, એટલે કે, ત્યા રહેનારા દેવતાઓમા, એક દેવ, પોતાના કરતા વિશેષ ઐશ્વર્યવાળા બીજા દેવને જોઈ, મનમા ઈર્ષા ( અદેખાઈ ) આણે છે એમ હોવાથી જ એટલે કે આવા ' ક્ષય ' તથા ' અતિશય ' નામના દોષથી યુક્ત ને ભરપૂર હોવાથી જ સ્વર્ગાદિ પરલોક મ્હારે જોઈતા નથી, તે તો સર્વથા હેય જ છે - ત્યાજ્ય જ છે ''

**સિદ્ધાન્તી યા ગુરુ : :**—" જો એમ છે, ત્યારે જે પોતે જ અત્યન્ત દોષરૂપ – દોષોના ઢગલારૂપ છે, એવા એ કામ–ક્રોધાદિક શુ ત્યાજ્ય નથી ? "

**સિદ્ધાન્તી** યા **ગુરુ** ::— "બસ એ જ કે, તું તત્ત્વવેત્તા છે, એટલે વિષ્ઠા–ભક્ષણ કરનાર ભુંડ (સુવર) આદિ પ્રાણીના સમાનપણાની ઇચ્છા કર મા; કિંતુ (કામ–ક્રોધાદિરૂપ) બુદ્ધિના સર્વ દોષોનો પરિત્યાગ કરીને, લોકોમા દેવની પેઠે પૂજ્ય થા."

**પૂર્વપક્ષી** યા **શિષ્ય** :: — "ઠીક ત્યારે, તે (કામાદિક)ના ત્યાગનો ઉપાય બતાવો."

**સિદ્ધાન્તી** યા **ગુરુ** ::—"સર્વ કામ્ય વિષયોમા (અનિત્યત્વ, સાતિશયત્વ વગેરે) દોષદૃષ્ટિ કરવી — દોષોનો વિચાર કરવો, એજ કામાદિત્યાગના પ્રથમ કારણ (સાધન – ઉપાય) રૂપ છે: એ બધા (યોગવાસિષ્ઠાદિક જેવા) મોક્ષશાસ્ત્રોમા એટલે કે વેદાન્તગ્રંથોમા પ્રસિદ્ધ છે; બસ ત્યાથી એ સાધનો ખોળી લઈ, કામાદિકનો ત્યાગ કરીને સુખી થા. જેમ કે:—

**'मांसपाञ्चालिकायास्तु यन्त्रलोलेऽङ्गपञ्जरे ।**
**स्नाय्वस्थिग्रन्थिशालिन्याः स्त्रियाः किमिव शोभनम् ॥'**

**અર્થ** :—'સ્નાયુ (શિરાઓ – આતરડા), અસ્થિ (હાડકા) અને ગ્રન્થિ (માસના લોચારૂપ સ્તન અને નિતંબ આદિની ગાઠો) વાળી માસની પુતળીરૂપ સ્ત્રીના, યંત્રની પેઠે ચંચળ એવા, શરીરરૂપી પીંજરમા શોભા જેવું શુ છે?' – એ પ્રમાણે 'યોગવાસિષ્ઠ' વૈરાગ્ય પ્રકરણમા તેમજ 'પંચદશી'–તૃપ્તિદીપપ્રકરણ–શ્લોક ૧૪૦ મા, દોષોનુ વર્ણન છે; વળી

**'त्वङ्मांसरक्तबाष्पाम्बु पृथक् कृत्वा विलोचने ।**
**समालोकय रम्यं चेत् किं मुधा परिमुह्यसि ॥'**

**અર્થ** :—'[જો સ્ત્રીના શરીરમા કંઈ પણ] રમ્ય (સુન્દર) હોય તો ત્વચા, માસ, રુધિર, અશ્રુજળ અને નેત્રને જૂદા પાડી જો, વ્યર્થ શું મોહ પામે છે?' – એ પ્રમાણે 'યોગાવાસિષ્ઠ', 'અધ્યાત્મ-રામાયણ' વગેરે અનેક શાસ્ત્રોમા સ્ત્રીના અંગોના દોષોનું વિસ્તારથી વિવેચન કર્યુ છે. એવા દોષોનો નિરંતર વિચાર કરવાથી – આ પ્રમાણે સ્ત્રીના દરેક અંગ પર દોષદૃષ્ટિ કરવાથી, વૈરાગ્યનો ઉદય થાય છે અને તેથી કરીને કામાદિક જિતી શકાય છે. શુકદેવજી રંભા પ્રતિ કહે છે કે:—

'**अमेध्यपूयःकृमिजालसंकुले**
**स्वभावदुर्गन्धिनि शौचवर्जिते ।**

कलेवरे मूत्रपुरीषभाजन
रमन्ति मूढा (અગર मूढा) न रमन्ति पण्डिता ॥'

અર્થ — મલિન પરૂ [અને] કૃમિના સમૂહથી ભરપૂર, સ્વભાવથી દુર્ગંધવાળા અપવિત્ર મળ મૂત્રના પાત્રરૂપ શરીરમા મૂર્ખ (મૂઢ) લોકો રમણ કરે છે પંડિતો રમણ કરતા નથી ' આ તો બધા સ્ત્રીના શારીરિક દોષો છે એ સિવાય સ્ત્રીજાતિમા પણ સ્વાભાવિક દોષો હોય છે શાસ્ત્રમા (મહાભારતમા) છે કે,

अनृत साहस माया मूर्खत्वमतिलोभिता ।
अशौचित्व निर्दयत्व स्त्रीणा दोषा स्वभावजा ॥'

અર્થ — 'અસત્ય બોલવુ વગરવિચાર્યું સાહસ કરવુ માયા કરવી મૂર્ખતા બતાવવી અતિલોભિપણું અપવિત્રતા, નિર્દયતા,— એ સ્ત્રીઓના સ્વાભાવિક દોષો [છે]'

એ જ પ્રમાણે પુત્ર વિષે પણ વાત છે એક અનુભવી-કવિએ કહ્યું છે

जायमानो हरेद्दारा वर्धमानो हरेद्धनम् ।
म्रियमाणो हरेत्प्राणान्नास्ति पुत्रसमो रिपु ॥

અર્થ — ઉત્પન્ન થતો [પુત્ર] સ્ત્રીને હરે (જન્મે છે ત્યારે ભાવાન હરે અગર કોઈ વખત બાળજન્મ વખતે પ્રસવવેદના કરીને સ્ત્રીનુ મૃત્યુ પણ થાય છે અને મરીમસાણત પ્રસવ થાય છે તો યે યુવાનીનુ સૌન્દર્ય ક્ષીણ થાય છે અરે ! સ્ત્રીની યુવાની જતી રહે છે) વધતો [પુત્ર] ધનને હરે (વધે છે — મોટો થાય છે ત્યારે ધનને હરે છે, એટલે કે પુત્રને ઉછેરી મોટો કરવામા ધનનો મોટો ખર્ચ થાય છે — પૈસાનુ પાણી થાય છે) અને મરતો [પુત્ર] પ્રાણને હરે (મરે છે ત્યારે પ્રાણને હરે છે એટલે કે એકના એક પ્રિયતમ પુત્રના મરણથી કેટલાક માત પિતા પ્રાણ પણ છોડી દે છે) [માટે] પુત્ર સમાન [બીજો] રિપુ (શત્રુ — દુશ્મન) નથી (જગતમા પ્રીતિપાત્ર પદાર્થ ત્રણ જ છે સ્ત્રી ધન ને પ્રાણ એ ત્રણને પુત્ર હરે છે બીજા શત્રુઓ તો એક એક વસ્તુનુ હરણ કરે છે જ્યારે આ તો ત્રણે કિંમતી વસ્તુનુ હરણ કરે છે તેથી પુત્ર તો મોટો દુશ્મન છે) વળી પંચદશી — બ્રહ્માનન્દે આત્માનન્દ' —પ્રકરણ— શ્લોક ૬૫ થી ૬૭ સુધીમા છે કે —

'अलभ्यमानस्तनयः पितरौ क्लेशयेच्चिरम् ।
लब्धोऽपि गर्भपातेन प्रसवेन च बाधते ॥
जातस्य ग्रहरोगादि कुमारस्य च मूर्खता ।
उपनीतेऽप्यविद्यत्वमनुद्वाहश्च पण्डिते ॥
यूनश्च परदारादि दारिद्र्यं च कुटुम्बिनः ।
पित्रोर्दुःखस्य नास्त्यन्तो धनी चेन्म्रियते तदा ॥'

**અર્થ :—** 'પુત્ર પ્રાપ્ત ન થાય તો માતા-પિતાને લાંબા વખત સુધી કલેશ આપે છે (દુઃખ ઉપજાવે છે), પ્રાપ્ત થાય છે તોપણ ગર્ભપાતથી અથવા પ્રસવથી [જનેતાને] પીડે છે જન્મેલા પુત્રને ગ્રહ-રોગાદિ [પીડે], ને મૂર્ખતા (મૂઢતા) [રહે], ઉપનયન સંસ્કાર થયા પછી પણ (એટલે કે ઉપવીત – જનોઈ આપ્યા પછી પણ) વિદ્યારહિતપણું [રહે], અને પંડિત (વિદ્વાન) હોય છતાં વિવાહ ન થાય, યુવાવસ્થાવાળો (જુવાન) હોય ને પરસ્ત્રી આદિમાં લંપટ થાય (પરસ્ત્રી, જુગાર ને મદ્યપાન, – એ ત્રણ વિગેરે વ્યસન વાળો થાય), અને [પુત્રાદિ કરીને] કુટુંબવાળો (વસ્તારી) હોય પણ તેની દરિદ્રતા [રહે], વળી જો ધનવાન્ હોઈ મરી જાય, ત્યારે [ભારે દુઃખ], [એમ] માતા-પિતાના દુઃખનો અન્ત નથી ' [અપુત્રવાન્ (વાંઝીયા)ને તો પુત્ર ન થયાનું એક જ દુઃખ, જ્યારે પુત્રવાન્‌ને તો ગર્ભાવસ્થાથી માંડીને ઠેઠ પુત્રના મરણ પર્યન્ત અનેક દુઃખ ભોગવવા પડે છે – અનેક ત્રાસ વેઠવા પડે છે ]

ધનમાં પણ એ જ પ્રમાણે ઘણા દોષો છે 'પંચદશી' – તૃપ્તિદીપપ્રકરણ – શ્લોક ૧૩૯ માં છે કે —

'अर्थानामर्जने क्लेशस्तथैव परिपालने ।
नाशे दुःखं व्यये दुःखं धिगर्थान्क्लेशकारिणः ॥'

**અર્થ :—** 'અર્થ કમાવવામાં યા મેળવવામાં કલેશ, તેમજ તેના રક્ષણમાંય કલેશ, નાશમાં દુઃખ અને ખરચવામાંય દુઃખ, [માટે] કલેશકરવાવાળા ધનને ધિક્કાર છે ' વળી 'ભાગવત' – સ્કંધ ૧૧ – અધ્યાય ૨૩ (શ્લોક ૧૮-૧૯)માં કહ્યું છે કે —

'स्तेयं हिंसाऽनृतं दम्भः कामः क्रोधः स्मयो मदः ।
भेदो वैरमविश्वासः संस्पर्धा व्यसनानि च ॥
एते पञ्चदशानर्था ह्यर्थमूला मता नृणाम् ।
तस्मादनर्थमर्थाख्यं श्रेयोऽर्थी दूरतस्त्यजेत् ॥'

અર્થ :—' ચોરી, હિંસા, મિથ્યાભાષણ, દંભ, કામ, ક્રોધ [ એ ૭ દોષ તો પ્રથમ જ યાને દ્રવ્ય પેદા કરવામાં જ લાગુ પડે છે, ને બાકીના નવ તત્પશ્ચાત્], ગર્વ ( કોઈ પ્રશંસા કરે ત્યારે ફુલી જવું તે ), મદ ( પોતામાં હરહમેશ ચર કરી રહેનાર અહંકાર વિશેષ ), ભેદ ( અલગ-અલગપણું – જુદાઈ ), વૈર, અવિશ્વાસ, સ્પર્ધા (બરાબરી કરવી) અને વ્યસનો ( ૧ સ્ત્રી, ૨ દ્યૂત, ૩ મદ્યપાન – નીશો, – એ ત્રણ વ્યસનો ), – એ પંદર અનર્થો અર્થમૂળજ (અર્થ જ છે મૂળ જેનું એવા,) મનુષ્યને માટે મનાયેલ છે, તેથી અર્થરૂપ અનર્થનો કલ્યાણની ઇચ્છાવાળાએ દૂરથી [ જ ] ત્યાગ કરવો, ' – ઇત્યાદિ અનેક દોષો, સ્ત્રી-પુત્ર-ધન વગેરે કામ્ય વસ્તુ વિષેના, શાસ્ત્રોમાં વર્ણવેલ છે, તે બધાનો વિચાર કરતાં એટલે કે વિષયો વિષે દોષદૃષ્ટિ કરતાં મનમાં વૈરાગ્યાગ્નિની જ્વાળા પ્રકટે છે, તેમાં વિષયોની ઇચ્છા, વિષયભોગની તૃષ્ણા બળી જાય છે : તેથી જ કાળે કરીને કામાદિક ઉપર જય મેળવી શકાય છે વળી નીર-ક્ષીર જુદાં કરીને જોનાર તેમ નીરનો ત્યાગ ને ક્ષીરનું ગ્રહણ કરનાર હંસ છે, એના હંસવત્ સાર-અસારને – સત્-અસત્‌ને પૃથક્-પૃથક્ જાણનાર વિવેકી પુરુષ તો, બ્રહ્મ અતિરિક્ત તમામ પ્રપંચ મિથ્યા છે, સ્રક્-ચંદન-વનિતા વગેરે ઐહિક તથા સ્વર્ગ-બ્રહ્મલોકાદિ આમુષ્મિક ( પારલૌકિક ) વિષયો સ્વપ્નસૃષ્ટિ-ઇન્દ્રજાલ-ગન્ધર્વનગરાદિની પેઠે ક્ષણિક – ક્ષયવાળા છે, દૃષ્ટનષ્ટ છે એટલે કે જોતજોતામાં નષ્ટ થઈ જાય છે, એટલું જ નહિ પણ વિષયમાત્ર દુઃખરૂપ છે, જોકે વિષયભોગકાળમાં વિષય સુખરૂપ લાગે છે, પણ અસલમાં તે સુખ વાસ્તવિક નથી, સુખાભાસ છે, સુખ જેવું ભાસે છે, સુખરૂપ તો એક આત્મા – બ્રહ્મ જ છે, વિષયમાં તે સુખનું પ્રતિબિંબ – આભાસ છે, તે સત્ય નથી, કારણ કે આત્મપ્રાપ્તિથી – બ્રહ્મપ્રાપ્તિથી તેનો બાધ થઈ જાય છે – વિષયસુખ બાધ પામે છે, એટલે જ પરિણામે વિષય દુઃખ, દુઃખ ને દુઃખ, બસ દુઃખથી જ ભરપૂર છે, – એમ સદા સર્વદા વિચાર કરતાં વિષયોમાં દોષદર્શન થડે, ગરનિગ્રહ થાય છે. 'શ્રીપાતંજલયોગદર્શન' ( – સાધનપાદ ૨ – સૂત્ર ૧૫ )માં છે કે '**परिणामतापसंस्कारदुःखैर्गुणवृत्तिविरोधाच्च दुःखमेव सर्वं विवेकिनः**' – ' [ વિષયમાત્રમાં ] (૧) પરિણામ-દુઃખ, (૨) તાપદુઃખ, (૩) સંસ્કારદુઃખ અને (૪) સત્ત્વ-રજો-તમોરૂપ ત્રણ ગુણોની સુખ-દુઃખ-મોહરૂપ વૃત્તિઓનો પરસ્પર

વિરોધ હોવાથી [ – એ ચાર કારણને લઈ ] ( ઐકાન્તિક ને આત્યન્તિક દુ:ખનિવૃત્તિની ઈચ્છા કરનાર ) વિવેકીને તો તમામ વિષયો – તમામ ભોગસાધનો દુ:ખરૂપ જ લાગે છે – દુ:ખરૂપ જ ભાસે છે ' અર્થાત્ —' કોઈ આદિષ્ટ ભોજનમા વિષ ભેળવેલુ હોય, તો તે ખાવામા જો કે તત્કાળ સારૂ, મગ્ન ને સ્વાદુ લાગે છે, પણ પરિણામે મરણ-શરણ થવાય છે, દાદર કે ખરજવા પર ચૂટ આવે છે, તે વખતે ખજવાળવાથી સારૂ લાગે છે – સતોષ થાય છે, પણ પછી બળતરા થાય છે ને ખૂબ પીડા પમાય છે એ જ પ્રમાણે વિષયોનો ઉપભોગ કરતા તત્કાળ જોકે ક્ષણિક સુખ જેવુ – ઇન્દ્રિયોની ચરિતાર્થતાજન્ય તાત્કાલિક સતોષ જેવુ જણાય છે તોપણ તૃષ્ણા અને અતૃપ્તિ તો વધ્યા જ જાય છે તેથી દુ:ખથી દુ:ખાન્તર પ્રાપ્ત થાય છે વળી વિષયોના સેવનથી શરીરના તત્ત્વો ક્ષીણ થતા તેમ ધાતુઓ દુર્બળ થતા શરીરમા બહુવિધ વ્યાધિની ઉત્પત્તિ થાય છે, મનમા અનેક ચિંતા ને વિમાસણરૂપ આધિ પીડે છે, બાહ્યાન્તર અનેક પ્રકારની ઉપાધિ પણ નડે છે, અને એને અગે અન્તે અર્થની પણ ભારે ખુવારી ખેઠવી પડે છે એ રીતે એમ વિષયભોગથી તનની, મનની ને ધનની ખરાબી થાય છે માટે દરેક વિષયસુખમા **' પરિણામદુ:ખ '** રહેલ છે હવે વિષયસુખમા **' તાપદુ:ખ '** છે, તે એ કે, – સુખના સાધનો ભોગવતામા તેના વિરોધી પ્રત્યે હમેશા જ દ્વેષ બન્યો રહે છે, તેથી સુખાનુભવકાળે પણ – વિષયસુખનો અનુભવ કરતી વખતે પણ મનમા તાપ સતાપ દુ:પરિહાર્યપણે રહ્યા કરે છે બસ એજ **' તાપદુ:ખ '** છે એવી રીતે વિષયપદાર્થમા **' સંસ્કારદુ:ખ '** પણ છે, તે એ પ્રમાણે કે, – પોતાને – પોતાના મનને ગમતી વિષયવસ્તુની પ્રાપ્તિથી અનુકૂળવૃત્તિ યા સુખબુદ્ધિ ઉત્પન્ન થાય છે અને અણગમતી વિષયવસ્તુની પ્રાપ્તિથી પ્રતિકૂળવૃત્તિ યા દુ:ખબુદ્ધિ ઉત્પન્ન થાય છે તેથી કરીને અત:કરણમા તેનાને તેના જ એટલે કે અનુકૂળ-પ્રતિકૂળ યા સુખ-દુ:ખ સસ્કાર પેદા થાય છે એ સસ્કારથી વળી અનુકૂળતા-પ્રતિકૂળતા યા સુખત્વ-દુ:ખત્વના અનુભવ ફરી થાય છે એ પ્રમાણે અપરિમિત સસ્કારની ઉત્પત્તિ વડે સસારનો ધારા-પ્રવાહ ચાલુ રહે છે તેનો ઉચ્છેદ થતો નથી તેથી કેવળ દુ:ખ, દુ:ખ ને દુ:ખ જ અનુભવાય છે બસ એજ **'સસ્કારદુ:ખ'** વિષયભોગમા રહેલ છે એજ પ્રમાણે **'ગુણ વૃત્તિ વિરોધરૂપદુ:ખ'**

પણ વિષયોમાં રહેલ છે, તે એ રીતે કે, – સત્ત્વગુણ, રજોગુણ ને તમોગુણ, – એ ત્રણ ગુણ ભિન્ન ભિન્ન છે; માટે પરસ્પર યાને એક બીજાની સાથે વિરોધ પામે છે. એવી રીતે એ ત્રણ ગુણની વૃત્તિ પણ જૂદી જૂદી છે. સત્ત્વગુણની વૃત્તિ સુખરૂપ છે, રજોગુણની વૃત્તિ દુઃખરૂપ છે અને તમોગુણની વૃત્તિ મોહરૂપ છે. એઓ પણ પરસ્પર યાને એક બીજાની સાથે વિરોધ પામે છે. એ વિરોધ જ ભારે એક દુઃખરૂપ છે. લોકમાં પણ વિરોધ એ જ દુઃખ છે, જ્યાં વિરોધ છે ત્યાં જ દુઃખ છે, વિરોધ જેવું બીજું દુઃખ નથી. વળી એ વિરોધ-દુઃખ વિષયોમાં – વિષયોના મૂળમાં રહેલ છે. કારણ કે વિષયવસ્તુઓ ત્રિગુણી માયાનું – પ્રકૃતિનું કાર્ય છે. દરેક વિષયવસ્તુ ત્રણ ગુણવાળી છે. તેમાં સત્ત્વગુણ પ્રધાન અને રજોગુણ-તમોગુણ ગૌણ છે, કોઈમાં રજોગુણ પ્રધાન અને સત્ત્વગુણ-તમોગુણ ગૌણ છે, કોઈમાં વળી તમોગુણ પ્રધાન અને સત્ત્વગુણ-રજોગુણ ગૌણ છે. તમામ પ્રપંચની – આખી સૃષ્ટિની બનાવટ એ જ પ્રમાણે છે. ત્યારે આથી વિષયવસ્તુ સ્વતઃ પણ પરસ્પર વિરોધવાળી છે. કેમકે જ્યાં-જ્યાં ત્રણ ગુણ છે, ત્યાં પરસ્પર વિરોધ કે ક્ષોભ છે જ. માટે તમામ વિષયવસ્તુઓ ત્રણ ગુણ તથા તેની વૃત્તિઓથી તેમ જ સ્વતઃ પણ પરસ્પર વિરોધ પામતી હોવાથી દુઃખરૂપ જ છે. [ જ્યારે બ્રહ્મ તો કેવળ સુખરૂપ જ છે, અવિરોધીવસ્તુ હોવાથી કારણ કે બ્રહ્મ પોતે નિર્ગુણ યા નિર્ગુણાતીત હોવાથી સત્ત્વ-રજો-તમોરૂપ ત્રણે ગુણ બ્રહ્મમાં નથી, તેમ નામ યા નિર્વિકલ્પરૂપ હોવાથી એ ત્રણ ગુણોની સુખ-દુઃખ-મોહરૂપ વૃત્તિઓ પણ બ્રહ્મમાં નથી, તેમ જ સર્વનું કારણરૂપ યા સર્વાધિષ્ઠાનરૂપ હોવાથી ત્રિગુણી માયાનું – પ્રકૃતિનું કાર્યરૂપ બ્રહ્મ નથી, તેથી બ્રહ્મવસ્તુ ત્રણ ગુણવાળી નથી; વળી બ્રહ્મ એક જ – અદ્વૈત (અદ્વિતીય) વસ્તુ છે તેથી વિરોધરહિત છે: માટે જ સર્વથા સુખરૂપ છે. એટલા માટે વિવેકી-મુમુક્ષુએ આવી આ બ્રહ્મવસ્તુનો જ ઉપભોગ કરવો, નહિ કે દ્વૈતપ્રપંચરૂપ ને દુઃખરૂપ વિષયવસ્તુનો. ]'

ઉપરોક્ત દુઃખોનો વિચાર – દુઃખરૂપ દોષોનું અનુસંધાન વિષય-પદાર્થોના દૃઢ યોગ કરવાથી રાગાભાવ થઈ કામાદિક કાળે કરીને શાંત થાય છે. શ્રીગૌડપાદાચાર્ય ('માંડૂક્યકારિકા' – પ્રકરણ ૩, શ્લોક ૪૩માં) કહે છે કે, '**दुःखं सर्वमनुस्मृत्य कामभोगान्निवर्तयेत्**' – 'સર્વ (વિષયપદાર્થોરૂપ દ્વૈત) દુઃખરૂપ જ છે, – એવું અનુસ્મરણ

કરીને કામભોગથી [ અનુરક્ત મનને ] નિવૃત્ત કરવું ' મતલબ કે વિષયોમાં દોષાનુસંધાનરૂપ – દોષદૃષ્ટિરૂપ વૈરાગ્યભાવના વડે કામભોગથી મનનો નિગ્રહ – નિરોધ કરવો, અને એમ કરવાથી કામાદિક પણ નિવૃત્ત થશે – છૂટી જશે "

આ બધું સાંભળી **પૂર્વપક્ષી** યા **શિષ્ય** હવે કહે છે કે — "ઠીક, તીવ્ર અશાસ્ત્રીય દ્વૈત આ કામાદિકનો તો ત્યાગ કરવો જ જોઈએ કેમકે એઓ ભારે અનર્થના હેતુરૂપ છે પરંતુ મંદ અશાસ્ત્રીય દ્વૈત જે મનોરાજ્ય છે, તે રહે તો શી હાનિ ? તેનો ત્યાગ કરવાની શી જરૂર ? તે કંઈ કામાદિકની પેઠે અનર્થહેતુ નથી "

**સિદ્ધાન્તી** યા **ગુરુ** :—" અરે ! મનોરાજ્ય તો તમામ દોષોનું બીજરૂપ છે કામાદિ સર્વ દોષોનું મળ કારણ મનોરાજ્ય છે એ વાત ભગવાન્ શ્રીકૃષ્ણચંદ્રે અર્જુન પ્રત્યે ( 'ગીતા', અ૦ ૨, શ્લો૦ ૬૨–૬૩ માં ) કહી છે કે —

**' ध्यायतो विषयान्पुंसः संगस्तेषूपजायते ।**
**संगात्संजायते कामः कामात्क्रोधोऽभिजायते ॥**
**क्रोधाद्भवति संमोहः संमोहात्स्मृतिविभ्रमः ।**
**स्मृतिभ्रंशाद्बुद्धिनाशो बुद्धिनाशात्प्रणश्यति ॥ '**

**અર્થ** :—' વિષયોનું ધ્યાન કરનાર પુરુષને તે વિષયોમાં આસક્તિ (રુચિ) ઉપજે છે, આસક્તિથી કામના (ઇચ્છા) ઉપજે છે, કામનાથી [ વચ્ચે વિઘ્ન નડે અને તેથી કામ્ય વસ્તુ ભોગવવાને ન મળે – કામની પૂર્તિ ન થાય, – એમ હોવાથી પરિણામે ] ક્રોધ ઉત્પન્ન થાય છે, ક્રોધમાંથી [પરિણામે] મોહ ( એટલે કે કાર્ય–અકાર્યની વિવેકબુદ્ધિશૂન્ય તમોગુણની સ્થિતિ ) થાય છે, મોહથી સ્મૃતિવિભ્રમ ( અર્થાત્ ગુરુ તથા શાસ્ત્રોના ઉપદેશ–વિચારથી જેમનું તેમ જાણેલ તત્ત્વ, તેની સ્મૃતિમાં ભ્રમ એટલે કે યથાર્થને અયથાર્થ ને અયથાર્થને યથાર્થ તરીકે જાણવારૂપ વિપરીતજ્ઞાન – વિપર્યયબુદ્ધિ ) થાય છે, સ્મૃતિભ્રમથી બુદ્ધિ ( નિશ્ચયાત્મિકા)નો નાશ થાય છે અને બુદ્ધિનાશથી [ આખરે ] સારી પેઠે નાશને પામે છે ( એટલે કે અધોગતિને પામે છે )' એ પ્રમાણે સાક્ષાત્ અનર્થહેતુ જે કામાદિક છે, તેનો પરંપરા-હેતુ મનોરાજ્ય છે ઉપર ગીતાના શ્લોકમાં 'વિષયોનું ધ્યાન કરવું' – એવું જે વાક્ય છે, એ જ **મનોરાજ્ય** કહેવાય છે – એનું જ નામ

**મનોરાજ્ય** છે એ મનોરાજ્ય કામ-ક્રોધાદિક સર્વ અનર્થનું મૂળ કારણ છે માટે એનો ત્યાગ – એ મનોરાજ્યનો ત્યાગ પ્રથમ જ કરવો જોઈએ જેમ વૃક્ષના મૂળનો નાશ થવાથી શાખા-પત્રાદિરૂપ આખા વૃક્ષનો નાશ થાય છે, તેમ સર્વના મૂળરૂપ (જેને કહ્યું છે કે, '**सहस्राङ्कुरशाखाग्रफलपल्लवशालिनः । अस्य संसारवृक्षस्य मनो मूलमिति स्थितम् ॥**' = સહસ્ર અંકુર, શાખાગ્ર, ફળ ને પલ્લવશાલી આ સંસારરૂપ વૃક્ષનું મૂળ મન છે, એવું નક્કી છે' એ વાત યોગ વાસિષ્ઠમાં વર્ણવેલ છે —તો એ મૂળરૂપ) મનોરાજ્યનો નાશ થવાથી કામાદિ અનર્થનો નાશ થશે માટે એમ ધારવું નહિ કે, ઇન્દ્રિયોને કબજે કર્યા પછી હાથ-પગ વિનાનું મન શું કરી શકશે ? અને તેથી તેને વશ કરવાની હવે કંઈ જરૂર નથી, – એવો વિચાર પણ વ્યર્થ છે મન જ મનોરાજ્ય છે – મનનું સ્ફુરવું, – એ જ મનોરાજ્ય છે એવા એ મનને વશ કરવું યાને મનોરાજ્યને ત્યજવું કે જિતવું, – એ તો મુખ્ય સાધન – મુખ્ય કર્તવ્ય છે અને વળી ખાસ અગત્યનું છે વિષયોમાં દોષદૃષ્ટિ વડે – વૈરાગ્યભાવના વડે તીવ્ર અશાસ્ત્રીય દ્વૈત કામાદિને ત્યજવા કે જિતવા, એ મંદ અશાસ્ત્રીય દ્વૈત મનોરાજ્યને ત્યજવાનું કે જિતવાનું યાને મનોનિરોધનું એક અંગરૂપ સાધન છે વિષયોમાં દોષદૃષ્ટિ યા વૈરાગ્યભાવના અને મનોનિરોધ, – એ બન્ને સાથે હોવા જોઈએ – એ બેઉનો અભ્યાસ સાથે જ કરવો જોઈએ એ કરે ને એક ન કરે તો ચાલે, એમ નથી દોષદૃષ્ટિ યા વૈરાગ્યભાવના, – એ એક રેચ અથવા પરેજી જેવી છે, અને મનોરાજ્ય જિતવું યા મનોનિરોધ, – એ માત્રા જેવો છે તો, માત્રા વિના ફક્ત રેચ અથવા પરેજીથી જેમ રોગનો સમૂળ નાશ થતો નથી, તેમ મનોનિરોધ વિના એકલી દોષદૃષ્ટિ યા વૈરાગ્યભાવનાથી આત્મકલ્યાણ વિશેષ (સંપૂર્ણ) સધાતું નથી ઝાડને ઉપર ઉપરથી કાપી નાખીએ, પણ જમીનની અંદર તેના મૂળિયા રહે તો થોડા દિવસમાં ફરી ફણગા ફૂટી હતું તેવું ને તેવું થઈ જાય છે, એ પ્રમાણે વિષયોમાં દોષદૃષ્ટિ અગર વૈરાગ્યભાવના વડે તીવ્ર અશાસ્ત્રીય દ્વૈત કામાદિકનો ત્યાગ કરી – કામાદિકને જિતી જો કે તાત્કાલિક શાંતિ મેળવાય છે, તોપણ તેનું મૂળરૂપ મંદ અશાસ્ત્રીય દ્વૈત મનોરાજ્ય એટલે કે મન જ્યાંસુધી કાયમ છે, ત્યાંસુધી પૂર્ણ શાંતિ તો નજ મળે કારણ કે મન રહેશે એટલે ઉપાધિ ન થા જ કરશે, દ્વૈત સ્ફુર્યા જ કરશે અને કાળે

કરીને વળી મોટો સંસાર પણ ખડો થશે; પરંતુ જો મનોરાજ્યનો ત્યાગ થાય – મનનો નિરોધ થાય, તો તેવું થવાનો સંભવ નથી. એટલા માટે શ્રીગૌડપાદાચાર્યે ('માડૂક્યકારિકા' – પ્રકરણ ૩ – શ્લોક ૩૧ મા ) કહ્યું છે કે '**मनोदृश्यमिदं द्वैतं यत्किंचित्सचराचरम् । मनसो ह्यमनीभावे द्वैतं नैवोपलभ्यते ॥** '— 'જે કાંઈ ચરાચર આ દ્વૈત [ દેખાય છે, તે બધુ ] મનોદૃશ્ય [છે]; કેમકે મનનો અમનીભાવ (નિરોધ) થયે દ્વૈત બીલકુલ ઉપલબ્ધ થતુ નથી ( અર્થાત્ પ્રતીત થતુ નથી – જણાતુ નથી ).' વળી ('માડૂક્યકારિકા'–પ્રકરણ ૪ – શ્લોક ૭૨મા, એ જ મહાપુરુષે ) કહ્યુ છે કે, '**चित्तस्पन्दितमेवेदं ग्राह्यग्राहकवद्द्वयम् । चित्तं निर्विषयं नित्यमसंगं तेन कीर्तितम् ॥** ' — 'ગ્રાહ્ય–ગ્રાહકની પેઠે, ચિત્તનુ સ્પન્દન (સ્ફુરણ) થયાથી જ આ દ્વૈત [ છે ], તેટલા માટે નિર્વિષય ચિત્તને [ જ ] નિત્ય–અસંગ ( અર્થાત્ '**असंगो ह्ययं पुरुषः** ' —'આ પુરુષ અસંગ જ છે' અને 'નિત્ય–આત્મા છે' એમ) [ કરીને શ્રુતિએ ] કીર્તન કરેલુ છે.' મતલબ કે અસ્થિર મન, એ જ **જગત્** અને સુસ્થિર મન, – એ જ **બ્રહ્મ.** એટલા માટે શ્રુતિ કહે છે કે, '**मन एव मनुष्याणां कारणं बन्धमोक्षयोः । बन्धाय विषयासक्तं, मुक्त्यै निर्विषयं स्मृतम् ॥** ' —'મન જ મનુષ્યોના બન્ધ–મોક્ષનુ કારણ છે : વિષયાસક્ત [મન] બન્ધને માટે છે, [અને] નિર્વિષય [મન] મુક્તિને માટે છે.' આથી એમ સાબીત થાય છે કે, પરમાર્થતઃ તો એકજ અદ્વૈતતત્ત્વ છે, તેમ છતાય, અરે ! અદ્વૈતતામા જરાપણ વાધો એટલે કે દ્વૈતાપત્તિ ન આવતા પણ વ્યવહારદશામા સર્વ ઉપદ્રવનુ મૂળ કારણ એક મન જ છે. માટે તેનો નિરોધ કરવો જ જોઇએ અને એ કાર્યમા મુખ્યપ્રયત્નવાન થવું જોઇએ. એટલા માટે શ્રુતિ કહે છે કે, '**यतो निर्विषयस्यास्य मनसो मुक्तिरिष्यते । अतो निर्विषयं नित्यं मनः कार्यं मुमुक्षुणा ॥ निरस्तविषयासंगं संनिरुद्धं मनो हृदि । यदा यात्युन्मनीभावं तदा तत्परमं पदम् ॥ तावदेव निरोद्धव्यं यावद्धृदि गतं क्षयम् । एतज्ज्ञानं च ज्ञानं च शेषो न्यायस्य विस्तरः ॥ इति ॥** ' = 'જેથી કરીને આ નિર્વિષય મનને મુક્તિ ઇષ્ટ છે (i. e. નિર્વિષય મન મુક્તિને માટે છે), એથી મુમુક્ષુએ મન નિત્ય નિર્વિષય કરવું. જ્યારે વિષયથી રહિત હોઈ અસંગ મન હૃદયમા સારી પેઠે નિરુદ્ધ થાય છે ( નિરોધ પામે છે ), ત્યારે ઉન્મની-

કરીને વળી મોટો સસાર પણ ખડો થશે, પરતુ જો મનોરાજ્યનો ત્યાગ થાય – મનનો નિરોધ થાય, તો તેવુ થવાનો સભવ નથી. એટલા માટે શ્રીગૌડપાદાચાર્યે ('માણ્ડૂક્યકારિકા' – પ્રકરણ ૩ – શ્લોક ૩૧ મા ) કહ્યુ છે કે **'मनोदृश्यमिदं द्वैतं यत्किंचित्सचराचरम् । मनसो ह्यमनीभावे द्वैतं नैवोपलभ्यते ॥ '**— ' જે કાઈ સચરાચર આ દ્વૈત [ દેખાય છે, તે બધુ ] મનોદૃશ્ય [છે], કેમકે મનનો અમનીભાવ (નિરોધ) થયે દ્વૈત બીલકુલ ઉપલબ્ધ થતુ નથી ( અર્થાત્ પ્રતીત થતુ નથી – જણાતુ નથી )' વળી ( 'માણ્ડૂક્યકારિકા'–પ્રકરણ ૪ – શ્લોક ૭૨મા, એ જ મહાપુરુષે ) કહ્યુ છે કે, **' चित्तस्पन्दितमेवेदं ग्राह्यग्राहकवद्द्वयम् । चित्तं निर्विषयं नित्यमसंगं तेन कीर्तितम् ॥'** — ' ગ્રાહ્ય–ગ્રાહકની પેઠે, ચિત્તનુ સ્પન્દન (સ્ફુરણ) થયાથી જ આ દ્વૈત [ છે ], તેટલા માટે નિર્વિષય ચિત્તને [ જ ] નિત્ય–અસગ ( અર્થાત્ **' असंगो ह्ययं पुरुषः '** — ' આ પુરુષ અસગ જ છે ' અને ' નિત્ય–આત્મા છે ' એમ) [ કરીને શ્રુતિએ ] કીર્તન કરેલુ છે ' મતલબ કે અસ્થિર મન, એ જ **જગત્** અને સુસ્થિર મન, – એ જ **બ્રહ્મ** એટલા માટે શ્રુતિ કહે છે કે, **' मन एव मनुष्याणां कारणं बन्धमोक्षयोः । बन्धाय विषयासक्तं, मुक्त्यै निर्विषयं स्मृतम् ॥ '** —' મન જ મનુષ્યોના બન્ધ–મોક્ષનુ કારણ છે વિષયાસક્ત [મન] બન્ધને માટે છે, [અને] નિર્વિષય [મન] મુક્તિને માટે છે.' આથી એમ સાબીત થાય છે કે, પરમાર્થત તો એકજ અદ્વૈતતત્ત્વ છે, તેમ છતાય, અરે ! અદ્વૈતતામા જરાપણ વાધો એટલે કે દ્વૈતાપત્તિ ન આવતા પણ વ્યવહારદશામા સર્વ ઉપદ્રવનુ મૂળ કારણ એક મન જ છે માટે તેનો નિરોધ કરવો જ જોઇએ અને એ કાર્યમા મુખ્યપ્રયત્નવાન થવુ જોઇએ એટલા માટે શ્રુતિ કહે છે કે, **'यतो निर्विषयस्यास्य मनसो मुक्तिरिष्यते । अतो निर्विषयं नित्यं मनः कार्यं मुमुक्षुणा ॥ निरस्तविषयासंगं सन्निरुद्धं मनो हृदि । यदा यात्युन्मनीभावं तदा तत्परमं पदम् ॥ तावदेव निरोद्धव्यं यावद्हृदि गतं क्षयम् । एतज्ज्ञानं च ज्ञानं च शेषो न्यायस्य विस्तर ॥ इति ॥'** = ' જેથી કરીને આ નિર્વિષય મનને મુક્તિ ઇષ્ટ છે (1 e નિર્વિષય મન મુક્તિને માટે છે), એથી મુમુક્ષુએ મન નિત્ય નિર્વિષય કરવુ જ્યારે વિષયથી રહિત હોઈ અસગ મન હૃદયમા સારી પેઠે નિરુદ્ધ થાય છે ( નિરોધ પામે છે ), ત્યારે ઉન્મની

ભાનને પામે છે તે પરમપદ [ કહેવાય છે ] ત્યાનગીજ [ મનનો ] નિરોધ કરવો કે જ્યાનગી હૃદયમા ક્ષય ( લય ) પામે એજ ધ્યાન [ છે ] અને [ એજ ] જ્ઞાન [ છે ] બાકી [ સૌ ] ન્યાયનો વિસ્તાર [માત્ર જાણવો] ॥ ઇતિ ॥ [ આ પ્રમાણે જીવન્મુક્તિવિવેક'મા છે ] વળી પચદશી -બ્રહ્માનદે યોગાનદ પ્ર૦ ૧૧ - શ્લોક ૧૧૩ માના પૂર્વાર્ધમા છે કે 'चित्तमेव हि ससारस्तत्प्रयत्नेन शोधयेत्' = ચિત્ત જ પ્રસિદ્ધ ( આ ) સસાર છે [ માટે ] તે ( ચિત્ત )ને જ પ્રયત્ન ( અભ્યાસ વૈરાગ્ય ) વડે શોધવુ ( રજો-તમોના રહિતપણાએ કરીને એકાગ્ર કરવુ ) જોઇએ હા એટલુ ખરૂ કે આસનસ્થિત થઈ મનોનિગ્રહનો અભ્યાસ કરતા, શરૂઆતમા તેમ અભ્યાસ ઉપરાત સમયમા ભોગના હેતુરૂપ પ્રબળ પ્રારબ્ધે કરીને વ્યુત્થાન પામી જ્યારે-જ્યારે મન વિષયોમા જાય ત્યારે-ત્યારે દોષદૃષ્ટિ યાને વૈરાગ્યભાવના કરવી એથી વિષયોમા વિમુખતા યાને અરુચિ ઉત્પન્ન થાય છે અને તેથી વાસનાનો ક્ષય થાય છે એ વાસનાક્ષય દભાદિ આસુરી સપત્તિરૂપ યાને તામસવૃત્તિઓરૂપ તીવ્રબધનો નિવારક છે તેથી એ મનોનિરોધને મદદ ને પોષણ કરનાર છે એટલા માટે યોગદર્શનકાર શ્રીપતજલિ મુનિ ( શ્રીપાતજલ-યોગદર્શન-સમાધિપા૦ ૧ - સૂત્ર ૧૨મા ) કહે છે કે 'अभ्यासवैराग्याभ्या तन्निरोध' - અભ્યાસ અને વૈરાગ્ય ( ઉભય ) વડે ચિત્તવૃત્તિનિરોધ [ થાય છે ] ' ભગવાન્ શ્રીકૃષ્ણચન્દ્ર પણ અર્જુન પ્રત્યે ( ગીતા - અ૦ ૬ - શ્લોક ૩૫ના ઉત્તરાર્ધ ચરણમા ) કહે છે કે 'अभ्यासेन तु कौन्तेय वैराग्येण च गृह्यते'— ' પરન્તુ હે કૌન્તેય ! અભ્યાસ અને વૈરાગ્ય વડે [ મન ] ગ્રહાય છે ( નિગ્રહાય છે - નિગૃહીત થાય છે ) માટે જ બન્ને જોડે-જોડે કરવા, પણ મનોરાજ્યથી ત્યજવા યા જિતવારૂપ મનોનિરોધનો અભ્યાસ તો મુખ્યપણે કરવો એના માટે શ્રીવિદ્યારણ્ય સ્વામી જીવન્મુક્તિવિવેક ગ્રથમા લખે છે કે 'बन्धो द्विविध तीव्रो मृदुश्च। तत्राऽऽसुर सपत्त्याभादेव क्लेशहेतुत्वात्तीव्रो बन्ध । द्वैतमात्रप्रतीतिस्तु स्वयमक्लेशरूपत्वादासुरसपदुत्पादकत्वाच्च मृदुबन्ध । तत्र वासनाक्षयेण तीव्रबन्ध एव निवर्तते, मनोनाशेन तूभयम् ।' = 'બધ બે પ્રકારનો [ છે ], તીવ્ર અને મૃદુ ( મદ ) ત્યા [ તામસ વૃત્તિઓ-દભાદિ ] આસુરીસપત્તિ સાક્ષાત્ જ ક્લેશહેતુરૂપ હોવાથી તીવ્ર

બન્ધ [ છે ] [ અને ] દ્વૈતમાત્રની પ્રતીતિ તો [ સાત્વિક-રાજસવૃત્તિદ્વય હોઈ ] સ્વયમ્ ( પોતે ) અકલેશરૂપત્વ હોવાથી તેમ આસુરીસ પત્તિની ઉત્પાદક હોવાથી મૃદુબન્ધ [ છે ] ત્યા વાસનાક્ષયથી તીનબન્ધ જ નિવૃત્ત થાય છે, [ જ્યારે ] મનોનાશથી તો બન્ને ' આ પ્રમાણે મનોનાશ = મનોનિરોધની જ મુખ્યતા છે ''

**પૂર્વપક્ષી** યા **શિષ્ય : :**—" ભલે, ત્યારે મનોરાજ્ય જિતવાનુ ( મનોનિરોધનુ ) સાધન ( ઉપાય ) શુ છે ? '

**સિદ્ધાન્તી** યા **ગુરુ : :**—" નિર્વિકલ્પસમાધિ વડે મનોરાજ્ય જિતી શકાય છે, અને તે નિર્વિકલ્પસમાધિ વળી સવિકલ્પ સમાધિના અભ્યાસથી ક્રમે કરીને સુસિદ્ધ થાય છે '

**પૂર્વપક્ષી** યા **શિષ્ય : :**—" ઓ બાપરે બાપ ' ગુરુજી ' એ સોદો તો વાયદો પડે ' જેઓએ યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન અને સમાધિ, – એ અષ્ટાગયોગ ( પાતંજલયોગ )નો અભ્યાસ કર્યો છે, તેઓ જ સવિકલ્પ અને ત્યાર પછી નિર્વિકલ્પ સમાધિ સિદ્ધ કરી મનોરાજ્ય જિતી શકે છે જ્યારે આપણે તો અષ્ટાગયોગરહિત છીએ, આપણી શી વલે ? – આપણી શી દશા ? ? મનોરાજ્ય જિતવ માટે અમારે શુ કરવુ ? એ સિવાય બીજુ કાઈ સાધન ( મનોરાજ્ય જિતવાનુ ) છે કે નહિ ? હોય તો ઠીક, આપણુ ઠેકાણુ લાગે, નહિતર આપણે તો રહ્યા જ આપણી દૃષ્ટિ કે ગતિ કઈ અષ્ટાગયોગમા કે નિર્વિકલ્પ સમાધિમા પહોચતી નથી ને પહોચવાનીય નથી એ આપણુ ગજુ નથી બાવા ' ''

એના જવાબમા **સિદ્ધાન્તી** યા **ગુરુ** કહે છે કે — " છે, છે બચ્ચા ' ગભરાતો મા ' ત્હારી પણ ગતિ છે અષ્ટાગયોગરહિત અધિકારીને માટે ( નિર્વિકલ્પ સમાધિ યાને અષ્ટાગયોગ સિવાય ) બીજો એક ઉપાય ( મનોરાજ્ય જિતવાનો ) છે તે એ જ કે, ' <u>बुद्धतत्त्वेन धीदोष</u> . ...' ( પૂર્વોક્ત ગરૂઆતનો મૂળ શ્લોક )

॥ ૐ ॥

હવે એના ઉપર વધુ વિચાર કરવાથી જણાય છે કે, મનોરાજ્ય જિતવાનુ સાધન ( ઉપાય ) **અષ્ટાંગયોગયુક્ત અધિકારીને** માટે **' નિર્વિકલ્પસમાધિ '** અને **અષ્ટાંગયોગરહિત અધિકારીને** માટે **' દીર્ઘ પ્રણવોચ્ચાર '** છે એથી ચોકખુ માલુમ થાય છે કે, **અધિકારી** બે પ્રકારના છે (૧) અષ્ટાગયોગયુક્ત ( 1 c

મતલબ રાખે છે. તેમા વળી મુમૂર્ષુને એટલે કે મરણપથારીમા પડેલ આસન્નમૃત્યુ વ્યક્તિને જેમ વિવાહની ઇચ્છા થતી નથી, તેમ તીવ્ર-વૈરાગ્યવાન્ મુમુક્ષુને ઝાઝી ખટપટની વાતો ગમતી નથી, કિંતુ મોક્ષ-ધામનો સાદો-સીધો માર્ગ જ ગમે છે – મોક્ષસિદ્ધિનું સાદુ-સીધુ સાધન જ ગમે છે. એટલા માટે આપણી **પાગલ-પરંદગીમા પાગલ-પંથ** (i. e. Royal road, રાજયોગ) પસંદેલ છે : બસ તે એ જ કે, પચદશીનો (દ્વૈતવિવેકપ્રકરણાન્તર્ગત આપણા મૂળ શ્લોકમાં બતાવેલો) **દીર્ઘ પ્રણવોચ્ચાર**, નહિ કે **નિર્વિકલ્પ સમાધિ.** એથી કરીને આપણે કંઈ ઉતરતા કે અયોગ્ય છીએ, એમ પણ નથી. જેમ કોઈ પુરુષે કોઈ પ્રબળ સંસ્કારવશાત્ સંન્યાસ-દીક્ષા લીધી અને વેદાન્ત-વિચાર (શ્રવણ-મનન-નિદિધ્યાસન)રૂપ જ્ઞાનસાધનમા તે પ્રવૃત્ત થયો, પણ અકૃતોપાસ્તિક હોવાથી તેને ચિત્તની એકાગ્રતા સિદ્ધ થયેલી નથી અને તેથી કરીને વિપરીતભાવનાની નિવૃત્તિ પણ થયેલી નથી, તો હવે તેને ફરી કર્મ-ઉપાસના (i. e. સગુણઉપાસના)ના અનુષ્ઠાન વડે ચિત્તની એકાગ્રતા સંપાદન તથા વિપરીતભાવનાની નિવૃત્તિ કરવાને કહેવામા આવે, તો તે ખોટુ, તેમ બને નહિ, કેમકે તેને હવે કર્મ-ઉપાસનાનો અધિકાર રહ્યો નથી, અને તેમ છતાંય કર્મ-ઉપાસના આચરે તો તેને 'આરૂઢ-પતિત'-દોષ લાગુ પડે, માટે હવે તો તેને '**બ્રહ્માભ્યાસ**' (*નિર્ગુણઉપાસના – નિદિધ્યાસન*) વડે જ ઉપલું કાર્ય એટલે કે એકાગ્રતા ને વિપરીત-ભાવનાની નિવૃત્તિરૂપ કાર્ય સાધવાનુ છે; તેમ આપણે દૈવેચ્છાએ કહો કે પૂર્વપૂણ્યે કહો યાતો શ્રીઇષ્ટ-ગુરુ-અનુગ્રહે કહો જ્ઞાનમાર્ગમા કે રાજયોગમા દાખલ યા પ્રવૃત્ત થયા છીએ, ત્યારે હવે દઢજ્ઞાન મેળવવાને કે જીવન્મુક્ત ભોગવવાને મનોરાજ્યનો વિજય કરવો, તે 'અષ્ટાંગયોગ' કે '**નિર્વિકલ્પ સમાધિ**'દ્વારા નહિ, પણ '**દીર્ઘ-પ્રણવોચ્ચાર**' વડે. એક વખત એક મહાન્ અનુભવી સંગીતાચાર્યે આ વ્યક્તિ (લેખક)ને, સમાગમ તથા ગાઢ પરિચય (ઘનિષ્ટતા – intimacy) થતા, કહેલું કે, "તમને સંગીતનો શોખ છે, એટલે તેનું જ્ઞાન મેળવો; પણ તમારી ઉમ્મર તથા બુદ્ધિનો વિચાર કરતા હવે પુસ્તકો ભણીને તેમ ગોખીને શીખવાનું કે જ્ઞાન મેળવવાનુ નથી કિંતુ મ્હારી જોડે રહીને સમાગમ તથા અનુભવથી જ શીખો. એથી એમ ... ઉપાયાન્તરથી પણ યોગ્ય કાર્ય

મન ઉનારાને થાય છે માટે જ '**નિર્વિકલ્પ સમાધિ**' સાધ્યા સિવાય પણ '**દીર્ઘ પ્રણવોચ્ચાર**'-સાધનના સેવનથી જ આપણું કાર્ય સરશે જ ॥ ૐ ॥

—॥દીર્ઘ પ્રણવોચ્ચાર-સાધન સાધવાને કેટલીક યોગ્યતા॥—

પરંતુ ધ્યાનમાં રાખવાનું કે, **આ આપણું** ઇષ્ટ '**દીર્ઘ પ્રણવોચ્ચાર-સાધન' સાધવાને કેટલીક યોગ્યતા જોઇએ છે.** તે પંચદશીકાર આપણા આ મૂળ શ્લોકમાં દર્શાવે છે કે, (૧) '**તત્ત્વજ્ઞાન**', (૨) '**બુદ્ધિદોષ ( કામ-ક્રોધાદિરૂપ)નો અભાવ**' અને (૩) '**એકાન્તવાસ**'. મતલબ કે આ '**દીર્ઘ પ્રણવોચ્ચાર-સાધન**'ના સાધનારે પ્રથમ તો ગુરુ-શાસ્ત્રની કૃપાએ બ્રહ્મ અને આત્માનું એકતા અદ્વૈતજ્ઞાન – અભેદજ્ઞાન મેળવી તત્ત્વજ્ઞાની – તત્ત્વજ્ઞાનરૂપી યોગ્યતાવાળા થવું જોઇએ, ત્યારપછી વિષયોમાં દોષદૃષ્ટિ તથા વૈરાગ્યભાવના વડે બુદ્ધિનિષ્ઠ કામ-ક્રોધાદિરૂપ દોષોને દૂર કરી બુદ્ધિ પર હત – બુદ્ધિદોષરહિતપણારૂપી બીજી યોગ્યતાવાળા થવું જોઇએ; અને ત્યારબાદ આખરે નિર્જન પ્રદેશમાં સ્થિત થઇ એકાન્તવાસી – એકાન્તવાસરૂપી ત્રીજી યોગ્યતાવાળા થવું જોઇએ. ॥ૐ॥

હવે ઉપરોક્ત પ્રથમ યોગ્યતા જે '**તત્ત્વજ્ઞાન**' છે, જેને મૂળ શ્લોકના 'બુદ્ધતત્ત્વ' એટલે કે 'અવગતતત્ત્વ' – 'જ્ઞાતતત્ત્વ' એમ કહીને અધિકારીના વિશેષણ યા યોગ્યતા બનાવેલ છે, 'તે શું **પરોક્ષજ્ઞાન** છે કે અપરોક્ષજ્ઞાન? તે અધિકારી **પરોક્ષજ્ઞાની** છે કે **અપરોક્ષજ્ઞાની**? અને તેથીજ આવું આ આપણું '**દીર્ઘ પ્રણવોચ્ચાર**'-સાધન શું **પરોક્ષજ્ઞાનીને** કરવાનું કે **અપરોક્ષજ્ઞાનીને**?' એમ પ્રશ્ન [illegible] તેનો ઉત્તર યા સમજુતી એ છે કે, '**બન્ને**' ઘટી શકે. પરોક્ષજ્ઞાનવાળાએ અપરોક્ષજ્ઞાન માટે અને **અપરોક્ષજ્ઞાનવાળાએ** દૃઢ અપરોક્ષજ્ઞાન – દૃઢ સાક્ષાત્કાર માટે તેમ જીવન્મુક્તિ ( જીવન્મુક્તિના વિલક્ષણ સુખ – અપૂર્વ આનંદ )ની સિદ્ધિ માટે આ 'દીર્ઘ પ્રણવોચ્ચાર'-સાધન કરવું ' ॥ ૐ ॥

વળી (પંચદશી-ચિત્રદીપપ્રકરણ ૬ – શ્લોક ૨૭૬માં વર્ણવેલ) '**તત્ત્વબોધ**', '**વૈરાગ્ય**' ને '**ઉપરતિ**' તથા ( યોગવાસિષ્ઠાદિમાં દર્શાવેલ ) '**તત્ત્વજ્ઞાન**', '**મનોનાશ**' ને '**વાસનાક્ષય**', —એ જીવન્મુક્તિસુખનાં સાધનો જન્માંતરોમાં પ્રાપ્ત કરીને સાથે જ **હોય છે, તેમ** ( ઉપર બતાવેલ ) આ પણ આ અધિકારીની ત્રણ યોગ્યતા

( 'તત્ત્વજ્ઞાન', 'બુદ્ધિદોષશૂન્યતા' અને 'એકાન્તવાસ' ) અનતા લગી અધિકારીમા એકત્ર જ યાને જોડે જ – સાથે જ રહેવાની. કારણ કે જ્યા તત્ત્વજ્ઞાન હોય, ત્યા ઇતર સાધન એની મેળે જ આવવાના, તેથી જ આપણા અધિકારીને તત્ત્વજ્ઞાન થયુ કે કામ–ક્રોધાદિરૂપ બુદ્ધિદોષનો અભાવ ( સમ્યક્ નહિ તો કઇક – યત્કિંચિત્ પણ ) થયો જ છે, એમ જાણવુ, અને ત્યાર પછી એકાન્તમા – નિર્જન પ્રદેશમા નિવાસ કરી 'દીર્ઘ પ્રણવોચ્ચાર –સાધનની સાધના વડે બ્રહ્માભ્યાસ તથા બ્રહ્મનિષ્ઠા જમાવી પરમાનન્દમા – પૂર્ણાનદમા જીવન ગાળવાની અભિરુચિ સ્વાભાવિક જ થાય છે એમ ન થાય તો તત્ત્વજ્ઞાન જ શેનુ ' શાસ્ત્ર પણ કહે છે કે,

" अक्रोधवैराग्यजितेन्द्रियत्वं,
क्षमा दया सर्वजनप्रियत्वम् ।
निर्लोभदाता भयशोकहर्ता,
ज्ञानस्य चिह्नं दश लक्षणानि ॥ "

( અર્થ :— ) " અક્રોધ, વૈરાગ્ય, જિતેન્દ્રિયપણુ, ક્ષમા, દયા, સર્વજનપ્રિયપણુ, નિર્લોભ, દાતા, ભય અને શોકનો હર્તા ( હરવાવાળો ), – એ દશ લક્ષણો જ્ઞાનનુ ચિહ્ન છે " એ પ્રમાણે શ્રુતિ પણ વિધાન કરે છે કે, " महत्पदं ज्ञात्वा वृक्षमूले वसेत् " – " મહત્ પદ (બ્રહ્મ)ને જાણીને ( એટલે કે જીવ–બ્રહ્મનુ ઐક્યજ્ઞાન – બ્રહ્મ–આત્માનુ અભેદજ્ઞાન – તત્ત્વજ્ઞાન મેળવીને) [ અધિકારી ] વૃક્ષની નીચે વસે ' અને પછી ત્યા " सच्चिदानन्दात्मानमद्वितीय ब्रह्म भावयेत् , अहं ब्रह्मास्मीत्यनुसंधानं कुर्यात् " – " સચ્ચિદાનન્દ અદ્વિતીય આત્મા-બ્રહ્મની ભાવના (ધ્યાન) કરે, ' હુ બ્રહ્મ છુ ' એવુ અનુસધાન કરે. " આ ઉપરથી સાર સમજવાનો એ છે કે, તત્ત્વજ્ઞાનના પ્રભાવે કરીને કામ–ક્રોધાદિરૂપ બુદ્ધિદોષની શૂન્યતા કે શિથિલતા અને એકાન્તવાસ અધિકારીને ઘણે ભાગે સ્વત થાય છે, તથા ત્યા 'દીર્ઘ પ્રણવોચ્ચાર' વડે સ્વરૂપાનુસધાન – બ્રહ્માભ્યાસ – બ્રહ્મનિષ્ઠાની જમાવટ જામી રહે છે ॥ ૐ ॥

—॥ દીર્ઘ પ્રણવોચ્ચાર-સાધનથી થતો
આત્મસાક્ષાત્કાર યા બ્રહ્મપ્રાપ્તિ ॥—

હવે મૂળ શ્લોકમા પચદશીકાર શ્રીવિદ્યારણ્ય સ્વામી કહે છે કે, ઉપરોક્ત યોગ્યતાવાળો અધિકારી ' દીર્ઘ પ્રણવોચ્ચાર ' કરી

મનોરાજ્યનો વિજય મેળવે છે – મનોરાજ્યને સમ્યક્ જિતે છે [ – એવું જે થાય છે, તે, દીર્ઘ પ્રણવોચ્ચારમાં રહેલ છે એક કુદરતી પ્રબળ પ્રભાવ – એક ભારે જબ્બર તાકાત – એક અજબ શકિત – અરે ! ચમત્કાર, બસ તેના વડે જ થાય છે આ વાતની – આ બાબતની ખરી ખાત્રી તો જ્યારે આપણે આ બધા લખાણમાં દર્શાવેલ આ ગુરુ-ગમ ને અનુભવ-માર્ગ અનુસાર ચાલવા મંડી પડીએ – કરવા મંડી પડીએ, ત્યારે જ થાય તેમ છે, તે સિવાય તો ફક્ત બોલી જવાથી કે વાંચી જવાથી શું વળવાનું હતું ? ॥ ૐ ॥ ] પછી, તે મનોરાજ્ય જિત્યું અગર જિતાયું કે તે કાળે મન મૂંગાની પેઠે વૃત્તિશૂન્ય થઇને રહે છે એ એટલે કે **મૂંગાની પેઠે વૃત્તિશૂન્ય મનની જે સ્થિતિ, તે – તે જ પદ છે** કહેતાં **બ્રહ્મરૂપ પ્રાપ્ય પદ** છે એટલે કે **બ્રહ્મનું સ્વરૂપ છે**; – એમ (મૂળ શ્લોકમાં) '**एतत् पदम्**' એ પદ અગર શબ્દથી નિર્દેશ કરે છે વધુમાં ખુબી તો એ છે કે, '**एतत्**' એ પદ અગર શબ્દથી સ્વામી શ્રીવિદ્યારણ્ય મુનિ શ્રીસદ્‌ગુરુસ્થાને રહી '**इदम्**' – '**આ**' કરીને અંગુલીનિર્દેશપૂર્વક અસ્મદાદિ શિષ્યને હસ્તામલકવત્ **બ્રહ્માત્માનો સાક્ષાત્કાર** કરાવે છે અને એ જ પ્રમાણે ગુરુવર્ય શ્રીવસિષ્ઠ મુનિ ભગવાન શ્રીરામચંદ્રજી પ્રતિ ('શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણ'માં) અનેક પ્રમાણ તથા યુક્તિ-પ્રયુક્તિ અને અનુભવોથી ભરપૂર ઇતિહાસ-આખ્યાયિકારૂપે સુન્દર રીતે પ્રતિપાદન કરતા **એ જ પદને** કહી ગયા છે એમ એ જ કહે છે કે, "**મૂંગાની પેઠે વૃત્તિશૂન્ય મનની જે સ્થિતિ, તે જ 'પદ' કહેતાં 'બ્રહ્માત્મક પ્રાપ્ય પદ' યાને 'બ્રહ્માત્માનું સ્વરૂપ' છે.**" હમો પણ ટૂંકમાં કહીએ છીએ કે, '**અસ્થિર મન, – એ જ જગત્ અને સુસ્થિર મન, – એ જ બ્રહ્મ.**' ત્યારે, દીર્ઘ પ્રણવોચ્ચારના સ્વાભાવિક પ્રભાવે કરીને મનોરાજ્ય નમ્યું કે બ્રહ્માત્માની પ્રાપ્તિ યા સાક્ષાત્કાર થયો જ જાણવો અને એ મનોરાજ્યનો ઉદય પુન થયો નથી, ત્યાંસુધી તો તે (બ્રહ્માત્માની પ્રાપ્તિ યા સાક્ષાત્કાર) કાયમ જ છે, એમ જાણવું **આચાર્ય ભગવાન (શ્રીશંકરાચાર્ય)** તેમના 'લઘુવાક્યવૃત્તિ'-ગ્રન્થના શ્લોક ૧૧ માં કહે છે કે —

"नष्टे पूर्वविकल्पे तु यावदन्यस्य नोदयः ।
निर्विकल्पकचैतन्यं स्पष्टं तावद्विभासते ॥"

**અર્થ**:— "પૂર્વ વિકલ્પ નષ્ટ થયા પછી અન્ય (બીજા) [વિકલ્પ]નો ઉદય જ્યાસુધી ન [થાય], ત્યાસુધી નિર્વિકલ્પક (વિકલ્પરહિત) ચૈતન્ય સ્પષ્ટ ભાસે છે." બે યુગની વચ્ચે ભગવાનનો અવતાર થાય છે, બે ગોપીની વચ્ચે શ્રીકૃષ્ણ-કનૈયો ઝળકે છે અને મોતિઓથી આવૃત સૂત્ર બે મોતિની વચ્ચે દેખાય છે, તેમ બુદ્ધિના વિકલ્પોથી ઘેરાયેલ ચૈતન્ય બે વિકલ્પની વચ્ચે સ્પષ્ટ ભાસે છે. 'યોગવાસિષ્ઠ'મા પણ એ જ વાત સ્પષ્ટ છે કે:—

"अर्थादर्थान्तरं चित्ते याति मध्ये हि या स्थितिः।
निरस्तमनना यासौ स्वरूपस्थितिरुच्यते ॥"

**અર્થ**:—"ચિત્તને અર્થથી અર્થાન્તર જવામા વચ્ચે જે મનનરહિત (સંકલ્પ-વિકલ્પશૂન્ય) પ્રસિદ્ધ સ્થિતિ [હોય છે], એ '**સ્વરૂપસ્થિતિ**' કહેવાય છે." તો, એક વખત દીર્ઘ પ્રણવોચ્ચાર કર્યો અને પછી તેના નાદનો અન્ત થતામા, બીજો દીર્ઘ પ્રણવોચ્ચાર હજી કર્યો નથી, ત્યાસુધીમા દરમ્યાન જે ચિત્તની સ્વાભાવિક નિર્વિકલ્પ (સંકલ્પ-વિકલ્પ વગરની - કંઈ પણ કલ્પના વગરની) સ્થિતિ, તે જ '**સ્વરૂપસ્થિતિ**' છે. બસ એને ઓળખવી જોઇએ. એ ખરી પકડ બરાબર પકડવી જોઇએ. ॥ ૐ ॥

**શ્રીમદ્ વિદ્યારણ્ય સ્વામી** તેમના 'ઉપનિષત્તાત્પર્યરૂપ અનુભૂતિપ્રકાશ'ગ્રન્થમા નૃસિંહતાપિનીવિવરણ-દેવવિદ્યાનામ - અધ્યાય ૨૦-શ્લોક ૧૬મા આ 'દીર્ઘ પ્રણવોચ્ચાર' વડે સ્વરૂપસ્થિત થવા વિષે અધિકારીને ઉપદેશે છે કે:—

"तदाऽप्योंकारमुच्चार्य नादान्ते निर्विकल्पकम्।
चित्तं कृत्वा यथाशक्ति स्वात्मतत्त्वे स्थिरो भवेत् ॥"

**અર્થ**:—"['ૐ'નો ઉચ્ચાર કરી સ્વાત્માને બ્રહ્મની સાથે અને બ્રહ્મને પણ આત્માની સાથે એક યાને અભેદ કરીને ધ્યાન કરતા તદાકારતામાથી બુદ્ધિ ચલિત થઇને જ્યારે બહાર જવા તૈયાર થાય, ત્યારે બહારની તમામ વસ્તુ તેમ સ્થૂળ, સૂક્ષ્મ ને કારણ,- એ શરીરત્રય માયાએ કરીને આત્મામા આરોપિત (કલ્પિત) છે, એવું ધ્યાન કરતાં, બોધથી યાને વિવેક-વિચારથી (તે બધું આરોપિત હોવાથી આત્મામા) લીન છે, એવું (ધ્યાન કરનાર અધિકારીએ) સ્મરણ કરવું. (વળી)] <u>तदाऽपि</u> = तदा+अपि - ત્યારે પ

ૐમને [ દીર્ઘ ] ઉચ્ચારી, નાદને અન્તે નિર્વિકલ્પક ( વિકલ્પરહિત ) ચિત્ત કરી, યથાશક્તિ ( શક્તિ પ્રમાણે ) આત્મતત્ત્વમાં સ્થિર થવું" ભગવાન્ શ્રીશંકરાચાર્ય પણ તેમના 'લઘુવાક્યવૃત્તિ' ગ્રન્થના શ્લોક ૧૭મા વિધાન કરે છે કે —

"एकद्वित्रिक्षणेष्वेवं विकल्पस्य निरोधनम् ।
क्रमेणाभ्यस्यता यत्नाद्ब्रह्मानुभवकांक्षिभिः ॥"

અર્થ —"બ્રહ્માનુભવની આકાંક્ષાવાળાએ એક, બે, ત્રણ ક્ષણ [ એમ કલ્પનાના વધુ પણ ] — એ પ્રમાણે ક્રમે-ક્રમે (ધીમે-ધીમે) વિકલ્પના નિરોધના અભ્યાસ યત્નથી કરવો"

'પ્રથમ વૃત્તિ ત્યાગ કરી, બીજી ઉઠવા ન દઈએ ।
વચમાં નિર્વિકલ્પ દશાનો અભ્યાસ કરતા રહીએ ॥"
[ ધ્યાન 'ગુજરાતી પચીકરણ' – દો૦ ૩૫. ]

હવે, આખર હમો એ પણ કહીશું વા લખીશું કે, જેઓ અષ્ટાંગયોગી - હઠયોગી છે, તેઓની જે 'નિર્વિકલ્પ સમાધિ' કે નયયોગમહાસમાધિ' છે તે જ આપણા આ 'દીર્ઘ પ્રણવો ચ્ચારણ-સાધન'ના અભ્યાસથી પણ પ્રાપ્ત થાય છે હા, એટલું ખરૂ કે, તેઓની ( યોગીઓની ) સમાધિસ્થિતિ દીર્ઘકાળસ્થાયી હોય છે, જ્યારે આ [illegible] અર્ધ એક ક્ષણસ્થાયી જ, એમ [illegible] ઉભયના કાળરૂપ જે બ્રહ્માનન્દ, તેના નિશ્ચયમાં જરાય બાધો આવતો નથી એના પ્રમાણમાં 'પંચદશી' – બ્રહ્માનન્દે યોગાનન્દ-પ્રકરણ ૧૧ને શ્લોક ૧૧૯મો છે, તે એ કે —

'यद्यप्यसौ चिरं काल समाधिर्दुर्लभो नृणाम् ।
तथापि क्षणिको ब्रह्मानन्दं निश्चाययत्यसौ ॥"

અર્થ :—"યદ્યપિ એ સમાધિ ચિરકાળ ( દીર્ઘકાળ ) પર્યન્ત તો મનુષ્યોને દુર્લભ છે, તથાપિ એ ( સમાધિ ) ક્ષણિક [ પણ હોઈ ] બ્રહ્માનન્દનો નિશ્ચય કરાવે છે ( અર્થાત્ યોગીઓથી ઇતર – આપણા જેવા અધિકારીને એ સમાધિ દીર્ઘકાળસ્થાયી તો નથી જ હોતી, [illegible] ( તે સમાધિની ) ક્ષણિક સ્થિતિ તો સંભવે છે ખરી - [illegible] ક્ષણિક સ્થિતિથી જ બ્રહ્માનન્દનો નિશ્ચય થઈ શકે છે )" ભગવાન્ શ્રીશંકરાચાર્ય પણ ('લઘુવાક્યવૃત્તિ'ના શ્લોક ૧૫મા) [illegible] —

"सर्वव्यापारनिरोधेन समाधिर्योगिनां प्रियः ।
तदभावे क्षणं रुद्ध्वा ब्रह्मात्मैक्यपरायणः ॥"

અર્થ :—"સર્વ [ વિકલ્પોના ] નિરોધ વડે યોગીઓને પ્રિય [ એવી ] સમાધિ શક્ય [છે] : [પરંતુ] તે (સમાધિ)ની અશક્તિમા શ્રદ્ધાળુને (અધિકારીને) એક ક્ષણ [ માત્ર પણ ] [ વિકલ્પોના ] રોધ (નિરોધ) કરી આત્માની બ્રહ્મના (બ્રહ્મપણું) [નિશ્ચિત થઈ શકે છે —અનુભૂત થઇ શકે છે – સિદ્ધ થઈ શકે છે ]."

સમુદ્રના માત્ર એક ટીપા પાણીનું આચમન કર્યું, તેથી સમગ્ર સમુદ્રનો અનુભવ થયો કે 'દરીઓ ખારો છે :' તેમ એક ક્ષણ માત્રની સમાધિસ્થિતિ વડે જ સમગ્ર બ્રહ્માનંદનો – બ્રહ્માનન્દઘનનો (i. e. બ્રહ્માત્માસ્વરૂપનો) અનુભવ થઈ જાય છે – નિશ્ચય થઈ જાય છે – સાક્ષાત્કાર થઈ જાય છે કે 'આનન્દ ! આનન્દ !! બ્રમ પરમાનન્દ !!!' વળી યોગીઓને યોગ (અષ્ટાંગયોગ)માર્ગથી કે નિર્વિકલ્પ સમાધિમાર્ગથી પ્રાપ્ત થયેલી સમાધિસ્થિતિનો કાળ લાંબો અને આપણા આધકારીને જ્ઞાન (વિચાર)માર્ગથી કે દીર્ઘ પ્રણવોચ્ચારમાર્ગથી પ્રાપ્ત થયેલી સમાધિસ્થિતિનો કાળ અલ્પ, – એ બન્ને (લાંબો ને અલ્પ) કાળ ઘડીઆળના કે મનના કલ્પાયલા છે; જ્યારે બ્રહ્માત્મસ્વરૂપમાં કે બ્રહ્માનંદમા ઘડીઆળની કે મનની ગતિ નથી, એ બ્રહ્માત્મસ્વરૂપ કે બ્રહ્માનંદ તો કાળપરિચ્છેદથી રહિત (દેશ, કાળ ને વસ્તુ, – એ ત્રિવિધપરિચ્છેદશૂન્ય) છે, અમાપ છે, અકલ્પિત છે, અદ્વિતીય – અદ્વૈત વસ્તુ છે; એટલે જ યોગી તથા આપણા અધિકારી, – એ બંનેની જ સમાધિસ્થિતિ વિષેના સ્વરૂપાનુભવમા – બ્રહ્માનન્દાનુભવમા કંઇ લાંબા-ટૂંકાપણું કે કમી–જાસ્તીપણું નથી, કંઈ ફેરફારી નથી; ત્યા તો એક સરખો જ અનુભવ છે – એક સરખો જ નિશ્ચય છે ; લાંબા-ટૂંકાપણાનું કે ઓછા–વત્તાપણાનુ માપ, વિચાર કે વ્યવહાર છે, તે

[illegible] આત્મભૂમિમા : અને

સિદ્ધિ તો સમાધિસ્થિતિની – સ્વરૂપસ્થિતિની દીર્ઘકાળસ્થાયિતા વડે જ થાય છે, તે સિવાય અસંભવિત છે. ( પ્રશ્ન :— ) ત્યારે એને માટે શું કરવું ? ( જવાબ :— ) એમ પૂર્વોક્ત આપણા ' દીર્ઘ પ્રણવોચ્ચાર'-સાધન વડે, દર્શાવેલ રીતે, નિત્ય-નિરંતર યત્નથી બ્રહ્માભ્યાસ ચાલુ રાખવો – સંધિસ્થળે સંધ્યા કર્યા કરવી એટલે કે સમ્યક્ ધ્યાન કર્યા કરવું, એમ કરવાથી ક્ષણ-ક્ષણ કરતા ક્રમે કરીને સ્થિતિ વધશે અને આખરે કાળે કરીને અભીષ્ટસિદ્ધિ થઈ પૂર્ણ **કૃતકૃત્યતા** પ્રાપ્ત થશે તે એ પ્રમાણે કે —

" देहात्मधीवद्ब्रह्मात्मधीदार्ढ्ये <u>कृतकृत्यता</u> ।
यदा तदायं म्रियतां मुक्तोऽसौ नात्र संशयः ॥ "

[इति श्रीशङ्कराचार्य-लघुवाक्यवृत्ति', श्लो० १८.]

**અર્થ :**—" દેહાત્મબુદ્ધિની પેઠે બ્રહ્માત્મબુદ્ધિની દૃઢતા થયે ( અર્થાત્ જેમ **'देहोऽहम्'**—' હું દેહ છું ', **' पुरुषोऽहम् '**— ' હું પુરુષ છું,' **' ब्राह्मणोऽहम्',**—' હું બ્રાહ્મણ છું,' **' शूद्रोऽहम्'** —' હું શૂદ્ર છું ' આ પ્રકારનો દૃઢ નિશ્ચય એટલે કે સંશય-વિપર્યયથી રહિત નિશ્ચય છે, તેમ **' नाहं ब्राह्मणः '**— ' હું બ્રાહ્મણ નથી ', **' नाहं शूद्रः '** — ' હું શૂદ્ર નથી ,' **' नाहं पुरुषः '** —' હું પુરુષ નથી ,' **' नाहं देहः '** — ' હું દેહ નથી, ' કિંતુ ' असंग **सच्चिदानन्दस्वरूप. प्रकाशरूप सर्वान्तर्यामी चिदाकाशरूपोऽस्मि** ' — ' અસંગ – સચ્ચિદાનન્દસ્વરૂપ – પ્રકાશરૂપ – સર્વાન્તર્યામી – ચિદાકાશરૂપ હું છું ' એવા દૃઢ નિશ્ચયરૂપ એટલે કે સંશય-વિપર્યયથી રહિત નિશ્ચયરૂપ અપરોક્ષજ્ઞાન, – એ જ ઉપરના મૂળ શ્લોકમાં કહેલ ' દેહાત્મબુદ્ધિની પેઠે બ્રહ્માત્મબુદ્ધિની દૃઢતા ', તેમ થયે ) **કૃતકૃત્યતા** ( જીવન્મુક્તિરૂપ કૃતકૃત્યતા ) [ થાય છે, ] [ એમ ] જ્યારે [ થાય છે ], ત્યારે એ ( અધિકારી i. e. જ્ઞાની ) [ પ્રારબ્ધકર્મનો સમ્યક્ ક્ષય થયે ] ભલે મરો, એ મુક્ત ( i. e. વિદેહમુક્ત ) [છે], એમાં [ કંઈપણ ] સંશય નથી ( મતલબ કે એની આત્યંતિક બ્રહ્માત્મપ્રાપ્તિરૂપ **વિદેહમુક્તિ** વિષે કંઈપણ સંશય નથી – જરાય બાધો નથી અર્થાત્ એ પુરુષ વિદેહમુક્તિને પામે જ છે — વિદેહમુક્તિનો ભાગી થાય જ છે ). "

[ ઇતિ શ્રીશંકરાચાર્ય - ' લઘુવાક્યવૃત્તિ,' શ્લોક ૧૮.]

ॐ तत्सत्—शिवमिति. ॐ शान्तिः ! शान्तिः !! शान्तिः !!!

× × ॐ × ×



# ॥ છ કલાકની ડ્યૂટિ ॥

## ( પ્રયોગ યાને અનુષ્ઠાન )

વિદ્યાર્થીનો અભ્યાસ જો કે મગજમા વિચારરૂપે સદાય ચાલુ હોય છે, તોપણ સ્કૂલ–કૉલેજનુ દૈનિક ભણતર ( daily class-study ) તો નિયમિતપણે ૬ કલાકનુ જ હોય છે; તેમ સરકારી નોકરને નોકરીની પ્રવૃત્તિ કે કામનો બોજો જો કે આખો વખત પહોચે છે, તોપણ દરરોજનુ ઑફિસ–વર્ક કે ટેબલ્-વર્ક (office-work – table-work) તો નિયમિતપણે ૬ કલાકનુ જ હોય છે એજ પ્રમાણે પરમાર્થના સાધકને – અભ્યાસીને જો કે હરતા–ફરતા હર–હમેશ બ્રહ્માકારવૃત્તિ – બ્રહ્મચિંતન – ભગવત્સ્મરણ રહ્યા કરે છે, તો પણ દરરોજનો સક્રિય અભ્યાસ ૬ કલાકનો નિયમિતપણે હોવો જોઇએ. એક મહાત્માએ આરતિમા ગાયુ છે કે, " આઠ પ્રહર પ્રવીણ રહીને બે પહોરે માણે ........." એનુ રહસ્ય એમ સમજવાનુ કે, ' આઠ પ્રહર એટલે કે ૨૪ કલાક વ્યવહાર કરતા પણ સુરતા રાખી સાવચેત રહેવું, પણ બે પ્રહરે એટલે કે ૬ કલાકમા ૨૪ કલાકનું કાર્ય સારી નાખવુ.' ' એમ કેમ બને ? ' એના જવાબમા અભ્યાસી - સંત કહે છે કે, ' દિન–રાત મળીને ૮ પ્રહર યાને ૨૪ કલાક થાય છે, તેમા સહજ ચાલતા શ્વાસ–પ્રશ્વાસની કુલ સંખ્યા ૨૧૬૦૦ ગણાય છે. શ્વાસોચ્છ્વાસ – દમ બ દમ **અજપાજપ** થયા કરે છે અને તે ૨૪ કલાકમા ૨૧૬૦૦ થાય છે; પણ પૂર્ણ અભ્યાસી સિવાય જાગ્રત–સ્વપ્ન–સુષુપ્તિ ત્રણે અવસ્થામા દર શ્વાસ ઉપર ધ્યાન રાખવુ – સુરતા રાખવી – વૃત્તિ રાખવી અન્યને અશક્ય છે: તેથી ૨૪ કલાકમા ૬ કલાકભર તો તમામ વ્યવહારથી ફરાકત થઈ મુખ્ય-પણે ટેબલ્-વર્ક ( table-work ) રૂપે પરમાત્માની નોકરી બજા-વવી; વળી એ ૬ કલાકભરની જ નોકરી ૨૪ કલાકનુ કામ સારે તેમ છે: કારણ કે માળા ઉપર " ૐ ", " **सोऽहम्** " કે " **गुरुः ॐ** " ( અગર કેટલાક અધિકારીની રુચિ મુજબ " **राम** " કે " **कृष्ण** " )

મનના ( વૈખરી, મધ્યમા કે પશ્યન્તી વાચા વડે ) જપ કરવા બેસીએ તો ૬ કલાકભરમા ૨૧૬૦૦ જપ પૂરા થઈ જાય છે ' માટે ૨૪ કલાકમા ૬ કલાકભર સક્રિય અભ્યાસ અભ્યાસી-મુમુક્ષુએ કરવો જોઇએ, અને તે દરરોજ નિયમિતપણે શ્રદ્ધા-પ્રેમથી કરવો જોઇએ, તેમ દીર્ઘકાળ પર્યન્ત કરવો જોઇએ. વિદ્યાર્થી જેમ સ્કૂલ-કૉલેજનો અમુક વર્ષ સુધીનો અભ્યાસ કે 'કાર્સ' પૂરો કરી 'મૅટ્રિક', 'બી એ' ને 'ઍમ્ એ'ની 'ડિગ્રી' (ઉપાધિ) ધારણ કરી હોશિયાર શિક્ષક-પદ મેળવે છે, તેમ અભ્યાસી-સાધક પણ ૧ વર્ષ, ૨ વર્ષ ને ૩ વર્ષ સુધીનુ અનુષ્ઠાન ( દૈનિક ૬ કલાકભરનુ ) પૂરૂ કરી 'મૅટ્રિક', 'બી એ' ને 'ઍમ્ એ' જેના 'ડિગ્રી'વાળા - લાયકાતવાળા થઈ ગુરુ-પદ ધારણ કરે છે - ગુરુ તરીકે નિવડે છે વળી સરકારી નોકર જેમ અમુક વર્ષ સુધીની નોકરી પૂરી કર્યા પછી 'પેન્શનર' થઈ ઘર બેઠા લહેર કરે છે, તેમ અભ્યાસી-સાધક પણ વધુ નહિ તો ૩ વર્ષ સુધીનું અનુષ્ઠાન ઉગરથી મહેનત પડી પૂરૂં કર્યા પછી સાક્ષાત્કાર મેળવી જીવન્મુક્ત થઈ વિચરે છે અને આનન્દ, આનન્દ, બસ પરમાનન્દ અનુભવે છે હવે પૂર્વાવસ્થાની પેરે નિયમસર ફરજિયાતપણે એમને નોકરી કરવી પડતી નથી - અનુષ્ઠાન કરવુ પડતુ નથી તોપણ કોઇ લાયક 'પેન્શનર'ને જેમ કોઇ વખત 'ઑનરરી મૅજીસ્ટ્રેટ' તરીકે 'પબ્લીક'ની 'સર્વિસ' (સમાજની સેવા ) કરવાની હોય છે, તેમ આ જીવન્મુક્તને પણ કોઇ વખત જન-સેવા કરવાની હોય છે - ઉપદેશાદિક દ્વારા પરોપકાર, જન-કલ્યાણ કરવાના હોય છે. ॥ ૐ ॥

રોજ, **સાધકે દૈનિક ૬ કલાકભરની ડ્યૂટિ બજાવવી:** તેમા પ્રથમ અવસ્થાએ એક ને એક સાધને ચિત્ત કંટાળે, એટલે કંઇક ધ્યાન, કંઇક જપ અને કંઇક સ્વાધ્યાય વગેરે સાધન આચરતા ૬ કલાક પૂરા કરવા બાકીના વખતમા ઉપનિષદાદિક વેદાન્ત-ગ્રન્થનો વિચાર કરવો **ધ્યાનનું સ્વરૂપ** તો અગાઉ સારી પેઠે સમજાવેલું છે કે, મન્દિરસ્થાનમા કે સમાધિસ્થાનમા સ્વરૂપાનુભવાન-પૂર્વક અમનસ્કપણે સ્વસ્વરૂપરૂપે - આપોઆપરૂપે સ્થિતિ કરવી - અવસ્થાન રહવુ, તે **જપનું સ્વરૂપ** તો પ્રસિદ્ધ જ છે કે, અમુક મંત્રની વારવાર આવૃત્તિ ( repetition ) કરવી, તે **સ્વાધ્યાય** એટલે પોતાના ગોત્ર ને શાખા અનુસાર વેદના તત્તત્ ભાગનો પાઠ

કરવો, અગર તો સર્વસામાન્યત (all commonly) 'ગીતા', 'વિષ્ણુ-સહસ્રનામ' વગેરે વેદરૂપ પુસ્તકોનો પાઠ કરવો, તે **જપ-ધ્યાનનું સ્વરૂપ** હજી વધુ સ્પષ્ટપણે જાણવાની જરૂર છે, અરે ! તેને ઓળખવાની, તેની પકડ પકડવાની ખાસ અગત્ય છે તે એ પ્રમાણે કે, પ્રથમ જપ **વૈખરી વાણી**થી એટલે કે જિહ્વાથી ઉચ્ચાર-મોટેથી અન્ય સાભળી શકે એ પ્રમાણે થાય છે પછી બીજી ભૂમિકાએ જપ **મધ્યમા વાણી**થી એટલે કે કઠથી-ફક્ત હોઠ હાલે એ પ્રમાણે ચાલે છે એમ કરતા કાળે કરીને ત્રિજી ભૂમિકા જપની આવે છે, તેમા **પશ્યન્તી વાણી**એ એટલે કે હૃદયમા-મનમા-માનસિક જપ થયા કરે આખરે ચોથી ભૂમિકા જપની પ્રાપ્ત થાયછે, તેમા **પરા વાણી**એ એટલે કે પ્રાણમા યાને નાભિથી શ્વાસોચ્છ્વાસ - દમ બ દમ જપ ચાલ્યા કરે **એજ જપ ઉત્તમ પ્રકારનો છે.** એ જપ વળી બે રીતે જપાય છે **'બાહ્ય'** અને **'આન્તર'** **'બાહ્ય'** એ પ્રમાણે થાય છે કે, આપણા આ શરીરમા શ્વાસોચ્છ્વાસની જે સહજ ક્રિયા ચાલે છે, તેમા **'સોઽહમ્'** - **'સોઽહમ્'** એવો જપ (અજપાજપ) સ્વાભાવિક રીતે થયા કરે છે તે ખ્યાલ કરવાથી - ધ્યાન આપવાથી - સુરતા રાખવાથી જણાય છે શ્વાસ અદર લેવાની ક્રિયાને 'પૂરક' કહે છે એ પૂરક વખતે એટલે કે શ્વાસ અદર લેતી વખતે સ્વાભાવિક રીતે **'સો'** એવો ધ્વનિ થાય છે તેમજ શ્વાસ બહાર કહાડવાની ક્રિયાને 'રેચક' કહે છે એ રેચક વખતે એટલે કે શ્વાસ મૂકતા **'હમ્'** એવો ધ્વનિ થાય છે એ રીતે **'સોઽહમ્'**નો જપ (અજપાજપ) અનાયાસે થઈ શકે છે **'સોઽહમ્'**નો જપ (અજપાજપ) પૂરક-રેચકદ્વારા સ્વાભાવિકરીતે પ્રાણ-અપાનની ગતિમા ચાલી રહ્યો છે, ફક્ત તેની સાથે ચિત્તવૃત્તિનુ અનુસધાન રાખવાથી અગર પ્રાણ-અપાનની ગતિના સાક્ષી બની રહેવાથી સકલ્પ-વિકલ્પ બધ થઈને મન કાબુમા આવી શકે છે એ **પરાજપનો બાહ્ય પ્રકાર** કહ્યો હવે **આન્તર પ્રકાર** આવો છે, જુઓ ! (બરાબર જાણવા માટે એ ગુરુગમ્ય જ છે) — આ શરીરમા વચ્ચોવચ જે મેરૂદડ (Spinal cord) છે, તેમા વચ્ચોવચ રહેલ સુષુમ્ણાનાડીના ધોરી માર્ગે પ્રાણવાયુ સચરે છે એ પ્રાણવાયુ નાભિસ્થાનમાથી ઉપર ચ્હડે છે અને હૃદયસ્થાનમા આવી ફેલાઈ જાય છે, પછી ત્યાથી આજુ-બાજુની નાડીમા પેસી જઈ નાસિકાથી બહાર નીકળે છે, અને એજ ફરી અપાન થઈને

અંદર આવે છે. એ પ્રમાણે શ્વાસોચ્છ્વાસની સ્વાભાવિક ને નિયમિત ક્રિયા ચાલે છે અને તેના ઉપર સાધક '**सोऽहम्**'ના **જપ (બાહ્ય)** જપે છે: પરન્તુ **આન્તર જપ કરવાની રીત** એવી છે કે, મેરૂદંડના મૂળમા જે આધારચક્ર છે, ત્યાથી માંડીને ઠેઠ બ્રહ્મરન્ધ્ર પર્યન્ત, હૃદયસ્થાનની આજુબાજુ ન જવા દેતા તેમ નાસિકાથી બહાર ન નીકળવા દેતા સીધા, શ્વાસને અંદર ને અંદર જ પોતાની કંઠનાડી વડે ખેચીને ગુમવાટાબેર ઉંચે ચ્હડાવવો અને એજ પ્રમાણે એજ રસ્તે સીધો ઉતારવો એવું કરતા એક ધ્વનિ સંભળાય છે, જેમા ચ્હડાવતી વખતે '**सो**' અને ઉતારતી વખતે '**हम्**' એમ થયાનું આબેહુબ અનુભવાય છે એમા સુરતા જોડી દર દમમા અગર પ્રાણ-અપાનની ગતિમા '**सोऽहम्**'ના **જપ (આન્તર)** જપાય છે. ॥ ॐ ॥

હવે એ જપની સાથે સાથે ધ્યાન પણ થાય છે – **જપ** અને **ધ્યાન** સમકાલિન જ થાય છે, એ દર્શાવવામા આવે છે, જુઓ !:– ઉપર બતાવેલ પગ જપના પહેલા (બાહ્ય) પ્રકારમા શ્વાસ અંદર લીધો એટલે કે પૂરક કીધો, તેમા '**सो**' થયો, તે અંદર ઠેઠ હૃદયસ્થાન અને નાભિસ્થાનમા જઈ પહોચ્યો, ત્યા જઈ શાંત થયો એટલે કે પ્રાણવાયુમા લય પામ્યો, હજી શ્વાસ બહાર કહાડ્યો નથી એટલે કે રેચક કીધો નથી અને તેથી તેમા '**हम्**' થયો નથી, – એ દરમ્યાન એટલે કે પૂરક ને રેચકના યાને અપાન ને પ્રાણના તેમ '**सो**' ને '**हम्**'ના સન્ધિસ્થાનમા અથવા તો પૂરકના લયસ્થાનમાં જે એક ક્ષણભરની સ્વાભાવિક (આન્તર) કુંભકસહ નિસ્ફુરણ સ્થિતિ પ્રાપ્ત થાય છે, તેમા અવસ્થાન કરવું, – એ જ **ધ્યાન** થયું. એજ પ્રમાણે વળી શ્વાસ બહાર કહાડ્યો એટલે કે રેચક કીધો, તેમા '**हम्**' થયો, તે બહાર નાસિકાથી નીકળી ૧૨ આંગળને અંતરે પહોચી અપાનવાયુના લીન થઈ ગયો, હજી શ્વાસ અંદર લીધો નથી યાને પૂરક કીધો નથી અને તેથી જ તેમા '**सो**' થયો નથી, – એ દરમ્યાન એટલે કે રેચક અને પૂરકના યાને પ્રાણ અને અપાનના તેમ '**हम्**' અને '**सो**'ના સન્ધિસ્થાનમા અથવા તો રેચકના લયસ્થાનમા બહાર પણ એ જ બ્રાહ્મીસ્થિતિ (બાહ્ય) કુંભકપૂર્વક પ્રાપ્ત થાય છે, ત્યા **સ્વરૂપધ્યાન – આત્મધ્યાન – બ્રહ્મધ્યાન** સ્વાભાવિકરીતે ક્ષણભર થયા જાય છે. આવો આ અભ્યાસ

'યોગવાસિષ્ઠ'મા ( निर्वाणप्रकरण-શ્રીવસિષ્ઠ અને ભુશુડજીના સવાદમા શ્રીકાકભુશુડજીએ ) ઘણી સારી રીતે દર્શાવેલ છે તે સિવાય 'ઉત્તરગીતા'મા ( શ્લોક ११-१२ મા ) પણ ( શ્રીભગવાને અર્જુન પ્રત્યે ) બતાવેલ છે કે —

" पुटद्वयविनिर्मुक्तो वायुर्यत्र विलीयते ।
तत्र सस्थं मन कृत्वा त ध्यायेत्पार्थ ईश्वरम् ॥
निर्मल त विजानीयात् षडूर्मिरहितं शिवम् ।
प्रभाशून्यं मन शून्यं बुद्धिशून्य निरामयम् ॥ "

**અર્થ** :—" બે નાસાપુટથી નીકળી વાયુ ( શ્વાસ ) જ્યા [ १२ આગળ પરિમાણ છેટે આકાશમા ] વિલીન થાય છે, ત્યા મનને સારીપેઠે સ્થિત કરી, હે પાર્થ ! તે ઇશ્વિરનુ ધ્યાન કરવુ તે (ઇશ્વિર)ને નિર્મળ, ષડૂર્મિરહિત, શિવ ( કલ્યાણસ્વરૂપ ), પ્રભાશૂન્ય, મનશૂન્ય, બુદ્ધિશૂન્ય [ અને ] નિરામય જાણો "

હવે ઉપર દર્શાવેલ પગજપના બીજા ( આન્તર ) પ્રકારમા પણ એ રીતે સમજવાનુ કે, ગુદાસ્થાન કે નાભિસ્થાનમાથી એથીને સુષુમ્ણામાર્ગે પ્રાણવાયુને '**सो**'નુ અનુસધાન કરતા બ્રહ્મરધ્રસ્થાનમા પહોચાડયો, તે ત્યા જઇને અપાનવાયુમા લીન થયો, કિંતુ હજી અપાનવાયુ ઉદ્દભવ્યો નથી તેમ '**हम्**'નો સુસવાટો કરતા નીચે ઉતર્યો નથી, — એ દરમ્યાન એટલે કે પ્રાણ અને અપાનના તેમ '**सो**' અને '**हम्**'ના સન્ધિસ્થાનમા અથવા તો પ્રાણવાયુના લયસ્થાનમા પ્રાપ્ત થતી જે સ્વાભાવિક ક્ષણભરની કુભકસહ શાત સ્થિતિ, તેમા યાને તે રૂપે અવસ્થાન કરવુ – ટકવુ, એજ **સ્વરૂપધ્યાન** જાણવુ તેમજ '**हम्**' ગર્જતો અપાનવાયુ સડસડાટ નીચે આવી બેઠો, ત્યા આવી પ્રાણવાયુમા લીન થઈ ગયો, અને હજી '**सो**'ની ગર્જના કરતો પ્રાણવાયુ ઉઠયો નથી, એ દરમ્યાન એટલે કે અપાન અને પ્રાણના તેમ '**हम्**' અને '**सो**'ના સન્ધિસ્થાનમા અથવા તો અપાનવાયુના લયસ્થાનમા કુદરતીરીતે પ્રાણ અને મનની નિરોધભૂમિકારૂપ **સ્વરૂપાવસ્થા – ધ્યાનાવસ્થા** ક્ષણ ભર પ્રાપ્ત થઈ ॥ ॐ ॥

એ પ્રમાણે આ અભ્યાસમા '**પ્રાણાયામ**', '**જપ**' અને '**ધ્યાન**' ત્રણે એકી સાથે થયા જાય છે વળી એ ત્રણે કુદરતી રીતે

યાને આપોઆપ થયા કરે છે. સ્વસ્વરૂપ–આત્મા–બ્રહ્મ જેમ અકૃત્રિમવસ્તુ છે, તેમ તત્પ્રાપ્તિના સાધનરૂપ **આ અભ્યાસ** પણ અકૃત્રિમ છે, કારણ કે આ અભ્યાસ સહજ છે – સ્વાભાવિક છે – natural છે કે મેં ! આ અભ્યાસમા પૂરક–રેચક–કુંભકરૂપ જે **પ્રાણાયામ** છે, તે પ્રાણ–અપાનનુ કુદરતી ચલન ને સ્તંભનરૂપ હોવાથી સહજ – સ્વાભાવિક છે, એટલે હઠયોગની પેઠે એ કષ્ટસાધ્ય નથી, તેમ રોગાદિક વડે એમા નુકશાનનો સંભવ નથી. **જપ** શ્વાસોચ્છ્વાસ (પ્રાણ–અપાન)ની ગતિ ઉપર અજપાજપરૂપે સ્વભાવતઃ ચાલે છે તેથી બીજા જપોના જેવો આ જપ નિયમબદ્ધ તેમ આયાસસાધ્ય નથી એ પ્રમાણે આ **ધ્યાન** પણ અકલ્પિત ને સ્વતઃસિદ્ધ સ્વરૂપસ્થિતિરૂપ હોવાથી તદ્દન સહજ છે. ભાગવતાદિક ઉપાસના (ભક્તિ)શાસ્ત્રોના ચતુર્ભુજાદિ સગુણ સાકાર સ્વરૂપોના તેમ પાતંજલાદિક યોગશાસ્ત્રોના ત્રિકુટી (ભ્રુકુટી) આદિક દેશમા જ્યોતિ આદિકના ધ્યાન જેવુ આ ધ્યાન અઘરૂ અથવા પ્રયત્નસાધ્ય નથી. ફક્ત સ્વરૂપનો – બ્રહ્માત્મતત્ત્વનો જેમ નિશ્ચય કરવાની જરૂર છે, તેમ આ અભ્યાસમા ઉક્ત ત્રણ (પ્રાણાયામ જપ ધ્યાન)નું લક્ષ્ય–અનુસંધાન રાખવુ પડે છે વળી સ્વરૂપના – બ્રહ્માત્મતત્ત્વનો નિશ્ચય જેમ જેમ સુદૃઢ થતો જાય, તેમ તેમ જીવન્મુક્તિ સુસિદ્ધ થતી જાય : એજ પ્રમાણે આ અભ્યાસ વધેથી સમાધિસ્થિતિ અને તે વડે ભૂમિકાઓની પ્રાપ્તિ થઈ ઇતિકર્તવ્યતા (કર્તવ્યની પરિસમાપ્તિ) યાને કૃતકૃત્યતા થાય છે. મુમુક્ષુને મનોનાશ કરવાને આ અભ્યાસ ઉત્તમ છે. અભ્યાસી અને અનુભવી સન્તમંડળમા આ અભ્યાસની પ્રણાલિકા પ્રચલિત છે. આ અભ્યાસ રાજયોગના સાધનરૂપે ગણાય છે. 'ગોરક્ષપદ્ધતિ'–શતક ૧ – શ્લોક ૪૫મા છે કે :—

" **अनया सदृशी विद्या अनया सदृशो जपः ।**
**अनया सदृशं ज्ञानं न भूतं न भविष्यति ॥** "

" આના જેવી વિદ્યા, આના જેવો જપ [ અને ] આના જેવું જ્ઞાન થયુ નથી, થવાનું નથી." અને વળી ('ગોરક્ષપદ્ધતિ'–શતક ૧ – ) શ્લોક ૮૬ ના ઉત્તરાર્ધમા કહ્યું છે કે :—

" **प्राणविद्या महाविद्या यस्तां वेत्ति स वेदवित् ॥** " – " [ આ ] **પ્રાણવિદ્યા** મહાવિદ્યા [ છે ], તેને જે જાણે છે, તે વેદને જાણનાર [ કહેવાય છે ]. " ॥ ૩૭ ॥

ઉપર દર્શાવેલ અભ્યાસમા અસમર્થ અધિકારીએ કેવળ **માળા-જપ** કરવા અને તે દરરોજ૨૦૦ માળા યાને ( દરેક માળામા ૧૦૮ મણકાના હિસાબે ) ૨૧૬૦૦ જપસખ્યા ( " **સોऽहम्** " કે " **ગુરુ ૐ** "મંત્રની ) તો પૂરી કરવી જ. એમ કરતા જો વિષયવિકારાદિ વડે ચિત્ત ચલાયમાન થાય અગર આળસ–નિદ્રાદિ અનાત્મવૃત્તિ વડે મન કુંઠિત થાય, તો–તે વખતે **પ્રણવ-ગુંજન** ( 'ૐ ૐ ૐ–ૐ–ૐ–ૐ–ૐ–ૐ–ૐ–**ઓમ્...**' એ પ્રમાણે ), ભ્રમર જેમ ગણગણુ-ગુંજારવ કરે તેમ, એકશ્વાસભેર કર્યા કરવું એમ કરવાથી સીતાર વગાડીએ ત્યારે જેમ ન્હાના-મોટા સઘળા તારમાથી એકી વખતે ઝણુઝણાટ અવાજ નીકળે છે અને તે કાનને પ્રિય લાગે છે તથા મનને ગુલતાન ને સમાહિત બનાવે છે, તેમ આ પ્રણવ-ગુંજન શરીરની અંદર નસેનસ, રગેરગ ને રોમેરોમ વ્યાપ્ત થઈ એક ઝમઝમાટીભર્યો રણકાર પેદા કરે છે, જેથી કરીને અંદરખાને એક સાત્ત્વિક દિવ્ય વાતાવરણ સ્થપાય છે, તેથી ચિત્તચાચલ્યાદિક તમામ મલિન વાતાવરણ નષ્ટ થતા સાધક ઘડીભર વિક્ષેપરહિત થઈ બ્રહ્મરૂપ-મય – પ્રભુમય – તન્મય બની રહે છે. એમ કરતાય સમ્યક્ મતોષ ન વળે તો " ગુરુ ૐ – ૐ – ૐ – ૐ (૨). – ગુરુ ૐ – ગુરુ ૐ – – ગુરુ ૐ – ગુરુ ૐ – ગુરુ ૐ (૨). – ગુરુ ૐ – ૐ – ૐ – ૐ " એ આપણુ ( આપણા **પાગલ-મંડળ**મા ગવાતુ પ્રસિદ્ધ ) મધુર ગાન ગાઓ – ખૂબ લલકારો ! તે વળી બરાબર મુક્તકંઠે ખૂબ લહેરથી તાળી પાડતા – તાલ આપતા, (તાલમા) નાચતા-કુદતા, આનન્દ કરતા, લાજ–શરમ મૂકી, ભાવ સાથે, સ્વર–તાલબદ્ધ ગાઓ ! ( એવે વખતે વાજીંત્ર તથા મંડળી હોય તો સાધનમા વધુ મદદરૂપ થઈ પડે અને મઝા પણ ઠીક આવે તેમ છે. ) એમ કરવાથી મનમા અન્ય વિચારો આવવાનો અવસર ઓછો રહે છે, દભ–અભિમાન ગળતા જાય છે, તેમજ આળસ–જડતા પણ જતી રહે છે; એ પ્રમાણે રજોગુણ-તમોગુણ દૂર થતા જાય છે, અને સાધક મન–વાણી–કાયે કરીને સત્ત્વમય બની આત્માભિમુખ થતા જાય છે. એટલામા ફરી " ગુરુ ૐ – ગુરુ ૐ – ગુરુ ૐ – ગુરુ ૐ – ગુરુ ૐ – ગુરુ ૐ – ગુરુ ૐ ............ૐ – ૐ – ૐ – ૐ – ૐ – ૐ – ૐ – ૐ – ૐ... ........" એમ એકજ સ્વરે ને એકજ તાલે ઓછામા ઓછું ૫ મિનિટ પર્યન્ત સતત બોલ્યા પછી – ગુંજન કર્યા પછી – ધૂન કર્યા

યાને આપોઆપ થયા કરે છે સ્વસ્વરૂપ – આત્મા – બ્રહ્મ જેમ અકૃત્રિમવસ્તુ છે, તેમ તત્પ્રાપ્તિના સાધનરૂપ **આ અભ્યાસ** પણ અકૃત્રિમ છે, કારણ કે આ અભ્યાસ સહજ ક – સ્વાભાવિક છે – natural છે દેખો ! આ અભ્યાસમા પૂરક–રેચક–કુંભકરૂપ જે **પ્રાણાયામ** છે, તે પ્રાણ–અપાનનુ કુદરતી ચલન ને સ્તંભનરૂપ હોવાથી સહજ – સ્વાભાવિક છે, એટલે હઠયોગની પેઠે એ કષ્ટસાધ્ય નથી, તેમ રોગાદિક વડે એમા નુકશાનનો સંભવ નથી. **જપ** શ્વાસોચ્છ્વાસ ( પ્રાણ–અપાન)ની ગતિ ઉપર અજપાજપરૂપે સ્વભાવત: ચાલે છે તેથી બીજા જપોના જેવો આ જપ નિયમબદ્ધ તેમ આયાસસાધ્ય નથી એ પ્રમાણે આ **ધ્યાન** પણ અકલ્પિત ને સ્વત સિદ્ધ સ્વરૂપસ્થિતરૂપ હોવાથી તદ્દન સહજ છે ભાગવતાદિક ઉપાસના (ભક્તિ)શાસ્ત્રો ॥ ચતુર્ભુજાદિ સગુણ સાકાર સ્વરૂપોના તેમ પાતંજલાદિ યોગશાસ્ત્રોના ત્રિકુટી (ભ્રુકુટી) આદિક દેશમા જ્યોતિ આદિકના ધ્યાન જેવુ આ ધ્યાન અઘરુ અથવા પ્રયત્નસાધ્ય **નથી** ફક્ત સ્વરૂપનો – બ્રહ્માત્મતત્ત્વનો જેમ નિશ્ચય કરવાની જરૂર છે, તેમ આ અભ્યાસમા ઉક્ત ત્રણ (પ્રાણાયામ જપ ધ્યાન)નુ લક્ષ્ય–અનુસંધાન ગણવુ પડે છે વળી સ્વરૂપના – બ્રહ્માત્મતત્ત્વનો નિશ્ચય જેમ જેમ સુદૃઢ થતા જાય, તેમ તેમ જીવન્મુક્તિ સુસિદ્ધ **થતી** જાય . એજ પ્રમાણે આ અભ્યાસ વધેથી સમાધિસ્થિતિ અને તે વડે ભૂમિકાઓની પ્રાપ્તિ થઈ ઇતિકર્તવ્યતા ( કર્તવ્યની પરિસમાપ્તિ ) યાને કૃતકૃત્યતા થાય છે મુમુક્ષુને મનોનાશ કરવાને આ અભ્યાસ ઉત્તમ છે અભ્યાસી અને અનુભવી સન્તમંડળમા આ અભ્યાસની પ્રણાલિકા પ્રચલિત છે આ અભ્યાસ રાજયોગના સાધનરૂપે ગણાય છે ' ગોરક્ષપદ્ધતિ'–શતક ૧ – શ્લોક ૪૫મા છે કે —

" **अनया सदृशी विद्या अनया सदृशो जप ।**
**अनया सदृशं ज्ञानं न भूतं न भविष्यति ॥** "

" આના જેવી વિદ્યા, આના જેવો જપ [ અને ] આના જેવું જ્ઞાન થયુ નથી, થવાનું નથી " અને વળી ( 'ગોરક્ષપદ્ધતિ'–શતક ૧ – ) શ્લોક ૮૬ ના ઉત્તરાર્ધમા કહ્યુ છે કે :—

" **प्राणविद्या महाविद्या यस्ता वेत्ति स वेदवित् ॥** " – " [ આ ] **પ્રાણવિદ્યા** મહાવિદ્યા [ છે ], તેને જે જાણે છે, તે વેદને જાણનાર [ કહેવાય છે ] " ॥ ૬૩ ॥

ઉપર દર્શાવેલ અભ્યાસમા અસમર્થ અધિકારીએ કેવળ **માળા-જપ** કરવા અને તે દરરોજ ૨૦૦ માળા યાને ( દરેક માળામા ૧૦૮ મણકાના હિસાબે ) ૨૧૬૦૦ જપસખ્યા ( " **सोऽहम्** " કે " **ગુરુ ૐ** " મંત્રની ) તો પૂરી કરવી જ. એમ કરતા જો વિષયવિકારાદિ વડે ચિત્ત ચલાયમાન થાય અગર આળસ–નિદ્રાદિ અનાત્મવૃત્તિ વડે મન કુંઠિત થાય, તો – તે વખતે **પ્રણવ-ગુંજન** ( ' ૐ ૐ ૐ–ૐ–ૐ–ૐ–ૐ–ૐ–ૐ–**ओम्...**' એ પ્રમાણે ), ભ્રમર જેમ ગણગણ-ગુંજારવ કરે તેમ, એકશ્વાસભેર કર્યા કરવુ એમ કરવાથી સીતાર વગાડીએ ત્યારે જેમ ન્હાના–મોટા સઘળા તારમાથી એકી વખતે ઝણઝણાટ અવાજ નીકળે છે અને તે કાનને પ્રિય લાગે છે તથા મનને ગુલતાન ને સમાહિત બનાવે છે, તેમ આ પ્રણવ-ગુંજન શરીરની અંદર નસેનસ, રગેરગ ને રોમેરોમ વ્યાપ્ત થઈ એક ઝમઝ માટીભર્યો રણકાર પેદા કરે છે, જેથી કરીને અંદરખાને એક સાત્ત્વિક દિવ્ય વાતાવરણ સ્થપાય છે, તેથી ચિત્તચાંચલ્યાદિક તમામ મલિન વાતાવરણ નષ્ટ થતા સાધક ઘડીભર વિક્ષેપરહિત થઈ સ્વરૂપ-મય – પ્રભુમય – તન્મય બની રહે છે. એમ કરતાય સમ્યક્ મતોષ ન વળે તો " ગુરુ ૐ – ૐ – ૐ – ૐ (૨) – ગુરુ ૐ – ગુરુ ૐ – – ગુરુ ૐ – ગુરુ ૐ – ગુરુ ૐ (૨). – ગુરુ ૐ – ૐ – ૐ – ૐ " એ આપણુ ( આપણા **પાગલ-મંડળ**મા ગવાતુ પ્રસિદ્ધ ) મધુર ગાન ગાઓ – ખૂબ લલકારો ! તે વળી બરાબર મુક્તકંઠે ખૂબ લહેરથી તાળી પાડતા – તાલ આપતા, (તાલમા) નાચતા–કુદતા, આનન્દ કરતા, લાજ–શરમ મૂકી, ભાવ સાથે, સ્વર–તાલબદ્ધ ગાઓ ! ( એવે વખતે વાજીંત્ર તથા મંડળી હોય તો સાધનમા વધુ મદદરૂપ થઈ પડે અને મઝા પણ ઠીક આવે તેમ છે. ) એમ કરવાથી મનમા અન્ય વિચારો આવવાનો અવસર ઓછો રહે છે, દભ–અભિમાન ગળતા જાય છે, તેમજ આળસ–જડતા પણ જતી રહે છે; એ પ્રમાણે રજોગુણ-તમોગુણ દૂર થતા જાય છે, અને સાધક મન–વાણી–કાયે કરીને સત્ત્વમય બની આત્માભિમુખ થતા જાય છે. એટલામા ફરી " ગુરુ ૐ – ગુરુ ૐ – ગુરુ ૐ – ગુરુ ૐ – ગુરુ ૐ – ગુરુ ૐ – ગુરુ ૐ ............ૐ – ૐ – ૐ – ૐ – ૐ – ૐ – ૐ – ૐ – ૐ... ........." એમ એકજ સ્વરે ને એકજ તાલે ઓછામા ઓછુ ૫ મિનિટ પર્યન્ત સતત બોલ્યા પછી – ગુંજન કર્યા પછી – ધૂન કર્યા

પછી આગ્તે-આસ્તે ( gradually ) સ્વર તાલ તથા શબ્દનો (ગુર ૐ – ગુર ૐ – ગુરુ ૐ.. .. ૐ – ૐ – ૐ ........ઓ . ......મ્ ... એ પ્રમાણે ) લય ક્રમના સાધક ( ઉભા-ઉભા કે બેઠા-બેઠા, ગમે તે સ્થિતિમા રહ્યા-રહ્યા ) એ 'ગુરુ ૐ – ૐ'ના એક અન્તિમ નિ શબ્દ – અવાચ્ય – શાન્ત વળી દિવ્ય વાતાવરણ-માત્રમા વિરમે છે, એમા ગુમ થાય છે આ ઠેકાણે સાધક આત્મો-દધિમા – બ્રહ્મસિંધુમા ડુબી રહે છે એજ આત્માનુ – બ્રહ્મનું **શુદ્ધ ધ્યાન** જેનુ સ્વરૂપ ને રીત આચાર્ય ભગવાને ( ભગવાન્ **શ્રીશંક**-રાચાર્યે (તેમના 'વિવેકચૂડામણિ'ગ્રથમા, શ્લોક ૩૭૯મા બતાવેલ છે કે .—

" लक्ष्ये ब्रह्मणि मानसं दृढतरं संस्थाप्य बाह्येन्द्रियं
स्वस्थाने विनिवेश्य निश्चलतनुश्चोपेक्ष्य देहस्थितम् ।
ब्रह्मात्मैक्यमुपेत्य तन्मयतया चाखण्डवृत्त्यानिशं
ब्रह्मानन्दरसं पिबात्मनि मुदा शून्यैः किमन्यैर्भ्रमैः ॥ "

અર્થ –" ['(प्रणवो धनु शरो ह्यात्मा) <u>ब्रह्म तल्लक्ष्यमुच्यते</u>

. .. ' એ મુંડક-શ્રુતિમા કહ્યા મુજબ ] લક્ષ્ય બ્રહ્મમા મનને દઢતર સસ્થાપન કરીને, બહારની ઇન્દ્રિયોને પોતપોતાના ગોલકમા સ્થિત કરીને નિશ્ચળ શરીરવાળો [ થઈ ], તથા શરીરની સ્થિતિની ઉપેક્ષા કરી (i e ધ્યાનાભ્યાસકાળમા એવી ચિંતા થયા કરે – જેવી સ્ફુર્તિ સ્ફુર્યા કરે -, સ્વેને આ ઠેકાણે ધ્યાનમા બેસુ ત્યારે વીંછી, સર્પ, વાઘ, વરૂ, કોઇ દુસ્મન વગેરે મ્હારા શરીરને હાનિ પહોચાડે, વળી ટાઢ-તડકાથી શર્દી-ગરમી લાગવાની દહેશત રહ્યા કરે, એવી જાતની દેહસ્થિતિની જે ચિંતા, તેથી રહિત થઇ – તેથી બેદરકાર રહી, વળી બીજુ, અભ્યાસકાળ સિવાય અન્ય સમયે એટલે કે વ્યુત્થાનમાળ વિષે આજીવિકા, યોગ-ક્ષેમ આદિકની ચિંતા રહ્યા કરે, એવાથી દૂર રહી યાને એવી ફીકર ન કરતા, એ ઉપરાત, મુખ્યતયા તો એમ સમજવાનું કે, 'દેહ સત્ય છે', 'હું દેહ છુ' ઇત્યાદિ ભાવનાની ઉપેક્ષા કરી – દેહાધ્યાસનો ત્યાગ કરી ), બ્રહ્મ અને આત્માના ઐક્યને પામી, તન્મયપણા વડે, તેમજ અખડ વૃત્તિની, નિશદિન ( નિરતર ) [ તું ] બ્રહ્માનદ-રસ ( બ્રહ્માનંદરૂપ અમૃત ) [પોતાના] અત.કરણમા આનન્દથી ( ખૂબ લહેરથી ) પિયા કર ! [ આ આત્મચિંતન સિવાય અનાત્મચિંતનરૂપ ] અન્ય શૂન્ય

ભ્રમથી ( મિથ્યા વસ્તુથી – કલ્પિત વસ્તુથી ) શું ? ( શું સુખ મળવાનું હતું ? )"

એવું ધ્યાન લાગી જાય ત્યારે **કેવલીકુંભકરૂપ પ્રાણાયામ** પણ આપોઆપ થઈ જાય છે. પ્રાણ અને મન એ બેનો અન્યોન્ય સંબંધ છે, એટલે પ્રાણનો નિરોધ થાય ત્યારે મનનો નિરોધ અને મનનો નિરોધ થાય ત્યારે પ્રાણનો નિરોધ એની મેળે થાય છે. **હઠયોગને રસ્તે એટલે કે પ્રાણયામપ્રધાનમાર્ગે પ્રાણના નિરોધથી મનનો નિરોધ અને રાજયોગને રસ્તે એટલે કે ધ્યાનપ્રધાનમાર્ગે મનના નિરોધથી પ્રાણનો નિરોધ સ્વાભાવિકપણે સિદ્ધ થાય છે.**+એનું પ્રમાણ 'યોગબીજ' ગ્રન્થમાં છે કે :–

" चित्तं प्रनष्टं यदि भासते वै,
तत्र प्रतीतो मरुतोऽपि नाशः ।
न वा यदि स्यान्न तु तस्य शास्त्रं,
नात्मप्रतीतिर्न गुरुर्न मोक्षः ॥ "

**અર્થ**:–" ચિત્ત જો સમ્યક્ નષ્ટ (નિરુદ્ધ) થયેલું ભાસતું હોય, તો વાયુ (પ્રાણ)નો પણ નાશ (નિરોધ) ત્યાં પ્રતીત [ થાયજ છે ]. એવું જો ન થાય તો તેને ( તે અધિકારીને ) ન તો શાસ્ત્ર, ન તો આત્મપ્રતીતિ, ન તો ગુરુ [અને] ન તો મોક્ષ [છે]." ॥ ૩૬ ॥

---

+ શ્રીમદ્ વિદ્યારણ્ય મુનિએ 'જીવન્મુક્તિવિવેક'ગ્રન્થમાં લખ્યું છે કે:–

" योगी द्विविधः, विद्यामदाद्यासुरसंपद्रहितस्तत्सहितश्चेति । तयोराद्यस्य ब्रह्मध्यानेन मनसि निरुद्धे सति तन्नान्तरीयकतया प्राणो निरुध्यते । द्वितीयस्याभ्यासेन प्राणे निरुद्धे तन्नान्तरीयकतया मनो निरुध्यते । " = " યોગી બે પ્રકારનો: (૧) વિદ્યા–મદ આદિ આસુરીસંપત્તિરહિત અને (૨) તે સહિત ( i. e. વિદ્યામદાદિ આસુરીસંપત્તિવાળો). તે બેમાં પહેલાને ( i. e વિદ્યામદાદિ આસુરીસંપત્તિથી રહિત એવા જે અધિકારી – યોગી, તેને ) બ્રહ્મધ્યાને કરીને મન નિરુદ્ધ થયે તેના (i. e મનો–નિરોધના) અન્તર્ભૂતપણાએ કરી પ્રાણ નિરુદ્ધ થાય છે – નિરોધ પામે છે. બીજાને ( i. e. વિદ્યામદાદિ આસુરીસંપત્તિવાળો એવા જે અધિકારી – યોગી, તેને) અભ્યાસે કરીને ( i. e અષ્ટાંગયોગ – હઠયોગ – પ્રાણાયામના અભ્યાસે કરીને) પ્રાણ નિરુદ્ધ [ થયે ] તેના (i. e. પ્રાણનિરોધના ) અન્તર્ભૂતપણાએ કરી મન નિરુદ્ધ થાય છે – નિરોધ પામે છે."

ઉપરોક્ત પ્રમાણે અભ્યાસ કરતા-કરતા કાળે કરીને સાધક **સાક્ષાત્કાર** પ્રાપ્ત થઈ **સહજાવસ્થામા** મ્હાલે છે. તે વખતે **નિત્યસમાધિ** લાગી રહે છે એ શ્રીશંકરાચાર્ય ભગવાને તેમના 'વાક્યસુધા' પુસ્તકમા શ્લોક ૩૦મા બતાવેલ છે કે: —

" **देहाभिमाने गलिते, विज्ञाते परमात्मनि ।**
**यत्र यत्र मनो याति, तत्र तत्र समाधयः ॥** "

અર્થ —" દેહાભિમાન (દેહાધ્યાસ – દેહાત્મબુદ્ધિ) ગલિત થયે, [ અને ] પરમાત્માને વિશેષકરીને જાણ્યા પછી ('પરમાત્મા સર્વત્ર, કણમા, અણુ-અણુમા મોજુદ જ ભરપૂર છે, તે સિવાય કોઈ પણ વસ્તુ, કે જ પણ સ્થળ ખાલી નથી', – એવુ વિશેષજ્ઞાન – અપરોક્ષજ્ઞાન – સાક્ષાત્કાર મેળવ્યા પછી ) જ્યા-જ્યા મન જાય, ત્યા-ત્યા સમાધિઓ [ જ હોય છે ] (મતલબ કે, સર્વત્ર બ્રહ્મદર્શન – બ્રહ્મભાનના જામેલ હોવાથી, જ્યા જ્યા મન જાય, ત્યા-ત્યા **બ્રહ્મબુદ્ધિરૂપ ને સમતારૂપ સમાધિ** લાગેલીજ હોય છે. 'જ્યા-જ્યા નજર મ્હારી ઠરે, યાદી ભરી ત્યા આપની...........' [ ઇતિ **શ્રીકલાપી** ] )"

હવે આ અધિકારીને પૂર્વવત્ નિયમિતપણે છ-છ કલાક સાધન-ભજન કરવા પડતા નથી, તેમજ સન્ધિસ્થાનનુ અનુસધાન રાખવાને સાવધ રહેવુ પડતુ નથી, કારણ કે હવે તો અખડ બ્રહ્માકારવૃત્તિ લાગી જ હોય છે એ વિષે એક જ્ઞાની-કવિએ કહ્યુ છે કે –

" **हृदाकाशे चिदादित्य सदा भासति भासति ।**
**नास्तमेति न चोदेति, कथ संध्यामुपास्महे ॥** "

અર્થ — " હૃદયાકાશમા ચૈતન્ય-સૂર્ય સદા ભાસ્યા કરે છે, ન તે અસ્ત પામે છે અને ન તો ઉદય થાય છે [ માટે, સધિસ્થાનને અભાવે ] કવી રીતે સધ્યા ઉપાસીએ ? '

'શ્રીબ્રહ્માનન્દ સ્વામી'એ પણ ગાયુ છે કે —

[ ॥ **નિરંજન-માળા અને અજપા-જાપ** ॥ ]

**[ ભજન-પહાડી (" નિરજન વનમે યોગી એક રમતા હૈ " એ લય) ]**

" નિરજન-માલા ઘટમે ફિરે દિન-રાત. ॥ ટેક ॥
ઉપર આવે નીચે જાવે, શ્વાસ-શ્વાસ ચલ જાત,
સસારી નર સમઝે નાહીં, બિરથા ઉમર બિહાત —નિ૦ ૧.
'સોઽહ' મત્ર જપે નિત પ્રાણી, બિન જિહવા બિન દાત,

અષ્ટ પ્રહરમેં સોવત–જાગત, કબ્હું ન પલક રૂકાત.—નિ૦ ૨.
'હંસા–સોઽહં' 'સોઽહં–હંસા' બાર–બાર ઉલટાત;
સદ્ગુરુ પૂરા ભેદ બતાવે, નિશ્ચલ મન ઠહરાત.—નિરંજન૦ ૩.
જો જોગીજન ધ્યાન લગાવે, બૈઠ સદા પરભાત;
'બ્રહ્માનંદ' ગોક્ષપદ પાવે, ફેર જન્મ નહીં આત.—નિ૦ ૪."

તોપણ, સાધક! ધ્યાનમાં રાખજો કે, આજે આટલી સ્થિતિ (નિત્યસમાધિ – સહજાવસ્થા) જે પ્રાપ્ત થઈ છે, તે ૭ કલાકના અનુષ્ઠાન–પ્રતાપે જ. માટે **૬ કલાકની ડયૂટિ ચુકતા ના!!!**

॥ ॐ तत्सत्. ॥ **" બોલ–શ્રીસદ્ગુરુદેવકી જય ? "**

—— × × ॐ **गुरु:** ॐ × × ——

## ॥ એક સુગમ માર્ગ યાને સરલ ઉપાય. ॥

મહર્ષિ **શ્રીવેદવ્યાસજી** 'શ્રીવિષ્ણુસહસ્રનામ'ના માહાત્મ્યમાં (શ્લોક ૩૦–પૂર્વાર્ધમાં) લખે છે કે, " **एष निष्कण्टकः पन्था यत्र संपूज्यते हरिः** ॥ " = " જ્યાં શ્રીહરિ સંપૂજિત (worshipped–adored) થાય છે, એ કાંટા વિનાનો (નિર્વિઘ્ન) પથ (માર્ગ) [છે]." એજ પ્રમાણે **શ્રીપતંજલિ** મુનિ પણ તેમના 'યોગસૂત્ર'માં ('શ્રીપાતંજલયોગદર્શન'માં, સમાધિપાદ ૧ – સૂત્ર ૨૩ મામાં) લખે છે કે, " **ईश्वरप्रणिधानाद्वा** ॥ " = "વા (અથવા) ઈશ્વર–પ્રણિધાન (ભક્તિ – ઉપાસના)થી – or by devotion to Is'vara. " આ સૂત્રમાં '**वा**' એવા એ અવ્યય શબ્દના પ્રયોગ વડે **પતંજલિ** મુનિ તેમના અગાઉ બતાવેલ, સમાધિ (નિર્વિકલ્પસમાધિ) તેમજ તેનું જે ફળ કૈવલ્ય (મોક્ષ), તેની પ્રાપ્તિના ઉપાય જે અભ્યાસ–વૈરાગ્યાદિક, તેથી **વિલક્ષણ** અને વળી **સુગમ ઉપાયાન્તર** દર્શાવે છે: અને તે એજ કે, **'ઈશ્વર–પ્રણિધાન'**. " **समाधिसिद्धिरीश्वरप्रणिधानात्** ॥ " = " '**ઈશ્વર–પ્રણિધાન**'થી સમાધિની સિદ્ધિ [થાય છે]." એ સૂત્રમાં ('શ્રીપાતંજલયોગદર્શન'–સાધનપાદ ૨ – સૂત્ર ૪૫ મામાં) **પતંજલિ** મુનિ 'ઇશ્વર–પ્રણિધાન'નું ફળ – 'ઇશ્વરપ્રણિધાન'થી પ્રાપ્ત થતું ફળ વર્ણવે છે. તો ઉપરોક્ત બન્ને મહર્ષિ–મહામુનિઓની ઉક્તિ ઉપરથી એ સિદ્ધ થાય છે કે, **મોક્ષપ્રાપ્તિનો સુગમ માર્ગ – સરલ ઉપાય એક 'ઇશ્વર–પ્રણિધાન' ('ઇશ્વરભક્તિ' – 'ઇશ્વર–ઉપાસના')** છે. ॥ ॐ ॥

હવે અહીં આ રીતે 'ઈશ્વર' અને 'પ્રણિધાન' એ બેની સમજ મેળવવાની આવશ્યકતા છે ભગવાન્ પતંજલિ મુનિ આગળના સૂત્રોમાં એની સમજ આપે છે. ત્યાં પ્રથમ 'ઈશ્વર'નું સ્વરૂપ, – પ્રમાણ તથા પ્રભાવ સહ, – ત્રણ સૂત્રોમાં (શ્રીપ૦ યો૦ દ૦ – સમાધિપાદ ૧ – સૂત્ર ૨૪માંથી ૨૬માં સુધીમાં) કહે છે કે, 'क्लेशकर्मविपाकाशयैरपरामृष्ट पुरुषविशेष ईश्वर ॥२४॥ तत्र निरतिशय सर्वज्ञबीजम् ॥ २५ ॥ स पूर्वेषामपि गुरु कालेनानवच्छेदात् ॥ २६ ' – ક્લેશ (સર્વ સાંસારિક જીવોને વિવિધ દુઃખોના નહાર ન... આપે છે એવા 'અવિદ્યા, અસ્મિતા, રાગ, દ્વેષ તથા અભિનિવેશ રૂપ પંચ ક્લેશ), કર્મ (વિહિત, અવિહિત યા પ્રતિષિદ્ધ અને 'વ્યામિશ્ર'રૂપ કર્મ) વિપાક (જાતિ, આયુ અને ભોગરૂપ કર્મફળ) [અને] આશય (ફળ વિપાક પર્યન્ત ચિત્તભૂમિમાં શયન કરીને રહે છે એવા વાસનારૂપ સંસ્કાર) વડે કરીને અપરામૃષ્ટ (ત્રણે કાળે પણ અસ્પૃષ્ટ નથી) [એવા જે કોઈ એક] પુરુષવિશેષ (અન્ય સર્વ પુરુષો – જીવો કરતા વિશેષ) [છે તે] ઈશ્વર (સર્વસમર્થ – ઇચ્છામાત્રથી સકળ જગતનો ઉદ્ધાર કરવાને સમર્થ એવા ઈશનશીલ ઈશ્વર) [કહેવાય છે] [યદ્યપિ પરમાર્થતઃ સઘળાંય જીવોને આત્મામાં ક્લેશાદિનો સ્પર્શ છે નહિ તથાપિ ચિત્તગત (ચિત્તમાં રહેલ) ક્લેશાદિનો આરોપ આત્મામાં થાય છે, – જેની રીતે યોદ્ધૃગત (યોદ્ધામાં રહેલ) જય-પરાજય સ્વામીનો જ કહેવાય છે – પોકારાય છે. જ્યારે આ પુરુષવિશેષ ઈશ્વરને તો એવા આરોપિત ક્લેશાદિનો પણ પરામર્શ ત્રણે કાળમાં નથી માટે અન્ય સર્વ પુરુષો (જીવો) કરતા એ ભગવાન્-ઈશ્વર વિલક્ષણ જ છે] – Isvara (the Supreme Ruler) is a special Purusha, untouched by misery actions their results and desires ॥૨૪॥

તત્ર (તે ભગવાન્ ઈશ્વરમાં) નિરતિશય સર્વજ્ઞબીજ (ભૂત -ભવિષ્ય વર્તમાનનું જે જ્ઞાન એવા સર્વજ્ઞપણાનું બીજરૂપ જ્ઞાન) [રહે છે] [જ્યારે ઈશ્વર સિવાયના અન્ય સઘળા જીવોમાં સાતિશય સર્વજ્ઞબીજ હોય છે, નહિ કે નિરતિશય સર્વજ્ઞબીજ એટલે જ ઈશ્વર નિરતિશય સર્વજ્ઞ અને ઈશ્વર સિવાયના સઘળા જ જીવ

સાતિશય સર્વજ્ઞ યાને અલ્પજ્ઞ છે. કોઇ પૂર્ણ સિદ્ધ-યોગી સર્વજ્ઞ કહેવાય છે, તે સાધારણ જીવોની અપેક્ષાએ, નહિ કે ઈશ્વરની અપેક્ષાએ; ઈશ્વરની અપેક્ષાએ તો તે પણ સાતિશય સર્વજ્ઞ કે અલ્પજ્ઞ જ છે ] ॥ ૨૫ ॥

તે ( ઈશ્વર ) પૂર્વોના ( આદિ સ્રષ્ટા બ્રહ્માદિના ) પણ ગુરુ [છે], કાળથી અવચ્છેદરહિત હોવાથી. - He is the teacher of even the ancient teachers, being not limited by time. ॥ ૨૬ ॥ "

એ પ્રમાણે સપ્રમાણ અને સપ્રભાવ ' ઈશ્વર 'નુ સ્વરૂપ દર્શાવી, હવે ' પ્રણિધાન ' ( ઉપાસના )ના ઉપયોગ અર્થે એ ઈશ્વરનુ વાચક ( નામ ) કહે છે કે, " **तस्य वाचकः प्रणवः ॥** " = " તે ( ઈશ્વર )નુ વાચક (નામ) પ્રણવ ( '**प्रकर्षेण नूयते स्तूयतेऽनेनेति नौति स्तौतीति वा प्रणव ओंकार**' = ' જેના વડે સારી પેઠે સ્તુતિ થાય છે અથવા જે સારી પેઠે સ્તુતિ કરે છે, તે પ્રણવ - ૐકાર ' ) [છે] — His manifesting word is Om " [ ઇતિ શ્રીપા૦ યો૦ દ૦ - સમાધિપાદ ૧ - સૂત્ર ૨૭ ]

હવે એ પછીનાજ સૂત્રમા ( શ્રીપા૦ યો૦ દ૦ - સમાધિપા૦ ૧ - સૂત્ર ૨૮ મામા ) '**પ્રણિધાન**'**નું સ્વરૂપ** - '**પ્રણિધાન**'**ના પ્રકાર** બતાવે છે કે, " **तज्जपस्तदर्थभावनम्॥** " = " તે ( ઈશ્વરના વાચક પ્રણવ - ૐકાર )નો જપ ( યથાવત્ ઉચ્ચારણ ) [ અને સાથે-સાથે ] તેના અર્થ ( તેના વાચ્ય ઈશ્વર)નુ ભાવન ( ધ્યાન - પુન પુન ચિત્તમા વિનિવેશન ). "

બસ આવો ' **પ્રણવ-અભ્યાસ** ' એટલે કે ઈશ્વરના વાચક ( નામ ) **ૐકારનો** જપ અને તેની સાથે-સાથે વાચ્ય ( નામી ) **ઈશ્વરનું ધ્યાન**, - એજ ' **ઈશ્વર-પ્રણિધાન** ' છે અને સમાધિ -સિદ્ધિ તેમજ મુક્તિ-પ્રાપ્તિનો એજ એક **સુગમ માર્ગ** કે **સરલ ઉપાય** છે, એવુ ભગવાન્ **પતંજલિ** મુનિનુ કહેવુ છે. ॥ ૐ ॥

આ 'પ્રણવ-અભ્યાસ'મા પ્રણવ ('ૐ') ના જપ ( ઉચ્ચાર )ની સાથે જે વાચ્ય ઈશ્વરનુ ધ્યાન કરવાનું હોય છે, તે ઈશ્વરનુ ધ્યાન અધિકારપરત્વે સોપાધિકત્વ ( સગુણત્વ ) કે નિરુપાધિકત્વ ( નિર્ગુણત્વ) ની બુદ્ધિથી તેમજ ભેદભાવથી કે અભેદભાવથી થાય છે. એ બાબતની સમજ નીચે પ્રમાણે છે કે :—

'ૐ'નો અર્થ (વાચ્ય) ઇશ્વર છેઃ તે કેવા છે? — તે છે કલેશ, કર્મ, વિપાક અને આશયથી અપરામૃષ્ટ પુરુષવિશેષ; જેમાં નિરતિશય સર્વજ્ઞબીજ છે, અર્થાત્ જે અબાધિત સર્વજ્ઞ છે — જેની સર્વજ્ઞતાનો નાશ કદી પણ થતો નથી; જે પૂર્વોના પણ એટલે કે આદ્યસ્રષ્ટા — આદ્યોપદેષ્ટા — આદ્યગુરુ એવા બ્રહ્માદિકના પણ ગુરુ (ઉપદેષ્ટા—પૂજ્ય—પૂર્વજ) છે; જે કાળથી એટલે પ્રલય-કાળથી (મહાપ્રલયમાં પણ) અવચ્છેદને પામતા નથી, કમકે અનાદિ—અવિનાશી—આધકારી—અજર—અમર છે, જે સકળ સૃષ્ટિના ચાલક—પાલક—નિયામક છે, જે ઉત્પત્તિ—સ્થિતિ—લયના કરનાર, કર્તા (સ્વતંત્ર પુરુષ), તથા સર્વત્ર પરિપૂર્ણ — સર્વવ્યાપક, તેમજ સર્વસત્તાધીશ — સર્વશક્તિમાન્ — સર્વસમર્થ છે, વળી જે પરમપિતા, પરમદયાળુ, ભક્તવત્સલ.......... ઇત્યાદિ..... ... ઇત્યાદિ અનન્ત—અસખ્ય ગુણવિશિષ્ટ એક મહાન્ વ્યક્તિ છે આ પ્રકારનો ભાવ કે ભાવના 'ૐ'નો જપ કે ઉચ્ચાર કરતી વેળાએ હૃદયમાં સ્ફુરે છે ને જામે છે. બસ એ છે મધ્યમ અધિકારી—ઉપાસકનું '**तज्जपस्तदर्थभावनम्**' ॥ ૐ ॥

હવે આખરે, મંદ આધકારી—ઉપાસક તો, 'ૐ' નો જપ કે ઉચ્ચાર કરતા, એ 'ૐ' ધ્વનિથી અભિવ્યક્ત થતા 'ૐ'ના અર્થ (વાચ્ય)રૂપ સાકારસ્વરૂપ શ્રીકૃષ્ણચંદ્રનુંજ ધ્યાન કરે છે કારણ કે "**ओमित्येकाक्षरं ब्रह्म व्याहरन्मामनुस्मरन्**........... ॥"
= "'ૐ'એ એકાક્ષર બ્રહ્મને ઉચ્ચારતા [અને સાથે-સાથે] **મ્હને** અનુસ્મરતા......" આ ભગવાન્ શ્રીકૃષ્ણચંદ્રના સ્વમુખનું જ વચન, ('ગીતા'—અ૦ ૮—શ્લોક ૧૩મા) '**मम**' = 'મ્હને' એવું કહીને, શિખવે છે ને સિદ્ધ કરે છે કે, **શ્રીકૃષ્ણચંદ્રજ 'ૐ' નો અર્થ (વાચ્ય) છે**; પછી પતંજલિ મુનિએ કરેલ વ્યાખ્યા (પા૦ યો૦ દ૦ — સમાધિપાદ ૧ — સૂત્ર ૨૪ — ૨૬) અનુસારજ **શ્રીકૃષ્ણ ઇશ્વર છે**, અરે! બલ્કે શ્રુતિલક્ષણસમન્વિત—ઉપનિષત્સિદ્ધ—વેદાન્તપ્રતિપાદ્ય **સચ્ચિદાનન્દસ્વરૂપ પરબ્રહ્મ પરમાત્મા-પરમેશ્વર (મહેશ્વર) શ્રીકૃષ્ણચંદ્ર છે**, એવું, ગીતા—ભાગવતાદિક ગ્રન્થો તેમજ 'કૃષ્ણ એ કોણ?' એ આપણો લેખ વિચારવાથી, નિ સંદેહજ જણાય છે. અતએવ 'ૐ'નો જપ કે ઉચ્ચાર કરતા પરબ્રહ્મ—પરમાત્મા—પરમેશ્વર—ઇશ્વરસ્વરૂપી શ્રીકૃષ્ણચંદ્રની શ્યામસુંદર છબી (મૂર્તિ —

આકૃતિ ) હૃદયમા તરી આવે છે અને તેનુ ધ્યાન લાગી રહે છે. એમ એ જ છે મ દ અધિકારી–ઉપાસકનુ 'तज्जपस्तदर्थभावनम्'. ॥૨૬॥

ઉપર મધ્યમ તથા મ દ અધિકારીનુ જે સગુણ અને સાકાર બ્રહ્મનુ ધ્યાન કહ્યુ, તે બન્ને ધ્યાન નિર્ગુણની પેઠેજ અભેદ (અહગ્રહ) ભાવે પણ થાય છે 'યોગવાસિષ્ઠ'મા ઐન્દવોના ઉપાખ્યાન ('ઐન્દવોપાખ્યાન' )મા વર્ણન છે કે, ઐદવો ( ઇન્દુના પુત્રો ) કૈલાસ પર્વત ઉપર ગયા હતા, અને કોનુ ધ્યાન ધરવુ (?), એમ પરસ્પર વિચારતા મોટા ભાઇ મહામતિએ કહ્યુ કે, ' હુ બ્રહ્મા છુ ' એમ બ્રહ્માનુ અહગ્રહ ધ્યાન કરવાથી બ્રહ્માસ્વરૂપ થવાય છે ' માટે તમે સર્વે મ્હારા ન્હેના પ્રમાણે વર્તો " योऽसावादित्ये पुरुषः सोऽहमस्मि "= ' સૂર્યમા ( સૂર્યમડળમા ) જે આ પુરુષ ( અધિષ્ઠાતા–ચૈતન્ય ) [છે], તે હુ છુ ' – આ શ્રુતિમા કહ્યા મુજબ ' હુ પદ્માસનમા બેઠેલો ચતુર્મુખ બ્રહ્મા છુ, તેજ વડે પ્રકાશુ છુ, અને સર્જુ છુ ' ઇત્યાદિ પ્રકારે દઢ ભાવના કરતા હિરણ્યગર્ભની ઉપાસના કરો, અને બ્રહ્માભાવ પ્રાપ્ત થતા પર્યન્ત આ પ્રમાણે ( ભાવના કરતા ) ધ્યાન કરો જ્યેષ્ઠ ભાઇના કહ્યા પ્રમાણે તે બ્રાહ્મણો જ્યેષ્ઠ ભ્રાતાની સાથેજ ધ્યાનમા બેઠા, અને કાલે કરીને બધા બ્રહ્માસ્વરૂપ થયા બ્રહ્માને આશ્ચર્ય થયુ કે, ' મ્હારા જેવા દશ બ્રહ્માઓ ક્યાથી ? ' × × × ..... . × × × ધ્યાનની બાબતમા ' જેવી ભાવના તેવું ફળ ' તેથી જેવી ભાવનાથી ધ્યાતા ધ્યેયનુ ધ્યાન કરે છે, તેવો તે ધ્યાતા બને છે એને શાસ્ત્રમા 'તત્ક્રતુન્યાય' કહે છે શ્રુતિમા કહ્યુ છે કે, " स यथा यथोपासते तदेव भवति " = " તેને (પરમાત્માને) જેવે-જેવે પ્રકારે ઉપાસે છે, તેવોજ [ ઉપાસક ] થાય છે. " એટલે કે ઉપાસકની ભાવના એજ ફળ મેળવવામા મુખ્ય છે ભાવના પ્રમાણે સિદ્ધિ થાય છે ધ્યેયની સાથે ધ્યાતા અભેદ કરીને ધ્યાન કરે, તે 'અહંગ્રહ ધ્યાન' કહેવાય છે. જે ઉપાસક ' ઇશ્વર કે બ્રહ્મ મારાથી અન્ય છે, અને હું તેમનાથી અન્ય છુ' એવી ભેદબુદ્ધિથી – ભેદભાવથી ઉપાસના કરે છે – ધ્યાન કરે છે, તેની શ્રુતિ નિંદા કરે છે કે, " अथ योऽन्यां देवतामुपास्तेऽन्योऽसावन्योऽहमस्मीति न स वेद " = " હવે, જે (ઉપાસક) અન્ય ( ભિન્ન ) દેવતાની ઉપાસે છે, [ તે એવી ભાવનાથી કે, ] આ ( ઉપાસ્ય દેવ ) અન્ય ( મ્હારાથી ભિન્ન ) [ છે, અને ] હું

( ઉપાસક ) અન્ય ( તે ઉપાસ્ય દેવથી ભિન્ન ) છુ, ઇતિ ( આ પ્રમાણે ), [ ભેદબુદ્ધિથી જે ઉપાસના કરે છે, ] તે [ ઉપાસનાના સ્વરૂપને ] જાણતા નથી." માટે "**देवो भूत्वा देवं यजेत्**" = "[ પોતે ] દેવ થઈને દેવને યજે ( ઉપાસે )' આમ અભેદ ( અહગ્રહ )ભાવે ધ્યાન કરવુ – ઉપાસના કરવી, એજ ખરી રીત ( *process* ) છે. અભેદ ( અહગ્રહ ) ધ્યાનથી અભેદ જ્ઞાનની પ્રાપ્તિ થાય છે, અભેદ જ્ઞાન મુક્તિનુ સાધન છે અને **મુક્તિ એટલે સંપૂર્ણ અનર્થ – સંપૂર્ણ દુ:ખની નિવૃત્તિ અને પરમશાન્તિ – પરમાનન્દની પ્રાપ્તિ છે.** ॥ ૐ ॥

એ પ્રમાણે **પતંજલિ** મુનિના 'ઇશ્વર-પ્રણિધાન'રૂપ '**तज्जपस्तदर्थभावनम्**'ની સમજુત આપી હવે એ 'ઇશ્વર-પ્રણિધાન' ( ઇશ્વર-ઉપાસના – ઇશ્વર-ભક્તિ )રૂપ '**तज्जपस्तदर्थभावनम्**'ના ફળ **શ્રીપતંજલિ** મુનિ ( શ્રીપા० યો० દ૦-સમાધિપાદ ૧ – સૂ. ૨૯મામા કહે છે કે —

" **तत प्रत्यक्चेतनाधिगमोऽप्यन्तरायाभावश्च** ॥ " = "તેથી ( '**तज्जपस्तदर्थभावनम्**'થી )[ યોગીને – ઉપાસકને અર્થાત્ અધિકારીને ) પ્રત્યક્ચેતના ( જીવચેતન – સાક્ષીચૈતન્ય – કૂટસ્થ-આત્મા – પોતાના શુદ્ધ સ્વરૂપ ) નો અધિગમ ( જ્ઞાન – સાક્ષાત્કાર ) [ થાય છે ], અને અન્તરાય ( આ પછીના સૂત્રમા એટલે કે પા० યો० દ૦-સમાધિપાદ ૧-સૂત્ર ૩૦ મામા બતાવેલ 'વ્યાધિ', 'સ્ત્યાન', 'સંશય', 'પ્રમાદ' આદિક વિઘ્નો )નો અભાવ ( શક્તિ-પ્રતિબંધ ) પણ [ થાય છે ] "

એ 'પ્રણવ-અભ્યાસ'નુ ફળ અન્યત્ર પણ વર્ણિત છે જેમ કે —

" **शुचिर्वाप्यशुचिर्वापि यो ×जपेत्प्रणवं सदा ।**
**न स लिप्यति पापेन पद्मपत्रमिवाम्भसा ॥** "

---

× " સર્વ ધર્મ-કર્મમાં જપજ એક સર્વોત્તમ સાધન છે." —

" **जपस्तु सर्वधर्मेभ्य परमो धर्म उच्यते ।**
**अहिंसया च भूतानां जपयज्ञ प्रवर्तते ॥** "

[ इति 'महाभारत' ].

" **जप्येनैव तु संसिद्धयेद्ब्राह्मणो नात्र संशय. ।**
**कुर्यादन्यन्न वा कुर्यान्मैत्रो ब्राह्मण उच्यते ॥** "

[ इति 'मनुस्मृति' 

="પવિત્ર [ હોય ] કે અપવિત્ર [ હોય ], તો પણ જે હમેશા પ્રણવને જપે છે (પ્રણવનો – 'ૐ'નો જપ કરે છે), તે (મનુષ્ય), જળથી કમળના પત્રની પેઠે અર્થાત્ જેમ કમળનુ પત્ર જળથી લેપાતુ નથી તેમ, **પાપથી લેપાતો નથી.**" [ આ 'યોગચૂડામણિ ઉપનિષદ્'નુ વાકય (મંત્ર) છે આ છે 'પ્રણવ-અભ્યાસ' ('પ્રણવ-જપ')નુ અવાન્તર ફળ. ]

"यस्तु द्वादशसाहस्रं नित्यं प्रणवमभ्यसेत् ।
तस्य द्वादशभिर्मासैः परब्रह्म प्रकाशते ॥"

="જે તો નિત્ય (દરરોજ – દૈનિક) દ્વાદશસહસ્ર (૧૨ હજાર) [સંખ્યા] પ્રણવ ('ૐ')નો અભ્યાસ કરે છે, તેને દ્વાદશ માસે કરીને (૧૨ મહિનાએ) **પરબ્રહ્મ સાક્ષાત્ થાય છે.**" [ આ 'યતિધર્મપ્રકાશ'નો શ્લોક છે આ છે 'પ્રણવ-અભ્યાસ' ('પ્રણવ-જપ')નુ મુખ્ય ફળ ]

---

'यज्ञानां जपयज्ञोऽस्मि।" [ इति 'श्रीमद्भगवद्गीता' ]

× × × ૐ × × ×

॥ સર્વ જપોમાં શ્રેષ્ઠ જપ ૐકારનોજ મુમુક્ષુને માટે છે ॥:-

"सर्वेषां जपसूक्तानामृचां च यजुषां तथा।
साम्नां चैकाक्षरादीना गायत्री परमो जपः ॥
तस्य चैव तु ॐकारो ब्राह्मणाय उपासते।"

[ इति 'पाराशरस्मृति' ]

અર્થ –"બધા જપ-સૂકતો, ઋગ્વેદનાં સૂકતો, યજુર્વેદનાં સૂકતો તથા એકાક્ષરાદિ સામવેદના સૂકતોમાં ગાયત્રી પરમ (શ્રેષ્ઠ) જપ [છે] અને વળી તે (ગાયત્રી-જપ)મા પણ ઉપાસક બ્રાહ્મણ ब्रह्म भवितुमिच्छु –मुमुक्षुः બ્રહ્મરૂપ થવાને ઇચ્છાવાળો-મુમુક્ષુ, એવા એ બ્રાહ્મણ)ને માટે તો ૐ-કારજ [ શ્રેષ્ઠ જપ છે ] [ ઇતિ 'પારાશરસ્મૃતિ' ]

× × × ૐ × × ×

॥ ૐકારનો જપ કેવી રીતે કરવો, તે ॥:—

"पद्मासनं समारुह्य समकायशिरोधरः।
नासाग्रदृष्टिरेकान्ते जपेदोङ्कारमव्ययम् ॥"

[ इति 'गोरक्षपद्धति' – श० १ – श्लो० ८१. ]

— × ૐ × × —

"શ્રીસદ્‌ગુરુની બતાવેલ વિધિ અનુસાર ભગવન્નામના ('ૐ' અથવા કોઈપણ એક મંત્ર કે નામના) સવાકોટિ જપ પુરા કરવાથી ઈશ્વરનો સાક્ષાત્કાર અવશ્ય થાય છે" [આ અનુભવી-મતનું કહેવું છે.]

આ પ્રમાણે પ્રકાર અને ફળ સહિત '**પ્રણવ-અભ્યાસ**'રૂપ પતંજલિ મુનિના '**ઈશ્વર-પ્રણિધાન**'નું બ્યાન કર્યું, અને એ '**ઈશ્વર-પ્રણિધાન**' જ સમાધિ તેમજ તત્કળ કૈવલ્ય (મોક્ષ) મેળવવાનો **એક સુગમ માર્ગ યાને સરલ ઉપાય** છે, એવું પ્રતિપાદન કર્યું ને દર્શાવ્યુ. તો હવે એવો એ સરલ ઉપાય, શ્રીગુરુ-ઇષ્ટના અસીમ અનુગ્રહના પરિણામે કે પૂર્વ પુણ્ય-પુંજના પ્રભાવે, હાથ જ્યારે લાગ્યો છે, ત્યારે તો ખૂબ ઉમંગભેર એટલે પૂર્ણ શ્રદ્ધા-ભક્તિ સહ – નિઃશંકચિત્તે એનોજ અભ્યાસ કરવો જોઈએ પરમાત્માની કૃપાએ કે પોતાના સદ્‌ભાગ્યે જો કે એવો એ સુગમ માર્ગ જડ્યો છે, તોપણ આગળ ને આગળ ધાયા વગર ગન્તવ્ય સ્થાન જે 'મોક્ષ-ધામ' છે, ત્યાં કંઇ પ્હોંચાય ભલા? રત્નાકરના ગર્ભમાં રત્ન તો છે જ, પણ ઉંડા પાણીમાં પેસી બગઝર ડૂબકી મારી એકદમ તળે જઈ બેઠા વગર રત્ન કેમ મળે? એટલા માટે એક અનુભવી-મતે કહ્યું છે કે:—

" **जिन खोजा तिन पाइया, — गहरे पानी पैठ ।**
**हौं बौरी बूडत डरी, रही किनारे बैठ ॥** "

એજ મુજબ સાધકે, 'ઓ……મ્ ……' એમ 'ૐ'નો ઉચ્ચાર કરતા કે 'ૐ-ૐ-ૐ-ૐ-ૐ-ૐ-ૐ-ૐ……' એ રીતે 'ૐ'નો જપ કરતા, અને સાથે-સાથે, હૃદયમાં એ 'ૐ'ના અર્થરૂપ યાને વાચ્યરૂપ ઈશ્વરનુ ધ્યાન (ભાવના) કરતા-કરતા ઉંડા ને ઉંડા, ખૂબ ઉંડા સરતા જવું જોઈએ, બસ ત્યારે જ કાળે કરીને ગન્તવ્ય સ્થાને પ્હોંચાય અને પ્રાપ્તવ્ય વસ્તુ પમાય તેમ છે, અર્થાત્ સમાધિ તેમજ તત્ફળ અદ્વૈત-અપરોક્ષજ્ઞાન (સાક્ષાત્કાર) તથા કૈવલ્ય (મોક્ષ) સિદ્ધ થાય છે. ॥ ૐ ॥ ॥ **બોલ – સદ્‌ગુરુદેવકી જય!** ॥
॥ **કન્હૈયાલાલકી જય!!** ॥

**:— × × ૐ × × —:**

# ॥ પાગલનો રસ્તો. ॥

સવાલ —મન સ્થિર રહેતુ નથી, તેનુ, તથા વિચારોમા થતા ફેરફારનુ કારણ શુ ?

જવાબ — (દૃષ્ટાંતઃ–)

એક હતી ચકલી અને એક હતો બાજ. ચકલી પોતાના માળામાથી બહાર આવતી ત્યારે પેલા બાજને જોઇને ડરી જતી અને પોતાના માળામા સંતાઇ જતી. બીજી વખતે બહાર આવી ત્યારે પણ પેલા બાજને જોઇ પોતાના માળામા આવી બેસી ગઈ, પણ એકદમ બહારથી આવવાથી તે માળાની અંદર અંધારૂ માલુમ પડ્યું; તેથી તે ગભરાઇને બહાર નીકળી, પણ ત્યા તો ફરી બાજનો ભય; તેથી ફરીને ચકલી અંદર માળામા આવી, પણ બીચારી શુ કરે ? એને ત્યાં (માળામા) પણ ગભરાટ થાય કેમકે બહારથી એકદમ આવવાથી એને કંઇ સ્થાન સુઝે નહિ, અંધારૂ ને અંધારૂં ભાસે. તેથી વિશ્રાન્તિના સ્થાન માટે ફરી બહાર નીકળે, પણ ત્યા તો પાછો બાજનો ભય મોટું રહ્યું આવી રીતે વીસ-પચીસ ફેરા આમ-તેમ કરવાથી આખર એને (માળામા) પોતાનુ સ્થાન સુઝ્યુ. કંઇક પ્રકાશ જણાવવા માંડ્યો એટલે તે શાંતિથી માળામા બેસી રહી અને શાંતિ આવી ગઈ બાજનો ભય જતો રહ્યો આવી રીતે – (સિદ્ધાંતમા) – મુમુક્ષુના મનરૂપી ચકલી પોતાના સ્વરૂપરૂપી માળો છોડીને જ્યારે બહાર વિષયમા આવે છે, ત્યારે ત્યાં કાળરૂપી બાજ તેની પાછળ પડે છે, તેથી તે બીને (ડરીને) એકદમ દોડતી સ્વરૂપરૂપી માળામાં જઇને બેસવાને માટે જાય છે· પણ ત્યા તો તેને અંધારૂ દેખાય છે. કંઇ સુઝે નહિ, તેથી ગભરાઇને પાછી બહાર વિષયમા દોડે છે; પણ ફરી મૃત્યુ (કાળ)રૂપી બાજનો ભય લાગે છે. તેથી ફરી અંદર આવે છે. એમ કેટલીકવાર આમ અભ્યાસ (Practice) કરતા, અર્થાત્ મન જે વિષયોમા બહિર્મુખ થઇને ફરે છે, તેને અન્તર્મુખ કરીને, સ્વરૂપમા (પરમાનંદસ્વરૂપમા) જોડવારૂપ પ્રયત્ન કરતા, આખરે વૃત્તિ અંતર્મુખ થઇ જાય છે, તથા અંદર સ્વરૂપાનંદરૂપી પ્રકાશ દેખાય છે, તેથી વિશ્રાન્તિસ્થાન સુઝે છે, અને ત્યા બાજરૂપી મૃત્યુનો (કાળનો) ભય કિંચિત્ માત્ર પણ રહેતો નથી. તે જાણીને મુમુક્ષુના મનરૂપી ચકલી શાન્તિથી બેસી રહે છે, એટલે પરમાનંદ – સ્વરૂપાનંદમા મગ્ન થઇ જાય છે, તન્મયતા આવી જાય છે. પછી તો શાન્તિ, શાન્તિ, અહા ! કેવી શાન્તિ ! કેવો આનંદ ! પરમાનંદ ! પરમાનંદ !! પરમાનંદ !!!

આવી રીતે વારવાર અભ્યાસ કરવાથી મન સ્થિર થાય છે
સવાલ — કયા રસ્તે જવુ ?

જવાબ — પાગલનો જે રસ્તો ગજયોગ (Royal Road) છે, તે રસ્તે જવુ. તે રસ્તો શુ ? 'ૐ'ની ધૂન જે પાગલ-મડળમા ધ્યેય (Patent) તરીકે ગણાય છે અને સપૂર્ણ શાસ્ત્રમા પણ સિદ્ધ જ છે, તે

સવાલ — શુ કરવુ ?

જવાબ — 'ૐ'નુ ગુંજન સવારમા એ. કના હમેશા નિય મથી કરવુ

આપણને લાયકાત (Qualification) પ્રાપ્ત કર્યા સિવાય સરટીફિકેટ (Certificate) મળવાનુ નથી માટેજ આ 'ૐ'ના અભ્યાસથી જ્યારે તમે લાયકાત મેળવશો ત્યારે તમને ગુરકૃપારૂપી સરટીફીકેટ મળશે ફક્ત વાચાથી 'મને ગુરકૃપા જોઇએ છે, ગુરુકૃપા જોઇએ છે', આમ કહે-કહે કરવાથી કઇ વળવાનુ નથી પુરુષાર્થ કરો, બધુએ મળશે પુરુષાર્થથી ભગવાન્ પોતે પણ સામે આવી મળે છે !, તો બીજાની વાત શુ ?

પુરુષાર્થ એટલે સાચો પ્રેમ – તીવ્ર લાગણી અને એની સાથે કર્તવ્ય [ પાગલ પરમાનદ ]

— ૐ —

# ॥ અભ્યાસ શી રીતે કરવો ? ॥

" ॐकारध्वनिनादेन वायो संहरणान्तिकम् ।
निरालम्बं समुद्दिश्य यत्र नादो लयं गत ॥
. ... तद्विष्णो परम पदम् ॥ "
[इति उत्तरगीतायाम् ]

પ્રથમ પવિત્ર અને નિર્જન પ્રદેશમા સ્થિર તથા સુખાસને સ્થિત થઇ, 'ૐ'નો લાબા સ્વરે એટલે 'ઓ .. મ ' એ રીતે ઉચ્ચાર કરી, વેદાન્તવિચાર – બ્રહ્મવિચાર – સ્વરૂપાનુસધાન કરતા, '**अहं ब्रह्माऽस्मि**' વૃત્તિ સ્ફુરે છે અને તેની સાથેજ 'આત્મા પરમાત્મા છે, દેહ આદિ આત્મા નથી', એવો ભાવ જામે છે તથી કરીને દેહ, ઇન્દ્રિય, પ્રાણ મન, બુદ્ધિ આદિ સર્વનો બાધ – લય તેજ ક્ષણે થાય છે, અને એમ થયે અવશિષ્ટ જે રહે છે ત પરબ્રહ્મ છે : તે વખતે (ત્યા) 'હુ બ્રહ્મ છુ' એવી વૃત્તિનો પણ લોપ થઇ જાય છે એજ **સમાધિ** આવી સ્થિતિ જેટલી ક્ષણ રહે તેટલી ઘડી '**સાક્ષાત્કાર**' સમજવો વળી વૃત્તિ ચલિત થાને બહિર્મુખ થતા, ફરી

# ॥ ભક્તિ અને જ્ઞાનનું ફળ એકજ છે. ॥

"અર્જુનને પ્રથમે કેવળ જ્ઞાનમાર્ગથી ઉપદેશ કરતા તેનું સમાધાન ન થયુ એમ સમજી '**एषा तेऽभिहिता साङ्ख्ये बुद्धियोगे त्विमां शृणु**' એ વચનથી યોગ – કર્મયોગ બતાવવા માડયો, અને તેમા પણ ફ્લાભિસંધિત્યાગપૂર્વક કર્મ કરવાથી જ્ઞાનપ્રાપ્ય ફળ અને કર્મપ્રાપ્ય ફલની એકતા સમજાવી પુન કર્મયોગથી તૃપ્તિ ન હોય તો ઉપાસનારૂપ યોગમાત્રનો માર્ગ સસમાધ્યાયમા કહ્યો છે ને ત્યા ભક્તિને પ્રાધાન્ય આપ્યુ છે પરતુ તેનુ એ ફળ તો "અનિત્ય" જ કહ્યું છે, એમ આપણે હમણા જોઇ ગયા ત્યારે જ્ઞાન–કર્મ, જ્ઞાન–ભક્તિ, એ આદિનો વિરોધ વારવાર માનવામા આવે છે, તેનું સમાધાન કરવાનો કોઇ માર્ગ ગીતામા બતાવ્યો છે કે નહિ, એ પ્રશ્ન પણ આ સ્થાને સહજે થઈ આવશે કર્મ અર્થાત્ વિહિત કર્મ કરવારૂપી કર્મમાર્ગ, તે તો જ્ઞાન અને ભક્તિ ઉભયની અપેક્ષાએ નિકૃષ્ટ છે, એ સહજસિદ્ધ છે, કેમકે કર્મનુ ફળ શુદ્ધિ પર્યંતજ છે, જ્યારે ભક્તિ–જ્ઞાનનુ ફળ એકતાનતા, એકાકારતા, અભેદ પર્યંત છે. ત્યારે વિરોધ ભક્તિ અને જ્ઞાન એનોજ રહ્યો ભક્તિમા એક નહિ, પણ ભક્ત અને ભજનીય બે જોઇએ, એતો સ્પષ્ટ છે, ભક્તના ચિત્તનો કેવળ ભજનીયાકાર પરિણામ થવો એ ભક્તિની પરાકાષ્ઠા છે ભક્ત પોતેજ ભજનીય છે એમ થઇ જાય, એવો સાક્ષાદનુભવ પણ સામર્થ્ય, શક્તિ, આકાર આદિ સુધાતમા થઈ જાય, એ ભક્તિનુ છેવટમા છેવટનુ ફળ છે. હવે જ્ઞાનને જુઓ. જ્ઞાન શુ છે ? જ્ઞાન એટલુજ કરે છે કે, જેવી સ્થિતિ છે તેવી અનુભવપૂર્વક જાણે છે. જ્ઞાતા પોતે જ્ઞેયરૂપ છે, ને જેવો છે તેવો જાણીને અનુભવ કરે છે, ન જાણવાથી દુખ ક્લેશાદિ પેદા કરનાર અજ્ઞાન હતુ, તેનો ધ્વંસ સાધે છે. એ રીતે જ્ઞાનીને પોતાની યથાર્થસ્થિતિ સમજવાથી સ્વભિન્ન કાંઈ રહેતુ નથી, એટલે ભક્તના પરમાનદ જેવોજ પરમાનદ ઉપજે છે; કેમકે પછી તે આનંદના વિક્ષેપનો હેતુ કોઈ નથી. ત્યારે જુઓ, ભક્ત અને જ્ઞાની આનંદને શોધે છે, **ભક્ત અંતર્માં પ્રેમ-સ્થાનને જોતો જોતો પોતેજ પોતાપણું ભુલે છે; જ્ઞાની અંતર્–બાહ્ય સર્વત્ર જોતો જોતો પોતાપણું ખોટું સમજી પોતાથી સર્વ અભિન્ન છે એમ અનુભવે છે, ભક્તિમાં**

રસનુ પ્રાધાન્ય છે; જ્ઞાનમાં અનુભવનુ પ્રાધાન્ય છે; ભક્તિનો આરંભ ભિન્નતાથી થઈ હૃદયાભક્તિદ્વારા તદ્રૂપતા પર્યંત છે, જ્ઞાનનો આરંભ અભિન્નતાથી થઈ અનુભવની દૃઢતાદ્વારા સ્વસ્વરૂપાનુસંધાન અથવા નિવૃત્તિ પર્યંત છે, ફળ ઉભયનુ એક છે, કેમકે ભક્ત આખા વિશ્વને ઈશ્વરમય દેખે છે, જ્ઞાની પણ ઈશ્વરમય દેખે છે. ભક્ત ભેદ-ભાવનાથી આરંભ કરે છે ને ભેદના અધ્યારોપ તથા પરિણામે અપવાદથી અભેદ સાધે છે, જ્ઞાની ભેદમાનને મિથ્યા કહી ઉપપત્તિ-માત્ર માટે ભેદનો અધ્યારોપાપવાદ કરી અભેદ સાધે છે, ભક્ત અભેદ નથી એમ માની પ્રવર્તે છે, જ્ઞાની અભેદ છેજ એમ માની પ્રવર્તે છે ઉભયે અભેદને ... વસ્તુગતિ કોણે યથાર્થ જાણી છે તેનો અત્ર વિચાર કરવાનુ કારણ નથી, પણ ફળનુ ઉભયને ઐક્ય છે એજ તત્ત્વ છે જ્ઞાની જગતને, ભેદને મિથ્યા કહે છે, ભક્ત સત્ય કહે છે, તેથી કાંઈ પણ વિરોધ માનવાનુ કારણ નથી, કેમકે એ તો માર્ગભેદ છે, ફળ તો અભેદજ છે. ત્યારે સ્પષ્ટજ છે કે જ્ઞાનની શુષ્ક વાતો કરવામા જ્ઞાન નથી, સાનુભવ જ્ઞાનમા જ્ઞાન છે, અને સાનુભવ જ્ઞાન તે જ્ઞાનપૂર્વક ભક્તિજ છે; ભક્તિ પણ ઈશ્વરને જુદો માની તેના ભજન ગાવા કે સખીભાવ ધરી નાચવું એમાજ નથી, પણ ભક્ત પોતે અને વિશ્વમાત્ર ઈશ્વર છે એમ થવામા છે અને તે સ્વપૂર્ણક જ્ઞાનજ છે આવા રહસ્યજ્ઞાન વિના ભક્તિ એક ઊર્મિમાત્રજ થઈ જાય છે, જ્ઞાન એક બુદ્ધિવિલાસમાત્ર બની રહે છે, અભેદજ્ઞાનનુસાર જ્ઞાન-ભક્તિ ભિન્ન છેજ નહિ * અદ્વૈત-અભેદજ્ઞાન એજ એક એવુ જ્ઞાન છે કે જેમા જ્ઞાતાએ જ્ઞેય થઇ જવુ જોઇએ, એમ થાય તોજ જ્ઞાન થયુ કહેવાય, બીજું જે વ્યવહારિક જ્ઞાન છે તે તેવા નથી, જે જાણવાનુ હોય તે રૂપેજ જાણનારે થવું એવા નથી, એ જ્ઞાનમા તો જ્ઞેય ઉપર પરમભક્તિ થાય એજ જ્ઞાનત્વ છે. ત્યારે ભક્તિ પણ જ્ઞાનપ્રકાર છે, અને જ્ઞાનનો પરિપાક, હમણાંજ આપણે કહી આવ્યા તેમ, જ્ઞાતા-જ્ઞેયનો અભેદ થાય એટલામાજ છે અર્થાત્ આવી રીતે વિચારતા પણ ભક્તિ અને જ્ઞાનનુ ફળ એકજ છે ઉભયે એક એકના અંગ છે, માત્ર સાધન ફેર છે ને તે અધિકારાનુસાર યોગ્યજ છે શ્રીકૃષ્ણ ભગવાને આની એટલા સ્પષ્ટ

* ધર્મનો ઉદ્દેશ કેવળ મનુષ્યની ઊર્મિમય પ્રકૃતિની તૃપ્તિ કરવાની છે એમ માનનારને પણ આમા વિચાર કરવા જેવુ છે

રીતે સૂચવી છે, અને જેમ કર્મ જે સાધારણ રીતે જ્ઞાન-ભક્તિ ઉભયનુ વિરોધી ગણાય છે, તેને પણ ફલાભિસંધિત્યાગપૂર્વક આચરવું એમ બતાવી જ્ઞાનથી અવિરુદ્ધ કરી આપ્યુ છે, તેમ ભક્તિરૂપ ઉપાસનાને પણ "**मद्भक्ता यान्ति मामपि ।**" "મારા ભક્તો મને પામે છે – મારા રૂપ થાય છે", એમ કહીને, જ્ઞાનથી અવિરુદ્ધ કરી બતાવી છે. અષ્ટાદશમા છેવટની દ્વૈતરહિત જ્ઞાનમાત્રની અભેદદશા કહેતા પણ જ્ઞાનની રસમયતા બતાવવા, જ્ઞાનમા અનુભવનુ પ્રાધાન્ય જણાવવા, કહ્યું છે કે, "**ब्रह्मभूतः प्रसन्नात्मा न शोचति न काङ्क्षति। समः सर्वेषु भूतेषु मद्भक्तिं लभते पराम् ॥**" "બ્રહ્મભૂત પ્રસન્નાત્મા તે શોક કે ઇચ્છા કરતો નથી; સર્વ ભૂત પ્રતિ સમ હોઇ મારી પરમ ભક્તિ પામે છે." એવો મહાત્મા "બ્રહ્મભૂત" તો ખરોજ, અભેદમય તો ખરોજ, પણ શુ'ક વાર્તામાત્રનો જ્ઞાની નહિ, પરાભક્તિના રસથી પ્રપૂર્ણ હોઈ સર્વને સ્વરૂપ જાણનારો, અનુભવનારો, મહાજ્ઞાની હોઈ, સર્વથા પ્રસન્ન, પરમાનંદનિમગ્ન, અત્ર-તત્ર વિશ્વમાત્રમા આનંદ વિસ્તારનાર કેન્દ્રરૂપ. ભક્તિ-જ્ઞાનનુ આવું ઐક્ય શ્રીકૃષ્ણે દશમા અધ્યાયમા પોતાની વિભૂતિઓ ગણાવતે વધારે સ્પષ્ટ રીતે સિદ્ધ કર્યું છે. અનેક વિભૂતિ બતાવવામા મુખ્ય તાત્પર્ય એ છે કે અધિકારીને ઉપાસનાના વિષયો બતાવવા, અને તેમાના કોઇ ઉપર પણ તેના ચિત્તની એકાગ્રતા થાય તો અભેદાનુભવનો માર્ગ સહજ છે એમ સૂચવવું. કર્મ-ઉપાસના-ભક્તિ-જ્ઞાન-એ સર્વ માર્ગ અધિકારીને અનુસરી શ્રીકૃષ્ણે બતાવ્યા છે, પણ જે ઉત્તમોત્તમ અધિકારી છે તેને એ ત્રણેમા પરમાર્થ દેખાડ્યો છે, અને એમ અભેદવાદનું સામ્રાજ્ય સિદ્ધ કરી આપ્યુ છે."
[ **શ્રીમણિલાલ નભુભાઇ દ્વિવેદી.** – ગીતા–ટીકાની પ્રસ્તાવના.–]

## ॥ अथ परापूजा स्तोत्रम् ॥

**। श्रीगणेशाय नमः ।**

**पूर्णस्यावाहनं कुत्र सर्वाधारस्य चासनम् ।**
**स्वच्छस्य पाद्यमर्घ्यं च शुद्धस्याचमनं कुतः ॥१॥**

---

**અર્થ :—॥ અથ પરાપૂજા સ્તોત્ર॥**

॥ શ્રી ગણેશાય નમ :॥

પૂર્ણનું [ વળી ] આવાહન ક્યા [ કરવું ] ! ? સર્વના આધાર-

"OM"

**God-Realization : How to Realize.**

**The way to the Realization of Self.**

"There are two processes in the game of 'Gilli'. The first is to raise it and the second is to make it fly into the air"

Therefore, by this way, first of all the mind is to be raised just a little and the second process is to shoot it far off in the spiritual atmosphere.

Make the mind run along, go on and on, and on, until it loses all body-consciousness and is God and nothing but God. *Make the mind rise higher by chanting the syllable 'OM'.*

This Atman, this true Ocean of Reality, this Controlling and Governing Self, this is

અર્થ: — :—ૐ—:

## ॥ ઈશ્વર—સાક્ષાત્કાર. ॥

॥સાક્ષાત્કાર કેવી રીતે કરવો:આત્મસાક્ષાત્કાર કરવાની રીત.॥

"'ગિલ્લી'ની રમતમા બે ક્રિયા કરવાની હોય છે. પહેલી તેને ઉંચી કરવી (ઉછાળવી) તે છે અને બીજી તેને હવામા ઉડાવવી તે છે."

અતએવ, આ રીતિએ, સૌથી પહેલા તો ચિત્તને જરા ઉન્નત કરવાનું છે (મનનું જરા ઉત્થાન કરવાનુ છે) અને બીજી વિધિ એ છે કે તેને આધ્યાત્મિક વાતાવરણમા ઘણે દૂર (ખૂબ ઉંડું ને ઉંડું) ફેંકવું (ગરકાવ કરવું).

જ્યાંલગી ચિત્ત શરીરનુ બધુ ભાન ભૂલી જાય તેમજ ઈશ્વરમય થાય ને ઈશ્વર સિવાય કંઇ ન રહે, ત્યા સુધી ચિત્તને આગળ દોડાવો, આગળ, આગળ અને આગળ ધપાવ્યા કરો. **'ૐ' પદનો ઉચ્ચાર કરી ચિત્તનું ઉત્થાન કરો.**

આ જે આત્મા છે, આ જે સત્યનો યથાર્થ સમુદ્ર છે, આ

to be realized, this is to be felt, to be seen, and known in order to be one with the infinite This true Self or Atman is called the 'I am' This true Self, the perfect 'I' is beyond cause, time and space This perfect, this true Self is represented by 'OM'. **'OM' means 'I am'**, and while chanting 'OM', you have not to address yourself to somebody else While chanting 'OM', think not of some one outside yourself, whom you are calling While chanting 'OM', you must feel yourself to be one with this true 'I am' Because 'I am' is everywhere, and 'I am' is an unchangeable thing It is the same '*I am*', which was yesterday, and is to-day, as well as it will exist to-morrow also ('I am I – that the

---

જે નિયામક તથા પરમ આત્મા છે, તે સાક્ષાત્કૃત થવો જોઇએ, તે અનુભવાવો જોઇએ તે દષ્ટ થવો જોઇએ અને તે જ્ઞાન થવો જોઇએ, જેથી અનંત (બ્રહ્મ)ની સાથે એકમેક થવાય આ **સત્સ્વરૂપ** અથવા આત્મા 'હું છું' એ પ્રમાણે કહેવાય છે એ સત્યસ્વરૂપ, પૂર્ણ 'અહમ્' (પૂર્ણાત્મા) કારણ, કાલ અને દેશથી પર છે એ પૂર્ણ, એ **સત્યસ્વરૂપ (આત્મા) 'ॐ' વડે ઓળખાય છે. 'ॐ'નો અર્થ છે 'હું છું'**, અને 'ॐ'નો ઉચ્ચાર (જપ) કરતી વેળા એ તમારે પોતાને અન્ય કોઈ પ્રતિ સંબોધન કરવાનું નથી 'ॐ'-નો ઉચ્ચાર કરતી વખતે, તમારા પોતાથી બહાર રહેલ કોઇ છે, કે જેને તમે બોલાવો છો, એમ ધારો નહિ 'ॐ'નો ઉચ્ચાર કરતી વખતે, તમારે પોતાને આ સત્ય 'હું છું'ની સાથે એકમેક હોવાનું અનુભવવું જ જોઇએ કારણ કે 'હું છું' એ સર્વત્ર છે, તથા 'હું છું' એ ફેરફાર ન થનાર એવી (અવિકારી) વસ્તુ છે તે એનું એ જ 'હું છું' છે, કે જે ગઈ કાલે હતું અને આજે છે, તેમજ આવતી કાલે પણ રહેશે ("હું એ છું" – ગઈ કાલનો 'હું' એ આજનો 'હું' છે અને આજનો 'હું' એ આવતી કાલનો 'હું' રહેશે, શરીરમાં

'I' of yesterday is the 'I' of to-day and the 'I' of to-day will be the 'I' of to-morrow, that in spite of all the changes that are happening to the body I yet believe that I am the same 'I' as – 'I do', 'I go', 'I dream', 'I sleep', 'I move' and here you will find it claimed that the doing, going, dreaming etc have been changing, but what remained constant *was that 'I – Swami Vivekananda'* ) By this strong feeling, the mind is merged in the Reality By this strong belief, by this living knowledge of the mind, the mind becomes, as it were, a bubble, which bursts into the mighty Ocean of Reality

***This is the way to Realization.***

This strong feeling, this living knowledge on the part of the mind laying hold of you,

---

તમામ જાતના પરિવર્તનો થયા કરે છે, તે છતાં પણ હું ખાત્રી પૂર્વક માનું છું કે, હું તો તેનો તેજ 'હું' છું જેમકે.— 'હું કરૂં છું', 'હું જાઉં છું', 'હું સ્વપ્ન જોઉં છું', 'હું ઉંઘું છું', 'હું હાલું-ચાલું છું' તો આ પ્રમાણે તમને એ સિદ્ધ થએલું જણાશે કે કરવું, જવું, સ્વપ્ન જોવું વગેરે ફર્યા ( બદલાયા ) કરે છે, પરન્તુ એમાં જે એક સ્થિર (અચળ) રહ્યા કરતું હતું તે તો 'હું' જ – **સ્વામી વિવેકાનંદ** ) આવા સુદૃઢ અનુભવથી, મન **સત્યમાં** ગળી જાય છે આવી દૃઢ માન્યતાથી, મનના આવા ચૈતન્યમય ( જીવત ) જ્ઞાન વડે, મન તો જાણે એક પરપોટો ન હોય એવું બની જાય છે, કે જે સત્યના મહાન સમુદ્રમાં ફુટી જાય છે **એ જ છે સાક્ષાત્કારની રીત**

મન તરફનો ( યાને મનનો ) એ સુદૃઢ અનુભવ ( ભાવના ), એ ચૈતન્યમય ( જીવત ) જ્ઞાન, તમારા ઉપર અસર કરનાર તેમજ તમારા મિથ્યા અભિમાન ( હુંપણા – અસ્મિતા )ને મોહ-નિદ્રામાથી જાગૃત કરનાર ( અર્થાત્ પરિચ્છિન્ન અભિમાનને બાધ કરનાર ),

to be realizd, this is to be felt, to and known in order to be one with th nite. This true Self or Atman is called 'I am'. This true Self, the perfect 'I' is b ond cause, time and space This perfec this true Self is represented by 'OM'. **'OM means 'I am'**, and while chanting 'OM', you have not to address yourself to somebody else. While chanting 'OM', think not of some one outside yourself, whom you are calling. While chanting 'OM', you must feel yourself to be one with this true 'I am' Because 'I am' is everywhere, and 'I am' is an unchangeable thing It is the same '*I am*', which was yesterday, and is to-day, as well as it will exist to-morrow also ('I am I" – that the

---

જે નિયામક તથા શાસક આત્મા છે, તે સાક્ષાત્કૃત થવો જોઇએ, તે અનુભવાવો જોઇએ, તે દૃષ્ટ થવો જોઇએ અને તે જ્ઞાત થવો જોઇએ, કે જેથી અનંત (બ્રહ્મ)ની સાથે એકમેક થવાય. આ **સત્સ્વરૂપ** અથવા આત્મા 'હું છું' એ પ્રમાણે કહેવાય છે. એ સત્યસ્વરૂપ, પૂર્ણ 'અહમ્' (પૂર્ણાત્મા) કારણ, કાલ અને દેશથી પર છે. એ પૂર્ણ, એ **સત્યસ્વરૂપ (આત્મા) 'ૐ' વડે ઓળખાય છે. 'ૐ'નો અર્થ** છે 'હું છું', અને 'ૐ'નો ઉચ્ચાર (જપ) કરતી વેળાએ તમારે પોતાને અન્ય કોઈ પ્રતિ સંબોધન કરવાનું નથી. 'ૐ'-નો ઉચ્ચાર કરતી વખતે, તમારા પોતાથી બહાર રહેલ કોઇ છે, કે જેને તમે બોલાવો છો, એમ ધારો નહિ 'ૐ'નો ઉચ્ચાર કરતી વખતે, તમારે પોતાને આ સત્ય 'હું છું'ની સાથે એકમેક હોવાનુ અનુભવવુ જ જોઇએ. કારણ કે 'હું છું' એ સર્વત્ર છે, તથા 'હું છું' એ કોઈ ન બદલાય એવી (અવિકારી) વસ્તુ છે. તે એનું એજ 'હું છું' છે, કે જે ગઈ કાલે હતુ અને આજે છે, તેમજ આવતી કાલે પણ રહેશે. ("હું એ છું" – ગઈ કાલનો 'હું' એ આજનો 'હું' છે અને આજનો 'હું' એ આવતી કાલનો 'હું' રહેશે; શરીરમા

'I' of yesterday is the 'I' of to-day and the 'I' of to-day will be the 'I' of to-morrow, that in spite of all the changes that are happening to the body I yet believe that I am the same 'I' as – 'I do', 'I go', 'I dream', 'I sleep', 'I move' and here you will find it claimed that the doing, going, dreaming etc have been changing, but what remained constant *was that 'I' – Swami Vivekananda'* ) By this strong feeling, the mind is merged in the Reality By this strong belief, by this living knowledge of the mind, the mind becomes, as it were, a bubble, which bursts into the mighty Ocean of Reality

***This is the way to Realization.***

This strong feeling, this living knowledge on the part of the mind laying hold of you,

---

તમામ જાતના પરિવર્તનો થયા કરે છે, તે છતા પણ હું ખાત્રીપૂર્વક માનુ છુ કે, હું તો તેનો તેજ 'હું' છુ જેમકે:— 'હું કરૂ છુ', 'હું જાઉ છુ', 'હું સ્વપ્ન જોઉ છુ', 'હું ઉઘુ છુ', 'હું હાલુ-ચાલુ છુ' તો આ ઠેકાણે તમને એ સિદ્ધ થએલુ જણાશે કે કરવુ, જવુ, સ્વપ્ન જોવુ વગેરે ફર્યા ( બદલ યા ) કરે છે, પરન્તુ એમા જે એક સ્થિર (અચળ) રહ્યા કરતુ હતુ તે તો 'હું' જ. – **સ્વામી વિવેકાનંદ** ) આવા સુદૃઢ અનુભવથી, મન **સત્ય**મા ગળી જાય છે આની દૃઢ માન્યતાથી, મનના આવા ચૈતન્યમય ( જીવત ) જ્ઞાન વડે, મન તો જાણે એક પરપોટો ન હોય એવુ બની જાય છે, કે જે સત્યના મહાન સમુદ્રમા ફુટી જાય છે **એ જ છે સાક્ષાત્કારની રીત**

મન તરફનો ( યાને મનનો ) એ સુદૃઢ અનુભવ ( ભાવના ), એ ચૈતન્યમય ( જીવત ) જ્ઞાન, તમારા ઉપર અસર કરનાર તેમજ તમારા મિથ્યા અભિમાન ( હુંપણા – અસ્મિતા )ને મોહ-નિદ્રામાથી જાગૃત કરનાર ( અર્થાત્ પરિચ્છિન્ન અભિમાનને બાધ કરનાર ),

and dehypnotizing your false self, is the way to gain truth, to free yourself

{ Realize your Divinity
And everything is done }

**Om ! Om !! Om !!!**

[—Swami Rama—]

**· The Method of practice ; the method of *concentrating the mind*. the Method of Realization —**

In the morning or at any time when you begin to practise, your mind will merge into a state of Divinity, ecstasy, superconsciousness When that state is reached do not continue repeating 'Om' Stop Let that state remain as long as it pleases, gradually the worldly or body-consciousness will come up

---

સત્યને પામવાને – તમારી જાતને મુક્ત કરવાને (યાને મોક્ષ મેળવવાને) [ મુખ્ય ] માર્ગરૂપ ( ઉપાયરૂપ ) છે

{ તમારા ઈશ્વરત્વનો સાક્ષાત્કાર કરો
અને બધુ થઈ ચુક્યુ છે ( એમ સમજજો ) }

ૐ ! ૐ !! ૐ !!!

[ — સ્વામી રામ — ]

**- અર્થ :— ॥ અભ્યાસની રીત: ॥**

**મનને એકાગ્ર કરવાની રીત: સાક્ષાત્કારની રીત :—**

પ્રાતઃકાળના અથવા કોઈ પણ વખતે જ્યારે તમે અભ્યાસ કરવા માંડો, ત્યારે ઈશ્વરત્વની દશામા (બ્રહ્મદશામા), સમાધિમા, આત્મમસ્તીમા તમારૂં મન તલ્લીન થઈ જશે જ્યારે એ સ્થિતિ આવી પહોંચે (પ્રાપ્ત થાય), ત્યારે 'ૐ'ની આવૃત્તિ (જપ) ચાલુ રાખો નહિ (ખાસ આગ્રહ પૂર્વક જારી રાખવાની જરૂર નથી). સ્થિર થાઓ (જપ બંધ રાખો) જે અવસ્થા એની મોજે જેટલો વખત રહે તેટલો વખત રહેવા દો, ધીમે ધીમે સાંસારિક કે શારી

of itself Don't force anything, do not force the repetitions of 'Om'. When that state is reached, the body-consciousness will come up readily

It may be, that many of you may be able to remain in that state of superconsciousness for half an hour, perhaps for one, two or three hours or more, but to morrow you will be able to keep up that state for a longer time Day after day the time will increase, until in this way gradually, by slow degrees, your spiritual power will increase

But those, who are beginners in this practice, should limit themselves to 20 or 25 minutes of this practice

ONE THING MORE When you begin to concentrate the mind, and realize your

---

રિક ભાન એની મેળે આવી જશે કંઈ પણ પરાણે ન કરો 'ૐ'નુ રટણ પરાણે ન કરો જ્યારે એ સ્થિતિ આવી પહોચે ત્યારે (પછીથી) શારીરિક ભાન આપોઆપ – તુરત આવી જશે

એમ બની શકે કે, તમારામાના ઘણા એ સમાધિની સ્થિતિમા અડધા કલાક સુધી કે, કદાપિ એક, બે કે ત્રણ કલાક અથવા તો વધુ વખત સુધી રહેવા સમર્થ હોય પણ આવતી કાલે (બીજે દિવસે) એ સ્થિતિ વધુ લાબા સમય સુધી ટકાવી રાખવા તમે શક્તિમાન થશો દિવસે-દિવસે એ સમય (લાબા વખત સુધી ટકી રહેલી સમાધિનો સમય) લબાશે, તે ત્યા સુધી કે છેવટે આ રીતે ક્રમે-ક્રમે, શનૈ-શનૈ તમારી આધ્યાત્મિક શક્તિ વધી જશે

પરન્તુ જેઓ આ અભ્યાસમા શરૂઆતજ કરનારા (આરભક) હોય, તેઓએ પોતા માટે આ અભ્યાસની ૨૦ કે ૨૫ મિનિટની હદ બાધવી જોઇએ

**એક વાત વધારે** — જ્યારે તમે મનને એકાગ્ર કરવા માડો અને ઈશ્વરી ભાનનો સાક્ષાત્કાર કરો, ત્યારે તમારા મનની આગળ

God-consciousness, some idea or ideas will spring up before your mind, at that time go on chanting 'OM' and at the same time take up this thread of thought, which makes its appearance in your mind, and finish it

Suppose, about half an hour is spent in eradicating that idea, in strengthening and overcoming that thought, in chanting 'OM', and suppose, all the time is taken up in overcoming that thought or idea and there is no time to get the state of superconsciousness never mind If the superconscious state be not reached that day, never mind, it will come some other day, if on that day one evil thought has been overcome, your character is strengthened

Therefore, sit alone, chant 'OM', chant aloud feel God, and when you think God,

---

કોઈ એ વિચાર કે વિચારો સ્ફુરી આવશે તે વખતે 'ૐ'નો ઉચ્ચાર કરતા રહો અને તેજ વખતે (સાથે-સાથે) તમારા મનમા દેખાવ દેતા વિચારના આ તંતુને ઉઠાવો (હાથ પર લો–ઉકેલો) અને તેને નિર્મૂળ કરો

ધારો કે એ વિચારને જ-મૂળથી કાઢવામા, પોતે મજબુત બનવામા (ખૂબ દૃઢ પ્રયત્નવાન થવામા) અને એ વિચારને હઠાવવામા, 'ૐ'ના રટણમા સુમારે અડધો કલાક ખપી ગયો, તેમજ ધારો કે, તે વિચાર કિંવા સંકલ્પ-વિકલ્પને હઠાવવામા બધો વખત ખતમ થઈગયો અને સમાધિ અવસ્થા પ્રાપ્ત કરવા વખત ન રહ્યો, તો કાંઈ વાંધો નહિ જો તે દિવસે સમાધિ-અવસ્થા પ્રાપ્ત ના થાય તો કંઈ વાંધો નહિ, કોઈ બીજે દિવસે એ આવી રહેશે (પ્રાપ્ત થશે) જો તે દિવસે એક નઠારો (અનાત્મ) વિચાર જિતાયો હોય, તો તમારૂ ચારિત્ર મજબુત થાય છે (ચારિત્ર બંધાય છે – ઘડાય છે)

આથીજ, એકાન્તમા બેસો, 'ૐ' ઉચ્ચારો (જપો), મોટેથી ઉચ્ચારો

when you feel God, then come out.

Practise this method and *Rama* is wrong if you do not realize Divinity and Truth in one week. OM! OM!! OM!!!

## ॥ निरतिशय आनन्द-प्राप्तिका साधन ॥

Process of Practice.

**રાગ સવૈયા – એકત્રીસા.**

ઘરમાં કે કોઈ બાહ્ય પ્રદેશે, એક સ્થાને નિત્યે રે;
જઈને કંઈક સમય ગાળ્યાથી, લાભ થાય બહુ ચિત્તે રે.
બાહ્ય વસ્તુ ત્યા રાખો ન એવી, (જે) જગવે મલિન સંસ્કારો રે;
સ્વચ્છ નિરુપદ્રવ દેશે જઈને, સંગતિ માત્ર વિસારો રે. –૧.
યથેચ્છ આસનથી ત્યા સ્થિર થઈ, 'શાન્તિ' શબ્દ ઉચ્ચારો રે,
શાન્તિનું વાતાવરણ જમાવી, બાધક સ્વાસ્થ્યને ધારો રે.
"**प्रणवो धनुः शरो हि आत्मा,**" બ્રહ્મ તેનું લક્ષ્ય રે;
અપ્રમાદથી વેધ કરીને, શરવત્ તન્મય થાઓ રે. –૨.
શરીર પણ નથી આવ્યું તમારૂં, એ સ્થાનકમાં એવું રે;
મન પણ ત્યાથી દૂર રહ્યું છે, એવું જાણી લેવું રે.
"હું" એવી એક વસ્તુ માત્ર ત્યા, અન્ય ન કોઇ ઉપાધ રે,
"હું" ત્યા ખેલે, "હું" ત્યાં બોલે, "હું" ત્યા કરે સમાધિ રે. –૩.
આવો ભાવ અખંડ જમાવી,-રાખવા પ્રયત્ન સેવો રે;
અન્ય કોઇ સંકલ્પ ઉઠે ત્યા, સહજે શમાવી દેવો રે.
જાણો ત્યાં "હું"નુ મુક્તપણે, કેવળ સામ્રાજ્ય પ્રવર્તે રે;
સ્વભાવથી પછી "હું" એવું પણ, જાગ્રત ભાન નિવર્તે રે. –૪.

---

(લલકારો – દીર્ઘ જપ કરો), ઈશ્વરને અનુભવો, અને જ્યારે તમે ઈશ્વરની ભાવના (બ્રહ્મભાવના) કરતા થાઓ, જ્યારે તમે ઈશ્વરનો અનુભવ (બ્રહ્માનુભવ) કરતા થાઓ, ત્યારે (તે બ્રહ્માકારવૃત્તિ – બ્રહ્મભાવનાની જમાવટ તેમજ બ્રહ્માનુભવ – બ્રહ્મસાક્ષાત્કાર સંપાદન કર્યા પછી જ) બહાર (વ્યુત્થાન કે બહિર્મુખ સ્થિતિમા) આવો.

આ રીતનો અભ્યાસ કરો (અનુષ્ઠાન – પ્રયોગ કરો) અને જો તમે એક અઠવાડિયામાં **ઈશ્વરત્વ** તેમ **સત્યનો** સાક્ષાત્કાર ન કરો તો **રામ (સ્વામી રામ)** ખોટા છે (એમ સમજજો).

ॐ! ॐ!! ॐ!!!

ઘડિ કે અર્ધ ઘડિ આ રીતે, મસ્તજ પડી રહેજો રે;
પૂર્ણ સ્વાતંત્ર્ય અને સ્વચ્છંદે, સ્થિતિ અનુભવી લેજો રે.
કંઇક કાલ અભ્યાસ જામતા, આનંદોર્મિ ઉઠશે રે;
અને પછી એ ભાવ દહાના, દુઃખ ત્રિવિધિ ત્રુટશે રે. —૫.
બહુ જિજ્ઞાસા હોય કોઇને, (તો) અનુભવી પાસે જાઓ રે;
એ તમને બતાવે રસ્તો, સુખથી ચાલ્યા જશો રે.
સ્વામિ રામ કહે છાતી ઠોકીને, **'Practise this method[1]'**રે;
(only[2])સાત દિવસમાંજ થશે સાક્ષાત્કાર,સંશય **'किमपि नास्ति'**રે.
**પરમાનન્દ** પામ્યા 'પરમાનન્દ,' અનુભવીઓની કૃપાથી રે;
તમે પણ અભ્યાસ કરો તો, (પોતે) પરમાનન્દ થઈ જાશો રે.
આનંદની ઊર્મિ ઉઠે છે, **Every day a new year's day;**[3]
દીવાળી પણ કહું પુકારી, **Every night a x' mas night.**[4]

ॐ ! ॐ ! ! ॐ ! ! !

**The kingdom of Heaven is within you.**

How have you to realize that ?........

In order to come by this treasure within, or in order that the Kingdom of Heaven may be unlocked,

*'OM' is the key to be used :*
*'OM' is the seed of all knowledge.*

---

## * અર્થ:— ઈશ્વરનું રાજ્ય (સ્વર્ગીય સામ્રાજ્ય) તમારી અંદર છે.

તેનો સાક્ષાત્કાર તમારે કેવી રીતે કરવાનો ( તેની પ્રાપ્તિ તમારે કેવી રીતે કરવાની ) ? . ...

આ આંતર ખજાનો હાથ કરવા માટે, અથવા ઈશ્વરનું રાજ્ય ( સ્વર્ગીય સામ્રાજ્ય ) ઉઘાડું થઇ શકે તે માટે (તાળાં ઉઘાડવા માટે),

વાપરવાની કુંચી 'ॐ' છે :
સર્વ જ્ઞાનનું બીજ 'ॐ' છે.

---

૧. પ્રયોગ કરો આ રીતે રે ૨. માત્ર. ૩. નૂતન વર્ષ-દિન દર દિન રે. ૪. દીપોત્સવી પ્રતિ રાતે રે.

" जे नैनोमां प्रभु वसे, अन्य त्यां न समाय।
पान्थगृहे नृप जोइने, अन्य पथिक दूर थाय ॥ "

Now I see, even an atom is living God —my beloved So every creature is God. There is nothing as material in this universe Everything is living Even 'name' and form' are also living Brahma There is but one thing – one reality – one truth **"OM"!** **"OM"!!** **"OM"!!!** **"OM"** is the only reality – only truth Everything is God I see now "**एकमेवाद्वितीयम्** The glory of the Atman dwells equally in all beings, in the high caste and the low caste alike **Emerson** also says —

" Every man is God playing the fool '

By this strong experience – by this strong and full confidence whenever I become over-flown with joy as well as with love the

---

" જે નૈનોમાં પ્રભુ વસે, અન્ય ત્યાં ન સમાય ।
પાન્થગૃહે નૃપ જોઇને, અન્ય પથિક દૂર થાય ॥ "

હું હવે જોઉં છું કે, એક અણુ પણ ચેતન પ્રભુ – મારા પ્રિયતમરૂપ છે તેથી પ્રત્યેક પ્રાણી–પદાર્થ પ્રભુરૂપ છે આ વિશ્વમા ભૌતિક (જડ) જેવુ કઈ છે જ નહિ દરેક વસ્તુ ચેતન છે અરે ! 'નામ' ને રૂપ' પણ ચેતન બ્રહ્મ છે બ્રહ્મ સિવાય બીજુ કઈ પણ છે નહિ માત્ર એક જ વસ્તુ – એક જ તત્ત્વ – એક જ સત્ય છે, તે ૐ ! ૐ ! ! ૐ ! ! ! "ૐ' એ જ સત્ – એ જ સત્ય છે દરેક વસ્તુ બ્રહ્મરૂપ છે, એમ હુ હવે જોઉં છુ ' **एकमेवाद्वितीयम्** " આત્માનો મહિમા તમામ પ્રાણી–પદાર્થમા એક સરખી રીતે નિવસે છે, ઉચ્ચ જાતિમા તેમજ અધમ જાતિમા સમાનપણે છે **એમરસન** પણ કહે છે કે —

" દરેક મનુષ્ય અજ્ઞાનીનો ખેલ ( પાઠ ) ભજવતો ઇશ્વર છે "

આ પ્રકટ અનુભવને લઈ – આ દઢ ને પૂર્ણ વિશ્વાસને લઇ, જ્યારે–જ્યારે હુ આનદ તેમજ પ્રેમથી છલકાઈ જાઉ છુ, ત્યારે

tears begin to flow fast from my eyes sometimes I become over-balanced or mad in the Universal-Pure-Love, then I run to embrace even a snake also Oh ! Love ! Love !! Love !!!

"Love is truth & hatred is false".

| | | |
|---|---|---|
| Love ! | Love !! | Love !!! |
| Joy ! | Joy !! | Joy !!! |
| Bliss ! | Bliss !! | Bliss !!! |
| Ananda ! | Ananda !! | Ananda !!! |
| Parmananda ! | Parmananda !! | Parmananda !!! |
| Peace ! | Peace !! | Peace !!! |
| Pagal ! | Pagal !! | Pagal !!! |

"रे! बंधनी या मोक्षनी, हमने भला शेनी खबर !
छे हाथमां प्याली शराबी ! हाथ छे दिल्दार पर!!"

Bansda, 30th July 1925

With good hopes—
Your own Self,
**Pagal Parmananda**

---

મારી આંખોમાંથી જેમજેમ ( દડ-દડ ) આંસુની ધારા વહેવા માંડે છે ! કેટલીક વખત ત્યારે હું શુદ્ધ વિશ્વ-પ્રેમમાં માઝા વિનાનો કે દિવાનો બની જાઉં છું, ત્યારે એક સર્પને પણ ભેટવા દોડી જાઉં છું !! અહો ! પ્રેમ ! પ્રેમ !! પ્રેમ !!! "પ્રેમ [એ] સત્ય છે ને દ્વેષ [એ] મિથ્યા છે.

| | | |
|---|---|---|
| પ્રેમ ! | પ્રેમ !! | પ્રેમ !!! |
| હર્ષ ! | હર્ષ !! | હર્ષ !!! |
| પ્રમોદ ! | પ્રમોદ !! | પ્રમોદ !!! |
| આનંદ ! | આનંદ !! | આનંદ !!! |
| પરમાનંદ ! | પરમાનંદ !! | પરમાનંદ !!! |
| શાન્તિ ! | શાન્તિ !! | શાન્તિ !!! |
| પાગલ ! | પાગલ !! | પાગલ !!! |

"રે ! બંધની યા મોક્ષની, હમને ભલા શેની ખબર !
છે હાથમાં પ્યાલી શરાબી ! હાથ છે દિલ્દાર પર !!"

[ —શ્રીસાગર પ્રભુ— ]

વાંસદા. ૩૦—૭—૧૯૨૫

શુભેચ્છાઓપૂર્વક—
તમારો નિજાત્મા,
પાગલ પરમાનન્દ.

## "Universal-Love through a Lady-Love"

## ( आशक-माशूक )

**"Love is the only divine law!"**
**"Love alone has the right to break law!!"**

**"A Short sketch of Leili and Majnoon".**

Leili was a princess and Majnoon was a prince in Persia. From their very childhood, they loved each other. They both ate in one dish, drank in one glass, slept in one bed and bathed in one vessel. They played, laughed and talked together. Every action, they both – the lovely pair, did in conjunction. Nature had gifted them with lovely forms

---

॥ ૐ ॥

## ॥ "પ્રિયા–પ્રેમ (માનુષીપ્રેમ)માંથી વિશ્વ-પ્રેમ (દિવ્યપ્રેમ)." ॥

## ( આશક–માશૂક )

"પ્રેમ એજ દવી કાનૂન છે!"
"પ્રેમ એકલો જ નેંમ (કાયદા) ભંગ કરવાને સત્તા ધરાવે છે!!"

**"લૈલિ અને મજનૂંનું ટુંક જીવન-વૃતાંત."**

ઇરાનમા લૈલિ નામે એક રાજકુમારી હતી અને મજનૂં નામનો એક રાજકુમાર હતો. બાળપણથી જ, તેઓ એક બીજાને ચાહતા હતા. તેઓ બેઉ એક થાળીમા જમતા, એક પ્યાલે પાણી પીતા, એક પથારીમાં સૂતા અને એક વાસણમા ન્હાતા. તેઓ સાથે રમતા, હસતા અને વાતો કરતા. તેઓ બને – તે સુદર જોડું દરેક કાર્ય સગાથે કરતા. કુદરતે તેમને ખુબસુરત બદન બક્ષેલા હતા અને તેથી

and so they begot a natural love to each other Majnoon was a prince, not in the common sense only but side by side he was a prince of the lovers

Gradually, in the tide of time, their love began to increase and assumed a huge shape They were so fond of one another that none of them could stay a minute-not-even a second, without the other None of them would take a morsel even of food, in absence of the other

In this manner they grew up and arrived at full stature or maturity of youth So their love - their intimacy also grew up, being fully nourished

But sorry to say, a deadful incident came to pass when they were to be departed from one another The father of Leili had married

---

તેમનામા પરસ્પર સ્વાભાવિક કુદરતી પ્રેમ ઉત્પન્ન થયો હતો મજનૂ સામાન્ય અર્થમા જ માત્ર રાજકુમાર હતો એમ નહિ, પણ સાથે-સાથે તે આશિકો (પ્રેમીઓ)નો પણ એક રાજકુમાર હતો

સમયના પ્રવાહમા ધીમે-ધીમે તેઓનો પ્રેમ વધવા લાગ્યો અને [ પ્રેમે ] મહાન સ્વરૂપ ધારણ કર્યું તેઓ એક બીજાને એટલા આશક, તેમનામાથી કોઈ પણ એક, બીજા વગર એક મિનિટ - એક સેકન્ડ (પળ) પણ રહી શકતા નહિ એક બીજાની ગેરહાજરીમા ખાવાનો એક કોળીયો ( રોટલીનો એ ટુકડો ) પણ તેમનામાથી કોઈ લેતુ નહિ

આ રીતે, તેઓ મોટા થયા અને જુવાનીની પૂર્ણ કળાએ યાને પરિપક્વતાને પહોંચ્યા તેવી જ રીતે તેઓનો પ્રેમ - તેઓની ઘનિષ્ટતા પણ પૂરેપૂરી પોષાવાથી, વધી ગઈ

પરંતુ, કહેતા દીલગીર થવાય છે કે તેઓને એક-બીજાથી વિખુટા પડવાનો એક દારુણ પ્રસંગ આવ્યો લૈલીના પિતાએ તો

her to a certain prince and Leili was sent to her new home, away, away from Majnoon. A life long separation befell them.

Now Majnoon could not forbear the pangs of separation, because he was not only an ordinary prince but a prince of lovers. He was firmly fastened with a string of love to Leili.

Majnoon became mad after Leili. He lost all his brains, intellect, body consciousness and forgot everything in the love – in the meditation of his beloved Leili. He wept incessantly, cried aloud the name of Leili a thousand times, and wandered along, here and there. Everywhere he was searching his beloved, asking and chanting — "O my Leila! Where art thou?" "O my Leila! where art thou??"

---

કોઈ એક રાજકુમાર સાથે પરણાવી અને મજનૂથી દૂર – ઘણે દૂર લૈલિને તેને સાસરે મોકલી દીધી. તેઓને માથે જીંદગીભરનો વિયોગ આવી પડ્યો.

હવે મજનૂં વિયોગની તીવ્ર વેદના સહન કરી શક્યો નહિ, કારણ કે તે માત્ર એક સામાન્ય રાજકુમાર ન હતો, કિંતુ પ્રેમીઓનો એક રાજકુમાર (વડો) હતો. તે લૈલિના પ્રેમના દોરથી મજબૂત બંધાઈ ગયેલો હતો.

મજનૂ લૈલિની પાછળ દિવાનો થઈ ગયો. પોતાની પ્રિયા લૈલિના પ્રેમમાં – વિચારમાં તે બીજું બધું ભુલી ગયો અને તેણે પોતાના મગજ, બુદ્ધિ તથા દેહ–ભાન, – એ સર્વ ગુમાવ્યાં. તે નિરંતર રડ્યા કરતો, મોટા સાદેથી લૈલિનું નામ હજારોવાર પોકારતો અને અહિં–તહિં ભટક્યા કરતો "ઓ મારી લૈલા! તું ક્યાં છે?" "ઓ મારી લૈલા! તું ક્યાં છે??" – એમ પૂછતા અને પોકારતા બધે ઠેકાણે તે પોતાની પ્રિયાની શોધ કરતો ફરતો.

In this way, he was wandering about; and his madness was getting strength – was increasing degree by degree, untill he turned out absolutely mad

Now Majnoon, entered into jungles, to seek after her – his beloved He began to climb up the hills, rocks and trees and addressed every creature, animal, bird & tree about her – his beloved But can dumb creatures and inanimate things sympathise with his grief ? He failed to get any tidings of her. No where he saw or got Leili He became depressed in spirits

At last, while he continued in this mood, he lost all his senses of eating, drinking and sleeping and was deprived of every action. He became so weak, so reduced in body, that he was on the very verge of death

---

આ પ્રમાણે તે આમ તેમ ભટક્યા કરતો, અને તેનુ ગાડપણ પ્રગટ થવા લાગ્યુ – ક્રમે-ક્રમે વધવા માડ્યુ, તે એટલે સુધી કે, આખરે તે માત્ર ગાડો બની ગયો ( પૂરો પાગલ થઈ ગયો ).

હવે મજનૂ તેની – પોતાની પ્રિયાની શોધ કરવા જગલોમા પેઠો ટેકરીઓ, ખડકો અને વૃક્ષો ઉપર તે ચઢવા લાગ્યો અને તેના – પોતાની પ્રિયાના મર્મો પ્રત્યેક પ્રાણી, પશુ, પક્ષી તથા વૃક્ષને પૂછવા લાગ્યો. પરતુ મુગા પ્રાણીઓ અને નિર્જીવ પદાર્થો શુ તેના પરિતાપમા દિલસોજી બતાવી શકે ? તેના ( લૈલિના ) કાઈપણ સમાચાર મેળવવામા તે નિષ્ફળ નિવડ્યો ક્યાય પણ તેણે લૈલિને જોઈ નહિ અગર મેળવી નહિ તે ઉત્સાહભગ થયો.

આખરે, આ સ્થિતિમા ચાલુ રહેવાથી, તે ખાવા, પીવા અને ઉઘવાનુ બધુએ ભાન ભૂલી ગયો તથા કાઈ પણ કામ કરવાને તાકાતહીન થઇ ગયો. તે એટલો તો અશક્ત થઇ ગયો – તેનુ શરીર એટલુ તો ક્ષીણ થઇ ગયુ કે, તે મૃત્યુની છેક અણી પર આવી પડ્યો.

But within a while, Majnoon got a wonderfull state of existence, in which he saw everywhere Leili – his beloved Whatever he was previously looking as so many separate things, now had been turned into one Leili There was but one Leili throughout the whole universe ! Whatever came in his sight was Leili only, nothing else Nothing there was except Leili Everywhere was Leili, Leili and Leili Every hill, every rock, every creature, animal, bird etc whatever he surveyed was Leili, one Leili sometimes he talked even with trees, flowers, – feeling as though Leili was standing before him Sometimes he ran after the animals to embrace them in the love of Leili, because each was Leili in his sight Often would he hear the sweet voice or melody of his beloved Leili through the trees, whispering by the winds

---

પરતુ એટલામા મજનૂને એક અદ્‌ભુત દશાનો પ્રસગ પ્રાપ્ત થયો, જેની અદર તે પોતાની પ્રિયા લૈલિને સર્વત્ર નિહાળવા લાગ્યો ! અગાઉ જે–જે વસ્તુઓને તે ભિન્ન–ભિન્ન તરીકે જોતો હતો, તે બધી હવે એક લૈલિરૂપ થઇ ગઈ સમગ્ર વિશ્વમા માત્ર એક લૈલિ જ થઇ રહી તેની દષ્ટિમા જે–જે કઇ આવવા લાગ્યુ તે કેવળ એક લૈલિ જ, અન્ય કઈ જ નહિ લૈલિ સિવાય અન્ય કઈ ન હતુ સર્વત્ર લૈલિ, લૈનિ અને લૈનિ જ હતી દરેક ટેકરી, દરેક ખડક, દરેક પ્રાણી, પશુ, પક્ષિ વગેરે જે–જે તે જોતો, તે લૈનિ, એક લૈલિ મય હતા કોઇ વખત તે વૃક્ષો, ફુલોની સાથે પણ પોતાની સામે જાણે લૈલિ ઉભી છે એમ માનીને વાત કરતો કોઇ વખત વળી લૈલિ પ્રત્યેના પ્રેમમા પ્રાણીઓને ભેટવા તેમની પાછળ દોડતો, કારણ કે તેની દષ્ટિએ હરકોઇ લૈલિ હતુ ઘણી વખત પવનથી મણુસણાટ અવાજ કરતા વૃક્ષોમાથી તે પોતાની પ્રિયા લૈલિનો મધુર સ્વ

Many a time, he would see her smiling through the flowers Everything, he realized as one Leili Every thought of his mind was flowing towards her – his dear love-mate. Every action of his organs was for her. Indeed Majnoon's mind was merged – was melted in Leili

However, he could not get a full perfection Because a little sense of separation was living then also in him He was feeling himself as Majnoon, but not as Leili. Everything he felt, realized as Leili : but he felt not himself so He felt himself as Majnoon, not as Leili.

One day, he was resting – was lying in a mosque thinking of Leili. There, within a few moments, an inspiration came to his mind.

---

સુરવર ગાન સાંભળતો ઘણીવાર પુષ્પોની મધ્યે તે તેને ( લૈલિને ) હસતી નિહાળતો. દરેક વસ્તુનો એક લૈલિ તરીકે તેને સાક્ષાત્કાર થયો. તેના મનનો દરેક વિચાર તેની – પોતાની વાહાલી પ્રેમ-સખી તરફ વહેતો હતો તેની ઇન્દ્રિયોની પ્રત્યેક ક્રિયા તે ( પ્રિયા )ને અર્થે હતી. ખરેખર મજનૂનુ મન લૈલિમા ગરકાવ થઇ ગયુ હતુ – એકમેક થઇ ગયુ હતું

પણ હજનગી તે ( મજનૂ ) પૂર્ણાવસ્થાને પામ્યો ન હતો. કારણ કે એક ન્હેજ ભેદભાવ હજીપણ તેનામા રહેલો હતો : તે એ કે તે પોતાને મજનૂ તરીકે માનતો હતો, નહિ કે લૈલિ. દરેક વસ્તુ લૈલિ તરીકે તે અનુભવતો હતો – સાક્ષાત્કાર કરતો હતો : કિંતુ પોતાને તેમ માનતો ન હતો. પોતાને તે મજનૂં તરીકે અનુભવતો, નહિ કે લૈલિ તરીકે

એક દિવસ તે લૈલિનું ચિન્તન ( વિચાર ) કરતો એક મસજીદમા પડ્યો હતો – વિસામો લેતો હતો. ત્યા થોડીક ક્ષણમા તેના મનમા એક સ્ફુરણ સ્ફુરી આવ્યુ. તેજ પળે, " પોતે ખુદ લૈલિ છે, મજનૂં

At that very moment, he felt - realized himself as Leili, not as Majnoon. Now the curtain of separation - ignorance was fully torn asunder and had disappeared! So he had presently got the full perfection of love. In this time, he was feeling, realizing thus —

"'I' am Leili, 'thou' art Leili,
"Each is Leili, 'he' is Leili
"Everybody is Leili, everything is Leili,
"There is but one Leili! Leili!! Leili!!!
"Whole universe is turned into Leili
"There is nothing but Leili,
"Throughout the whole universe, I see—
"Leili! Leili!! & Leili!!!
"Nothing I see, nothing I think,
"Nothing I feel, nothing I speak—
"But one Leili! Leili!! Leili!!!
"'I' am Leili, - 'thou' art Leili

---

નથી" એમ તેણે અનુભવ કર્યો - સાક્ષાત્કાર કર્યો! હવે ભેદભાવનો - અજ્ઞાનનો પડદો પૂરેપૂરો તુટી ગયો (છિન્નભિન્ન થઈ ગયો) અને અદૃશ્ય થઈ ગયો. તેથી હમણા તેને પ્રેમની પરાકાષ્ઠા પ્રાપ્ત થઈ આ વખતે તે એ પ્રમાણે અનુભવતો હતો, સાક્ષાત્કાર કરતો હતો કે:-

"'હું' લૈલિ છુ, 'તુ' લૈલિ છે, દરેક લૈલિ છે, 'તે' લૈલિ છે,
"દરેકજણ લૈલિ છે, દરેક વસ્તુ લૈલિ છે, છે માત્ર એકજ લૈલિ! લૈલિ!! લૈલિ!!!
"વિશ્વ સમસ્ત લૈલિરૂપ થઈ ગયુ છે. લૈલિ શિવાય અન્ય કઈજ નથી,
"સકળ વિશ્વમા હું દેખુ છુ - લૈલિ! લૈલિ!! ને લૈલિ!!!
"કઈયે હુ જોતો નથી, કઈ પણ ચિંતવતો નથી,
"કઈ પણ અનુભવતો નથી, અન્ય કઈ હું બોલતો નથી—
"માત્ર એક જ લૈલિ! લૈલિ!! લૈલિ!!!
"'હુ' લૈલિ છુ, - 'તુ' લૈલિ છે

"'He' is Leili – 'it' is Leili
"જે જેનુ ચિંતન કરે તે તદ્રૂપ થઈ જાય."
"तु तुं करतां तुं भया, मुजमें रहा न हुं ।
बलिदारी तुज प्रेमकी, जित देखु तित तुं हि तुं ॥"

After all he got up – stood up suddenly in madness and knocked the door of a cottage situated & erected by the side of the mosque.

"I heard a knock – a hard blow
on my door and cried I –
'Who is it? Ho!'"
'I wondering waited, entranced and lo!
How soft and sweet Love!
Whispered low,
'I' is thou that knockest, —
Do you not know?'"

But alas! Majnoon had lost his breath–he got a sudden death Om! Om!! Om!!!

---

"'તે (ચેતન) લૈલિ છે, – 'આ' (વસ્તુ – જડ) લૈલિ છે
'જે જેનું ચિન્તન કરે તે તદ્રૂપ થઈ જાય."
"તુ તુ કરતાં તું ભયા, મુજમેં રહા ન હું ।
બલિહારી તુજ પ્રેમકી, જિત દેખું તિત તું હિ તું ॥"

આખરે ઘેનમાં ને ઘેનમાં તે એકાએક ઉઠ્યો – ઉભો થયો : ને એ મસજીદની બાજુએ બાંધેલી અને આવેલી એક ઝુંપડીનું બારણું ઠોક્યું

[ઝુંપડીની અંદર રહેનાર વ્યક્તિ] — "મારૂં બારણું ખખડાવ્યાનો અવાજ – સખત આઘાત મેં સાંભળ્યો અને મે બૂમ પાડી – 'અરે! કોણ છે એ?'" "આશ્ચર્ય ચકિત નેત્રે હું રાહ જોવા લાગ્યો, પ્રેમગદ્ગદ નમ્ર જોઈ રહ્યો [ત્યાં તો] એ 'કેવો કોમળ, મધુર ધીમો જવાબ આવ્યો કે – [મજનૂ] – 'પ્રેમ (પ્રિયતમે)' બારણે ઠોકનાર તું જ છે,
શું તું જાણતી નથી?'"

પણ હાય! મજનુએ (છેલ્લો) શ્વાસ મુક્યો – તે એકાએક મરણ પામ્યો ૐ! ૐ!! ૐ!!!

After leaving this momentary gross-body, when Majnoon went to the heaven, He – the Lord, provoked – irritated Majnoon, and told him with vexation – Oh, fool ! what hast thou done ? I sent thee to the world and gave thee an invaluable, rare human body to love Me, to worship Me, to meditate on Me But, you, ignorant fool ! having such a good, nay ! best opportunity – best convenience, have not loved Me, – worshipped Me,– meditated on Me but you have loved, worshipped and meditated on a hateful lady – Leili ! You have spent – exhausted your life in vain You did not take care of such a worthy humanity Blamable thou art ! What a shame ! Shame to you !

By this – hearing this, Majnoon replied in a very sweet stanza The purport is this – "My Lord ! it is true what You say But

---

આ ક્ષણભંગુર સ્થૂળ દેહનો ત્યાગ કરી મજનૂ જ્યારે સ્વર્ગમા ગયો, ત્યારે મજનૂ ઉપર તે – પ્રભુ ખીજવાયા – ગુસ્સે થયા, અને ચીડાઇને કહ્યુ – "ઓ મૂર્ખ ! તે કર્યું શુ ? મે તને દુનિયામા મોકલ્યો અને તને અમૂલ્ય, દુર્લભ મનુષ્ય દેહ આપ્યો તે મને ચાહવા માટે, મારૂ ભજન કરવા માટે, મારૂ ધ્યાન કરવા માટે પણ અજ્ઞાની મૂર્ખ ! આવી સારી, અરે ! ઉત્તમોત્તમ તક – અત્યુત્તમ અનુકૂળતા પામ્યા છતા, તે મારા પર પ્રેમ કર્યો નહિ, – મને ભજ્યો નહિ – મારૂ ધ્યાન ધર્યું નહિ પણ એક ધૃણાસ્પદ સ્ત્રી – લૈલિ ઉપર તે પ્રેમ કર્યો, તેનુ ભજન કર્યું તેનુ ધ્યાન ધર્યું ! તે તારૂ જીવન વૃથા જ ગાળ્યુ – ગુમાવ્યુ આવા કિંમતી મનુષ્ય-અવતારનો તે કઈ લાભ ઉઠાવ્યો નહિ નિંદાપાત્ર તુ છે ! શરમ ! તને શરમ છે ! "

આથી – આ સાભળીને, મજનૂએ એક ઘણી મીઠી કવિતાની ટૂકમા ઉત્તર આપ્યો જેનો ભાવાર્થ એ છે કે – "પ્રભુજી ! આપ

You should acknowledge what I say, – When, my Lord! I got that state in which nothing but one Leili I saw everywhere, throughout the whole universe, at that time where did You go? Where were You seated separately? When I saw – I realized even an atom turned into Leili, when I saw 1st person, 2nd person & 3rd person, i. e. 'I', 'You' and 'He' as well as male, female & neuter – everything turned into Leili, where was Your separate existence? Therefore it is sure that You too were at that time turned into Leili. Were You something aloof from Leili, I would have loved You, worshipped You and meditated on You. But not at all separate existence of Yours was seen in my view. You had to be Leili, whom You call a hateful lady, for me in my love, though You had no desire."

---

કહો છો તે સત્ય છે પરન્તુ હું જે કઇ કહું તે આપે સ્વીકારવુ જોઇએ, – હે મારા નાથ! જ્યારે મને તે અવસ્થા પ્રાપ્ત થઇ હતી કે જેમાં આખા એક લૈલિ સિવાય સર્વત્ર, વિશ્વ સમસ્તમાં કંઇ પણ દેખાતું ન હતું, તે વખતે આપ ક્યાં ગયા હતા? આપ પૃથક્‌પણે ક્યાં બિરાજ્યા હતા? જ્યારે અણુએ અણુ લૈલિરૂપ બની ગયેલા મેં જોયા – અનુભવ્યા, જ્યારે મેં પહેલો, બીજો અને ત્રીજો પુરુષ, એટલે 'હું', 'તું' અને 'તે', તેમજ નર, નારી, અને નાન્યતર – દરેક વસ્તુને લૈલિમય બની જતા જોઇ, ત્યારે આપનું અસ્તિત્વ અલગ ક્યાં હતું? તેથી ખાત્રી થાય છે કે, તે વખતે આપ પણ લૈલિરૂપ બની ગયા હતા! જો આપ લૈલિથી ભિન્ન એવા કંઇ રહ્યા હોત, તો હું આપના ઉપર પ્રેમ કરત, આપને ભજત અને આપનું ધ્યાન ધરત પરન્તુ મારી દૃષ્ટિએ આપનું અસ્તિત્વ જરાપણ નિરાળું ભાસતું ન હતું. આપને તો જો કે ઇચ્છા ન હતી, છતાં પણ મારી ખાતર મારા પ્રેમને લઇ, જેને આપ ઘૃણાસ્પદ સ્ત્રી કહો છો તે લૈલિ આપને બનવું પડ્યું હતું."

The Lord was very much ashamed to hear this, yet He was too much pleased to hear such a language inspired by the love of Majnoon. He embraced Majnoon very closely and seated him on his lap. He kissed his cheek, smelt his head and rubbed the whole body with His hand as well as licked it with His tongue, exactaly as in Narasinha-Avatara He did Prahalada.

After all, He – the Lord gave Majnoon an ever-lasting seat by the side of His throne and made him happy for ever.

OM ! OM !! OM !!!

"***God loveth the lovers !***
**Glory poureth unto the lovers !!**"

" प्रेम बराबर योग ना, प्रेम बराबर ध्यान ।
प्रेम-भक्ति बिन साधवो, सब हैं थोथो ज्ञान ॥"

---

આ સાંભળી પ્રભુ ઘણા જ શરમીંદા પડી ગયા, છતાં મજનૂંની પ્રેમથી આવિષ્ટ થયેલ આ પ્રકારની ભાષા સાભળી તેઓ ઘણા ખુશ પણ થયા. તેમણે મજનૂંને ગાઢ આલિંગન કર્યું અને પોતાની ગોદ પર બેસાડ્યો. તેના ગાલ ઉપર ચુંબન કર્યું, તેનું મસ્તક સુંઘ્યું અને પોતાનો હાથ તેના આખા શરીર ઉપર ફેરવ્યો, તેમજ નૃસિંહ-અવતારમાં જેમ પ્રહ્લાદને કર્યું હતું, આબેહુબ તેજ પ્રમાણે મજનૂંનું શરીર પોતાની જીભ વતી ચાટવા લાગ્યા.

છેવટે, તેમણે – પ્રભુએ પોતાના સિંહાસન સમીપ મજનૂંને અચળ પદ આપ્યું અને સદાને માટે તેને સુખી કર્યો. ૐ ! ૐ !! ૐ !!!

" પ્રભુ પ્રેમીઓને ચાહે છે !
પ્રેમીઓ ઉપર મહિમા રેલે છે !!"

" પ્રેમ બરાબર યોગ ના, પ્રેમ બરાબર ધ્યાન;
પ્રેમ-ભક્તિ બિન સાધવો, સબ હૈં થોથો જ્ઞાન. "

From the lovely story given above, the philosophy to be picked up – the moral to be drawn is this —

**Majnoon** stands for the ignorant **'Jiva'** and **Leili** for the immortal pure **'Atman'**. He loved Leili, so devotedly that, in his separation from her, he looked at the various objects of the universe, as so many Leilies He noticed her sweet presence, in every atom of the universe He forgot the world as it was and he faced Leili in all directions Such was the power and glory of his love to her! His love turned him mad, but that madness was the **madness of love** Thus, if a Jiva realizes the oneness of God and Nature, if he rejoices in the contemplation of this all-pervading God, this world does not exist for him, the web of the world is taken away from him and he enjoys Supreme Bliss of

---

ઉપર વર્ણવેલી સુંદર વાર્તામાંથી ચુંટી કાઢવાનું તત્ત્વ (સિદ્ધાંત) – ઍંચનાનો સાર એ છે કેઃ—

મજનૂં અજ્ઞાની 'જીવ'ને સ્થાને અને લૈલિ અવિનાશી શુદ્ધ 'આત્મા'ને સ્થાને છે તેણે (મજનુએ) લૈલિ પ્રત્યે હૃદયની એટલી આતુરતાથી પ્રેમ જોડયો હતો કે, તેના વિયોગમાં વિશ્વના ભિન્ન-ભિન્ન પદાર્થો, જાણે તમામ લૈલિ(રૂપ) ન હોય, તેમ તે જોતો મજનૂ વિશ્વના પ્રત્યેક અણુમાં લૈલિની મધુરી હાજરી અવલોકતો હતો. પોતાના સ્વરૂપે રહેલ જગતને તે ભુલી ગયો હતો અને બધી બાજુએ લૈલિને જ નજરો-નજર સન્મુખ જોતો હતો. લૈલિ પ્રત્યે તેના (મજનૂના) પ્રેમનો મહિમા અને પ્રભાવ એવો હતો ' મજનૂના પ્રેમે મજનૂને દિવાનો બનાવ્યો, પણ એ દિવાની તો **પ્રેમની દિવાની** હતી. આ પ્રમાણે જો જીવ ઈશ્વર અને પ્રકૃતિનો અભેદ (એકત્વ) અનુભવે, જો આ સર્વવ્યાપક ઈશ્વરના ધ્યાન (વિચાર)માં મગ્ન રહે, તો તેને

Divine life He becomes blind to the unreal objects, because that **Divine madness** has caught hold of him He forgets the perplexities, the pains and the vain pleasures of the world in his remarkable madness

*Majnoon*, yet thought himself as divided from Leili Leili was everywhere but not in him But when that sense of difference disappeared from him, in a moment of inspiration, he was a **perfect lover** and enjoyed that supreme joy which a Yogin experiences in Samadhi ( i e ब्राह्मीस्थिति ) and just as a Yogin, after his Samadhi continuing for days and days together ( at the most it lasts for 21 days ), is over, lives no more but a day or two, so our Majnoon also could not live any longer, after his realization of Leili everywhere, in

માટે આ જગત્ ગ્હેતુ નથી જગતની જાગ તેના ઉપરથી ખમી જાય છે અને તે દૈવી જીવનનો અનુપમ આનદ ( પરમાનન્દ ) માણે છે । મિથ્યા પદાર્થો પ્રત્યે તે અધ બને છે, કારણ કે તે દૈવી **દિવાનીએ** તેને સજ્જડ પકડયો છે તે તેની અલૌકિક દિવાની ( મસ્તી )ની અદર આ સસારના ગુચવાડા, દુખો અને મિથ્યા મોજ-મઝાઓ વિસરી જાય છે

મજનૂ હજી લગી લૈલિથી પોતાને ભિન્ન માનતો હતો સર્વત્ર-સર્વમા લૈલિ હતી પણ પોતામા નહિ પરતુ અન્તસ્ફુરણની ક્ષણે તેનામાથી એ ભેદજ્ઞાન જે વખતે તિરોહિત થયુ, તે વખતે તે એક **પૂરો પ્રેમી** બન્યો અને સમાધિમાળે ( એટલે કે **બ્રાહ્મીસ્થિતિમા**) યોગી અનુભવે છે, એવો અપૂર્વ આનદ ( પરમાનન્દ ) ભોગવતો થયો, તથા [ સાતમી ભૂમિકામા આરૂઢ થયેલ ] યોગી, જેમ દિવસોના દિવસ સુધી લાગી રહેલી પોતાની સમાધિ ( નિર્વિકલ્પ સમાધિ ) ( કે જે વધારેમા વધારે ૨૧ દિવસ ટકે છે, તે ) પૂરી થતા, એક કે બે દિવસથી વધુ જીવતો નથી, તેમ આપણો મજનૂ

himself and in God too, as appears from his answer to God in the heaven.

Majnoon only loved the flesh and bones of Leili, but did not look to the Divinity within Thus he had to suffer much, because it is a well-known fact that love, placed in perishable objects, ends in despair. But if we were to love God only, and were to realize Him, in every nook and corner, in a straw as well as in a mountain, in a Brahmin, as well as, in a Chandala, to say briefly in all Nature and Humanity, we would overcome death and the dreamy world! **To love God Is the only shelter**, which the wise can find from the worries and woes of the world

The relatives of the world, – father,

---

પણ, ઈશ્વરને તેણે સ્વર્ગમા આપેલા ઉત્તરમાથી સ્પષ્ટ માલુમ પડે છે તે મુજબ, સર્જન, પોતામા અને પ્રભુમા પણ, લૈલિનો સાક્ષાત્કાર થયા પછી, વધારે લાબુ જીવી શક્યો નહિ

મજનૂએ લૈલિના હાડ–માસ ઉપર જ પ્રેમ કર્યો હતો, પણ અતર્ગત્માને જોતો ન હતો. તેથી જ તેને ઘણુ સોસવુ પડ્યુ, કારણ કે એ એક સુવિદિત વાત છે કે, નાશવત પદાર્થોમા સ્થપાયલો પ્રેમ નિરાશામા પરિણમે છે (અત પામે છે). કિંતુ જો આપણે માત્ર પ્રભુ ઉપર પ્રેમ કરીએ અને દરેક ખૂણે–ખોચરે, એક તણખલામા તેમજ પર્વતની અદર, બ્રાહ્મણ તેમજ ચડાલની અદર, ટુકમા કહીયે તો બધી જડ–ચેતનાત્મક સૃષ્ટિની અદર બ્રહ્મનો સાક્ષાત્કાર કરીએ, તો આપણે મૃત્યુને તથા સ્વપ્નવત્ સસારને ઓળગી જઈએ! **પ્રભુ પર પ્રેમ કરવો, – એ જ એક વિશ્રામસ્થાન છે,** કે જે વિવેકી (સમજુ) પુરુષો, સાસારિક ઉપાધિઓ તથા અનર્થોમાથી, શોધી શકે છે.

દુનિયાના સગા, – પિતા, માતા, પુત્ર, મિત્રો તેમ બીજાઓ

mothei, son, friends and otheis beai affection to us fiom selfish motives, and perish even before oui eyes to inciease our agony, but God, when once loved, loveth us all the more and does not forsake us in the most critical moment, but offeis His helpful hand even in times of death So, He is the **fittest object of love**, woiship and meditation Let us theiefoie love Him, because He is the Puiest and the Immoital One, while the objects of the woild are impuie and fade away momentaiily

**Merge in the One!**
**Merge in the Oneness!!**

OM! OM!! OM!!!

**P. Paramananda.**

---

આપણા ઉપર સ્વાર્થને લઈ પ્રીતિ ગખે છે અને આપણા દુઃખમા વૃદ્ધિ કરવા આપણી નજર આગળ જ નાશ પામે છે, પરતુ પ્રભુ, એકવાર પ્રેમ કીધો કે, આપણુ સર્વને વિશેષ ચાહે છે ને મહાન કટોકટીના પ્રસગે આપણને વિસારી દેતા નથી, કિંતુ મરણ સમયે પણ પોતાનો સહાય-હસ્ત લબાવે છે તેટલા માટે, પ્રભુ [ જ ] એક પ્રેમનુ, ભજનનુ તથા ધ્યાનતુ ખરેખર **યોગ્ય પાત્ર** છે માટે ચાલો આપણે **તેના**મા પ્રેમ બાધીએ, કારણ કે **તે** જ એક શુદ્ધમા શુદ્ધ અને અવિનાશી વ્યક્તિ છે, જ્યારે જગતના પદાર્થો ( સંસારના પાત્રો ) અશુદ્ધ અને ક્ષણે-ક્ષણે નાશ પામે તેમ છે.

**એકમાં ગરક થાઓ!**
**એકત્વમાં ગરક થાઓ!!**

ૐ! ૐ!! ૐ!!!

**પા૦ પરમાનન્દ.**

॥ ૐ ॥

॥ એક રમતા રામ યોગીના પુષ્પબાગમાં
પ્રવેશ અને તે બાગનુ નિરીક્ષણ. ॥

( ગઝલ-કવાલી )

રમતો યોગી એક આવ્યો, મુખે 'અલખ'નો પોકાર;
ગુલોના બાગમા પેઠો, બહારે બાગ નિહાળવા.
ગુલોની ખૂશ્બુઓ લેતો,–યોગી લાગ્યો ફેરા ફરવા;
બન્યો ગુ'તાન મતવાળો, માડ્યો દેહભાનને ભૂલવા.
કલીઓ ખીલી તો રહી છે, અલીઓ આવી બેસે છે;
કરે છે 'ઓમ'નુ ગુંજન, મનમ સરકારને મળવા.
આલાપ-તાન-સ્વરની સાથે, અલિરાજે ચીજો છેડી,
રગમા આવીને પોતે, લાગ્યો કવ્વાલને કરવા.
ઇશ્કની મોજમા આવી, આશિક જેમ ભાન ભૂલે છે,
તેવુ અલિરાજે એ કીધુ, ગુલાબી ગુલોને વરવા.
ગુલોના કોમલાગ પર, અલિરાજા થયો આશિક;
ગુલાબી લાલીમાવાળા,–ગાલ પર ચુંબનો કરવા.
અંગે અંગ ભીડી જ્યારે,–અલિરાજા થયો એકતાન;
ગુલરાણી તણી સોડમા,–લપાયો હામે એ ઠરવા.
એવામા પાખડી બધી,–ગઈ વિખરાઈ ગુલરાણી!
હા! હા! ફટકો પડ્યો દેવો!–અલિરાજ! ચાલ! "ૐ" રટવા.
અમારો રમતો એ યોગી,–'અલખ' કરતો આગળ ચાલ્યો;
ખુદાની ખૂબીઓ જોઈ, ખુદા માહે જ ગુમ થાવા.
યોગી મનમા વિચારે છે, 'અરે! નાશવંત છે સઘળું;
પ્રભુ અવિનાશી વસ્તુ બસ,–તેહને જ ચિત્તથી ચાહવા.'
કુદરતની બલિહારી,–જ્યા-ત્યાં યોગી નિરખે છે;
ચાવે છે આપની ગતમા, નિજાનંદ માહે જ મ્હાલવા.
ત્યા તો બીજુંયે ભાળ્યુ,–રંગીલુ દૃશ્ય મનગમતું:
ઘડી ઉભો રહ્યો યોગી, ખરેખર કૌતુકો જોવા.
ગુલાબની એક ડાખલી પર,–ખીલેલા ફાકડા બે ફૂલ;
અહો! વિધિએ ભલે સરજ્યુ!–જોડું એ ચિત્તને હરવા.
હસે છે, ખેલે છે બન્ને, કરે છે પ્રેમનો કલ્લોલ;
જુવે છે સ્નેહને ઝોલે, મદનની આખમા ઠરવા.
અનિમેષ દૃષ્ટિએ જોતો,–યોગી ઉભો, થયો વિહ્વલ;

'અરેરે ! આ થયુ રે શુ ! – આવ્યુ કો હૈયાને ઉદવા ?'
ઝપાટો વાયુનો આવ્યો, પડાવ્યો ભેદ બે વચ્ચે,
તુટયુ એ જોડમાથી એક, છુટીને લાગ્યુ તડફડવા !
ચ્હડી વાયુના વેગ ઉપર, – બિચારૂ પુષ્પ એ કુમલુ, —
છિન્નભિન્ન થયુ પોતે, નિયોગ–પીડાને વિસારવા
અહીંઆ ડાખલીનારી, – પ્રીતમના નેહે–તાપેથી —
ગુરી ગુરી પડયુ ખરી, પ્રિયને પથે સીધાવવા
'ॐ तत्सत्' કહી યોગી, – નિસાસો નાખતો ચાલ્યો,
'અરેરે એ વિધિ ! ત્હને, – ઘટે શુ આવુ આ કરવા ? ! '
અરે ! એ મીઠડુ જોડુ – જેવુયે દીપતુ મારૂ !
દયા શુ ન આવી તુને ? રાક્ષસી કર્મને ભરવા ! '
યોગીવર બાગની બહાર, – હવે તો નીસરી ચાલ્યો
બેઠો એકાન્તમા જઈ, – સમાધિયોગ આદરવા
સમાધિ માહે યોગીએ, – દીઠુ એ રગીલુ જોડુ,
વિરાજે દિવ્ય કાયાએ, – સ્વર્ગીય લોક શોભાવવા
પ્રકૃતિદેવીના ખોળે, – રમતા બન્ને સ્વરૂપો,
અહો ! શો પ્રેમનો પ્રભાવ ! – માયાવી કાયદાઓ તોડવા
યોગી રાજી થયો જોઈ, દીધી આશીષ અંતરની,
'બન્યા રહો ભલે બેટા ! – **લીલા** એ નિત્ય આચરવા'

— (સાખી) —

'યોગી' હમારો **આત્મારામ**, આત્મામા જ રમી રહ્યો,
મધુર ધ્વનિ 'અનખ'નો, – ગગનમા જ શમી ગયો
'યુગલ મૂર્તિ' એ સ્વર્ગની, – **દિવ્ય પાત્ર** સમજજો,
**નિત્ય લીલા** કરતા છતા, – માયાથી નિર્મુક્ત હજો
'અલિરાજ' તો જીવ છે, સાધન સાધી મુક્ત થયો,
**પરમાનન્દે** ગાયુ એ, અનુગ્રહ પ્રભુનો લહ્યો



॥ ॐ ॥

# ॥ પ્રીતમ ને પ્રેમી. ॥

પ્રીતમના વિયોગમાં પ્રેમીને શું થાય,—
પ્રીતમ ને પ્રેમી જાણે, ત્રિજે કેમ મનાય ?
પ્રીતમના વિયોગમાં પ્રેમીથી રોવાય :
બીજાને મન મશ્કરી, હાંસીમાં ઉડાય.

( ગઝલ. )

પ્રીતમ પરદેશમાં ગજે, પ્રેમીની શી હાલત આજે ?!
સાથ ની માનદાને શું, — ભલા એ ભાન છે સહેજે ?'! (ટેક).
પ્રેમીના દીલની વાતો, — પ્રેમી હોય તેજ જાણે છે;
વગર બન-કાગળે ખબર વગર કાને જ સાભળે છે. ૧.
વિના આંખે પ્રેમાળ જ્યોતિ, — પ્રેમીઓ બમ નિહાળે છે;
વદન વિના વદે વાણી, વિના પાંખે જ ઉડે છે. ૨.
ઉડી આવી પ્રેમી પાસે, — વિના કાયાએ ભેટે છે;
કરે છે બધીએ ક્રિયા, — કરણુ વિના જ દીસે છે. ૩.
એવા એ ન્યાયથી પ્યારા !, — મ્હારૂં તું સ્વીકારી લેજે !;
હૃદયના ધમકારે હા !, — પ્રેમીનો તાર મેળવજે !. ૪.
વહે છે નયનની ધારા, હૃદય ભરાઈ આવે છે;
અબોલા બોલને પ્યારા !, — ઉંડા દીલે સુણી લેજે !. ૫.
દીલ-દરીઆના સુધવાટે, — પ્રણવ-પ્રેમ-નાદ સાભળજે !;
પ્રીતિના ચક્ષુથી પ્યારા !, — પ્રેમીનું નૂર નિહાળજે !. ૬.
હૃદયના ઉંડા નિશ્વાસે, — અમીના શબ્દ ઉચ્ચરજે !;
લાગણીભર્યાં પાંખે, — ચિદાકાશે ઉડી જાજે !. ૭.
અભેદના ધન્ય શિખર પર, — અભેદી પ્રેમીને ભેટજે !;
પ્રેમી આ તું તણો પાગલ, ઉગરથી ન જ વિસારજે !. ૮.

મીઠી ત્હારી યાદીમાં મીઠી લ્હેર મણાય :
મોજથી રંગ ઝીલતાં પરમાનન્દ પમાય.
યાદી કરે તો એવી કરે, પ્રીતમરૂપ બની જાય :
એકમેક બેઉ થઈ રહે, પરમાનન્દ ગણાય.

॥ ૐ ॥

## ॥ પ્રેમીના હૃદયમાં, પ્રીતમ-પ્રતિમાનો-યાને-ઇષ્ટ-મૂર્તિનો વાસ ને ભાસ ॥

( ગઝલ. )

પ્રાણ-પ્યારી પ્રાણ-પ્રતિમા હૈયામા વસી રહી.
ચંદ્રવદની ચન્દ્ર જેવી મન્દ-મન્દ હસી રહી. ॥ટેક॥
સ્નેહ-સુધા ભર્યા નેત્રે,-મુજ સામે ભાળી રહી,
હૃદયકમળના મધ્ય ભાગે,-ભ્રમર જેવી ધમી રહી ॥૧॥
પ્રેમ ! તુમ પ્રેમ-પાનમા,-સુધ-બુધ બધી જાતી રહી,
પુરો પાગલ બનાવીને,-વળી તુ કયા ખસી રહી ?!. ॥૨॥

—— × × ૐ × × ——




# ॥ પાગલ પરમાનન્દની યાત્રા યા મુસાફરી. ॥

પરમ પ્રેમાસ્પદ – નિજાત્મસ્વરૂપ......વ્હાલા...... .....ભાઈ!

અનેક શુભાશીર્વાદ સહ સપ્રેમ "ૐ ગુરુઃ ૐ"

વિ૰ × × ભાઈ! બહુ દિવસે તમને આ લખુ છુ. આજે એકાએક મનમા વિચાર–તરંગ આવવાથી આ લખવા બેઠો છું. આજે આ મનમા એવો વિચાર આવ્યો–એવું એક સ્ફુરણ થયું કે જાણે ખૂબ દીલ ખોલીને કેટલીક વાતો કરી નાખુ, રમ વહાલું, હેકું હાલવું ને ખૂબ આનંદ-કલ્લોલ કરૂ —

મ્હને સન્યાસીપણાનો કે બ્રાહ્મણપણાનો અભિમાન સ્ફુરતો નથી; તેમ જ્ઞાનીપણાનો કે ભક્તપણાનો પણ અભિમાન સ્ફુરતો નથી. આપણે તો 'પ્રેમ-કુંજ'ના યાત્રાળુ કે પથિક છીએ. આ જન્મે જેટલો માર્ગ કપાય તેટલો કાપીએ. બાકી રહેતા ફરી અવતરીએ તો તેમા શી હરકત ? ફરી આગળ ચાલવા માંડીએ ને રસ્તો કાપીએ, અને એમ કરતા આખરે 'કુંજ'મા પેગીએ તો તેમા શો વાંધો ? ! વળી લાડઘેલાં બાલુડા થઇને પ્રભુના ખોળામા રમીએ ને આપણ બધા ભેળા મળી હરિનામની ધૂન મચાવીએ તો એ શુ ખોટું ? ? ? અમ મ્હને તો એ જ રચે છે: બીજાને રુચે તે ખ-

આ સૃષ્ટિ ( પ્રવાહરૂપથી ) અનાદિ છે, નાટક પણ ચાલુજ રહેવાનું: આત્મા ( એટલે 'પોતે' ) અમર છે : તો પછી ભજવાય ત્યાલગી ખેલ ભજવીએ તો શુ હાનિ ? અને વળી એમા ભયથી રોનો ? અરે ! બરાબર સમજ્યા પછી – યથાર્થત જાણ્યા પછી તો ભયનો છાંટોય રહેતો નથી – ભયની ગંધ પણ રહેતી નથી.

વધુમા માલિક સર્વસમર્થ છે, એની ઓથ મોટી છે, બચાવવાને એણે કરાર પણ કર્યો છે અને આપણે પણ એનું શરણ લીધુ છે: તો પછી શી વાત ? – શેની ફિકર ? ?

બસ આનંદ ! આનંદ ! ! ને પરમાનંદ ! ! !

" જો જાકી શરણ લીયે, (સો) રાખે તાકી લાજ ।
ઉલટ જલે મછલી ચલે, બહ જાત ગજરાજ ॥ "

— × × ૐ × × —

( ગઝલ-તાલ ધમાલ – " અગર હૈ શૌખ મિલનેકા તો હરદમ લૌ લગાતા જા, " અગર " બિના રઘુનાથકે દેખે નહી દિલકો કરારી હૈ "–એ લય )

શરણમે આ પડા તેરી,–પ્રભુ ! મુઝકો ભુલાના ના. ॥ટેક॥
તેરા હૈ નામ દુનિયામે,–પતિતપાવન સભી જાને',
દેખકર દોષકો મેરે,–નજર મુઝસે હટાના ના.–શરણમેં૦ ॥૧॥
કામકી હૈ નહી બાકી, બડા નાના હું પાપમે;
પકડકે હાથ અબ મેરા, નાથ દેરી લગાના ના.–શરણમે૦ ॥૨॥
ભગત તેરે હૈ બહુતેરે, કરે સુમરણ સદા મનમે;
જાનકર દાસ દાસનકા,–મુઝે ઉનમેં છુડાના ના.–શરણમે૦ ॥૩॥
તેરા હૈ રૂપ અવિનાશી, જગત સારેમે હૈ પૂરણ,
વો 'બ્રહ્માનંદ' નૈનનમે,–મેરે કમદ છિપાના ના.–શરણમે૦ ॥૪॥

( રાગ ઉપરનો )

નજરભર દેખને મુઝકો, શરણમેં આ પડા તેરી. ॥ટેક॥
તેરા દરબાર હૈ ઊંચા, કઠિન જાના હૈ મંજિલમ;
હજારો દૂત મારગમેં,–ખડે હૈં પથકો ઘેરી.–નજર૦ ॥૧॥
નહીં હૈ જોર પૈરોમે, ન દૂજા સંગમે' સાથી;
સહારા દે મુઝે અપના, કરો નહિ નાથ અબ દેરી.–નજર૦ ॥૨॥
નહીં હૈ ભોગકી વાંછા, ન દિલમે મોક્ષ પાનેકી;
લગન દર્શનકી હૈ મનમે, સફલ કર આશમ મેરી.–નજર૦ ॥૩॥
દયા કર દોષકો મેરે, બિગડતા દેખકે અપને,
વો 'બ્રહ્માનંદ' કર કરુણા,–મિટા દે જન્મકી ફેરી.–નજર૦ ॥૪॥




## ॥ શ્રીગુરુ-ઇષ્ટદેવની નિત્યસ્તુતિ. ॥

### ॥ ॐ श्रीगुरुपरमात्मने नमः ॥

* संसारवृक्षमारूढाः पतन्ति नरकार्णवे ।
यस्तानुद्धरते सर्वांस्तस्मै श्रीगुरवे नमः ॥
भवारण्यप्रविष्टस्य दिङ्मोहभ्रान्तचेतसः ।
येन संदर्शितः पन्थास्तस्मै श्रीगुरवे नमः ॥
तापत्रयाग्नितप्तानामशान्तप्राणिनां मुने ।
गुरुरेव परा गंगा तस्मै श्रीगुरवे नमः ॥

---

* અર્થ :– સંસાર–વૃક્ષ આરોહી, પડે છે નરકાબ્ધિમાં;
તે સૌને ઉદ્ધરે છે જે, એવા શ્રીગુરુને નમું.
ભવારણ્યે પ્રવેષ્ટાને, દિગ્ભ્રમભ્રાંતચિત્તને;
જેણે માર્ગ લખાવ્યો છે, એવા શ્રીગુરુને નમું.
( હે મુને ! એટલે મનનશીલ ! )
ત્રિતાપ–અગ્નિથી ભારે, – તપેલા દીન પ્રાણિને; –
ગુરુ એક પરા 'ગંગા', એવા શ્રીગુરુને નમું.

* यत्पादरेणुर्वै नित्यं कोऽपि संसारवारिधौ ।
सेतुबन्धायते नाथ देशिकं तमुपास्महे ॥
एक एव परो बन्धुर्विपमे समुपस्थिते ।
गुरुः सकलधर्मात्मा तस्मै श्रीगुरवे नमः ॥
श्रीमत्परं ब्रह्म गुरुं स्मरामि । श्रीमत्परं ब्रह्म गुरुं भजामि ॥
श्रीमत्परं ब्रह्म गुरुं वदामि । श्रीमत्परं ब्रह्म गुरुं नमामि ॥

श्रीगुरुस्तुति-५૯ ( રાગ રામકલી – તાલ ધુમાલી અગર એકતાલ. )

જય જય ગુરુ મહારાજ ગુરુ, જય જય પરબ્રહ્મ સદ્ગુરુ. (ટેક)
ચારી મુક્તિદાયક દાતા, ઉદાર કલ્પતરુ — ગુરુ ઉદાર૦ — જય જય૦
અલક્ષ્ય અરૂપ અનામ અદ્રુપ, અક્ષય પરાત્પરુ – ગુરુ અક્ષય૦ ,,
સદ્ગુરુ નારાયણ શરણાગત, રાઘવ કરુણાકરુ – ગુરુ રા૦ — ,,
રૂપ ધ્યાવે મનબુદ્ધિપર, વાચે અગોચરુ — ગુરુ વાચે૦ — ,,
આત્મારામીં રામદાસ, ગોપાલ કરુણાકર – ગુરુ ગો૦ — ,,

॥ श्रीगुरुदेव ॥

(સાખી) ગુરુ દીવો ગુરુ દેવતા, ગુરુ વિણ ઘોર અંધાર;
( જે ) ગુરુ-વાણીથી વેગળા, તે રવડયા સંસાર.
હરિ-કૃપા તબ જાનિયે, દે માનવ-અવતાર;
ગુરુ-કૃપા તબ જાનિયે, ( જબ ) છોડાવે સંસાર.
સદ્ગુરુ-ધોબિ જ્ઞાન-જલ, સાબુ-સર્જનહાર;
સુરત-શિલાપર ધોયકર, પ્રગટે જ્યોત અપાર.
ગુરુ બિન જ્ઞાન ન ઉપજે, ગુરુ બિન મિટે ન ભેદ;
ગુરુ બિન સંશય ના મિટે, જય જય શ્રીગુરુદેવ.

---

*અર્થ :–સંસાર-વારિધિ માંહે, – ધૂલિ શ્રીગુરુ-પાદની; –
'સેતુબંધ'રૂપે દીસે, તે ગુરુને ઉપાસીએ.
વિપત્તિ આવતી જ્યારે, ગુરુજી સત્ય મિત્ર છે;
સમસ્તધર્મમૂર્તિ જે, એવા શ્રીગુરુને નમું.
શ્રીમત્ પરબ્રહ્મ ગુરુ સ્મરું છું, શ્રીમત્ પરબ્રહ્મ ગુરુ ભજું છું;
શ્રીમત્ પરબ્રહ્મ ગુરુ વદું છું, શ્રીમત્ પરબ્રહ્મ ગુરુ નમું છું.

ગુરુ-ગોવિંદ દોનુ ખડે, કીનકુ લાગુ પાય ?,
બલિહારી ગુરુદેવકી, (જિન્હૂ) ગોવિંદ દિયો બતાય
ગુરુ બિન દાતા કોઈ નહિં, સબહિ માગનહાર !,
રાજા-પ્રજા ઔર પાદશાહ, સબહિ હાથ પસાર !!
મન-મારનકી ઔષધ, સદ્‌ગુરુ દેત બતાય
ઇચ્છત પરમાનંદકો, સો ગુરુ-શરણે જાય

(ધૂન) — ગુરુ ગુરુ ગુરુદેવકી જય,
હરિ-ગુરુ-સંતનકી જય જય – ગુરુ ગુરુ૦ ... ××
॥ બોલ – શ્રીસદ્‌ગુરુદેવકી જય ! ॥

## ॥ ॐ श्रीकृष्णपरमात्मने नमः ॥

* वसुदेवसुतं देवं कंसचाणूरमर्दनम् ।
देवकीपरमानन्दं कृष्णं वन्दे जगद्गुरुम् ॥
प्रपन्नपारिजाताय तोत्रवेत्रैकपाणये ।
ज्ञानमुद्राय कृष्णाय गीतामृतदुहे नमः ॥
नमो ब्रह्मण्यदेवाय गोब्राह्मणहिताय च ।
जगद्धिताय कृष्णाय गोविन्दाय नमो नमः ॥
मूकं करोति वाचालं पंगुं लंघयते गिरिम् ।
यत्कृपा तमहं वन्दे परमानन्दमाधवम् ॥

---

* અર્થ :— શ્રીવસુદેવના પુત્ર, દિવ્યસ્વરૂપરૂપ દેવના દેવ, કંસ અને ચાણુર દૈત્યોને મર્દનનારા, દેવકીજીને પરમાનન્દ દેનારા, જગદ્‌ગુરુ શ્રીકૃષ્ણચંદ્રને હું વંદન કરૂં છું.

શરણે આવેલાને કલ્પવૃક્ષસમ, એક હાથમાં નેતરની સોટી (ચાબુક) છે એવા, જ્ઞાન-મુદ્રાવાળા [અને] ગીતારૂપી અમૃતનું દોહન કરનારા શ્રીકૃષ્ણચંદ્રને નમસ્કાર

બ્રહ્મણ્યદેવ (બ્રાહ્મણને પૂજનાર), ગૌ-બ્રાહ્મણના હિત કરનારા (પ્રતિપાળ) તથા જગતના હિત કરનારા (જગદુદ્ધારક) શ્રીકૃષ્ણ-ગોવિંદને નમસ્કાર ! નમસ્કાર !! નમસ્કાર !!!

જેની કૃપા મુંગાને બોલતો કરે છે [અને] પાંગળાને પર્વત ઓળંગાવે છે, તે પરમાનન્દ-માધવને હું વંદુ છું

શ્રીઇષ્ટસ્તુતિ-પદ. (રાગ કલ્યાણ - તાલ ત્રિતાલ.)
ચરન-કમલ વન્દૌં હરિ રાઈ. ॥ ટેક ॥
જાકી કૃપા પંગુ ગિરિ લંઘૈ, અંધેકો સબ કછુ દરસાઈ. ॥૧॥
બહિરો સુનૈ મૂક પુનિ બોલૈ, રંક ચલે સિર છત્ર ધરાઈ;
'સૂરદાસ' સ્વામી કરુનામય, બારબાર વન્દૌં તિહિં પાઈ.-ચરન૦ ૨.

શ્રીઇષ્ટસ્તુતિ-પદ (રાગ ભૂપાલી-કલ્યાણ-તાલ ચોતાલ અગર ત્રિતાલ.)
શ્યામસુંદર (૨), મદનમોહન, નવલકિશોર, કૃષ્ણચંદ્ર : (ટેક).
જે ભાવે જે ભજે હરિ હે ! આપને, આપો છો ફળ તે ભાવે તેહને(૨);
ભક્તવત્સલ (૨), નિજજનતારક, પરમ આનન્દ-કંદ-જશોમતિ :
ગ્વાલ-બાલ, - નંદલાલ (૨), - દેવકી-નંદન, કૃષ્ણચંદ્ર.-શ્યામ૦

શ્રીઇષ્ટસ્તુતિ-પદ (રાગ જમિનિ (યમન)-કલ્યાણ - ત્રિતાલ.)
નંદ-નન્દન ઘનસ્યામ (૨) :
શ્રીધર ભૂધર, અઘહર સુરવર નટવર,
મૂરતિ મનોહર ગિરિધર કૃપાકર. — નંદ૦ (ટેક)
(શ્રીધર) મંગલ ગાન, ગાયકો ગાવત;
પ્રાર્થત પ્રેમ-પ્રસાદ પ્રેમીજન. — નંદ૦
(શ્રીધર) મંગલ કામ, મંગલ ધામ તુમ;
રસિક જનકો તુમ રસ-મંગલ જામ. — નંદ૦
(શ્રીધર) મંગલ ધ્યાન યોગીજન ધ્યાવત;
બુધ મન માનત પરમાનંદ ધામ. — નંદ૦

(ધૂન.) કહો મુકુન્દ મુરારિ ગોવિન્દા, આનંદકંદ હરિ ગોવિંદા.
કહો મુકુન્દ, કહો મુરારિ, કહો ગોવિંદા.
× × ×
જય કૃષ્ણ કૃષ્ણ જય કૃષ્ણ.
× × ×
ગોપાલ કૃષ્ણ - રાધે કૃષ્ણ.
× × ×
ગોવિન્દ રાધે - ગોવિન્દ.
× × ×
॥ બોલ - કન્હૈયાલાલકી જય ! ॥
[ ઇતિ શ્રીગુરુ-ઇષ્ટદેવની નિત્યસ્તુતિ સમાપ્ત. ]
——— × × ❀ × × ———

# ॥ નિત્ય ગવાતી પ્રભુ-સ્તુતિ ॥

× यं ब्रह्मावरुणेन्द्ररुद्रमरुत स्तुन्वन्ति दिव्यैः स्तवै-
र्वेदैः सांगपदक्रमोपनिषदैर्गायन्ति यं सामगाः ॥
ध्यानावस्थिततद्गतेन मनसा पश्यन्ति यं योगिनो ।
यस्यान्तं न विदुः सुरासुरगणा देवाय तस्मै नमः ॥

( રાગ બિહારી – ત્રિતાલ )

જય જગદીશ હરે
ભક્તજનોકા સંકટ છિનમેં ( ૨ ) દૂર કરે,
જો ધ્યાવે ફલ પાવે, દુખ વિનસે મનકા — જય૦॥ ધ્રુવ૦ ॥

સુખ-સંપતિ-ગૃહ આવે, કષ્ટ મિટે તનકા,
માત-પિતા તુમ મેરે, શરણ ગહું કિસકી,
તુમ બિન ઔર ન દૂજા, આસ કરૂં જિસકી — જય૦ ૧

તુમ પૂરણ પરમાત્મા ( ૨ ), તુમ અન્તર્યામી,
પારબ્રહ્મ પરમેશ્વર, તુમ સબકે સ્વામી,
તુમ કૃપા-કરુણાકે સાગર, તુમ પાલન કર્તા
મૈં મૂરખ ખલ કામી, કૃપા કરો ભરતા — જય૦ ૨

તુમ હો એક અગોચર, સબકે પ્રાણપતિ ( ૨ )
કિસ બિધ મિલૂં ગુસાઈં, તુમકો મૈં કુમતિ
દીનબંધુ દુખહરતા ( ૨ ), ઠાકુર તુમ મેરે,
અપને હાથ ઉઠાવો, દ્વાર પર્યો તેરો,
વિષય-વિકાર મિટાવો, પાપ હરો દેવા !
શ્રદ્ધા-ભક્તિ બઢાવો, સતનકી સેવા — જય૦ ૩

---

× અર્થ :— જેને બ્રહ્મા, વરુણ, ઇન્દ્ર ને મરુત [ વગેરે દેવો ] દિવ્ય સ્તવો વડે સ્તવે છે, જેને સામવેદનુ ગાન કરનારા [ ઋષિઓ ] અંગ, પદ, ક્રમ ને ઉપનિષદ્ સહિત વેદો વડે ગાય છે, જેને ધ્યાનમા સંસ્થિત થયેલા યોગિઓ તદ્ગત્ ( તદ્રૂપ ) મન વડે જુએ છે, જેનો પાર દેવ-દાનવો જાણતા નથી ( યાને પામતા નથી ), એવા દેવને ( પરમાત્માને ) નમસ્કાર

(રાગ પહાડી - માંડ - તાલ ધુમાળી.)

હરિનામ જપો, પરમાર્થ એહી, જુઠે એ જગ વ્યવહારા.
ભવતાપ હરો, મન શાંત કરો, પીવો પ્રેમામૃતધારા :
પ્રભુ શરણ ગ્રહો, યદિ મુક્તિ ચહો, હૈ યહી એક આધારા.

(રાગ બરદહંસ - તાલ ધુમાળી.)

(ધુન)—રઘુપતિ રાઘવ રાજારામ, પતિત-પાવન સીતારામ.
જયતિ શિવા-શિવ જાનકી-રામ, જય રઘુનન્દન રાધેશ્યામ

(રાગ દેશી - તાલ દાદરા.)

રાજા રામ રામ રામ - સીતા રામ રામ રામ.

(રાગ પરજ - તાલ ધુમાળી.)

ગુરુ ૐ ૐ ૐ ૐ - ગુરુ ૐ ૐ ૐ ૐ.

[ છેવટે "ગુરુ ૐ" મંત્રનો જપ, પાંચ મીનીટ સુધી. ]

—"ગુરુ. ૐ...ગુરુઃ ૐ...ગુરુ ૐ........................
ૐ...ૐ . ૐ . ૐ...ૐ........................"

॥ બોલ - સદ્ગુરુદેવકી જય ! ॥
॥ કનૈયાલાલકી જય !! ॥
॥ રણછોડરાયકી જય !!! ॥
॥ દ્વારિકાધીશકી જય !!!! ॥
॥ બોલ - રાજા રામચંદ્રકી જય !!!!! ॥
॥ પુંડલીક વરદે - હરિ વિઠ્ઠલ. ॥
॥ સીતાકાન્ત-સ્મરણ - જય જય રામ. ॥
॥ પાર્વતીપતે - હર હર મહાદેવ. ॥
॥ જયકારા-બજરંગી - હર હર મહાદેવ. ॥
॥ જય જય રઘુવીર - સમર્થ. ॥
॥ ગુરુ ઓ..................મ............ ॥

——— ગુરુઃ ૐ ———

# ॥ પાગલનું આવાહન ગાન ॥

(રાગ શંકરાભરણ - તાલ ત્રિતાલ.)

પધારો આપણી પ્યારાં પ્રભુનાં પ્રેમી પંખીડાં!
મળીના પગથી પૂજન પ્રભુના પાદનું કરીએ :

આવો ભાઈઓ ! ઓ પંખીડા ! !
ભેળા મળી કરીએ આનન્દ-કલ્લોલ
હરિ-ગુણ ગાઈ, પ્રેમ-રસ પા .....ઈ (૨),
જીવનના લ્હાવા લઈએ અણમોલ-આવો૦ (ટે)

આ સંસારે પ્રગટી દૂરે-દૂરે,
મળીએ સૌને સ્નેહ-સત્કારે,
જીવન-યાત્રા પ્રીતિથી નિભાવીએ
સુખે-દુઃખે રહીએ સદા સમતોલ-આવો૦ ૧

શ્રીજગનાથની રચના નિહાળી,
અંતમાં પરમાનન્દ ઉછાળી,
જીવન-પન્થ ધીમેથી વટાવીએ
ઉડી જઈએ ચિદાકાશે 'બોલ હરિ બોલ'-આવો૦ ૨

—— × × ૐ × × ——

# ॥ નિત્યનાં પ્રભુ-ભજન ॥

* अनादौ संसारे जनिमृतिमये दुःखितमना-
मुमुक्षुः सन्कश्चिद्भजति हि गुरुं ज्ञानपरमम् ।
ततो ज्ञात्वा यं वै तुदति न पुनः क्लेशनिवहै-
र्भजेऽहं तं देवं भवति च परो यस्य भजनात् ॥

* અર્થ:— જન્મ-મરણરૂપ અનાદિ સંસારમાં દુઃખિતમનવાળો કોઈ એક (કોઈ એક પુરુષ) મુમુક્ષુ (એટલે કે મોક્ષની ઇચ્છાવાળો) થઈને પરમજ્ઞાનસ્વરૂપ (અગર પરમજ્ઞાનસંપન્ન અર્થાત્ પરમજ્ઞાનવાન્-ઉત્તમ બ્રહ્મજ્ઞાની) ગુરુને સમ્યક્પણે (યાને નિશ્ચયપૂર્વક-સારી પેઠે) ભજે છે (સેવે છે), [ત્યાર બાદ] તેમનાથી (એટલે કે તે શ્રીગુરુ પાસેથી) જેને જાણીને (અર્થાત્ જેનું જ્ઞાન મેળવીને) ક્લેશસમૂહોથી [એ મુમુક્ષુ થઈ સદ્‌ગુરુ સેવનારો પુરુષ] પુનઃ વ્યથિત નથી જ થતો, તેના દેવને હું ભજું છું (-તેવા દેવનું હું ભજન કરું છું),-કે જેના ભજનથી વળી પરસ્વરૂપ (પરમશ્રેષ્ઠરૂપ-પરમગતિરૂપ-પરમાત્મસ્વરૂપરૂપ) [મુમુક્ષુ-અધિકારી પુરુષ] થાય છે.

ભજન (રાગ રામકલી અગર કાલિંગડો તથા તાલ એકતાલ અગર કવાલી.)

હરકા ભજન કરુંગા મેં ! – પ્રભુકા ભજન કરુંગા મેં !
જમસે ખૂબ લડુંગા મેં ! (ટેક.)
અહંતા મારૂં, મમતા મારૂં ખાન જાત મૈં કહાવું,
મન મેરા અબ ચોક્સ નાખું, ચિત ચેતનમેં મિલાવું હરિકા૦ ૧.
'રામ'નામકા ઘોડા મેરા, મૈદાન બિચ દૌડાવું,
ભજનપ્રતાપકી હાથમેં બર્છી, સન્મુખ લેકર જાવું હરિકા૦ ૨.
ઔર લોક તો સબકે ચાકર, મૈં હજુરકા કાજી,
કામ-ક્રોધના ગર્દન મારૂં, સાહેબ રાખું રાજી હરિકા૦ ૩
મૈં સાહેબકા સચ્ચા ચાકર, મેરા નામ કબીરા;
સબ સન્તનકું શીશ નમાવું, [1]જૌહરી પારખે હીરા હરિકા૦ ૪.

— (દોહરા – સાખી) —

એક ઘડીમા નોત ના, જિનકા કહા બખાન ?!
'સહજો' તાહિ ન ખોઈયે, બિના ભજન ભગવાન
બૈઠ-ચલે-ચાલતે, ખાન-પાન-વ્યૌહાર
જહાઁ-તહાઁ સુમિરન કરે, 'સહજો' હિયે નિહાર
'સહજો' ભજ હરિનામકું, તજો જગતસૂં નેહ
અપના તો કોઈ હૈ નહીં, અપની સગી ન દેહ.

—× × × ૐ × × ×—

ભજન.

પ્રભુ ભજ્યાનું ટાણું, – આતો હરિ ભજ્યાનું ટાણું, –
આ છે નામ ભજ્યાનું ટાણું, – આ છે કૃષ્ણ ભજ્યાનું ટાણું –
ભૂલ્યા કીદ ભમો છો રે !, આ છે હરિ ભજ્યાનું ટાણું (ટેક.)
ફરતા ને ફરતા હરિ સમર્યાનું, – શું બેસે છે નાણું ? (વ્હાલા શું૦),
સમી સાંજના સુઈ રહ્યા છો !, હમણાં વહાશે વ્હાણું —ભૂલ્યા૦ ૧.
દાને રે દાણે ભરીએ-ભરીએ, – માયા મોટું માણું (વ્હાલા માયા૦),
ઓચિંતો આવીને પકડશે, પડ્યું રહેશે કરિયાણું —ભૂલ્યા૦ ૨.
માથે આવ્યું નહિ મટે વ્હાલા !, ઘૂંઘટમાં ઘેરાણું (વ્હાલા ઘૂ૦),
બળે કરી ખોનાશે નહિ જ્યારે – એવું જમનું થાણું —ભૂલ્યા૦ ૩.
દીધા વિના ક્યાંથી પામો વ્હાલા !, એ વાતો રે જાણ (વ્હાલા એ૦),
ગોવિંદરામ કહે અહીં ન સમર્યો, ત્યાં નથી ઠેકાણું —ભૂલ્યા૦ ૪.

---

[1] જૌહરી = ઝવેરી

(દોહરા)

બારિ મથે બરુ હોઇ ઘૃત, સિકતાતેં બરુ તેલ;
બિનુ હરિભજન ન ભવ તરિહિ, યહ સિદ્ધાન્ત અપેલ.[1]
[2]મશકહિં કરહિં બિરંચિ પ્રભુ, અજહિં મશકતેં હીન;
અસ બિચારી તજિ સંશય, રામહિં ભજહિં પ્રબીન.

(છંદ)—विनिश्चितं वदामि ते, न चान्यथा वचांसि मे ।
हरिं नरा भजन्ति येऽतिदुस्तरं तरन्ति ते ॥

—× × × ૐ × × ×—

[ મારા ભાઇઓ! ખૂબ લલકારીને તડાકાબંધ ભજન કરો!...]

ભજન ( સારંગનો સ્વર—ધુમાલી )

ભગવત ભજજો, રામ નામ રણકાર,
આ તન હોડી, સતધર્મ રુદામાં ધાર (ટેક)
ભવસાગર તો ભર્યો ભયંકર, તૃષ્ણાનીર અપાર,
કાયાબેડી છે કાદવની, આડાઝુડ અહંકાર:
સદ્‌ગુરુ સંગે, તરી ઉતરો ભવપાર —ભગવત૦
નરદેહ તો દુર્લભ દેવને, તે પામ્યો તું પિંડ,
સત્સંગ કરજે સાધુ પુરુષનો, લેજે લાભ અખંડ:
પછે પસ્તાશો, વખત જાય આ વાર —ભગવત૦
કીટ બ્રહ્માદિક સકળ દેહને, જમરાયનો ત્રાસ,
ક્ષણભંગ કાયા જાણજે નિશ્ચે, એક કાળનો ગ્રાસ
અ'પની બાજી, (તેમાં) શું કરવો અહંકાર —ભગવત૦
કૈંક જન્મ તો મનુષ્યજાતમાં, ધર્યા દેહ અપાર,
મદ માયા ને મોહ જાળનો, ધર્યો શિર પર ભાર.
પ્રભુ નવ જાણ્યા, (તેથી) અંતે થયો છે ખુવાર —ભગવત૦
કહે 'ગવરી' તું સદ્‌ગુરુ કેરો, રાખ રુદે વિશ્વાસ,
ભજન કરો દૃઢ ભાવથી તો, મળે સુખ અવિનાશ.
માન કહ્યું મારું, (નહિ તો) ખાશો જમના માર. —ભગવત૦

— ( દોહરા - સાખી ) —

અરબ-ખરબ લૌં ધન મિલૈ, ઉદય-અસ્ત લૌં રાજ;
'તુલસી' હરિકે ભજન બિના સબૈ નરકકો સાજ.

× × × × × ×

1 Immoveble–અચલ, કદી ન બદલાય એવો ૨. મચ્છર

જાના હૈ રહના નહીં, મરના બીસ-આવીસ;
દો દિન દુનિયાકે લિયે મત ભૂલો જગદીશ.
ધન-યૌવન યું જાયગો, જા વિધિ ઉડત કપૂર;
'નારાયણ' ગોપાલ ભજ, કયું ચાખે જગ-ધૂર ?

— × × × ૐ × × × —

ભજન. -(ધુન)—

જય જય કૃષ્ણ કનૈયા નંદલાલ રે (૨), રાધે કૃષ્ણ હરિ હો...જી.

(સાખી)— { શ્રીરામા પુરુષોત્તમા નરહરે, (પ્રભુ) નારાયણા કેશવા;
ગોવિંદા ગરુડધ્વજ ગુણનિધે..........

(સર્વ સાથે ચલતી ધૂનમા)-(જય) જય દામોદર ભગવાન રે-રાધે કૃષ્ણ૦ ૧.

(સાખી)— { મચ્છ કચ્છ વરાહ નરસિંહ, (પ્રભુ) વામન પરશુરામ;
રામચન્દ્ર કૃષ્ણજી કેશવા..........

(સર્વ સાથે ચલતી ધૂનમા)-(જય) જય બુદ્ધ કલંકી શ્યામ રે-રાધે૦ ૨.

(સાખી)— { ગુરુ-ગોવિંદ કૃપાનિધિ કેશવા, (પ્રભુ) કમળાનાથ કૃપાળ;
બાલાજી બલભદ્ર ત્રિકમજી..........

(સર્વ સાથે ચલતી-ધૂનમા)-(જય) જય તારક ભવ-સંસાર રે-રાધે૦ ૩.

(સાખી)— { અચ્યુત કેશવ યાદવ માધવ, (પ્રભુ) નટવર નંદકિશોર;
શ્રીધર ગિરિધર મોરલીધર,..........

(સર્વ સાથે ચલતી-ધૂનમા)-(જય) જય રણછોડ માખણચોર રે-રાધે૦ ૪.

ભજન. (ભૈરવી-ત્રિતાલ.)

ભજ મન રામચરન સુખદાઈ. ॥ ધ્રુવ ॥

જિહિ ચરનનસેં નિકસી સુરસરી, શંકર જટા સમાઈ;
જટાશંકરી નામ પર્યો હૈ, ત્રિભુવન તારન આઈ. —ભજ૦ ૧.
જિન ચરનનકી ચરનપાદુકા ભરત રહ્યો લવલાઈ;
સોઈ ચરન કેવટ ધોય લીનો, તબ હરિ નાવ ચલાઈ.—ભજ૦ ૨.
સોઈ ચરન સંતન જન સેવત, સદા રહત સુખદાઈ;
સોઈ ચરન ગૌતમઋષિ-નારી પરસિ પરમપદ પાઈ. —ભજ૦ ૩.
દંડકવન પ્રભુ પાવન કીન્હો, ઋષિયન ત્રાસ મિટાઈ;
સોઈ પ્રભુ ત્રિલોકકે સ્વામી કનકમૃગા સંગ ધાઈ. —ભજ૦ ૪.

કપિ સુગ્રીવ બંધુ-ભય-વ્યાકુલ, તિન જય-છત્ર ફિરાઈ;
રિપુકો અનુજ બિભીષણ નિશિચર પરસત લંકા પાઈ.-ભજ૦ ૫.
શિવ-સનકાદિક અરુ બ્રહ્માદિક, શેષ સહસ મુખ ગાઈ;
'તુલસિદાસ' ભરત-સુતકી પ્રભુ, નિજમુખ કરત બડાઈ.-ભજ૦ ૬.

**(ધૂન)- રામ-લક્ષ્મણ-ભરત-શત્રુઘ્ન, - રામ-લક્ષ્મણ-જાનકી, -**
**જય બોલો હનુમાનકી. —રામ૦**

...... × × × ॐ × × × ......

**॥ બોલ - રાજા - રામચંદ્રકી જય ! ॥**

[ આખરે ] **(ॐ) હરે રામ હરે રામ, રામ રામ હરે હરે :**
**હરે કૃષ્ણ હરે કૃષ્ણ, કૃષ્ણ કૃષ્ણ હરે હરે.**

— × × ॐ × × —

**(ભજો) નિતાઇ-ગૌર, રાધે-શ્યામ : (જપો) હરે-કૃષ્ણ, હરે-રામ.**

...... × × × ॐ × × × ......

**(ભજો) નિમાઇ-નિતાઇ, રાધે-શ્યામ :(જપો) હરે-કૃષ્ણ, હરે-રામ.**

...... × × × ॐ × × × ......

**હરિ બોલ......હરિ બોલ......હરિ બોલ મન આમાર.**

...... × × × ॐ × × × ......

**હરિ બોલ......હરિ બોલ......હરિ બોલ......હરિ બોલ.**

...... × × × ॐ × × × ......

(છેવટ સર્વે એક સાથે – એક જ સ્વરે – એકશ્વાસભેર) –
**હરિ બોલ...હરિ બોલ...હરિ બોલ...હરિ બોલ...**

...... × × × ॐ × × × ......

[ હવે ] **રાધે શ્યામ — સીતારામ.**

...... × × × ॐ × × × ......

**॥ બોલ - કન્હૈયા - લાલકી જય ! ॥**
**॥ રણછોડ - રાયકી જય ! ! ॥**
**॥ દ્વારિકા - ધીશકી જય ! ! ! ॥**
**॥ પાર્વતીપતે - હર હર મહાદેવ ॥**

— × × × ॐ × × × —

# ॥ પ્રભુ પાસે નિત્યપ્રાર્થના ॥

नो मुक्त्यै स्पृहयामि नाथ विभवैः कार्यं न सांसारिकैः
किंत्वायोज्य करौ पुनः पुनरिदं त्वामीशमभ्यर्थये ।
स्वप्ने जागरणे स्थितौ विचलने दुःखे सुखे मन्दिरे
कान्तारे निशि वासरे च सततं भक्तिर्ममास्तु त्वयि ॥

× × × × × × ×

અર્થ :— હે નાથ ! હું ન મુક્તિ માટે સ્પૃહા (યાને મોક્ષની ઇચ્છા) કરૂં (આગ્રહ રાખું) છું, ન તો સાંસારિક વૈભવો (ભોગો)થી કંઈ કામ (પ્રયોજન) રાખું છું; કિંતુ બે કર જોડી તું-ઈશની પાસે વારંવાર એ માગું છું કે, સ્વપ્નમાં-જાગરણમાં, સ્થિતિમાં-ગતિમાં, દુઃખમાં-સુખમાં, ઘરમાં-વનમાં, રાત્રિમાં-દિવસમાં : એમ નિરંતર ત્હારામાં મ્હારી ભક્તિ રહો !

* મુક્તિને નહિ ચાહું નાથ ! નહિ કે સંસારના વૈભવો,
યાચું કિંતુ સદૈવ સંપુટકરે, તું-ઈશની પાસ એ :-
'જાગ્રત્-સ્વપ્ન-સુષુપ્તિ-નિશ્ચલ સ્થિતિ, — વ્યુત્થાનકાલાદિમાં
દુઃખો કે સુખમાં ગૃહે કે વનમાં, ભક્તિ સદા બક્ષજે !'.

* મુક્તિ કરતાં પણ પ્રેમલક્ષણા ભક્તિ મોંઘી છે: એથીજ કરીને ઐકાન્તિક યાને ઉત્તમ અનન્ય ભક્ત મુક્તિની દરકાર ન કરે - મુક્તિની માગણી - અરે ! ઇચ્છા સુદ્ધાં ન કરે, એ સ્વાભાવિક છે. એજ વાત સાબિત કરવાને શ્રીમદ્‌ભાગવતકાર ભગવાન્ વેદવ્યાસજી ભાગવતમાં લખે છે તેમજ શ્રીશુકદેવજી મહામુનિ રાજા પરીક્ષિત પ્રતિ કહે છે કે :— " अस्त्वेवमङ्ग भग वान्भजतां मुकुन्दो मुक्तिं ददाति कर्हिचित्स्म न भक्तियोगम् ॥ " = " હે અંગ ! મુકુન્દ ભગવાન્ પોતાનું ભજન કરનારાઓને મુક્તિ આપે છે પરંતુ કોઇપણ દિવસ (કદી પણ) ભક્તિયોગ એટલે કે પ્રેમલક્ષણા ભક્તિ આપત નથી." એટલા માટેજ મુક્તિ કરતા ભક્તિ ( પ્રેમલક્ષણા ભક્તિ ) અત્યન્ત મોંઘી છે, આ ઉપરથી સિદ્ધ થાય છે અને તેથીજ સાચો-ઉત્તમ ભક્ત 'મુક્તિને નહિ ચાહું'... એમ કહીને મુક્તિની ઇચ્છા કે માગણી ન કરતા એક ભક્તિ (પ્રેમલક્ષણા ભક્તિ)ની જ કરે છે.

વળી સાંસારિક વૈભવો તો ભક્તને સાક્ષાત્ નરક તુલ્ય જ છે: એટલે એની તો ઇચ્છા કે માગણી ભક્ત કરે જ શેની ! એ વાત પણ શ્રીમદ્ ભાગવતમાં [ સ્કંધ ૫ - અધ્યાય ૧ - શ્લોક ૪૦ મામાં ] છે કે :—

( રાગ પીલુ – ત્રિતાલ )

રઘુવર ! તુમકો મેરી લાજ (ટેક)
સદા સદા મૈ સરન તિહારી, તુમ બડે ગરીબનિવાજ –રઘુવર૦ ૧
પતિતઉધારન બિરુદ તિહારો, – સ્રવનન સુની અવાજ –રઘુવર૦ ૨
હૌ તો પતિત પુરાતન કહિયે, પાર ઉતારો જહાજ –રઘુવર૦ ૩
અઘ–ખંડન દુ:ખ–ભંજન જનકે, – યહી તિહારો કાજ –રઘુવર૦ ૪
‘તુલસિદાસ’ પર કિરપા કરિયે, ભક્તિ–દાન દેહુ આજ –રઘુવર૦ ૫

**Prayer.**

My honour, O ! God ! is in Thy keeping
Thou art ever my Refuse,
For Thou art Protector of the weak,
It is Thy promise to listen to the wail of sinners,
I am a sinner of old, help me
Thou to cross this ocean of darkness
It is Thine to remove the sin
And the misery of mankind
Be gracious to Tulsidas
And make him Thy devotee

( ભૈરવી – દાદરા )

રચ્યા પ્રભુ ! તૂને યહ બ્રહ્માંડ સારા
પ્રાણોસે પ્યારા, તૂ હિ સબસે ન્યારા –રચ્યા૦ (ટેક)
તૂ હિ ભાઈ બંધુ, તૂ હિ જગત–જનની,
સકલ જગતમે એક તેરા પસારા –રચ્યા૦ ૧
(સાખી)– { ધર્મ–દૂધસે માતા, તુમ હમકો પાલો,
દેઓ ખોલ વિદ્યાકા અપને ભંડારા }
(ઠેકામા)– તૂ હિ ભાઈ બંધુ, તૂ હિ૦ –રચ્યા૦ ૨

---

" भौमं दिव्यं मानुष च महित्व कर्मयोगजम् ।
यश्चक्रे निरयौपम्यं पुरुपानुजनप्रिय: ॥ "

= " ભક્તો જેમને પ્રિય છે અગર ભક્તોને જે પ્રિય છે એવા (પ્રિયવ્રત રાજા) કર્મના અનુષ્ઠાનથી પ્રાપ્ત થયેલ પાતાળ, સ્વર્ગ તથા પૃથ્વીના તમામ વૈભવોને નરક તુલ્ય માનતા હતા " ॥ ૐ ॥

(સાખી)– { નમો કર જોડી પ્રભુ ! વિનતી હમારી,
દેજો દાન ભક્તિ તણાં. તોયે નિસ્તાર

(ઠેમમા)– તૂ હિ ભાઈ મેરા, તૂ હિ૦ –રચા૦ ૩

( ભૈરવી – લાવણી )

પ્રભુ ! એક અરજ સ્વીકારો (૨)
મારા મન-મંદિરિએ પધારો રે – પ્રભુ ! એક અરજ સ્વીકારો (ટેક)
માફ કરો અપરાધ હમારા, મહેર કરીને સ્વામી !
અમને એ નિત અંતર્યામી ( ૨ )
મારા મનના મેલ નિવારો રે – પ્રભુ ! એક અરજ સ્વીકારો ૧.
સફળ કરોને જીવન હમારું, દર્શન દઈને દયાળુ !
હું સૌ સ્થળે આપને ભાળું ( ૨ )
મારો બેડો પાર ઉતારો રે – પ્રભુ ! એક અરજ સ્વીકારો ૨
આઠ પ્રહર રહે સ્મરણ આપનું, ટેક હમારી રખાવો !
ભક્તિ-રસ-પીયૂષ ચખાવો (૨).
જપ થાય એ નાથ ! તમારો રે – પ્રભુ ! એક અરજ સ્વીકારો ૩
નામ આપનું રટતાં હૈયે આનંદ અધિક વધાવો !
રોમે રોમ પ્રેમ-રસ છાવો (૨)
બ્રહ્મ ! પરમાનંદ પમાડો રે – પ્રભુ ! એક અરજ સ્વીકારો ૪

* बद्धेनाञ्जलिना नतेन शिरसा गात्रैः सरोमोद्गमैः
कण्ठेन स्वरगद्गदेन नयनेनोद्गीर्णबाष्पाम्बुना ।
नित्यं त्वच्चरणारविन्दयुगलध्यानामृतास्वादिना –
मस्माकं सरसीरुहाक्ष सततं सम्पद्यतां जीवितम् ॥

---

* અર્થ.—બદ્ધ અંજલિએ (યાને જોડેલ હસ્તે), અવનત મસ્તકે, રોમ ઉભા થયેલ (યાને પુલકિત) ગાત્રે, સ્વર ગદ્‌ગદ કંઠે, અશ્રુ વર્ષતે નેત્રે નિત્ય-નિરંતર તારા ચરણકમળની જોડીનું ધ્યાનામૃત ચાખનારાઓ (એટલે કે ચાખતા) અમારું જીવતર હે કમળનયન ! સદા-અનવરત પૂર્ણ થાઓ

જોડીને કર હાથ માથ ઝુકી રોમાંચિત ગાત્રથી,
કંઠે ગદ્‌ગદ, અશ્રુભર્યાં નયને, આઠેય ભાવે થકી,

---

• 'આઠેય ભાવે થકી' 'અષ્ટ સાત્ત્વિક ભાવ કહ્યા છે તે એ પ્રમાણે છે –
"स्तम्भ स्वेदोऽथ रोमाञ्च स्वरभङ्गोऽथ वेपथु ।
वैवर्ण्यमश्रु प्रलय इत्यष्टौ सात्त्विका स्मृता ॥"

ચાખીને તવ પાદપદ્મયુગના, – ધ્યાનામૃતો પ્રીતિથી,
થાઓ પૂર્ણ સદા અમારૂં હૃદય, હે પંકજાક્ષ પ્રભો !.

**અર્થઃ—** " સ્તંભ, સ્વેદ પછી રોમાંચ, સ્વરભંગ, બાદ વેપથુ (કંપ), વૈવર્ણ્ય ( વિવર્ણતા એટલે વર્ણ કહેતા આકાર બદલાઇ જાય તે ), અશ્રુ, [તથા] પ્રલય (મરણતુલ્ય મૂર્છા) એ અષ્ટ સાત્વિક [ભાવ] સ્મરાય છે (ગાને શાસ્ત્રોમા – ભક્તિ–શાસ્ત્રોમા – વૈષ્ણવ–ગ્રન્થોમા – સ્મૃતિમા પ્રસિદ્ધ છે) "

(૧) **'સ્તંભ'** એટલે શરીરનું સ્તબ્ધ બની જવુ, મન અને ઇન્દ્રિયો ચેષ્ટારહિત થઇને નિશ્ચલ કાષ્ઠવત્ થઇ જાય : ભક્તની એ ભાવાવસ્થાને **'સ્તંભ'** કહે છે

(૨) **'સ્વેદ'** એટલે શરીરમાંથી પસીનો ( પરસેવો ) છુટે, તે એટલે સુધી કે, શરીર આ પસીનામાં લથપથ થઇ જાય ભક્તની આ ભાવાવસ્થાને **'સ્વેદ'** કહે છે.

(૩) **'રોમાંચ'** એટલે શરીરના તમામ રોમ ( રૂવાંટા ) ઉભાં થઇ જાય : ભક્તની આ ભાવાવસ્થાને **'રોમાંચ'** યા **'પુલક'** કહે છે.

(૪) **'સ્વરભંગ'** એટલે મુખથી શબ્દનો ઉચ્ચાર સ્પષ્ટ થઇ ન શકે, ગળું રૂંધાઇ જાય : ભક્તની આ ભાવાવસ્થાને **'સ્વર–ભંગ'** યા **'સ્વરભેદ'** અગર **'ગદ્‌ગદ'** એમ કહે છે

(૫) **'વેપથુ'** એટલે શરીરમાં કંપારી – કંપ પેદા થાય : ભક્તની આ ભાવાવસ્થાને **'વેપથુ'** યા **'કંપ'** કહે છે

(૬) **'વૈવર્ણ્ય'** એટલે મુખ પર એક પ્રકારનુ ઉદાસીપણું, પીળાપણું યા ફીકાપણું આવી જાય, અર્થાત્ વિવર્ણતા પ્રાપ્ત થાય એટલે કે વર્ણ – આકાર – આકૃતિ બદલાઇ જાય : ભક્તની આ ભાવાવસ્થાને **'વૈવર્ણ્ય'** કહે છે

(૭) **'અશ્રુ'** એટલે વગર પ્રયત્ને શોક, વિસ્મય, ક્રોધ અથવા હર્ષને કારણે આંખોમાથી જે પાણી નિકળે છે, તેને **'અશ્રુ'** કહે છે. હર્ષથી જે અશ્રુ નિકળે છે, તે ઠડાં હોય છે અને તે પ્રાયઃ આંખોની કોરેથી વહે છે; જ્યારે શોકના આસૂ ગરમ હોય છે અને પ્રાયઃ આંખોની વચ્ચેથી જ વહે છે ભગવાન્‌ના પ્રેમમા સયોગ–વિયોગાદિના કાળમાં ભક્તને એ ભાવાવેગની અવસ્થા પ્રાપ્ત થાય છે, કે જેમાં અશ્રુની અનર્ગલ ધારા વહ્યા કરે છે, તે ભાવાવસ્થાને **'અશ્રુ'** કહેવામા આવે છે.

(૮) **'પ્રલય'** એટલે જ્યા શરીરનું તથા ભલા–બુરાનુ કાંઇ પણ ભાન (જ્ઞાન) જ ન રહે, અને તેથી બેહોશ થઇને ધડામથી પૃથ્વી પર પડી જાય, બસ મરણતુલ્ય મૂર્છા પ્રાપ્ત થાય. ભક્તની આ ભાવાવસ્થાને **'પ્રલય'** કહે છે. યોગીઓની જે ' નિર્વિકલ્પ સમાધિ ', જ્ઞાનીઓની જે ' બ્રહ્માકારવૃત્તિ ' તેજ ભક્તોનો આ **'પ્રલય'** મતલબ કે યોગીની ' નિર્વિકલ્પસમાધિ ', જ્ઞાનીની ' બ્રહ્માકારવૃત્તિ ' અને ભક્તનો 'પ્રલય', એ [પ્રત્યેક–પ્રત્યેકના] પર્યવસાનરૂપ – પરાકાષ્ઠરૂપ છે

ઉપર વર્ણવેલ ભાવો, હર્ષ-વિસ્મય-ક્રોધ-શોક ઇત્યાદિ અનેક કારણોએ કરીને, થાય છે. જેમ કે કોઇ ભૂત કે અભિચાર આદિથી ગ્રસ્ત (સપડાયેલ) માણસને પણ કોઇ વખત 'સ્તંભ'-ભાવ પ્રાપ્ત થાય છે; વ્યાયામ (કસરત) કરનારને અગર તો ખૂબ પરિશ્રમ કરતારને યાતો ગધાવૈતરું કે મહેનત-મજુરી કરનાર મજુરને પણ કેઇ વખત 'સ્વેદ'-ભાવ પ્રાપ્ત થાય છે; અર્જુનને યુદ્ધના પ્રારંભમા શોક-મોહ આદિક કારણોથી 'રોમાંચ', 'વેપથુ' આદિ ભાવ પ્રાપ્ત થયા હતા: તેના પોતાના જ ઉદ્ગાર છે કે, '......वेपथुश्च शरीरे मे रोमहर्षश्च जायते ॥......' = '......... મારા શરીરમા વેપથુ (કંપ) તથા રોમહર્ષ (રોમાંચ) પેદા થાય છે.' [ઇતિ 'ગીતા'-અ૦ ૧-શ્લોક ૨૯-ઉત્તરાર્ધ]; એજ પ્રમાણે અત્યન્ત ક્રોધાવિષ્ટ કે શોકાતુર થઇ પુરૂષને પણ 'સ્વરભંગ'-ભાવ પ્રાપ્ત થાય છે; સર્પદંષ્ટ કે ઝેરથી આચ્છન્ન કોઇ માણસને અગર તો કોઇ મહાપાપી પુરૂષને પણ 'વૈવર્ણ્ય'-ભાવ પ્રાપ્ત થાય છે; દુનિયાદારીમાં તો 'અશ્રુ'નો તોટો જ નથી, એટલે જ 'અશ્રુ'-ભાવ તો ઘેર-ઘેર પ્રાપ્ત જોવામાં આવે જ છે! 'પ્રલય'-ભાવ પણ કેઇ વાયુ-વ્યાધિ (hysterical fit)વાળાને કોઇ વખત આવતો જોવામા આવે છે: આ રીતે સાંસારિક અનેક કારણોથી પણ એ આઠે ભાવ પેદા થાય છે, પરંતુ ભગવત્પ્રેમ-ભક્તિથી જો એ ભાવો પેદા થાય-પ્રકટ થાય, તોજ એ ખરા કિમતી ને પ્રશંસનીય (precious & praiseworthy) છે ભગવાનના પ્રેમી-ભક્તને એ અષ્ટ સાત્વિક ભાવ અત્યન્ત પ્રિય-અરે! પરમપ્રિય-પ્રિયતમ પ્રભુના જેટલા જ પ્રિય છે, તેમજ પ્રભુને પણ એ અષ્ટ સાત્વિક ભાવવાળા પ્રેમી-ભક્ત ખૂબ જ ગમે છે એટલા માટે જ પ્રેમી-ભક્ત પ્રાર્થે છે કે, 'આઠેય ભાવે થકી.........' અરે! એ ભાવોમાંથી એકાદ-બે પણ જે ભક્તને પ્રાપ્ત થયેલ છે, તે પણ ધન્ય જ છે!; ત્યારે આઠે ભાવ જેને પ્રાપ્ત થયેલ છે-જેનામાં પ્રકટ થયેલ છે, તેના ધન્યવાદની ગણત્રી તો શેષજીનાં સહસ્ર મુખથી પણ થઇ શકે તેમ નથી!!! ॥ ॐ-અસ્તુ!॥

......... × × × × × × .........

**હે** પ્રભુ! હે દાતા!! તારા અખૂટ ભંડારમાંથી એકાદ-બે એવા ભાવ મને પણ શુ ન આપે? અરે! આપશે તો તારૂં શુ ઘટી જવાનુ હતું? તારા અખૂટ ભંડારમાં શેની ખોટ આવવાની હતી?? અરે! બલ્કે તારા 'દાતા'નામની શોભા!!!...............

**તું દરીઆ હમ ચીરીઆં, ચાંચ ભર જો પીવે:**
**તુજમેં રતી ન ઘટે, (ઔર) હમ ગરીબ જીવે!!.**

× × × × × ×

## (॥ હું છું તારો દાસ, મુજને પ્રભુ ! વિસાર માં ! ! ॥)

* सत्यपि भेदापगमे नाथ तवाहं न मामकीनस्त्वम् ।
सामुद्रो हि तरंगः क्वचन समुद्रो न तारंगः ॥

---

હે નાથ !

" नयनं गलदश्रुधारया वदनं गद्‌गदरुद्धया गिरा ।
पुलकैर्निचितं वपुः कदा तव नामग्रहणे भविष्यति ॥ "

= " તારૂં નામ લેતાં, [ મારાં ] નયન વહેતી અશ્રુ-ધારાથી, વદન ગદ્‌ગદ-રૂંધેલ ગિરાથી, [ અને ] વપુ પુલકોથી નિચિત ( વ્યાપ્ત અર્થાત્ ભરપૂર યાતો સ્તબ્ધ ) ક્યારે થશે ? " ॥ ૐ ॥ – હે કૃષ્ણ !... × × ...

---

* અર્થ :—[ " वस्तुतस्तु त्वमेवाहमिति मे निश्चिता मतिः " = " વસ્તુતઃ ( વાસ્તવમાં ) તો ' તમે જ હું છુ ', – એવી મ્હારી નિશ્ચિતા મતિ ( એટલે કે સંશય–વિપર્યયાદિરહિત દૃઢનિશ્ચયાત્મિકા બુદ્ધિ ) છે " એ શ્રીમારુતિરાય હનુમાનજીના વચન અનુરૂપ જ ભાષ્યકાર ભગવાન્ **શ્રીશં**કરાચાર્ય 'ષટ્‌પદી'સ્તોત્રમાં કહે છે કે :— ] ભેદ દૂર થયે પણ ( અર્થાત્ જોકે ત્હારી અને મ્હારી વચ્ચેનો ભેદ – ભેદભાવ સમ્યક્ દૂર થઈ ગયો છે, તોપણ – તેમ છતાં પણ ) હે નાથ ! ' હું ત્હારો ', નહિ કે ' તું મ્હારો ' : [ કારણ કે, સમુદ્ર ને તરંગ વચ્ચે વાસ્તવિક કાંઇપણ ભેદ ન હોવા છતાં પણ બોલાય છે તો એમ જ કે, ] ' સમુદ્રનો જ તરંગ ', નહિ કે કદી પણ – ક્યાંય પણ ' તરંગનો સમુદ્ર ' [ એવું કહી શકાય છે – એવું બોલવામાં આવે છે ]. [ પવનપુત્ર શ્રીહનુમાનજીએ એટલા માટે જ સાથે-સાથે એવું પણ કહેલુ કે, " હે પ્રભુ ! હે ભગવાન્ ! ! હે રામ ! ! ! જોકે વસ્તુતઃ – પરમાર્થતઃ તો '**त्वमेवाहम्**' = 'તમે જ હું", – એ વાત – એવો અભેદભાવ નક્કી જ છે – નિઃસંદેહ જ છે અને મ્હારી બુદ્ધિમાં પણ એ આરૂઢ છે, તોપણ હે નાથ ! '**देहदृष्ट्या तु दासोऽहं जीवबुद्ध्या त्वदंशकः**' = 'દેહદૃષ્ટિએ કરીને તો હું દાસ છું તેમજ જીવબુદ્ધિએ કરીને તમારો અંશ છું'. ॥ ૐ ॥ એજ પ્રમાણે, હે સ્વામિન્ ! હું પણ બસ, '**त्वमेवास्मि**' = 'તું જ છું' – '**ब्रह्मैवास्मि**' = 'બ્રહ્મ જ છું', – એવું ખચિત જ – નિઃસંશયજ પરમાર્થમાં હોવા છતાંય, '**तव दासोऽस्मि**' = 'ત્હારો દાસ છું' તેમજ '**तवैवास्मि**' = 'ત્હારો જ છું'...... ॥ ૐ ॥ ]

[ માટે હે નાથ ! .. ........ ]

* नान्यं वदामि न शृणोमि न चिन्तयामि,
नान्यं स्मरामि न भजामि न चाश्रयामि ।
भक्त्या त्वदीयचरणाम्बुजमन्तरेण
श्रीश्रीनिवास पुरुषोत्तम देहि दास्यम् ॥

* अपराधसहस्राणि क्रियन्तेऽहर्निशं मया ।
दासोऽहमिति मां मत्वा क्षम्यतां परमेश्वर ॥

त्रिभुवनकर्ता रामजी !, दास तुम्हार कहाई:
तुम्हें छांडि दूलन कहो,—केहिको याचन जाई (?).

હે ઠાકુર ! હોં દાસરો, મૈં નિર્ગુણ ગુણ નહિ કોય :
'નાનક' દીજે નામ-દાન, રાખોં હિયે પરોય.'
તુમ્હરી ભક્તિ ન છોડહૂં, તન-મન-સિર કયોં ન જાવ :
તુમ સાહિબ મૈં દાસ હૂં, ભલો બનો હૈ દાવ.
પીયા-રંગ રાતી રહોં, જગસે રહાં ઉદાસ :
પીયા ચહો કે મત ચહો, મૈં તો તેરી દાસ.

—— × × ॐ × × ——

( રાગ સોરઠ - તાલ ઘુમાળી યા ત્રિતાલ.
—"ભજન બનત નાહીં મનુવા સૈલાનીયા",—એ લય. )

મૈં તો તેરા દાસ પ્રભુજી ! મુઝે ન બિસારના :
મુઝે ન બિસારના (રે !), મુઝે ન બિસારના.—મૈં તો૦ (ટેક.)
જપ-તપ-દાન નાહીં, તીરથ-સનાન નાહીં;
વેદ-ગ્રન્થ-જ્ઞાન નાહીં, નહીં યોગ-ધારણા.—મૈં તો૦ ૧.

* અર્થ :— ભક્તિથી ત્હારા [ એક ] ચરણકમળ સિવાય અન્ય [ કાંઇપણ ] [ હું ] બોલતો નથી, સાભળતો નથી, ચિન્તવતો નથી, અન્ય [ કંઇ પણ ] સ્મરતો નથી, ભજતો નથી, તેમ આશ્રયણ કરતો નથી ( અવલંબતો નથી ): હે શ્રીશ્રીનિવાસ (હે શ્રીલક્ષ્મીનિવાસ - હે શ્રીલક્ષ્મીના આધાર )! હે પુરુષોત્તમ !! [મ્હને ત્હારૂં] દાસ્ય ( દાસત્વ ) આપ !!!.

* અર્થ :— દિન-રાત હજારો અપરાધ મારાથી કરાય છે ( થયા જાય છે) : હે પરમેશ્વર ! હું દાસ છું એમ માનીને ક્ષમા કરો !!!.

દીનનકે નાથ-સ્વામી, પરમ પ્રકાશ-ધામી,
ચરાચર વિશ્વગામી, સબ સુખકારણા—મૈં તો૦ ૨
શરણ પડા હું તેરી, પૂરો અબ આશ મેરી,
કીજિયે ન નાથ! દેરી, સુનિયે પુકારણા—મૈં તો૦ ૩
તેરે ગુણ-ગીત ગાવું, ચરણન શીશ નાવું,
'બ્રહ્માનન્દ'-રૂપ ધ્યાવું, ભવદુ:ખ ટારણા—મૈં તો૦ ૪

* मज्जन्मन फलमिदं मधुकैटभारे,
मत्प्रार्थनीयमदनुग्रह एष एव ।
त्वद्भृत्यभृत्यपरिचारकभृत्यभृत्य -
भृत्यस्य भृत्य इति मां स्मर लोकनाथ ॥ १ ॥
तप्तं तपो न हि कदापि मयेह किंचित्,
पूजा कृता न हि कदापि मया त्वदीया ।
स्नातं मया न हि कदापि पवित्रतीर्थे,
दत्तं मया न हि कदापि धनं सुपात्रे ॥ २ ॥
यज्ञो न मेऽस्ति न च वेदपुराणभानम्,
ज्ञाप्य त्वदीयमपि मे न जपेद्रसज्ञा ।
प्राणान्निरुद्धय विधिना न कृतो हि योगो,
नैवास्ति साधनलवो मयि नाथ इत्थम् ॥ ३ ॥

* શ્લોકોના અર્થ:—

હે મધુ-કૈટભના અરિ! મ્હારા જન્મનું ફળ એ [છે], મુજ પ્રાર્થનીય (પ્રાર્થવા યોગ્ય) મ્હારા પર અનુગ્રહ એજ [છે, કે,] ત્હમારા ભૃત્ય (સેવક – દાસ)નો જે ભૃત્ય, તેનો પરિચારક (પરિચર્યા કહેતા સેવા કરનાર) ભૃત્ય, તેનો વળી ભૃત્ય, પુન: તેનાય ભૃત્યનો ભૃત્ય, – એવા મ્હને હે લોકનાથ! સ્મર (એટલે કે સ્મરજો યાને યાદીમાં ગણજો) ॥ ૧ ॥

આ સંસારમાં [આવીને – જન્મીને] (અથવા તો આ વર્તમાન શરીરમાં – આ જીંદગીમાં) મેં કાંઇ પણ તપ (મનનું, વાણીનું કે શરીરનું એકે પ્રકારનું તપ) કદી પણ ન જ આદર્યું, તમારી પૂજા મેં કદી પણ ન જ કીધી, પવિત્ર તીર્થોમાં મેં ક્યારેય પણ સ્નાન ન જ કર્યું, કોઇ પણ વખત સુપાત્રને મેં ધન દીધું જ નથી. મ્હને નથી યજ્ઞ કે નથી વેદ-પુરાણનું ભાન (જ્ઞાન), મ્હારી **रसज्ञा**=રસને

गोविन्द माधव हरे कमलेश ईश,
दासोऽस्मि ते कुरु कृपां शरणागतोऽहम् ।
नान्या गतिर्मम कथंचन त्वां विहाय,
तस्मात्प्रभो मम गति कृपया विधेया ॥ ४ ॥

× × × ॐ × × ×

दीनबन्धो दयालो हे अनाथनाथ हे प्रभो ।
अधमोद्धार हे कृष्ण मां कदापि न विस्मर ॥ ५ ॥
अधमोऽपि प्रपन्नोऽस्मि दासोऽहं च तवैव च ।
तस्मात्कारुण्यभावेन पाहि मां परमेश्वर ॥ ६ ॥

× × × ॐ × × ×

विवेकधैर्यभक्त्यादिरहितस्य विशेषतः ।
पापासक्तस्य दीनस्य कृष्ण एव गतिर्मम ॥ ७ ॥
सर्वसाधनशून्यस्य साधनं कृष्ण एव तु ।
तस्मात्सर्वात्मना नित्यं श्रीकृष्णः शरणं मम ॥ ८ ॥

---

જાણુનારી (અનુભવનારી) જિહ્વા પણ તમારો (તમારા મંત્રનો – તમારા નામનો) જપ જપતી નથી; પ્રાણોને નિરુદ્ધ કરી વિધિથી (વિધિપૂર્વક) યોગ ન કર્યો (– ન સાધ્યો), – આ પ્રમાણે હે નાથ! મ્હારાના સાધનનો લવ (લેશ યાને છાંટોય) છે જ નહિ. ॥ ૨–૩ ॥

હે ગોવિન્દ! હે માધવ! હે હરિ! હે કમળાપતિ! હે ઈશ (સર્વસમર્થ)! હું તમારો દાસ છું, શરણાગત [છું], કૃપા કરો: તમને છોડીને (એટલે કે તમારા સિવાય) મારી કંઇ પણ બીજી ગતિ નથી, માટે હે પ્રભુ! કૃપા કરીને મારી ગતિ વિધાન કરો (અર્થાત્ મને સુગતિ આપો). ॥ ૪ ॥

× × × ॐ × × ×

હે દીનબંધુ! હે દયાળુ! હે અનાથનાથ! હે પ્રભુ! હે અધમનો ઉદ્ધાર કરનાર કૃષ્ણ! મને કદી પણ વિસરો નહિ. ॥ ૫ ॥

અધમ છતાં હું શરણાગત છું ને દાસ [છું] તથા તમારો જ [છું], માટે હે પરમેશ્વર! કારુણ્યભાવથી મને પાળો (રક્ષો). ॥ ૬ ॥

× × × ॐ × × ×

વિશેષે કરીને વિવેક-ધૈર્ય-ભક્તિ આદિથી રહિત, પાપાસક્ત, દીન [એવો જે હું,] તેની ગતિ [એક] કૃષ્ણ જ [છે]. ॥ ૭ ॥

સર્વસાધનશૂન્યનું સાધન (અવલંબન) તો [એક] કૃષ્ણ જ

सर्वथा गुणशून्योऽस्मि सर्वदोषालयोऽस्मि च ।
तथापि तव दासोऽस्मि कृष्ण मां परिपालय ॥ ९ ॥

× × × ॐ × × ×

अहं हरे तव पादैकमूलदासानुदासो भवितास्मि भूयः ।
मनः स्मरेतासुपतेर्गुणांस्ते गृणीत वाक्कर्म करोतु कायः ॥१०॥

वाणी गुणानुकथने श्रवणौ कथायां,
हस्तौ च कर्मसु मनस्तव पादयोर्नः ।
स्मृत्यां शिरस्तव निवासजगत्प्रणामे,
दृष्टिः सतां दर्शनेऽस्तु भवत्तनूनाम् ॥ ११ ॥

[છે], માટે સર્વાત્મના (એટલે કે મન-વચ-કર્મ થકી યાને સમ્યક્ તથા) નિત્ય (હમેશાં) શ્રીકૃષ્ણ [જ] મારૂ [એક] શરણ (આશ્રય - રક્ષક) [છે]. ॥ ૮ ॥

[ હું ] સર્વથા ગુણશૂન્ય છુ તેમજ સર્વ દોષના આલય (મંદિર) રૂપ છું, તથાપિ ( એવો છુ તો પણ ) તમારો દાસ છુ, [ માટે ] હે કૃષ્ણ ! મને પરિપાળો. ॥ ૯ ॥

× × × ॐ × × ×

હે હરે ( દુઃખહર્તા હરિ ) ! [તમારા] પાદ (ચરણકમળ) [જ] છે એક મૂળ (આશ્રય - અવલંબન) જેને એવા તમારા જે દાસ, તે દાસનો [પણ] દાસ હું ફરી (યાને ફરી-ફરી - પુન -પુન ) થાઉં છુ [મારૂ] મન પ્રાણપતિ-તમારા ગુણોને સ્મરો (ચિન્તવન કરો), વાણી [પ્રાણપતિ-તુજ ગુણોને] ગ્રો (ગ્રહણ - ગાન કરો), [ અને ] શરીર કર્મ (સેવા - પ્રાણપતિ-તુજ ભગવાનની સેવા) કરો. ॥ ૧૦ ॥

અમારી વાણી ગુણાનુકથનમા (યાને તમારા ગુણ વર્ણવવામા), [અમારા] કાન (બે કાન) કથામા (યાને તમારી કથા સાભળવામા), [અમારા] હાથ (બે હાથ) કર્મોમા ( યાને તમારી સેવા કરવામા ), [અમારૂ] મન તમારા પાદો (બે પાદપદ્મ)ની સ્મૃતિ (ધ્યાન - સ્મરણ)-મા (યાને તમારા ચરણકમળનુ સ્મરણ - ધ્યાન કરવામા), [અમારૂ] મસ્તક તમારા નિવાસરૂપ જગતના પ્રણામમા (યાને તમારા નિવાસ-રૂપ જગતને પ્રણામ કરવામા), અને [અમારી] દૃષ્ટિ તમારા અંગ રૂપ સત્પુરુષોના દર્શનમા ( યાને દર્શન કરવામા ) હો ( - તત્પર રહો ). ॥ ૧૧ ॥

## (॥ અન્તિમ પ્રાર્થના ॥)

* नाथ योनिसहस्रेषु येषु येषु व्रजाम्यहम् ।
तेषु तेष्वचला भक्तिरच्युतास्तु सदा त्वयि ॥ १ ॥
या प्रीतिरविवेकानां विषयेष्वनपायिनी ।
त्वामनुस्मरत सा मे हृदयान्मापसर्पतु ॥ २ ॥
स्वकर्मफलनिर्दिष्टां यां यां योनिं व्रजाम्यहम् ।
तस्यां तस्यां हृषीकेश त्वयि भक्तिर्दृढाऽस्तु मे ॥ ३ ॥
कीटेषु पक्षिषु मृगेषु सरीसृपेषु,
रक्ष पिशाचमनुजेष्वपि यत्र यत्र ।
जातस्य मे भवतु केशव त्वत्प्रसादात्
त्वय्येव भक्तिरचलाऽव्यभिचारिणी च ॥ ४ ॥
× × × × × ×

---

* શ્લોકોના અર્થ :—

નાથ ! યોનિ હજારોમાં, – જે-જેમાં ભટકયા કરું;
તે-તેમાં અચળા ભક્તિ, – અચ્યુતા ! હો સદા તુંમાં !. ॥ ૧ ॥
મૂઢોને વિષયો માંહે, – યથા પ્રીતિ અચચલા;
ત્હેને નિત્ય સ્મરંતા મુજ , – ઉરથી એ ન નિઃસરો !!. ॥૨॥
સ્વકર્મફલનિર્દિષ્ટે, – જે-જે યોનિ વિષે જઉં ;
તે-તેમાં હે હૃષીકેશ ! દૃઢા ભક્તિ તુંમાં જ હો !. ॥ ૩ ॥
કીટો-પતંગ-મૃગ-પક્ષિ-સરીસૃપોમા,
ભૂતો-પિશાચ-મનુ-રાક્ષસ યોનિઓમા,
જન્મેલ હો જહીં-કહીં સુણ કેશવા રે !
તુંમાંજ ભક્તિ અચલા રહો ત્વત્કૃપાએ !.
સંસારરૂપ ઘટમાળ મહીં ભલે હું,
ચોરાશિની દુખભરી સ્થિતિ પ્રાપ્ત થાનો,
રે'જો અખંડ તુજમાંજ સદાય ભક્તિ,
હોજો સદા મમ ઉરે કરુણાળ દૃષ્ટિ !!.
હે કેશવા ! કરુ કૃપા તુજ ભક્તિ આપો,
જન્મો ભલે વપુ તણા અગણિત થાઓ;
જન્મો તણા દુખ ઘણા અમને ન વ્યાપો,
ભક્તિ તણા રસ મહીં બસ જો ડુબાવો !!. ॥ ૪ ॥
× × × × × × ×

બાર-બાર બર માઁગહુઁ, હર્ષિ દેહુ શ્રીરંગ !;
પદસરોજ અનપાયિની ભક્તિ સદા સત્સંગ.
પરમાનન્દ કૃપાયતન, મનપરિપૂરણકામ;
પ્રેમ-ભક્તિ અનપાયિની દેહુ હમહિં શ્રીરામ !.
નાથ ! એક બર માઁગા, રામ ! કૃપા કરિ દેહુ;
જન્મ-જન્મ પ્રભુપદકમલ કબહુઁ ઘટૈ જનિ નેહુ.

× × × × × × ×

( અભંગ )

[1]હેચિ દાન [2]દેગા [3]દેવા !, [4]તુઝા [5]વિસર ન [6]વ્હાવા (૨) ૧.
ગુણ [7]ગાઇન [8]આવડી, હેચિ [9]માઝી સર્વ [10]જોડી (૨) ૨.
[11]નલગે મુક્તિ-ધન-સંપદા, સતસંગ દેઈ સદા (૨). ૩.
તુકા [12]મ્હણે [13]ગર્ભવાસીં, -[14]સુખે [15]ઘાલાવે [16]આમ્હાસી (૨) ૪.

(ધૂન)—વિઠ્ઠલા વિઠ્ઠલા : વિઠ્ઠલા માય-બાપા,—
વિઠ્ઠલા માય-બાપા............ × .........

{ સર્વ એકસાથે – / એકશ્વાસભેર – / એક જરવરમા. – } { વિઠ્ઠલા...વિઠ્ઠલા વિઠ્ઠલા વિઠ્ઠલા... / વિઠ્ઠલ.. વિઠ્ઠલ . વિઠ્ઠલ . વિઠ્ઠલ...... / ..........ઠ્ઠલ—ઠ્ઠલ—ઠ્ઠલ – ઠ્ઠલ...... }

......... × × × × × .........

॥ પુંડલીક-વરદે - હરિ વિઠ્ઠલ ॥
॥ સીતાકાંત-સ્મરણ - જય જય રામ ॥
॥ પાર્વતીપતે - હર હર મહાદેવ ॥
॥ જય જય રઘુવીર - સમર્થ ॥

## ( ॥ અન્તસમયની પ્રાર્થના ॥ )

१ कृष्ण त्वदीयपदपङ्कजपंजरान्त-
मद्यैव मे विशतु मानसराजहंसः ।

प्राणप्रयाणसमये कफवातपित्ते
कण्ठावरोधनविधौ स्मरणं कुतस्ते ॥

× × × × × × ×

( ભીમપલાસનો સ્વર - ગજલ-કવાલી. )

ઇતના તો કરના સ્વામી, જબ પ્રાણ તનસે નિકસે;
'ગોવિન્દ'નામ કહ કર,—મેરે પ્રાણ તનસે નિકસે. —ઇતના૦ (ટેક)

શ્રીગંગાજીકા તટ હો, યા યમુનાજીકા બટ હો,
મેરા સાંવરા નિકટ હો, ફિર પ્રાણ તનસે નિકસે. —ઇતના૦ ૧.

શ્રીવૃન્દાવનકા સ્થલ હો, મેરે મુખમે તુલસીદલ હો,
વિષ્ણુ-ચરણકા જલ હો, ફિર પ્રાણ તનસે નિકસે.—ઇતના૦ ૨.

સન્મુખ સાંવરા ખડા હો, બંસીકા સ્વર ભરા હો;
તિરછી ચરણ ધરા હો, ફિર પ્રાણ તનસે નિકસે. —ઇતના૦ ૩.

સિર મોરકા મુકુટ હો, મુખપે કાલી લટ હો;
યહી ધ્યાન મેરે ઘટ હો, ફિર પ્રાણ તનસેં નિકસે. —ઇતના૦ ૪.

ઉસ વખ્ત જલ્દી આના, નહિ ડોલકો ભૂલ જાના;
મુરલીકી ધુન સુનાના, ફિર પ્રાણ તનમેં નિકસે —ઇતના૦ ૫.

મેરા પ્રાણ નિકસે સુખમેં, તેરા નામ નિકસે મુખસે,
બચ જાઉં ઘોર દુઃખમેં, ફિર પ્રાણ તનસે નિકસે. —ઇતના૦ ૬.

જબ કંઠ પ્રાણ આવે, કોઈ રોગ ન સતાવે;
તુ દર્શન દિખાવે, ફિર પ્રાણ તનસેં નિકસે. —ઇતના૦ ૭.

યહ નેકસી અરજ હૈ, માનો તો ક્યા હરજ હૈ;
કુછ તેરી ભી ફરજ હૈ, ફિર પ્રાણ તનસે નિકસે. —ઇતના૦ ૮.

---

ચરણકમળરૂપી પાંજરાની અંદર પ્રવિષ્ટ થાઓ ( પૂરાઇ જાઓ ), કારણ કે ] પ્રાણના પ્રયાણકાળમા ( પ્રાણ-નિકળવાને સમયે ) કફ-વાત-પિત્તથી કંઠરૂંધનઅવસ્થામાં ( અર્થાત્ પ્રાણ નિકળતી વખતે કફ-વાત-પિત્તે કરીને કંઠ રૂંધાઇ જાય, ત્યારે ) તારૂં સ્મરણ ક્યાથી [ થઇ શકશે ]?

આ શ્લોકનો પાઠ 'कृष्ण त्वदीयपदपङ्कजपंजरान्ते अद्यैव ......' એવો પણ છે. અર્થમા કંઇ ફેર નથી.

(રાગ સોરઠ — ત્રિતાલ)

મુજને અંતસમે મા–બાપ પ્રભુજી ! પાળજો રે, મુને સંભાળજો રે (ટેક)
મરણ–દુ:ખ મોટુ મુજ માથે, ઉગારજો આવીને જાતે,
પડયો પથારી, નટવર નંદલાલ ! જો રે, મુને સંભાળજો રે –મુજને૦૧.
જબરા જમના દૂતો આવે, પકડી–જકડી ખૂબ સતાવે,
કેમ સેંવારો ? શ્રીહરિ ! કર મુજ ઝાલજોરે, મુને સંભાળજોરે –મુજને૦૨
બ્હીક નથી મરવાની મુજને, વિઠ્ઠલવર ! વિનંતિ છે તુજને
મરણ થતાં અવિચળ પદવી પ્રભુ ! આપજોરે, મુને સંભાળજોરે –મુજને૦૩
હવે કશાનું કામ ન મ્હારે, શરણ પડયો છું પ્રભુ ! તમારે,
શું કહું ? વ્હાલા ! જેમ ઘટે તેમ ચાલજો રે, મુને સંભાળજોરે –મુજને૦૪
શરણાગત શિરતાજ રમાપતિ ! કરુણાસાગર ! કરજો મુજ ગતિ,
રહ્યા દિવસ, બસ ભજતાં ગોવિંદ ગાળજોરે, મુને સંભાળજો રે –મુજને૦૫
અંતસમે અવિનાશી ! આવો, બાળકને ઓ બાપ ! બચાવો
દામોદર દોડીને દુખડાં ટાળજો રે, મુને સંભાળજો રે —મુજને૦૬
અંતઘડીના આપજ બેલી, આ અરજી મ્હારી છે છેલ્લી,
**દીનાનાથ** પ્રભુ ! ચરણ–શરણમાં રાખજોરે, મુને સંભાળજોરે –મુજને૦૭

**(અભંગ રાગ બડહંસ તાલ ઘુમાળી)**

તૂ [1]માઝી [2]માઉલી, [3]મી [4]તુઝા [5]તાન્હા ।
[6]પાજી [7]પ્રેમપાન્હા પાંડુરંગે ॥ ૧ ॥

તૂ [1]માઝી [8]ગાઉલી, [3]મી [4]તુઝે [9]વાસરૂ, ।
નકો [7]પાન્હા ચોરૂ પાંડુરંગે ॥ ૨ ॥

તૂ [1]માઝી હરિણી, [3]મી [5]તુઝે [10]પાડસ, ।
તોડી ભવપાશ પાંડુરંગે ॥ ૩ ॥

તૂ [1]માઝી પક્ષિણી, [3]મી [4]તુઝે અંડજ, ।
[11]ચારા [12]ઘાલી મજ પાંડુરંગે ॥ ૪ ॥

**નામા** [13]મ્હણે [14]હોશી ભક્તિચ્યા વલ્લભ, ।
[15]માગે–પુઢે ઉભા [16]સાંભાળિશી ॥ ૫ ॥

---

૧ મારી ૨ માઉલી ૩ હું ૪ તારો ૫ બાળક ૬ પીવડાવો ૭પ્રેમ–રસ–ધારા, (ધાવણ) ૮ ગાય ૯ વાછરડું ૧૦ હરિણીનું બચ્ચું ૧૧ ચારો ૧૨ આપ ૧૩ કહે ૧૪ તુ છે ૧૫ આગળ–પાછળ ૧૬ સંભાળ લેતો.

(ધૂન) — વિઠ્ઠલા વિઠ્ઠલા, — માય-બાપ હરિ (૨):
મા-બાપ હરિ, માય-બાપ હરિ.... .. ×××.....વિઠ્ઠલા
..વિઠ્ઠલા વિઠલા વિઠલ ..વિઠ્ઠલ વિઠલ.. ઠલ...ઠલ...ઠલ—ઠલ
—ઠલ ..
. .. .. ..× ×× × . ........

॥ પુંડલીક વરદે — હરિ વિઠ્ઠલ ॥
॥ સીતાકાંતસ્મરણ — જય જય રામ ॥
॥ પાર્વતીપતે — હર હર મહાદેવ ॥
॥ જય જય રઘુવીર — સમર્થ ॥
॥ गुरु औ. ....प.. ... ॥



॥ થાળ. ॥

(ગરબી – તાલ દીપચંદી.)

આવો આવોને દીનદયાળ! દુખડા હરવાને,
મે પ્રેમે પીરસ્યો થાળ, ભોજન કરવાને
તમે જગત-તણા ના નાથ, હેત ધરી આવો,
હું દુર્બળ જોડું હાથ, મુજ મન એ લ્હાવો.
તમે ભક્ત તણી નભાળ, લીયો હું જાણું રે,
છો ભક્ત તણા પ્રતિપાળ, હું શું વખાણું રે
તમે શબરીના બોર, હરિ! હેતે લીધા,
ઋષિઓના ઉત્તમ અન્ન,—અંગીકૃત નહિ કીધા
સુદામા તણા તાંદુલ, અમૃત સમ ગણીયા,
તેને રિધિ-સિધિ દીધી અનેક, કંચને ઘર ચણીયા.
પ્રભુ! વિદુરજીને ઘેર,—જમી આવ્યા ભાજી,
દુર્યોધનના મિષ્ટાન, હરિ દીધા ત્યાજી
વળી કરમાબાઈનો ખીચ, જાણે તમે જમીયા,
મગન પર નહિ ચિત્ત, નિજ જન મન ગમીયા.
એવા જોઈ નાતિ દષ્ટાંત, મુજ મન ગમ્યું છું,
હું દુર્બળ કઈ અન્ન,—લીલો એ પાયું છું
હવે તો મરામ છે રે પ્રમાણ, નહિ પડે ભારી,
પૂરો નિજ જન કેરી આશ, સુણી વિનતિ મારી

જળ-પાત્ર ધર્યું છે પાસ, પાન કરો પ્રીતે;
વળી તામ્બુલનો મુખવાસ,-એળો જગ-રીતે.
પ્રભુ ! પ્રીતે કરૂં સાષ્ટાંગ, મન માની લેજો;
નરસિંહ જાણી નિજ અંગ, દાન દયા દેજો. આવો૦

# ॥ નિત્યની ગવાતી આરતિ ॥

## ( ॥ આરતિ શ્રીહરિ-ગુરુ-સન્તની ॥ )

( કેદારનો સ્વર તથા ત્રિતાલ અગર ધુમાળીનો ઠેકો. )

આનન્દ મંગળ કરૂં આરતિ, હરિ-ગુરુ-સન્તની સેવા :
પ્રેમ કરી મન્દિર પધરાવું, સુન્દિર સુખડાં લેવા.—આનન્દ૦ (ટેક).
ત્રિભુવન-પાવન ભક્ત-ઉધારણ,-મૂરત અકળ અભેવા.
શિવ-સનકાદિક-સુરપતિ-બ્રહ્મા,-ઇચ્છે પદરજ લેવા.— આનન્દ૦ ૧.
રત્નકુંભવત બાહ્યર-ભીતર, - અકળ-અરૂપી એવા :
સકળ તીરથ સન્તોને ચરણે,-ગંગા-યમુના-રેવા. — આનન્દ૦ ૨.
ધ્રુવ-અંબરીષ-પ્રહલાદ-વિભીષણ, - અનન્ત ભક્ત છે એવા.
કહે 'પ્રીતમ' ઓળખો એંધાણી, - હરિજન હરિના જેવા -આનન્દ૦ ૩.

---

## ( ॥ ધ્યાન-સ્તુતિ-વન્દન-પુષ્પાંજલિ-પ્રદાન વગેરે ॥ )

### ( ॥ ધ્યાન સહ શિવ-શક્તિને વન્દન ॥ )

कर्पूरगौरं करुणावतारं संसारसारं भुजगेन्द्रहारम् ।
सदा वसन्तं हृदयारविन्दे भवं भवानीसहितं नमामि ॥
मंगलं भगवान् विष्णुर्मंगलं गरुडध्वजः ।
मंगलं पुण्डरीकाक्षो मंगलायतनो हरिः ॥
सर्वमंगलमांगल्ये शिवे सर्वार्थसाधिके ।
शरण्ये त्र्यम्बके गौरि नारायणि नमोऽस्तु ते ॥

---

### ( ॥ પુષ્પાંજલિ-પ્રદાન-મંત્ર ॥ )

हरिः ॐ । यज्ञेन यज्ञमयजन्त देवास्तानि धर्माणि
प्रथमान्यासन । ते ह नाकं महिमानः सचन्त
यत्र पूर्वे साध्याः सन्ति देवाः ॥

ॐ राजाधिराजाय प्रसह्यसाहिने । नमो वयं वै श्रवणाय कुर्महे । स मे कामान्कामकामाय मह्यं । कामेश्वरो वै श्रवणो ददातु । कुबेराय वै श्रवणाय महाराजाय नमः ॥

ॐ स्वस्ति । साम्राज्यं । भौज्यं । स्वाराज्यं । वैराज्यं ।
पारमेष्ठ्यं राज्यं । माहाराज्यमाधिपत्यमय ।
समन्तपर्यायी स्यात् । सार्वभौमः । सार्वायुषः ।
आन्तादापरार्धात् ॥ पृथिव्यैसमुद्रपर्यन्ताया एकराळिति ।
तदप्येष श्लोकोऽभिगीतो मरुतः । परिवेष्टारो मरुत्तस्यावसन्गृहे ।
आविक्षितस्य कामप्रेर्विश्वेदेवाः सभासद इति ॥

॥ॐ॥ पत्रं पुष्पं फलं तोयं यो मे भक्त्या प्रयच्छति ।
तदहं भक्त्युपहृतमश्नामि प्रयतात्मनः ॥
सर्वेषामि प्रतिज्ञा स्यात्तर्हि हे भक्तवत्सल ।
पुष्पाञ्जलिं प्रयच्छामि * गृहाण परमेश्वर ॥
॥ ॐ श्रीकृष्णार्पणमस्तु ॥ – ॥ ॐ तत्सद्ब्रह्मार्पणमस्तु ॥

---

## (॥ ધ્યાન સહ ભગવાન્‌ની સ્તુતિ ॥)

(રાગ હમીર અગર ભૈરવી – તાલ તેવરા.)

श्रीरामचन्द्र कृपालु भज मन हरण भवभय दारुणम् ।
नव कंज लोचन कंज मुख कर कंज पद कंजारुणम् ॥
कन्दर्प अगणित अमित छवि नव नील नीरद सुन्दरम् ।
पट पीत मानहुँ तडित रुचि शुचि नौमि जनकसुतावरम् ॥
शिर किरिट कुण्डल तिलक चारु उदार अंग विभूषणम् ।
आजानुभुज शर-चापधर संग्रामजित खर-दूषणम् ।
भज दीनबन्धु दिनेश दानवदलन दुष्टनिकन्दनम् ।
रघुनन्द आनन्दकन्द कौसलचन्द दशरथनन्दनम् ॥
इति वदति 'तुलसीदास' शंकर-शेष-मुनि मनरंजनम् ।
मम हृदयकंज निवास कुरु कामादि खलदल गंजनम् ॥

---

* અથવા તો ગૃહાણ એવો પાઠ રાખવો.

(हरि) श्यामघनतनु परमसुन्दर तडितवसन विराजहीं।
(अंग-) अंग भूषण सुरस शशि पूरणकला मन भ्राजही॥
कमलमुख-करकमल-लोचनकमल-मृदु पद सोहहीं।
कमलनाभि कमल सुन्दर निरखि सुर-मुनि मोहहीं॥
कीरनासा इन्द्रधनु भ्रू भँवरसे अलकावली।
अधरविद्रुम वज्रकन दाडिमकिधो दशनावली॥
खौरकेसर अति बिराजत तिलक मृदु मदको दियो।
कामरूप बिलोकि मोह्यो वास पदअम्बुज कियो॥

---

(॥ ધ્યાનસહ બ્રહ્મા-વિષ્ણુ-મહેશ અરે! સાક્ષાત્ પરબ્રહ્મ-સ્વરૂપ જ્ઞાનપ્રદાતા 'તત્ત્વમસિ' મહાવાક્યના ઉપદેશદ્વારા સ્વસ્વરૂપનો સાક્ષાત્કાર કરાવનાર શ્રીસદ્ગુરુદેવને વન્દન તથા ઈશની સ્તુતિ-પ્રાર્થના અને શરણગ્રહણ-ક્ષમાયાચના ઇત્યાદિ ॥)

(ॐ) ब्रह्मानन्दं परमसुखदं केवलं ज्ञानमूर्तिम्।
द्वंद्वातीतं गगनसदृशं तत्त्वमस्यादिलक्ष्यम्॥
एकं नित्यं विमलमचलं सर्वधीसाक्षिभूतम्।
भावातीतं त्रिगुणरहितं सद्गुरुं तं नमामि॥

(ॐ) गुरुर्ब्रह्मा गुरुर्विष्णुर्गुरुर्देवो महेश्वरः।
गुरुरेव परं ब्रह्म तस्मै श्रीगुरवे नमः॥

(ॐ) अज्ञानतिमिरान्धस्य ज्ञानाञ्जनशलाकया।
चक्षुरुन्मीलितं येन तस्मै श्रीगुरवे नमः॥

(ॐ) स्थावरं जंगमं व्याप्तं यत्किंचित्सचराचरम्।
त्वंपदं दर्शितं येन तस्मै श्रीगुरवे नमः॥

(ॐ) अखण्डमण्डलाकारं व्याप्तं येन चराचरम्।
तत्पदं दर्शितं येन तस्मै श्रीगुरवे नमः॥

(ॐ) चिन्मयं व्यापितं सर्वं त्रैलोक्यं सचराचरम्।
असित्वं दर्शितं येन तस्मै श्रीगुरवे नमः॥
ध्यानमूलं गुरोर्मूर्तिः पूजामूलं गुरोः पदम्।
मन्त्रमूलं गुरोर्वाक्यं मोक्षमूलं गुरोः कृपा॥
असितगिरिसमं स्यात्कज्जलं सिन्धुपात्रे
सुरतरुवरशाखा लेखनी पत्रमुर्वी।

लिखति यदि गृहीत्वा शारदा सर्वकालम्
तदपि तव गुणानामीश पारं न याति ॥
रोगा हरन्ति सततं प्रबला शरीरम्
कामादयोऽप्यनुदिनं प्रदहन्ति चित्तम् ।
मृत्युश्च नृत्यति सदा कलयन्दिनानि
तस्मात्त्वमद्य शरणं मम दीनबन्धो ॥
आयुर्नश्यति पश्यतां प्रतिदिनं याति क्षयं यौवनम्
प्रत्यायान्ति गता पुनर्न दिवसाः कालो जगद्भक्षकः ।
लक्ष्मीस्तोयतरंगभंगचपला विद्युच्चलं जीवितम्
तस्मान्मां शरणागतं शरणद त्वं रक्ष रक्षाधुना ॥
अन्यथा शरणं नास्ति त्वमेव शरणं मम ।
तस्मात्कारुण्यभावेन रक्ष रक्ष सुरेश्वर ॥
त्वदन्यः शरण्य प्रपन्नस्य नेति,
प्रसीद स्मरन्नेव हन्यास्तु दैन्यम् ।
न चेत्ते भवेद्भक्तवात्सल्यहानि-
स्ततो मे दयालो दयां सन्निधेहि ॥
अयं दानकालस्त्वहं दानपात्रं,
भवान्नाथ दाता त्वदन्यं न याचे ।
भवद्भक्तिमेव स्थिरां देहि मह्यं,
कृपाशील शंभो कृतार्थोऽस्मि तस्मात् ॥
त्वमेव माता च पिता त्वमेव, त्वमेव बन्धुश्च सखा त्वमेव ।
त्वमेव विद्या द्रविणं त्वमेव, त्वमेव सर्वं मम देवदेव ॥
कायेन वाचा मनसेन्द्रियैर्वा बुद्ध्यात्मना वा प्रकृते स्वभावात् ।
करोमि यद्यत् सकलं परस्मै नारायणायेति समर्पयामि ॥
करचरणकृतं वाक्कायजं कर्मजं वा,
श्रवणनयनजं वा मानसं वापराधम् ।
विहितमविहितं वा सर्वमेतत्क्षमस्व,
जय जय करुणाब्धे श्रीमहादेव शंभो ॥
आवाहनं न जानामि, न जानामि तवार्चनम् ।
पूजां चैव न जानामि, क्षम्यतां परमेश्वर ॥
विश्वेश्वराय नरकार्णवतारणाय,
कर्णामृताय शशिशेखरधारणाय ।

कर्पूरकान्तिधवलाय जटाधराय,
दारिद्र्यदुःखदहनाय नमः शिवाय ॥
(धून) – "ॐ नमः शिवाय."..........× × ×........
॥ ॐ हर हर महादेव ॥

( ॥ હવે નાટ્યનો આ છેલ્લો અંક પૂરો થયો ॥ )

( સોહિનીનો સ્વર. )

—( સાખી )—

બહુત ગઈ થોડી રહી, થોડીભી અબ જાય :
ગઠરી બાંધ તૈયાર રહે, મત રહે અલસાય !.
સાથી તેરે ચલ ગયે, માલિકકે દરબાર :
અબ તો કર લે તૈયારી,'પરમાનન્દ' નિરધાર ! !.

—( ચાલ )—

નાટ્યનો છેલ્લો આ અંક પૂરો થયો,
તૈયારીઓ હવે શીઘ્ર કીધા કરો !.
સંગમા આવેયો સંગીં ચાલ્યો ગયો,
તો પછી શીદ તું મોજ માની રહ્યો ! !.
સંગ તો તેજ કે ભગ આવે નહીં,
સંગમાં ભંગ તો સંગ શેનો કર્યો !.
સાંખ્યની સંખ્યામા અન્યો રમ્યા કરો',
છરકના તાનમા મસ્ત પાગલ બનો ! !.

अच्युतं केशवं राम-नारायणं, कृष्ण-दामोदरं वासुदेवं हरिम् ।
श्रीधरं माधवं गोपिकावल्लभं, जानकीनायकं रामचन्द्रं भजे ॥
अच्युतं शाश्वतं निष्प्रपंचात्मकं, निर्गुणं निष्कलं निर्मलं व्यापकम् ।
निष्क्रियं सच्चिदानन्दरूपोऽस्म्यहं, चाद्वयं केवलं शुद्धदेवं भजे ॥

॥ બોલ – શ્રીરામ-કૃષ્ણદેવકી જય ! ॥

## ( ॥ આપત્તિનિવારક મન્ત્ર ॥ )

ॐ भद्रं कर्णेभिः शृणुयाम देवाः । भद्रं पश्येमाक्षिभिर्यजत्राः ।
स्थिरैरङ्गैस्तुष्टुवांसस्तनूभिः । व्यशेम देवहितं यदायुः ॥
स्वस्ति न इन्द्रो वृद्धश्रवाः । स्वस्ति नः पूषा विश्ववेदाः ।
स्वस्ति नस्तार्क्ष्यो अरिष्टनेमिः । स्वस्ति नो बृ[illegible] ॥

ॐ शान्तिः शान्तिः शान्तिः

—— × × ॐ × × ——

# ॥ પાગલનું વિસર્જન ગાન ॥

( કવ્વાલ )

તું અહીંનો વતની નથી, વતન આ ત્હારૂં ન્હોય ;
અસલ વતન સંભારી લે', જ્યાંથી આવ્યો હોય.
બ્રહ્મ અંશ છે જીવ સૌ, જીવલોક મુકામ;
નાટક આ પૂરૂં થતાં, અંશ અંશીને ધામ.

ચાલો ચાલોને જઇએ સ્વધામમાં રે !
પૂરાં કીધાં કર્તવ્ય આ ધામનાં રે.—ચાલો૦ (ટેક.)
હમો દેશ-વિદેશનાં પંખીડાં છઇએ,
રોજે મળીને આવીને ભેળાં થઇએ;
ફરી ઉડીને જઇએ સ્વસ્થાનમાં રે.—ચાલો૦ ૧.
રૂપ-રંગ હમારા છે જૂદા-જૂદાં,
ન્હાનાં-મોટાં તોયે બધાં સાદાં-સીધાં;
એક પ્રીતિના દોરે બન્ધાણાં રે.—ચાલો૦ ૨.
ગુણ-દોષ પ્રકૃતિના છોડતાં જઇએ,
આત્મા તણા એકત્વને જોતાં થઇએ;
વિશ્વબન્ધુત્વ હમે સ્વીકારતાં રે.—ચાલો૦ ૩.
પ્રભુઇચ્છાએ-અજ્ઞાએ સાધન સીધ્યાં
પ્રભુકૃપાએ આનન્દ ખૂબ કીધાં;
વળી મળીશું કોઈ સંયોગમાં રે.—ચાલો૦ ૪.
ભગવન્ત ને ભક્તોના આભાર માનું,
ઉપકાર અન્યોના પણ હેતે ગણું;
સદા રાખજો સંબન્ધ હૈડામાં રે.—ચાલો૦ ૫.
હરિ-નામ-સુધા-રસ પીતા રે'જો !
પ્યાલી ભરી-ભરીને વળી પાતા રે'જો !!
ચકચૂર બની જજો ઘેનમાં રે !!!—ચાલો૦ ૬.
સુધ-બુધ દેહતણી ભૂલી જતાં,
આત્મરંગ રગે-રગ વ્યાપ્ત થતાં;
હાવે પાગલ તો ચાલ્યો ૐધામમાં રે.—ચાલો૦ ૭.
સર્વે જન ભેળાં થઈ- કરો 'જય-જય'કાર !;
ગગનભેદી ઘોષે કરો- 'ગુરુઃ ૐ' -પોકાર !!

[ 'ગુરુઃ ઓ......મ......' ]

ૐ શાન્તિઃ ! શાન્તિઃ !! શાન્તિઃ !!!




## ॥ ॐश्रीसद्गुरु-स्तुतिः ॥

॥ "ॐ नमः श्रीगुरवे दयासिन्धवे" ॥

॥ "गुरु-कृपा हि केवलम्" ॥

॥ "नैवास्ति चित्तविश्रान्ति श्रीगुरो करुणां विना" ॥

ऐक्यपरैः श्रुतिवाक्यैरात्मा शश्वत्प्रकाश्यमानोऽपि ।
देशिकदयाविहीनैरपरोक्षयितुं न शक्यते पुरुषैः ॥४१॥

शरणं न भवति जननी न पिता न सुता न सोदरा नान्ये ।
परमं शरणमिदं स्याच्चरणं मम मूर्ध्नि देशिकन्यस्तम् ॥१४६॥
आस्ते देशिकचरणं निरवधिरास्ते तदीक्षणे करुणा ।
आस्ते किमपि तदुक्तं किमतः परमस्ति जन्मसाफल्यम् ॥१४७॥

---

## ॐ અર્થઃ— ॥ શ્રીસદ્ગુરુ-સ્તુતિ ॥

॥ "ॐ નમઃ શ્રીગુરવે દયાસિન્ધવે" (દયાસિન્ધુ શ્રીગુરુને નમસ્કાર) ॥
॥ "ગુરુ-કૃપા હિ કેવલમ્" (બસ કેવળ શ્રીગુરુની એક કૃપાજ). ॥

॥ "ચિત્તની વિશ્રાન્તિ તો શ્રીસદ્ગુરુદેવની
કરુણા વિના નથી જ થતી." ॥

[ જીવ અને બ્રહ્મની ] એકતાતત્પર ( ઐક્યપરાયણ ) [એવા] શ્રુતિ-વાક્યોથી ( 'तत्त्वमसि', 'अहं ब्रह्मास्मि' આદિક વેદના મહાવાક્યોથી ) આત્મા સાક્ષાત્ પ્રકાશ્યમાન હોવા છતાંય શ્રીગુરની દયાથી રહિત [એવા] પુરુષો વડે અપરોક્ષ અનુભવ ( સાક્ષાત્કાર ) કરવાને શક્ય હોતુ નથી. ॥ ૪૧ ॥

મ્હારૂં શરણુ ન તો માતા, ન તો પિતા, ન તો પુત્ર-પુત્રી, ન તો ભાઇ-બ્હેન, [ તેમજ ] ન અન્ય [ કોઇ પણ ] છે : [ પરંતુ ] મ્હારા મસ્તક પર દેશિક ( શ્રીગુરુ)નુ મુકેલું ચરણુ [બસ] એ [જ] પરમ (શ્રેષ્ઠ) શરણુ છે. ॥ ૧૪૬ ॥

[ મ્હારા મસ્તકપર મુકેલું ] શ્રીગુરુનુ ચરણુ છે, તેમની દૃષ્ટિમ

कारुण्यसारसान्द्राः काङ्क्षितवरदानकल्पकविशेषाः ।
श्रीगुरुचरणकटाक्षाः शिशिराः शमयन्ति चित्तसंतापम् ॥१४८॥
[ इति श्रीमच्छंकराचार्य-'स्वात्मनिरूपणम्' श्लोक ४१,१४६-१४८. ]

दृष्टान्तो नैव दृष्टस्त्रिभुवनजठरे सद्गुरोर्ज्ञानदातुः
स्पर्शश्चेत्तत्र कल्प्यः स नयति यदहो स्वर्णतामश्मसारम् ।
न स्पर्शत्वं, तथापि श्रितचरणयुगे सद्गुरुः स्वीयशिष्ये
स्वीयं साम्यं विधत्ते भवति निरुपमस्तेन वाऽलौकिकोऽपि ॥१॥
यद्वच्छ्रीखण्डवृक्षप्रसृतपरिमलेनाभितोऽन्येऽपि वृक्षाः
शश्वत्सौगन्ध्यभाजोऽप्यतनुतनुभृतां तापमुन्मूलयन्ति ।
आचार्याल्लब्धबोधा अपि विधिवशतः सन्निधौ संस्थितानाम्
त्रेधा तापं च पापं सकरुणहृदया स्वोक्तिभिः क्षालयन्ति ॥२॥
[ इति श्रीमच्छंकराचार्य-'शतश्लोकी' – श्लो० १—२. ]

---

નિરવધિ (અસીમ) કરુણા છે ( અર્થાત્ મ્હારા પર શ્રીગુરુની અસીમ કૃપા-દૃષ્ટિ છે ); [ વળી ] તેમનું કથન ( ઉપદેશવાક્યો ) અવર્ણનીય છે: [ તો પછી ] આથી બીજું જન્મનું સાફલ્ય શું છે ? . ॥૧૪૭॥

દયાના સારથી ભરાયલા, કાંક્ષિત ( ઇચ્છેલા ) વરનું દાન કરવામાં કલ્પવૃક્ષ કરતાં પણ વિશેષ, [વળી] શીતલ [એવા] શ્રીગુરુચરણના કટાક્ષો ચિત્તના સંતાપને શાન્ત કરે છે. ॥ ૧૪૮ ॥

[ ઇતિ શ્રીમચ્છંકરાચાર્ય-'સ્વાત્મનિરૂપણ' – શ્લોક ૪૧, ૧૪૬-૧૪૮. ]

જ્ઞાનદાતા સદ્‌ગુરુનું દૃષ્ટાન્ત (ઉપમા) ત્રણે લોકના ઉદરમાં દૃષ્ટ જ નથી: ત્યાં સ્પર્શમણિ જો કલ્પવા યોગ્ય હોય (અર્થાત્ સ્પર્શમણિને જો દૃષ્ટાંત તરીકે કલ્પવામાં આવે), તો, અહો ! તે જો કે અશ્મસાર ( લોહપિંડ – લોઢા )ને સુવર્ણપણું આપે છે ( અર્થાત્ લોઢાને સોનું બનાવી દે છે ), તથાપિ સ્પર્શમણિપણું આપતો નથી: [જ્યારે] સદ્‌ગુરુ તો યુગલ ચરણના આશ્રિત [એવા] સ્વશિષ્યમાં (યાને પોતાના શિષ્યને) પોતાનું સમાનપણું ( યાને કે નિજરૂપ ) આપે છે; તેથી કરીને [સદ્‌ગુરુ] નિરુપમ (ઉપમારહિત) વા અલૌકિક પણ છે. ॥ ૧ ॥

જેમ શ્રીખંડવૃક્ષ (ચંદનવૃક્ષ)ની પ્રસરેલ (ફેલાયેલ) સુગન્ધથી સમીપવર્તી (આજુ-બાજુના) અન્ય વૃક્ષો પણ સાક્ષાત્ સુગન્ધિવાળાં [બને છે], તેમજ મનુષ્યોના તાપને દૂર કરે છે; તેમ આચાર્યથી

स्वामिन्नमस्ते नतलोकबन्धो कारुण्यसिन्धो पतितं भवाब्धौ ।
मामुद्धरात्मीयकटाक्षदृष्ट्या ऋज्व्यातिकारुण्यसुधाभिवृष्ट्या ॥३७॥
दुर्वारसंसारदवाग्नितप्तं दोधूयमानं दुरदृष्टवातैः ।
भीतं प्रपन्नं परिपाहि मृत्योः शरण्यमन्यद्यदहं न जाने ॥३८॥
[ इति श्रीमच्छंकराचार्य – 'विवेकचूडामणि' – श्लो० ३७–३८. ]

नमो नमस्ते गुरवे नित्यानन्दस्वरूपिणे ।
मुक्तसंगाय शान्ताय त्यक्ताहंताय ते नमः ॥ १ ॥
दयाधाम्ने नमो भूम्ने महिम्नः पारमस्य ते ।
नैवास्ति यत्कटाक्षेण ब्रह्मैवाभवमद्वयम् ॥ २ ॥
नित्यानन्दस्वरूपोऽहमात्माहं त्वदनुग्रहात् ।
पूर्णोऽहमनवद्योऽहं केवलोऽहं च सद्गुरो ॥ ३ ॥

---

(યાને ગુરુમુખથી) પ્રાપ્ત કર્યું છે જ્ઞાન જેઓએ એવા દયાર્દ્રહૃદયવાળા પુરુષો પણ ભાગ્યવશાત્ (દૈવયોગથી) પાસે રહેનારના ત્રણે તાપ અને પાપને પોતાના ઉપદેશોથી ક્ષાલે છે (દૂર કરે છે) ॥ ૨ ॥

[ ઇતિ શ્રીમત્શંકરાચાર્ય–'શતશ્લોકી' – શ્લોક ૧—૨]

હે નમેલા લોક (દીન જન)ના બંધુ ! હે કરુણાસિંધુ ! હે સ્વામિન્ ! આપને નમસ્કાર ! સંસારસમુદ્રમાં પડેલા મને આપની સરળ ને અતિશય દયાસુધાને વર્ષતી કટાક્ષદૃષ્ટિ વડે ઉદ્ધરો ॥૩૭॥

દુર્વાર (ન વારી શકાય એવા) સંસારરૂપી (અગર સંસારના) દવાગ્નિથી તપેલાને, દુર્ભાગ્યરૂપી વાયુથી આમ–તેમ ફેંકાતા–અથડાતાને, બીનેલાને, [તેમ] શરણાગતને મૃત્યુથી બચાવો. જેથી કે, શરણ (આશ્રય) લેવા લાયક અન્ય [કોઈ પણ] હું જાણતો નથી. ॥૩૮॥

[ ઇતિ શ્રીમત્શંકરાચાર્ય – 'વિવેકચૂડામણિ' – શ્લોક ૩૭-૩૮. ]

હે ગુરો ! તમને નમસ્કાર–નમસ્કાર ! નિત્યઆનન્દસ્વરૂપી – મુક્તસંગ (માયા–વિકાર આદિના સંગથી મુક્ત – રહિત) – શાન્ત – ત્યક્તઅહંતા (જેણે અહંતા ત્યજેલ છે) [એવા] તમને નમસ્કાર [હો] ૧

દયાના ધામ (સ્થાન)રૂપ–ભૂમા (વ્યાપક બ્રહ્મ)સ્વરૂપ [એવા હે ગુરો ! આપ]ને નમસ્કાર, આપના આ મહિમાનો પાર છેજ નહિં, – કે જે (આપ)ના કટાક્ષથી [હું] અદ્વય (અદ્વિતીય – અદ્વૈત) બ્રહ્મજ થયો છુ ૨

હે સદ્‌ગુરો ! તમારા અનુગ્રહથી હુ નિત્યઆનન્દસ્વરૂપ — ! આત્મા – હુ પૂર્ણ – હું દોષરહિત અને હું કેવલ (અદ્વૈત – એકજ) [છુ] .

धन्योऽहं कृतकृत्योऽहं विमुक्तोऽहं भवग्रहात् ।
नित्यानन्दस्वरूपोऽहं पूर्णोऽहं त्वदनुग्रहात् ॥ ४ ॥
त्वत्कटाक्षवरचान्द्रचन्द्रिकापातधूतभवतापजश्रम ।
प्राप्तवानहमखण्डवैभवानन्दमात्मपदमक्षयं क्षणात् ॥ ५ ॥
[ इति श्रीमच्छङ्कराचार्य – 'सर्ववेदान्तसिद्धान्तसारसंग्रह' ]

त्वत्प्रसादादहं देव कृतकृत्योऽस्मि सर्वतः ।
मायामृत्युभयात्पाशाद्विमुक्तोऽस्मि शिवोऽस्मि च ॥१॥
पुरस्तात्पार्श्वयो पृष्ठे नमस्तस्मादुपर्यध ।
सदा मच्चित्तरूपेण विधेहि भवदासनम् ॥ २ ॥
यदंघ्रिकमलद्वन्द्वं द्वन्द्वतापनिवारकम् ।
तारकं भवसिन्धौ च श्रीगुरुं प्रणमाम्यहम् ॥ ३ ॥

---

તમારા અનુગ્રહથી હું ધન્ય – હું કૃતકૃત્ય – ભવગ્રહથી (જન્મ-મરણાદિરૂપ સંસારબન્ધનથી) હું વિમુક્ત – હું નિત્યાનન્દસ્વરૂપ – હું પૂર્ણ [છું] ૪.

તમારા કટાક્ષરૂપ શ્રેષ્ઠ ચન્દ્રની ચન્દ્રિકા (અજવાળું) પડતા ભવતાપથી ઉત્પન્ન થયેલ શ્રમ (થાક) ધોવાઇ ગયો છે (એટલે કે નષ્ટ થયો છે) જેનો, એવો હું અખણ્ડ વૈભવાનન્દરૂપ અક્ષય આત્મપદને આજ ક્ષણે (તરત જ) પ્રાપ્ત થયેલો છું. ૫.

[ઇતિ શ્રીમત્શંકરાચાર્ય-'સર્વવેદાન્તસારસંગ્રહ']

હે દેવ! તમારા પ્રસાદ ( કૃપા )થી [ હું ] સર્વતરફથી કૃતકૃત્ય છું, માયા-મૃત્યુના ભય-પાશથી ( અર્થાત્ માયાના ભયથી અને મૃત્યુના પાશથી ) વિમુક્ત છું, તથા શિવ ( કલ્યાણરૂપ ) છું. ૧.

માટે આગળથી-પાછળથી-બે બાજુએથી-ઉપર-નીચે [આપને] નમસ્કાર: સદા મારા ચિત્તરૂપે આપનું આસન સ્થાપો ( રચો ) ( અર્થાત્ મારા ચિત્તમાં આપ નિત્ય બિરાજો ) ૨.

જેમના બન્ને ચરણકમળ બન્ને તાપ ( 'આધ્યાત્મિક' ને 'આધિભૌતિક' યાને 'માનસિક' ને 'દૈહિક' એ બન્ને તાપ અગર તો શીત-ઉષ્ણાદિરૂપ દ્વંદ્વ તાપ )ના નિવારક તથા ભવસિન્ધુ ( સંસારસમુદ્ર )માં તારક ( તારનાર ) [ છે ], [ એવા ] શ્રીગુરુને હું પ્રણામ કરું છું. ૩.

अज्ञानेनाहिना ग्रस्ता प्राणिनस्तान्चिकित्सक ।
विद्यास्वरूपो भगवान् तस्मै श्रीगुरवे नम ॥ ४ ॥
नता स्म ते नाथ पदारविन्दं बुद्धीन्द्रियप्राणमनोवचोभि ।
यच्चिन्त्यते भाव तदात्मयुक्तौ मुमुक्षुभि· कर्ममयोपशान्ति ॥५॥
ऊर्ध्वाम्नायगुरो पदं त्रिभुवनोंकाराख्यसिंहासनं
सिद्धाचारसमस्तवेदपठित पट्चक्रसंचारणम् ।
अद्वैतस्फुरदग्निमेकमखिलं पूर्णप्रभाशोभितं
शान्तं श्रीगुरुपङ्कज भज मनश्चैतन्यचन्द्रोदयम् ॥ ६ ॥
[ इति 'श्रीगुरुगीता' ]

---

અજ્ઞાનરૂપ સર્પ (અજગર)થી ગ્રસાયના પ્રાણીઓ [ છે ], તેઓના ચિકિત્સક (વૈદ્ય) – વિદ્યા (જ્ઞાન) સ્વરૂપ – ભગવાન્ તેવા શ્રીગુરુને નમસ્કાર ૪

હે નાથ ! બુદ્ધિ–ઇન્દ્રિય–પ્રાણ–મન–વચનોએ કરીને [અમે] તમારા તે ચરણારવિંદને નમન કરીએ છીએ, કે જે, હે ભાવ ! (એટલે કે, હે મહાનુભાવ ! – હે મહાત્મન્), કર્મમય (એટલે કે, શુદ્ધસાત્વિક કર્મોથી યાને સારા કર્મોના અનુષ્ઠાન–પ્રભાવથી ઉત્પન્ન થયેલ) ઉપશાન્તિ (શાન્તિ)રૂપ [તમારા ચરણારવિંદ] આત્મ-સ્વરૂપ સાથે એકભાવને પામનાને મુમુક્ષુઓ (મોક્ષ ઇચ્છનારાઓ) વડે ચિન્તવાય છે.

(ભાવાર્થ — હે ભાવ ! એટલે કે હે મહાનુભાવ ! – હે મહાત્મન્ ! આપના ચરણારવિંદ કર્મમય-ઉપશાન્તિરૂપ છે, એટલે કે, શુદ્ધસાત્વિક કર્મોના અનુષ્ઠાન–પ્રભાવે કરી ઉત્પન્ન થતી ઉપશાન્તિ યાને શાન્તિ, – તે રૂપ – તેવા છે આપના ચરણારવિંદ એના આપના ચરણારવિંદ છે, માટે જ આત્મસ્વરૂપમા જોડાનનાને – આત્મસ્વરૂપ સાથે એકભાવને – અભેદભાવને પામવાને મુમુક્ષુઓ એનુ ચિન્તવન કરે છે એટલા માટે હે નાથ ! અમે આપના એ ચરણારવિંદને બુદ્ધિ–ઇન્દ્રિય–પ્રાણ–મન–વચનોએ કરીને નમન કરીએ છીએ ) ૫.

સર્વશ્રેષ્ઠ વેદોના ( **ऊर्ध्वाम्नाय** = વેદના ભાગ યાને ઉપનિષદ્-રૂપ વેદાન્ત, તેના ) ગુરુના ( એટલે કે સમ્યક્ જ્ઞાનરૂપ ગુરુત્વના ) પદરૂપ ( મૂલસ્થાનરૂપ ), ત્રિભુવન ( સ્વર્ગ–મૃત્યુ–પાતાળ )ના [ આધાર-રૂપ ] ઓંકાર નામક સિંહાસનરૂપ, સિદ્ધાચાર તથા સમસ્ત વેદોથી

## ॥ सद्गुरु–महिमा ॥

### ॥ ॐ गुरुः ॐ ॥

( ખ્યાલનો ટપ્પો અગર સવૈયા—લાવણી. )

સદ્ગુરુ શ્રોત્રિય બ્રહ્મનિષ્ટ પદ,–સેવ્યાથી શુદ્ધ જ્ઞાન થશે,
અવર ઉપાસન કોટિ કરો પણ, શ્રીહરિથી નહીં હેત થશે ૧
સાધન કઇક-કઇક કરી થાક્યા, પણ ભવનો નવ અંત લહ્યો,
તત્ત્વજ્ઞાની ગુરુ જેને મળિયા, ભવ-બંધનથી મુક્ત થયો ૨
પુરાણ રચતા વ્યાસ મુનિને, મુનિ નારદ મળિયા જ્યારે,
અભય કરી અમૃત સુખ આપ્યુ, નિજપદ-જ્ઞાન થયુ ત્યારે. ૩
શમ-દમ સાધન સહિત નૃપને, અષ્ટાવક્ર ગુરુ મળિયા,
આત્મજ્ઞાનનો ઉદય જ થાતા, જીવ-બ્રહ્મના ભેદ ટળ્યા. ૪
ભૂપ પરીક્ષિત ત્રિવિધ તાપથી, તપતો કોઈ થકી ન તર્યો,
સત્ય જ્ઞાન આપી શુકદેવે, સાત દિવસમા મુક્ત કર્યો. ૫

---

પહિત ( સ્તનાથેન ), ષટ્ચક્રોના મધ્યાગણરૂપ ( અર્થાત્ જે વડે ષટ્ચક્ર-વેધ થાય છે તેવા ), અદ્વૈતતત્ત્વનુ સ્ફુરણ ( પ્રકાશ ) કરનાર અગ્નિરૂપ, એક ( યાને અદ્વિતીય )રૂપ, અખિલ ( યાને વિશ્વ-સમગ્ર –સપૂર્ણ ) સ્વરૂપ, પૂર્ણ પ્રકાશથી શોભિત, શાન્ત, [અને] ચૈતન્ય-ચન્દ્રના ઉદયરૂપ [ એવા ] કમળસદૃશ શ્રીગુરુને હે મન ' ભજ. ૬.

[ ઇતિ ' શ્રીગુરુગીતા ' ]

[ શ્લોકમા '**श्रीगुरुपङ्कज**' એવો મૂળ શબ્દ છે. એનો શબ્દાર્થ 'શ્રીગુરુકમળને' એવો થાય છે, તોપણ ગુજરાતી ટીકાકારે એનો અર્થ ' શ્રીસદ્ગુરુના ચરણકમળને ' એવો કરેલ છે પરંતુ એવા ભાવાર્થની ખાસ કઈ જરૂર જણાતી નથી; કારણ કે ' ગુરુગીતા 'નો આ શ્લોક શ્રીગુરુના ધ્યાનનો છે, એટલે અહીં આગળ શ્રીસદ્ગુરુદેવના 'ચરણકમળ 'માત્રને ન ભજતા જો આખા ' સ્વરૂપકમળ **ને** ભજવામા આવે તો કઈ વાધા જેવુ નથી માટે એજ મુજબ અર્થ, આપણે ઉપર કરેલ છે તેવો, જો કરવામા આવે તો કઈ અડચણ જેવુ જણાતુ નથી

અહીં '**भज**'નો અર્થ 'ભજ' એટલે કે 'ધ્યાન કર – ઉપાસના કર ' એમ થાય છે, અને '**पङ्कज**' એટલે ' કમળ ' એ અનકાર-શબ્દ ચરણની પેરે શ્રીસદ્ગુરુના આખા સ્વરૂપની સાથે પણ જો લગાડવામા આવે તો કઈ ક્ષતિ ( હાની ) નથી ॥ ॐ ॥ ]

સતી પાર્વતી પામ્યાં રૂડું,—જ્ઞાન પ્રતાપી શંકરથી,
રામાયણ અધ્યાત્મ તણો, ઉપદેશ કર્યો પ્રભુએ કળથી. ૬
ઓધવ ને અર્જુન જેવા પણ, અધિકારી ગુરુ-શરણ થયા,
કૃપાવંત શ્રીકૃષ્ણ પ્રભુએ, બ્રહ્મજ્ઞાન દઇ શાન્ત કર્યા. ૭
શાંતિથી સંતાપ વિરામ્યા, વિષય-વાસના દૂર થઈ,
અચ્યુતના અદ્વૈત-પ્રસાદે, વૃત્તિ બ્રહ્માકાર થઈ. ૮
રઘુકુળ-દીપક રામચંદ્ર ગુરુ વસિષ્ઠને શરણે જાતા,
મુક્ત થયા સંશય સર્વેથી, જ્ઞાન તણી ગંગે ન્હાતા. ૯
અખંડ બ્રહ્માનંદ તણો અનહદ ઉપદેશ સક્રમ કીધો,
જેનો જગજાહેર દાખલો, 'યોગવાસિષ્ઠ' વિષે લીધો. ૧૦
પમાડવા અવિનાશી પદ સદ્‌ગુરુ વિના કોઈ સમર્થ નથી,
ભવનો લવમા અંત ચહો તો, સેવો સદ્‌ગુરુ તન-મનથી. ૧૧

—— × × ૐ गुरुः ૐ × × ——

# ॥ સદ્‌ગુરુદેવની સ્તુતિ-પ્રાર્થના ॥

ભવસાગર-તારણ-કારણ હે, રવિ-નન્દન-બન્ધન-ખંડન હે;
શરણાગત કિંકર ભીત મને, ગુરુદેવ દયા કરો દીન જને. ॥૧॥
હૃદિ-કન્દર-તામસ-ભાસ્કર હે, તુમિ વિષ્ણુ-પ્રજાપતિ-શંકર હે;
પરબ્રહ્મ-પરાત્પર વેદ ભણે, ગુરુદેવ દયા કરો દીન જને. ॥૨॥
મન-વારણ-શાસન અંકુશ હે, નરત્રાણ તરે હરિ ચાક્ષુષ હે;
ગુણગાનપરાયણ દેવ ગણે, ગુરુદેવ દયા કરો દીન જને. ॥૩॥
કુલ-કુંડલિની-નિદ-ભંજક હે, હૃદિગ્રંથિ-વિદારક-કારક હે;
મન-માનસ ચંચલ રાત્રિ-દિને, ગુરુદેવ દયા કરો દીન જને. ॥૪॥
રિપુસૂદન મંગળનાયક હે, સુખ-શાંતિ-વરાભય-દાયક હે;
ત્રય તાપ હરે તવ નામ-ગુણે, ગુરુદેવ દયા કરો દીન જને. ॥૫॥
અભિમાન-પ્રભાવ-વિમર્દક હે, ગતિહીન જને તુમિ રક્ષક હે;
ચિત્ત-શકિત વંચિત-ભક્તિ-ધને, ગુરુદેવ દયા કરો દીન જને. ॥૬॥
તવ નામ સદા સુખ-સાર્થક હે, પતિતાધમ માનવ પાવક હે;
મહિમા તવ ગોચર શુદ્ધ મને, ગુરુદેવ દયા કરો દીન જને. ॥૭॥
જય સદ્‌ગુરુ ! ઈશ્વર-પ્રાપક હે, ભવરોગ-વિકાર-વિનાશક હે;
મન-પ્રાણ રહે તવ શ્રીચરણે, ગુરુદેવ દયા કરો દીન

# ॥ શ્રીગુરુદેવ–ભજન ॥

**आनन्दमानन्दकरं प्रसन्नं, ज्ञानस्वरूपं निजबोधयुक्तम् ।**
**योगीन्द्रमीड्यं भवरोगवैद्यं, श्रीसद्गुरुं नित्यमहं नमामि ॥**

× × × × ॥ ॐ ॥ × × × ×

પ્રથમ નમુ ગુરદેવકો, જિન દિયો આતમ–જ્ઞાન;
જ્ઞાને ગોવિન્દ દર્શિયો, ગયા દેહ અભિમાન.

× × × × ॥ ॐ ॥ × × × ×

ગુરુ–પદ પ્રેમે પૂછીએ, પ્રકટે જ્ઞાન-પ્રકાશ;
કહે **'પ્રીતમ'** એક પલકમા, – કરે અવિદ્યા–નાશ. ॥૧॥
ગુરુ ગોવિન્દતેં અધિક હૈ, શુદ્ધ ચિત્ત કરી જોય;
કહે **'પ્રીતમ'** કરણા કરે, આવા–ગમન ન હોય. ॥૨॥
સદ્‌ગુરુ–ચરણસરોજમા, – મન મધુકર કરી રાખ;
કહે **'પ્રીતમ'** નિત્ય નેહશુ, <u>રામ</u>–સુધારસ ચાખ. ॥૩॥
નામ
સદ્‌ગુરુ સમ સંસારમા, – હિતકારી કોઉ નાહિં;
કહે **'પ્રીતમ'** ભવ–પાશતેં, – છોડાવે પલમાહિં. ॥૪॥
ગુરુકું માને માનવી, દેખે દેહ–વ્યવહાર;
કહે **'પ્રીતમ'** સંશય નહીં, – પડે નરક મોઝાર. ॥૫॥
ગુરુ ઈશ્વરતેં અધિક હૈ, બ્રહ્મરૂપ ભગવાન્;
કહે **'પ્રીતમ'** પદ પરસતા, – કાટે કોટિ અજ્ઞાન. ॥૬॥

× × × ॥ ॐ ॥ × × ×

**રાગ માલકોસ–ત્રિતાલ.**

મોરી લાગી લટક ગુરુ–ચરનનકી. ॥ ટેક ॥
ચરન બિના મુઝે કછુ નહીં ભાવે,
જૂઠ માયા સબ સ્વપનનકી.–મોરી૦ ॥૧॥
ભવસાગર સબ સૂક ગયા હૈ, ફિકર નહીં મુઝે તરનનકી.–મોરી૦ ॥૨॥
**'મીરાં'** કહેપ્રભુ ગિરિધરનાગર! ઉલટ ભઈ મોરે નયનનકી.–મો૦ ॥૩॥

**રાગ કાલિંગડો – એકતાલ અગર ધુમાળી.**

ભજ મન ગુરુદેવા, ગુરુદેવા; કર મન–વચને સેવા :
ગુરુદેવા, સુખ લેવા. – ભજ મન૦ ॥ ટેક ॥
સદ્‌ગુરુ શ્રોત્રિય–બ્રહ્મનિષ્ઠ નહિ અવર મનુજ જેવા;

પૂર્ણ બ્રહ્મ સચરાચર વ્યાપક, અજર અમર એવા. – ભજ મન૦
વિષ્ણુ-વિરંચિ-સદાશિવ સદ્‌ગુરુ, ગુરુ ગંગા-યમુના-રેવા;
ગુરથી અધિક નહીં ત્રિભુવનમાં, વદે વ્યાસ જેવા. – ભજ મન૦
શિવ-વિષ્ણુ નિજલોક પમાડે, હરે ન ભવફેરા;
ગુરુ-કરુણા અતિ મુક્તિપ્રદાયક, તેથી અધિક કહેવા. – ભજ મન૦
પંચ કલેશ ત્રણ તાપ પાપ હણી, નિજાનંદે રહેવા;
ગુરુ **'ભગવાન'**ભજે જન **'રંગીન'**, અહોભાગ્ય એવા. – ભજ મન૦

**રાગ ખમાચ-ઠુમરી અગર ખમાચ – ધુમાળી.**

ધન ધન ધન ગુરુ આપ-બડાઈ, જડ-ચેતનકી ગ્રન્થિ છુડાઈ. ધન૦
નાશાત્મક વપુ દશ્ય વિકારી, મૈં અતિ શુદ્ધ અદશ્ય સદાઈ. ,,
દશ્ય પ્રપંચ ભયો સબ મિથ્યા, દેહ વિકારસેં પાઈ જુદાઈ. ,,
પામર જીવ પરાધીન મીટકે, સામ્રાજ્ય-પદવી હમ પાઈ. ,,
નહિં દુઃખ લેશ નહીં જમકો ભય, મૈં અજરામર સુખમય ભાઈ ,,
ભવબંધનસેં છૂટ ગયો **'રંગીન'**, તાતેં ગુરુ-કરુણા યહ ગાઈ. ,,

**રાગ રામકલી—એકતાલ.** ("જય જય દત્તરાજ૦" એ લય )

ગુરુકી અજબ કલા ભાઈ, મુમુક્ષુ સમજો મનમાહિ. ॥ ટેક ॥
ચાર વેદ પટ્ શાસ્ત્ર અઢારા પુરાન કંઠ કર ગાવે;
ગુરુ-કલાકો ગુરુકૃપા બીન, અનુભવ લેશ ન આવે. – ગુરુકી૦
આપ મતિસેં પ્રયત્ન અપનો, જ્યું-જ્યુ બહોત ચલાવે;
ગર્વ-ગર્તમેં ત્યુ-ત્યું પ્રાણી, બહુત ડૂબતા જાવે. – ,,
મંત્ર-યંત્ર અરુ તંત્ર-જાદુ સબ, જૂઠા ઠાઠ કહાવે;
ભેદ મંત્ર ગુરુ-મુખસેં શુનલે, સત્ય અર્થ સમજાવે – ,,
ગુરુ-શરણ રહી શ્રવણ-મનન કરી, નિદિધ્યાસકું ધાવે;
બિના પ્રયાસે સો નર સહેજે, સત્-ચિત્-સુખ હો જાવે. – ,,
અંતરમેં ઇશ્વર દિખલાવે, ભેદભાવ મિટ જાવે;
કહે **'ડાસો'** ગુરુ વિશ્વનાથમેં, જીવનમુક્તિ પાવે. – ,,

**રાગ રામકલી-એકતાલ (લાવણી).** ("જય જય દત્તરાજ૦" એ લય.)

ગુરને બાત સુનાયા બે (૨), મુજકું ફકીર બનાયા બે. ॥ ટેક ॥
નિરાકાર શિરતાજ બનાયા, નિર્ગુણ ઉજ્‌લી શૈલી (૨);
ચિદાકાસકી કફની ડાલી, હાથમેં ચિન્મય ઝોલી. – ગુરને૦
આત્મજ્ઞાનકા લીયા કટોરા, ઘર-ઘર ટુકડા માગે (૨);

કામ-ક્રોધકી ધૂની જલાઈ, અનહદ લંગર બાજે. - ગુરુને
ઍાટ હાડકા માનવ-પિંજરા, 'સોડહમ્' પોપટ બોલે (૨);
નિરંજન રઘુનાથ હુકમસે, અંદરકા પટ ખોલે. - ગુરુને

રાગ રામકલી - એકતાલ.

ગુરુને જ્ઞાન બતાયા રે (૨), જગસેં આનંદ પાયા રે. ॥ ટેક ॥
આનંદ પૂર્ણ મગલ ગાયા, અગમ અલેખ જગાયા;
સુરત-નુરત[1] જબ ભાઈ એકરંગ, શાશ્વતમેં જા સમાયા. - ગુરુને૦
દુબધા દૂર ભઈ જબ જાના, મન મુક્તાફલ પાયા;
એકહી બ્રહ્મ અકલ ઘટ ભીતર, સમજ શાન્તિ-ઘર આયા. - ગુરુને૦
શાન્તિ-સખી અતિ રમણીની, આદ્યપુરુષ-ઘર રાણી;
જો પહોંચે સો સેવે ઉનકુ, જગત ભૂલભરમાણી - ગુરુને૦
ઇડા-પિંગલા રતન આરતિ, સુખમન[2] ચામર ઢોળે;
સહજ-સેજ પર સાહેબ સોયે, તુરિયા[3] કે હિંડોળે. - ગુરુને૦
સુર-નર-મુનિવર સબે મત મિલ, જય જય જય ધ્વનિ બોલે;
ઉમ દિનકા મૈં પિયા પ્રેમરસ, 'વિક્રમ' સ્વાદ અમોલે. - ગુરુને૦

રાગ કાફી - તાલ દીપચંદી. - ( ધીરાના પદનો રાહ. ) —

સદ્ગુરુ-શબ્દે રે, - ત્રિવિધ તાપ ટળ્યા,
એવા અન્તરજામી રે, - પ્રેમે પ્રકટ મળ્યા. ॥ ટેક ॥
ફરી કસોટી કુંદન કીધું, કાપી કાઢ્યો મેલ,
બહાર-ભીતર એક સ્વતંતર, થઈ ગયું સૌ સ્હેલ:
જ્ઞાન-વહ્નિમાં રે, - અઘના ઓઘ બળ્યા. - સદ્ગુરુ૦ ॥૧॥
જીવ-ભાવ મેટીને ગુરુએ, - કીધો બ્રહ્મસ્વરૂપ;
સંશયરહિત થયો શુદ્ધ ચેતન, કોણ પડે ભવ-કૂપ:
કલ્પના સૌ મટી (ગઈ) રે, મન-પાષાણ ગળ્યા. - સદ્ગુરુ૦ ॥૨॥
કળા-કુંચી આપી સદ્ગુરુએ, રાખ્યો આપ ઉદાસ;
ધરણી ઉપર ચરણ ધરે નહિ, જેમ અનલ રહે આકાશ:
અજર રસ પીધો રે, પ્રપંચ દૂર પળ્યા. - સદ્ગુરુ૦ ॥૩॥
તત્ત્વમસિ-તુરિયાપદ પામ્યુ, ટળ્યા દ્વૈતના દ્વંદ્વ;
નિજાનન્દ નિરન્તર નિરખ્યા, નિરાલમ્બ નિર્દ્વંદ્વ:
'પ્રીતમ' સ્વયં પોતે રે, - અટળક થઈને ઢળ્યા. - સદ્ગુરુ૦ ॥૪॥

---

૧ = પ્રાણ અને અપાન; જીવ અને શિવ; ચિત્ત અને ચૈતન્ય; બુદ્ધિવૃત્તિ અને બ્રહ્મ. ૨ = સુષુમ્ણા નાડી ૩ = સમાધિની સ્થિતિ; બ્રાહ્મી સ્થિતિ.

ગરબી – ધોળ.

સદ્દગુરુના તે શબ્દ વિચારતા, – મટે માયા–મોહ–વિકાર,–
હરિરસ પીજીએ. ॥ટેક॥
બાળી ભસ્મ કરે બીજી વાસના, ઉર પ્રકટે પ્રેમ અપાર,-હરિ૦ ॥૧॥
એવો અજર અમીરસ જે પીએ, તેના નેણ–વેણ પલટાય,-હરિ૦ ॥૨॥
લાગી બ્રહ્મ–ખુમારી, ન ઉતરે, સુખ મુખે કહ્યું નવ જાય,-હરિ૦ ॥૩॥
તેને સંભવ નહિ રે શરીરનો, થયો આતમ દૃષ્ટે ઉઘાડ,-હરિ૦ ॥૪॥
મરજીવા થઈ હરિને મળે, ગાળે જ્ઞાન–હિમાલે હાડ,-હરિ૦ ॥૫॥
બ્રહ્મ-ધ્યાને ગગનવત્ થઈ રહે, જેમ કુંભ મહાજળ માય.-હરિ૦ ॥૬॥
કૃષ્ણ પોતામા, પોતે શ્રીકૃષ્ણમા, કૃષ્ણ વિના ન દિસે કાય,-હરિ૦ ॥૭॥
જેહ સરિતા સાગરમા જઈ ભળે, તેનું નામ નદી ટળી જાય,-હરિ૦ ॥૮॥
કહે 'પ્રીતમ' સદ્દગુરુ સેવતા, ટળે અંતર, એકરસ થાય,-હરિ૦ ॥૯॥

## " श्रीसद्गुरु-देवनां चरणकमळमां प्रार्थना. "

રાગ માંડ-એકતાલ. ( " દાસ પરે દયા લાવો રે૦", એ લય. )

ચરણકમળે ચિત્ત જોડો રે, સદ્દગુરુ દેવા, ચરણકમળે ચિત્ત જોડો. ॥ટેક॥
નિરંકુશ વૃત્તિ ધારી, હર્યો–ફર્યો પૃથ્વી સારી (૨),
મળી નહિ શાન્તિ, ભ્રાન્તિ તોડો રે... ... ... સદ્દગુરુ દેવા૦
જુવાની દિવાની આવી, અનેક ઉપાધિ લાવી (૨);
ભમાવી–દમાવી કાઢયો ખોડો રે... ... ... ,,
કીધા બહુ પાપ પ્રીતે, રાખ્યું નહિ માપ ચિત્તે (૨),
વિસેથી વિંખાયો ના કંઈ થોડો રે... ... ... ,,
તનડું તપાવી નાખ્યુ, મનડું ભમાવી નાખ્યું (૨),
અંતરના પડદા આપ મરોડો રે... ... ... ... ,,
વિષયોપભોગ ભોગી; બન્યો રૂંવે–રૂંવે રોગી (૨),
યોગીજન તાપ તનના તોડો રે... ... ... ... ,,
દૃષ્ટિથી દીઠા જ્યારે, વૃષ્ટિ થઈ અમૃત સારે (૨);
વૃત્તિનો સોપ્યો નાથ અછોડો રે... ... ... ,,
મન ને વચન–કર્મ, સોપ્યા તવ હાથ ધર્મ (૨),
મર્મો સમજાવી જાળ વછોડો રે... ... ... ,,
જીવ શિવરૂપે થાયે, ભેદ અભેદ જણાયે (૨),
'સોઽહમ્'–'સોઽહમ્'ની ધૂન છોડો રે... ... ,,

## " શ્રીસદ્ગુરુ-ભગવાનની સ્તુતિ. "

રાગ બિલાસ-તાલ દાદરો. ("સદા સંસારમાં સુખ-દુઃખ૦" એ લય.)

પધારોને પ્રેમથી ગુરુદેવ! આ મતાન પાસે,
જોડી દ્વય હસ્ત વિનત નરતંક ઉભો એજ આશે ..પધારોને૦
પિતા દયાઘન આપ છો, અમે અતિ અજ્ઞાન;
દયા-સુધા વર્ષાવીને, દ્યો નિશ્ચે સદ્જ્ઞાન.
ક્ષણે-ક્ષણે ધ્યાન ધરૂં, ઇચ્છું ક્યારે ભેટ થાશે...પધારોને૦
સદ્ગુરુદેવ કૃપા કરી, તાર્યા તુર્ત શુકદેવ,
ગુરુ-કૃપા જો હોય તો, સર્વ સિદ્ધ તતખેવ.
ટાળો ત્રય તાપ પાપ, તોજ જીવન સફળ થાશે...પધારોને૦
વિરહ-ઘેલી ગોપિકા, કૃષ્ણ જપે મુખ નામ;
આપ વિરહમાં હું જપું, નિર્ધનના વિશ્રામ.
અમારૂ કલ્પતરૂ, ત્યાગી બીજે કયાં જવાશે...પધારોને૦
શરણે આવ્યાને પ્રભો, દિયો કૃપાનું દાન;
ઉઘડે અંતર-અર્ગલા,[1] ટૂટે જગ-અભિમાન.
અમારા સ્પર્શમણિ, સ્પર્શ કરો મોક્ષ થાશે...પધારોને૦
ગુરુજી બ્રહ્મા આપ છો, ગુરુજી આપજ શિવ;
આપજ ત્રિગુણસ્વરૂપ છો, વસો સર્વમાં ઈશ.
મટાડો ભ્રાન્ત માયા, શાન્તિ તે ક્યારે સધાશે...પધારોને૦

રાગ હમીર-ત્રિતાલ.

ગુરુ બિન કૌન બતાવે બાટ ?; બડા બિકટ યમઘાટ. (ટેક.)
ભ્રાંતિકી પહાડી નદિયા બિચમેં, અહંકારકી લાટ.—ગુરુ૦
મદ-મત્સરકા મેહ બરસત, માયા-પવન બહે દાટ—ગુરુ૦
કહત 'કબીરા' સુનો ભાઈ સાધો !, કયો તરના યહ ઘાટ—ગુરુ૦

રાગ સોરઠ – ત્રિતાલ.

ગુરુજી! મુક્ત થવાનો અપૂર્વ માર્ગ બતાવજો રે (૨). ।।ટેકા
ગંડુ થઈ બહુ કાળ ગુમાવ્યો, અથડામણનો પાર ન આવ્યો;
નાલાયકમાં લાયકાત હવે લાવજો રે.—ગુરુજી૦
તિમિર તમામ સ્થળે છવાયુ, હિત-અહિત જરા ન જણાયુ;
અંધકારમાં પ્રકાશને પ્રકટાવજો રે.—ગુરુજી૦

---

૧ અર્ગલા=સાંકળ; તાળાં.

દરદીના છે અનેક દોષો, જડતા સામુ કદી નવ જોશો,
વિશાળ દૃષ્ટિ કરીને અમી વરસાવજો રે —ગુરુજી૦

ઊર્ધ્વ સ્થાન શુભ વૃત્તિ ચડે છે, અનેક વિઘ્નો આવી નડે છે,
આ અગવડની સરસ દવા સમજાવજો રે - ગુરુજી૦

અંજન નેત્ર અજબ લગાવો, સત્ય રહસ્ય મુને સમજાવો,
દયા કરીને (ગુરુ!)એવી છાપ દબાવજો રે —ગુરુજી૦

જન્મ-મરણ જાયે ગુરુ! મારા, નીકળી દોષ રહે સહુ ન્યારા,
'સંતશિષ્ય'ને સત્ય કરી સમજાવજો રે —ગુરુજી૦

(ગઝલ-તાલ ધમાલ-"અગર હૈ શૌખ મિલનેકા તો હરદમ લૌ લગાતા જા"
અગર "બિના રઘુનાથકે દેખે નહીં દિનકો કરારી હૈ"-એ રાહ)

બતા દે મોક્ષકા મારગ, ગુરુ! મૈં શરણમે તેરી ॥ ટેક ॥
જગતકે બીચમે નાના,-કિસમકે પથ હૈ ભારે,
સુનાતે હૈ કથા અપની, ભટકતે હો ગઈ દેરી -બતા૦ ॥૧॥
કોઈ મૂરતકે પૂજનમે,-બતાવે હોમ કરનેમે,
કોઈ તીરથકે દર્શનમે,-ફિરાતે હૈ સદા ફેરી -બતા૦ ॥૨॥
કિતાબે ધર્મચર્ચાકી,-હજારો બાચ કર દેખી,
મિટા સંસા નહીં મનકા, અકલ જંજાલમે ઘેરી -બતા૦ ॥૩॥
સકલ દુનિયામે હૈ પૂરણ,-સુના મૈં રૂપ ઈશ્વરકા,
વો 'બ્રહ્માનંદ' બિન દેખે,-મિટે નહીં ભરમના મેરી - બતા૦ ॥૪॥

(રાગ ઉપરનો)

દિખા દે રૂપ ઈશ્વરકા,-મુઝે ગુરુદેવ! કરુણા કર ॥ ટેક ॥
કોઈ વૈકુંઠકે ઊપર, કોઈ કૈલાસપર્વતમે,
કોઈ સાગરકે અંદરમે,-બતાવે શેષશય્યા પર -દિખા૦ ॥૧॥
કોઈ દુર્ગા-ગજાનનમે,-કહે જગદીશ સૂરજકો,
કોઈ સબ સૃષ્ટિકા કર્તા,-ચતુર્મુખ દેવ પરમેશ્વર -દિખા૦ ॥૨॥
ધરે નિત ધ્યાન યોગીજન, કોઈ નિર્ગુણ-નિરંજનકા,
કોઈ મૂરત-પુજારી હૈ, કોઈ અગનીકે હૈ ચાકર -દિખા૦ ॥૩॥
સકલ સંસારમે પૂરણ,-કહે વેદાન્તકે વાદી,
વો 'બ્રહ્માનન્દ' સંશયમે,-મિટા કર તાર ભવસાગર -દિખા૦ ॥૪॥

રાગ પહાડી – તાલ કેરબો.

ગુરુ પૈયા લાગો નામ પેખા દીજે રે. ॥ ટેક ॥
જનમ-જનમકા સોયા મનુવા, શબ્દન માર જગા દીજે રે. – ગુરુ૦
ઘટ અંધરિયા નૈન ન સૂઝે, જ્ઞાનકા દીપક જગા દીજે રે. – ગુરુ૦
વિષકી લહર ઉઠત ઘટ અન્તર, અમૃત-બુંદ ચુવા દીજે રે. – ગુરુ૦
ગહિરી નદિયા અગમ બહે [2]ધરવા, ખેયકે પાર લગા દીજે રે. – ગુરુ૦
'ધરમદાસ'કી અરજ ગુસાઈં, અબકે ખેપ નીભા દીજે રે. – ગુરુ૦

## (॥ ગુરુજીને સંદેશો ॥)

(ધોળ સ્વર સારંગ — એકતાલ)

આટલો સંદેશો મારા ગુરુજીને કે'જો[1] : — ॥ટેકા
"સેવકના રૂદિયામાં રે'જો રે – મારા ગુરુ૦ ॥ ૧ ॥
"કાયાનું દેવળ અમને લાગે છે કાચું,
તેની ભલામણ અમને દેજો રે – મારા ગુરુ૦ ॥ ૨ ॥
"કાયા પડશે ને હંસા કયાં જઈ સમાશે ?,
તે ઘર બતલાવી અમને દેજો રે – મારા ગુરુ૦ ॥ ૩ ॥
"અમને ને તમને, તમને ને અમને, —
જનમો-જનમ પ્રીતિ રે'જો રે – મારા ગુરુ૦ ॥ ૪ ॥
"બ્રહ્મસ્વરૂપ મારી નજરે ન આવે,
દર્શન-દીદાર અમને દેજો રે – મારા ગુરુ૦ ॥ ૫ ॥
"બે કર જોડી દાસ 'અંબારામ' બોલ્યા,
મુક્તિનો મારગ અમને કે'જો રે – મારા ગુરુ૦ ॥ ૬ ॥

રાગ પીલુ – તાલ દીપચંદી.

ગુરુ-કૃપાજન પાયો મેરે ભાઈ, રામ બીના કછુ સાર હી નાહિ...॥ટેકા
જાગત રામ સોવત રામ, સ્વપનેમે દેખે રામ હી રામ... ...ગુરુ૦
અંદર રામ બાહિર રામ, જહાં દેખું તહાં પૂરનકામ... ...ગુરુ૦
'એકા-જનાર્દની' નામ હિ એકો, જહાં દેખું તહાં રામ સરીખો .ગુરુ૦

રાગ કાલિંગડા — ત્રિતાલ.

ગુરુસે કોઈ નહીં બડા, દિવાને કયું ઝગડેમે પડા ? ॥ ટેક ॥
બ્રહ્મા-વિષ્ણુ-શિવને માના, મંત્ર ગુરુકા પઢા. ॥ ૧ ॥
જો નહિ માના ગુરુ-વાકયકો, ભવસાગરમેં અડા. ॥ ૨ ॥
માનુષ જન્મ હૈ અબ કછુ કરલે, સમય કઠિન યે [3]કડા. ॥ ૩ ॥

૧. દર્શાવી, દેખાડી, યાને બનાવી ૨. ધારા, પ્રવાહ. ૩ કડા = કડક.

શિવાજીને કરી ગુરુ-સેવા, રાજ-સિંહાસન ચઢા ॥ ૪ ॥
એક ઉપાય જાના 'નરસિંહ'ને, ગુરુ ચરણ ચિત જડા ॥ ૫ ॥
(ધૂન.)- જય ગુરુ જય ગુરુ અલખ નિરંજનઃ
જય ગુરુ જય ગુરુ ભવભય-ભંજન.

ગરબી—ધોળ.

જા સદ્ગુરુને શરણે રે, સૌ સંશય હરશે,
જીવ-દશાને ટાળી રે, હરિ-સરખો કરશે. ॥ ૧ ॥
ઉગ્ર દશા અનુભવની રે, છે સમજણ મોટી,
મન-કંચનને કસવા રે, ગુરુ-જ્ઞાન કસોટી ॥ ૨ ॥
હોય હેમ લોહ કેર રે, જેને પારસ પરસે,
થાય મહા મુક્તાફળ રે, જળ સ્વાતી વરસે ॥ ૩ ॥
છીપ રહે સાગરમા રે, માહી મોતી નીપજે,
જ્ઞાન-મીનકા પરસે રે, તેને રસ ઉપજે ॥ ૪ ॥
સત્સંગે નર સમજે રે, સૌ દુગ્ધા જાશે,
**'પ્રીતમ'** તે પ્રાણીનુ રે, સહુ કારજ થાશે ॥ ૫ ॥

ધૂન (રાગ પીલુ—તાલ ધુમાળી અગર ત્રિતાલ)

હમ શરણ આયે ગુરુ! તેરી, અબ કાહે કરો પ્રભુ! દેરી?
અબ કાહે કરો પ્રભુ! દેરી?, લ્યો વેગિ મુઝે ઉગારી —હમ૦

ધૂન. (ભૈરવી—ધુમાળી અગર ત્રિતાલ)

ગુરુ! આન ખડો તોરે ચરણોમે
ચરણોમે તુજ શરણોમે —ગુરુ૦

## ॥ सद्गुरुनी आरती. ॥

ૐ જય સદ્ગુરુ સ્વામી, જય સદ્ગુરુ સ્વામી,
ઘટ-ઘટ પૂરણ પોતે (૨), સર્વાંતર્યામી ૐ જય સદ્ગુરુ સ્વામી.
દયાસિંધુ સુખરૂપ, અનહદ ઉપકારી, ગુરુ૦ (૨),
શું ઉપમા હુ અરપુ (૨), જાય મતિ હારી - ૐ જય૦
જન્મમરણ-જલ પૂરણ, સુખ-દુ:ખ મચ્છ રહ્યા, ગુરુ૦ (૨),
એવા ભવથી તાર્યો (૨), ગુણ નવ જાય કહ્યા —ૐ જય૦
હવે થયો કૃતકૃત્ય, નિમગ્ન આતમપદે, ગુરુ૦ (૨),
સ્વપ્ન તુલ્ય જગ જાણુ (૨), બ્રહ્માનંદ-મદે —ૐ જય૦
વેદ-ગુરુ-ઈશ્વરને, પુન-પુન પ્રણમુ, ગુરુ૦ (૨),
આયુ લાગી અનુચર થઈ (૨), તવ ચરણે વિરમુ —ૐ જય૦

એ ગ્રુ છે શક્ત, અન્ય અશક્ય ખરૂ, ગુરુ૦ (૨),
આત્મજ્ઞાન તુ પે શુ (૨), પ્રત્યુપકાર ...રૂ —ૐ જય૦
સમજી ગું હુ શાંત આપ કૃપા-બળથી, ગુરુ૦ (૨),
'ડોસા'ને ઉગાર્યો (૨), તાર્યો ભવજલથી —ૐ જય૦

## ॥ યોગીજનોની ગવાતી શ્રીસદ્દગુરુની આરતિ. ॥

ૐ જય આનંદમૂરતિ, પ્રભુ જય આનંદમૂરતિ,
ૐ સત્ય ધર્મ પરમાણુ, અનુભવની આરતિ ૐ જય દેવ જય ગુરુદેવ
ૐ જય નિર્ગુણ રાયા, પ્રભુ જય નિર્ગુણ રાયા
ૐ આરતિ કીજે અવિનાશીની, વ્યાપત નહીં માયા ૐ જય૦
ૐ કાયા-ચેતન-થાળ, ઉસ પર પાંચ પચીસ [1]બાતી, પ્રભુ પાંચ૦,
ૐ આત્માગમની જ્યોતો (૨) નિપુ તિલે [2]બાતી ૐ જય૦
ૐ ઘટમાં ઘણા અનહદ વાગે અનહદના એવા, પ્રભુ અનહદ૦,
ૐ સત્ય ધર્મ ગુરુદ્વારે જાતા, સમજીને સેવા ૐ જય૦
ૐ એ તીસ હજાર છસો રટણા ઘો મનને કુચી, પ્રભુ ઘો૦,
ૐ એ ઘર તો માંઈ વિરલા જાણે, પરિબ્રહ્મ-આરતિ ૐ જય૦
ૐ અષ્ટ પહોરે પ્રવીણ રહીને, બે પહોરે માણે, પ્રભુ બે૦,
ૐ સત્ય ગુરનો સંગ કરે તે જાનમ ગુરુ જાણે ૐ જય૦
ૐ તિનકી ઓથે માંહી તમાસા, એ સતે જાણ્યા, પ્રભુ એ૦,
ૐ અહનિશ સદ્દગુરુ-પ્રતાપે, અમરાપુર માણ્યા ૐ જય૦

## ॥ શ્રીસદ્દગુરુવરની આરતિ. ॥

ૐ જય સદ્દગુરુવર પાવન જય કરુણાસિન્ધો, સ્વામિન્ જય કરુણાસિન્ધો,
જય ભવભીતિવિનાશન (૨), શરણાગતબન્ધો—ૐ જય દેવ જય ગુરુદેવ
વન્દે પરમાનન્દ શાશ્વતમાનન્દ, સ્વામિન્ શાશ્વતમાનન્દમ્,
નિર્ગુણપૂર્ણાનન્દ (૨), સચ્ચિત્સુખકન્દમ્—ૐ જય દેવ જય ગુરુદેવ
બ્રહ્માદસેવ્યસ્વરૂપ સર્વાત્મસ્વરૂપ, સ્વામિન્ સર્વાત્મસ્વરૂપમ્,
નિગુણાતીતસ્વરૂપ (૨), જ્ઞાનઘન ભૂપમ્—ૐ જય દેવ જય ગુરુદેવ
દ્વન્દ્વમાયાતીત નિત્ય શ શાંત, સ્વામિન્ નિત્ય શ શાંતમ્,
કામાદિવિનુભીત (૨), ચેન્દ્રિયગણજિતમ્—ૐ જય દેવ જય ગુરુદેવ
ભવામ્બુધિકર્ણધાર નિગમાગમસાર, સ્વામિન્ નિગમાગમસારમ્,
ચિદાનન્દમપાર (૨), વરદ ભવતારમ્—ૐ જય દેવ જય ગુરુદેવ
સ્તવન ભજતા સાર પતિ તુ મસાર, સ્વામિન્ પતિ તુમસારમ્,-
શરન્તિ,-નતતેડપાર(૨), મોક્ષપદ આનમ્—ૐ જય દેવ જય ગુરુદેવ

1 દિવેટ 2 બળતી

आदौ ब्रह्मा मध्ये विष्णुरन्ते देवः सदाशिवः ।
मूर्तित्रयस्वरूपाय दत्तात्रेय नमोऽस्तु ते ॥



ब्रह्मज्ञानमयी मुद्रा वस्त्रे चाकाशभूतले ।
प्रज्ञानघनबोधाय दत्तात्रेय नमोऽस्तु ते ॥

॥ ૐ ॥

# ॥ શ્રીગુરુ દત્ત-ભજન ॥

અભંગ.

તીન શિર, સહા હાથ, તયા માઝા દકનત ॥ ૧ ॥
કાખે ઝોળી, પુઢે શ્વાન નિત્ય જાન્હવીચે સ્નાન ॥ ૨ ॥
માથા શોભે જટાભાર, અંગિ વિભૂતિ સુંદર ॥ ૩ ॥
શંખ ચક્ર ત્રિશૂળ હાથીં, પાયીં ખડાવા ગર્જતી ॥ ૪ ॥
'તુકા' મ્હણે દત્તનાથ તુમચે ચરણીં માઝા માથ ॥ ૫ ॥

રાગ **રામકલી** અગર **કાલિંગડા**—તાન **ધુમાળી.**

જય જય દત્તરાજ યોગી, જય જય મહારાજ યોગી ॥ ટેક ॥
શૈલી શૃંગી કથા ઝોલી, ભભૂત લગાયો તનમો (૨),
કોટિ ચંદ્રકા તેજ ઝુનત હૈ, ચલે અપની ગતમો—જય જય૦
શંખ ચક્ર અરુ ત્રિશૂળ બિરાજે, ગલે બડી બનમાલા (૨),
યોગ-દંડ અવધૂત દિગંબર, બનારસ રહેનેવાલા—જય જય૦
કૃપા કરો હમ દીન રંક હૈ, લે જાઓ અપની માયા (૨),
**મહાદેવ-સુત** ધ્યાન ધરત જબ, તબહી દરશન પાયા—જય જય૦

---

રાગ **રામકલી** અગર **કાલિંગડા**—તાન **ધુમાળી**

ગુરુ દત્ત નિરંજન બનમો ક્યા ઝુન રહે નિરગુનમો ॥ ટેક ॥
જટા મુગુટ શિર લટા બિરાજે, ધ્યાન દિગંબર મુદ્રા (૨),
ભાલ-ચંદ્ર ઝળકે મુખમંડલ, કુંડલ-જ્યોત કરનમો —ગુરુ દત્ત૦
ભભૂત બદન બિચ હાર રુદ્રાક્ષ, વ્યાઘ્રામ્બર-મૃગછાલા (૨),
કંઠમાલ ત્રિશૂળ કમંડલુ, સુમરન ફેરે મનમો —ગુરુ દત્ત૦
ચાર બેદ કુત્તારૂપ ઠાડે, જોડે કર નિશદિનમો (૨),
માયાનદી કામધેનુ, ચોવીસ નામ દરશનમો —ગુરુ દત્ત૦
રંગ-રૂપ નહીં કછુ અલખ, મન બનાવટ ગંભીરી (૨),
'દાદુદાસ' શ્રીગુરુ દત્તકે ચરન સ્મરે મહા સુનમો —ગુરુ દત્ત૦

---

ભૈરવી—દાદરા.

ધન્ય [1]જાહ્નવા તુહી દત્ત [2]પાહીના, તુહી દત્ત પાહીના ॥ ટેક ॥
પાયીં પાદુકા કરી મેખલા, દંડ કમંડલુ કરીં માલા,
શોભતે ગળા [3]અસા રચિલ માનગી —ધન્ય૦

---

[1] યથા [2] જેવા [3] એવી રીતે

મુની વન્દારક [4]વદાતી [5]જયાના, પારનસે નિગમાલા;
ચેચે ગહિના મહા લાભ જાહલા —ધન્ય૦
ભાવે ભજતા જયાગ દયાળા, દૂર કરી ભવગધાલા,
ભૂનત મુક્તિલા, પ્રભુ દે મુક્તિના —ધન્ય૦
વિશ્વવ્યાપક દીનદયાળા, નિશિ-દીની યા શિતી-કહાલા,
૭દ લાગના પ્રભો ! [6]દાવિ [7]પાઉલા — ધન્ય૦

**ધૂન — ગુરુ દત્તાત્રેય અવધૂતા, જનાર્દન સ્વામિ એકનાથા**

— × × × × × —

**શ્રીગુરુ દત્તની આરતિ.**

આરતિ દત્તાત્રેય પ્રભુચી, કરાવી સદ્‌ભાવે ત્યાચી ॥ ટેક ॥
ગીપદ કમળા લાજવિતી, વર્ણન ગુરૂ રમ્ય દિસતી,
કરી સ્થિત કૌપિન તી વરતી, છાતી અરુણોદય વરતી,
વર્ણુ કાય તિની લીના (૨), હીય પ્રસવલી, મિષ્ટ અન્ન બહ,
તુષ્ટચિ ગાતે, બ્રહ્મ ક્ષત્ર આણિ વૈશ્ય શૂદ્રહી,
સેવુનિયા દ્યાચી — કરાવી૦
ગુરવર સુંદર જગ-જેઠી, જ્યાચે બ્રહ્માંડે પોટી,
માળા અવનમિત કરીં, બિંબફળ રમ્ય વર્ણું ઓષ્ઠીં,
અહ્યતી કુદરદન શોભા (૨), દડ કમડલુ, શખ ચક્ર કરી,
ગદા પદ્મ ધરિ જટા મુકુટ પરિ, શોભતસે ત્યાચી —કરાવી૦
રચિર સૌમ્ય સુમદષ્ટિ, જીને દ્વિજ તારિયના કુષ્ઠી,
દરિદ્રે બ્રાહ્મણુ બહુ કષ્ટી, કેના તિનેચ સતુષ્ટી,
દયાળા મ્તી મ્હણુનિ વર્ણૂ (૨) વધ્યા-વૃદ્ધા, તિચી સુશ્રદ્ધા,
પાહૂનિ વિપ્રુધચિ, પુત્રરત્ન ક્ષેમ, દેઉનિયા સનિચી,
ઈચ્છા પુરવિલી મનિચી —આરતિ૦
તલ્લીન હોઉનિ ગુરુચરણીં, જોડનિ ભક્તરાજ પાણી,
માગે હેચિ જનક-જનની, અર્ની દાન દેઈ ચરણીં,
નકો મજ દુજે અધિક કાહીં (૨), ભક્તવત્સના, દીનદયાળા,
પરમ કૃપાળા, શ્રીરંગમળા, દાસ નિત્ય યાચી,
અપેક્ષા કરૂ નમ સાચી —આરતિ૦

---

૪ વદન કરે છે ૫ જેને ૬ દેખાડ. ૭ ચરણ

## ॥ पट्चक्रमां श्रीगुरु दत्तनी आरति ॥

मूलाधारे वारिजपत्रे सुचतुष्के,
वंशंषंसंवर्णविशाले सुविशाले ।
रक्तं वर्णे श्रीगणनाथं भगवंतं,
दत्तात्रेयं श्रीगुरुमूर्तिं प्रणतोऽस्मि ॥ १ ॥
स्वाधिष्ठाने षड्दलपत्रे सतुलिंगे,
बालां तावद्वर्णविशाले सुविशाले ।
पीतं वर्णे वाक्पतिरूपं द्रुहिणं तं,
दत्तात्रेयं श्रीगुरुमूर्तिं प्रणतोऽस्मि ॥ २ ॥
नाभौ पद्मे पत्रदशांके डफवर्णे,
लक्ष्मीकांतं गरुडारूढं नरवीरं ।
नीलं वर्णे निर्गुणरूपं निगमांतं,
दत्तात्रेयं श्रीगुरुमूर्तिं प्रणतोऽस्मि ॥ ३ ॥
हृत्पद्मांते द्वादशपत्रे कठवर्णे,
साम्बं शैवं हंसविशेषं शमयंतं ।
सर्गस्थित्यंतं कुर्वंतं शिवशक्तिं,
दत्तात्रेयं श्रीगुरुमूर्तिं प्रणतोऽस्मि ॥ ४ ॥
कंठस्थाने चक्रविशुद्धे कमलांते,
चन्द्राकारे षोडशपत्रे स्वरवर्णे ।
मायाधीशं जीवशिवं तं निजरूपं,
दत्तात्रेयं श्रीगुरुमूर्तिं प्रणतोऽस्मि ॥ ५ ॥
आज्ञाचक्रे भ्रुकुटीस्थाने द्विदलांते,
हंक्षंबीजं ज्ञानसमुद्रं गुरुमूर्तिं ।
विद्युद्वर्णं ज्ञानमयं तं जटिलाख्यं,
दत्तात्रेयं श्रीगुरुमूर्तिं प्रणतोऽस्मि ॥ ६ ॥
मूर्ध्नि स्थाने वारिजपत्रे शशिबीजे,
शुभ्रं वर्णे पद्मसहस्रं सुविशालं ।
हंबीजाख्यं वर्णसहस्रं तुरियांतं,
दत्तात्रेयं श्रीगुरुमूर्तिं प्रणतोऽस्मि ॥ ७ ॥
ब्रह्मानंदं ब्रह्ममुकुंदं भगवंतं,
ब्रह्मज्ञानं सत्यमनंतं

'નારાયણ'-નામ પુત્રનું લેતા, અજામેળનો કર્યો ઉદ્ધાર;
એમ ભાવથી ભજનારાને, નિશ્ચય પ્રભુ નિજપદ દેનાર:
નિશ્ચય પ્રભુ નિજપદ દેનાર, 'શનુ' પ્રભુ ભજ તજ જગ દરકાર —અશરણ૦

પદ. ("બોલ માં બોલ માં બોલ મા રે"—એ લય)

ધન્ય ધન્ય ધન્ય છે ધન્ય છે રે, પ્રભુ કરુણાના સાગર ધન્ય છે. (ટેક.)
કીધો કૃતાર્થ માનવદેહ દઈને, લાભ એ મોટો અવશ્ય છે રે.—પ્રભુ૦
વિસારી દઉં જો આપના નામને, ગુન્હો એ મારો અક્ષમ્ય છે રે.—„
દર્શન તમારાં દેવને દુર્લભ, ભક્તને સદા સુગમ્ય છે રે. —„
કહે 'શનુ-બાલ' પ્રભુ સુખના સાગર, ચરિત તમારાં અગમ્ય છે રે.—„

પદ ("ના વિસારશો રે ... હૃદયમાંથી રામ"—એ લય.) આગરભૈરવી

આ સંસારમાં રે, જનમ્યા ગોવિંદના ગુણ ગાવા,
ગોવિંદના ગુણ ગાવા, પ્રેમે હરિરસ પીવા-પાવા —આ સંસારમાં રે૦
લખ ચોરાશી ફરતાં-ફરતાં, મળ્યો છે માનવ-દેહ,
ભવસાગર તરવાનું નાવ એ, એમાં નહિ સંદેહ— ... „
ચેત અરે ઓ ચેત પ્રાણીઆ! ભાવે ભજ ગોપાલ,
જો વિસરીઓ વનમાળી તો, થાશે ભૂંડા હાલ,— ... „
જડ પથ્થર પણ લાગે કામે, દોરડીએ છેદાય,
બુદ્ધિવંત નર એથી હીણા, જો નવ હરિ ભજાય— ... „
નરને શું વધારે કહેવું, કહેતાં આવે લાજ,
તેહને તો ટકોર બસ છે, 'શનુ' સુધરે સહુ કાજ.— ... „

પદ ભૈરવી. ("રાધે-ગોવિંદ ભજો રાધે-ગોવિંદા૦"—એ લય.)

અમને શ્રીકૃષ્ણ બહુ વ્હાલા લાગે છે
વ્હાલા લાગે છે, પ્યારા લાગે છે ... અમને૦
એવા કૃપાળુ છે દીનદયાળા, મન હરનારા એ મુરલીવાળા,
જેના હૃદયમાં પ્રીતિ જાગે છે. ... ... અમને૦
અનાથના નાથ એ દીનકેરા બંધુ, ભક્તને મન ભાવે (એ) ગુણકેરા સિંધુ;
શરણે જતાંમાં સહુ દુઃખ ભાગે છે. ... અમને૦
પતિત-પાવન એ અધમ ઉદ્ધારણ, અશરણ શરણ એ ભક્તજન-તારણ,
એવા પ્રભુની 'શનુ' ભક્તિ માગે છે ... અમને૦

ભૈરવી-ત્રિતાલ.

પ્રભુ એટલી વિનતી મ્હારી રે, માયાથી લેજો ઉગારી રે. (ટેક)
એ નામ તમારું ન લેવા દે, ના ધ્યાન તમારું ધરવા દે;

ચિત્તવૃત્તિને સ્થિર ન થાવા દે, બહુ કપરી માયા તમારી રે.-પ્રભુ૦
માળા લઈ (હું) જપવા બેસું, માથા આવી મારે ઠેસું,
પછી વિચાર-સૃષ્ટિમાં પેસું, બળ માયાનું બહુ ભારી રે. .... „
મન સ્થિર કરવા મંદિર જાઉં, જાણે એકાગ્ર દર્શનથી થાઉં,
તજી દર્શન દગ અન્ય દોડાવું, ચગવે મન માયા તમારી રે. ... „
કથા-શ્રવણે મનને સ્થિર કરવા, બેસું સંતની પાસે સાંભળવા;
લાગે નિદ્રા નેત્રમાં સંચરવા, નચવે બહુ માયા તમારી રે ... „
મન મુઝવ્યું માયાએ ભારી, 'શું કરવું' સૂઝે નહિ (કો) બારી,
ત્યાં **પાગલે** 'ૐ'ધૂનલલકારી, સુણતાં પ્રિય લાગી (મને) ભારી રે „
પ્રિય 'ૐ'ધૂને વૃત્તિ મ્હારી,-ઠરી અડોલ જ્યાં એ લલકારી,
**'શનુ'** અજબ આનંદ દેનારી, અજ્ઞાન દે મન્તજ ઠનારી રે „

**ભૈરવી** (" થઇ પ્રેમ વશ૦ " એ લય)

હે રામ ! આશરો તમારો
આ ભવસાગરથી તારો રે — ...............હે રામ૦
ભવસાગરની ભૂલવણીમાં, ચિન્તવન ચૂક્યો તમારૂં,
બની મદાંધ મેં ના વિચાર્યું, થાશે કેમ કરી છૂટકારો રે ?—હે રામ૦
બાળક હું છું આપનો સ્વામી ! અનેક મુજમાં ખામી,
ઉર ધરશો ન અંતર્યામી, નથી આપ વિના એકે આરો રે —હે રામ૦
કૃપાવંત થઈ અધમજનોને, લીધા છે આપે ઉગારી,
એવી ચાહું છું કૃપા તમારી,**'શનુ બાલ'**ની વિનતિ સ્વીકારો રે —હે રામ૦

**ભૈરવી**

બાળક સર્વે એક તાતના, સંશય શાને ધરો,
ભ્રાત સમાન ગણીને પરસ્પર, આનંદે વિચરો.—સંશય૦
અન્ય તણા જીવને દુભવતાં, દિલથી જરીક ડરો,
સ્વાર્થ વિણ સામાને પીડીને, પાપે પેટ શીદ ભરો —સંશય૦
સ્થાવર જંગમ જડ ચૈતન્ય પર, પ્રેમથી દૃષ્ટિ કરો;
એ સર્વે છે વિભૂતિ પ્રભુની, જાણી ક્લેશ પરહરો.—સંશય૦
પ્રેમી હૃદયમાં પ્રભુ વસે છે, પ્રભુમાં પ્રેમી ઠરો,
રાગ-દ્વેષ દૂર કરીને દિલથી, ઉભરાવો પ્રેમ-ઝરો.—સંશય૦
ઇચ્છા હોય જો સુખની જગમાં, પ્રેમે હૃદય ભરો,
સત્ય પ્રેમ વિણ સુખ નથી ક્યાયે, નિશ્ચય 'શનુ'નો ખરો.—સંશય૦

### રાગ ભૈરવ—એકતાલ.

મળ્યું માનવ-તન ભક્તિ કરવા, ભક્તિ કરવા, હરિને સ્મરવા. (ટેક.)
ગર્ભ વિષે તેં કોલ કર્યો છે, ભજન કરી ભવજળ તરવા. —મળ્યું૦
વાત વિસારી ગર્ભ તણી તેં,—બની ગયો તું બેપરવા. ...... „
સ્ત્રી ધન પુત્રના સ્નેહે કરીને,—ગર્વ થકી લાગ્યો ફરવા. ...... „
દાન ધર્મ શુભ કર્મ કર્યું નહિં, સમજ્યો ધન ભેગું કરવા. ... „
પસ્તાવો થાશે બહુ તુજને, જ્યારે પડીશ તું તો મરવા. ... „
મેલી જંજાળને સુજ થા 'શનુ' તું, પ્રભુ-ચરણે મસ્તક ધરવા. „

### ભૈરવી—ત્રિતાલ.

પ્યારે 'હરિ ૐ' 'હરિ ૐ' ભજને, તારી વૃથા લવારી તજને. (ટેક.)
જગ-પ્રવાહ મંહ આયુષ્ય તારૂં, જાય વહી તું સમજને;
ચેત હજુ પણ વખત હાથ છે, 'ગોવિંદ-ગોવિંદ' રટને. ...પ્યારે૦
કૃષ્ણ-કૃપાએ મળ્યો માનવ દેહ, બખ્તર ભક્તિનું સજને;
ભૂલ્યો તો ચોર્યાશી ફરતા, પડશે દુઃખ બહુ તુજને. ...... „
શક્તિ શરીરમાં છે ત્યાં સુધી, નાથ નિરંજન રટને;
જડપણે તુજ હાડ ધ્રુજશે, થશે નહિ રજ ભજને. ...... „
શીશ નમાવી પ્રભુ ચરણનું,—ધ્યાન હૃદયમાં ધરને;
વિનતિ 'શનુ'ની, શ્રીવર ! આપો,—ભક્તિ ચરણની મુજને. ... „

### ભૈરવી—એકતાલ.

તૂં રામ સુમર ક્યોં સોતા હૈ ?;
ફિર મનુષ-જન્મ નહિ આતા હૈ. ... તૂં રામ૦ ॥ ટેક ॥
પૂર્વ પુન્યમેં તન-ધન પાયા, ખાયા ન કોઇકું ખીલાતા હૈ;
એક દિન ચોર ઉઠ જાયગા, પતા ન ઉનકા મિલતા હૈ.—તૂં રામ૦ ॥૧॥
સ્વારથમેં દિન-રૈન ગવાવે, પરમારથમેં અંધા હૈ;
આખર તેરી ક્યા ગતિ હોગી, ગયા બખત નહિ આતા હૈ.... „ ॥૨॥
ભવસાગરસમુદ્ર અપરંપારા, પાર કૌન હો સકતા હૈ;
શરણ લિયા જીને રામનામકા, સો નર પાર ઉતરતા હૈ.... „ ॥૩॥
ઝટપટ કરકે પાજ બાંધ લે, પાની સબ બહે જાતા હૈ;
પ્રમાદમેં પડકે મૂરખ ક્યું, પ્યાસે જાન ગવાતા હૈ.... „ ॥૪॥
કભી જાયગા યો નહિ માલુમ, ફિર ક્યું ગાફિલ રહતા હૈ;
સુકૃત કરકે રામ સુમર લે, વોહિ સાથ 'શનુ' ચલતા હૈ.... „ ॥૫॥

[ થાળ ] પદ. ("ત્હારો નેડો લાગ્યો૦" એ લય.)

જમવાને જગજીવન આવો, સામગ્રી સુખકારી રે :
સામગ્રી સુખકારી રે, મનગમતી મોરારી રે.— જમવાને૦
શબરીના ચાખેલાં બોરા, હરજી તમને ગમીઆ રે;
કરમા કેરો ખીચડો તમે રાજી થઇને જમીઆ રે.— ,,
પ્રેમ વડે પીરસેલી ભાજી, વિદુરની આરોગી રે;
ભાવ વિના દુર્યોધનના, પકવાનો દીધાં ત્યાગી રે. — ,,
ખાટી, ખારી, તીખી, મોળી, વિવિધ વાની બનાવી રે;
આદરથી 'શનુ-બાલે' પીરસી, પ્રભુ લેજો અપનાવી રે.–,,

રાગ કાફી. (મુને ઘડી નથી વિસરતા રામ, હરિવર સંકટ હરતા૦ એ લય)

પ્રભુ-નામ તણા પકવાનો રે, હરિજન હોશે જમજો;
છે સ્વાદ બહુજ મઝાનો રે, હરિજન હોશે જમજો. ॥ ટેક ॥
પકવાનો પરમ પવિત્ર, ગણુતા એ પાર ના'વે;
જેને મન જે-જે ભાવે રે, હરિજન હોશે જમજો. પ્રભુ૦ ॥ ૧ ॥
છે લક્ષ્મીવર ના લાડુ, નથી બેસતું ભાડું;
જમતા નવ જોશો આડું રે, હરિજન હોશે જમજો. પ્રભુ૦ ॥ ૨ ॥
શામળિયા નામે શીરો, પુરુષોત્તમ નામે પુરી;
અંતરમાં રાખી સબુરી રે, હરિજન હોશે જમજો. પ્રભુ૦ ॥ ૩ ॥
કચોરી કમળાવરની, ગિરિધારી નામે ઘારી;
જમવાનો આનંદ ભારી રે, હરિજન હોશે જમજો. પ્રભુ૦ ॥ ૪ ॥
માલપુઆ માધવના, દામોદરનો દૂધપાક;
જમતાં નવ લાગે થાક રે, હરિજન હોશે જમજો. પ્રભુ૦ ॥ ૫ ॥
ઘેબર શ્રીઘનશ્યામ, જલેબી જગજીવનની;
શ્રીવરની સુતરફેણી રે, હરિજન હોશે જમજો. પ્રભુ૦ ॥ ૬ ॥
'શનુ' પીરસે ઉમંગ લાવી, જમજો સહુ આવી-આવી;
તક નહિ મળે ફરી આવી રે, હરિજન હોશે જમજો. પ્રભુ૦ ॥ ૭ ॥

રાગ કાફી – તાલ ત્રિતાલ અગર એકતાલ યા તો ધુમાળી
કોઈ હરિજન હો તો આવો રે—ઓ પંખીડા !
કોઈ પ્રભુજન હો તો આવો રે—ઓ પંખીડા !!
હરિ હરિ અમને ગવરાવો રે—ઓ પંખીડા !!! (ટેક).
આપણ સહુ પંખી છઈએ, હરિરસના વ્યસની થઈએ,
હરિ હરિ ગાતા ઊડી જઈએ રે—ઓ પંખીડા ! —કોઈ૦ ૧.
હરિરસ મીરાએ માણ્યો, એણે ભાવ-ભરૂસો આણ્યો,
ઝખ મારે પેલો રાણો રે—ઓ પંખીડા ! —કોઈ૦ ૨.
છે મુક્તિ જડ અક્કડની, જક્ષી સૂક્ષ્મ લક્કડની,
ભક્તિ તો બસ ફક્કડની રે—ઓ પંખીડા ! —કોઈ૦ ૩
અસ્થિર મનથી છે દુનીઆ, એ મન રસીઆજી વસીઆ,
**સાગર** હરિના કાસદીઆ રે—ઓ પંખીડા ! —કોઈ૦ ૪.

**" તુલસી સીતારામકું, રીઝ ભજો કે ખીજ;**
**ઉલટા સુલટા બોઈએ, જયુ ખેતરમેં બીજ "**

**ભજન** (" તારો નેડો લાગ્યો મુજને૦ "—એ લય )
શા માટે તું ભજતો નથી, સહેજે સીતારામ રે (ટેક)
આ કાયામાં કાંઇ નથી તારૂં, હાડકાં ને ચામ રે,—વ્હાલા૦
એમાં તું તો મોહી રહ્યો, વખતનું છે દામ રે,—વ્હાલા૦ —શા માટે૦
ઘડી-પળનું
ધાઇ-ધુતી ધન ભેળું રે કીધું, દાટી બેઠો દામ રે,—વ્હાલા૦
બાપ-દાદા તો ચાલી ગયા, કોઇને ન આવ્યું કામ રે,—વ્હાલા૦—શા માટે૦
અહીંઆ તારો હુકમ ચાલે, ત્યાં તો તું ગુલામ રે,—વ્હાલા૦
બાજીગરના બંદર સરખો, ભરેગો સલામ રે,—વ્હાલા૦ —શા માટે૦
પાપની તેં પાળજ બાંધી, ધર્મનું નહિ નામ રે,—વ્હાલા૦
**ભવાની** કહે ભૂલી ગયો, ખોટાં કીધાં કામ રે,—વ્હાલા૦—શા માટે૦

રાગ સાદની ગઝલ-તાલ-રૂપક
જય જય રામ કૃષ્ણ હરિ, વિઠુબા નારાયણ હરિ,
વિઠુબા નારાયણ હરિ, વિઠુબા નારાયણ હરિ.—જય જય૦ ॥ટેક॥
મનુષ્ય-જન્મ આ મોંઘો અતિશે, નહિ મળે ફરી-ફરી,
માટે પૂરણ પ્રીત ધરીને, જીભે કહો જરી.—જય જય૦ ॥ ૧ ॥
ગત-દિવસ જે ગરે નિરતર, પ્રેમે પાઠ કરી;
જાણો તે નર જશે જરૂર ભવસાગર પાર તરી —જય જય૦ ॥ ૨ ॥

### રાગ ધનાશ્રી – ત્રિતાલ

રામ રામ ભજ રે, પલ પલ, રામ રામ ભજ રે. (ટેક.)
પલની પલકમા અલ્પ આયુષ્ય એ મનની કલ્પના તજ રે.–પલ૦
વેદ વિચારે ને તું શું હારે, મુગ્ધ સમજ સમજ રે.—"
ભજને નિરંતર અંતરમાંથી, એ નહા મંત્ર તું જપ રે.—"
રામદાસના સ્વામીને ભજતા, વેદ-લાજ મથ તજ રે.–"

### રાગ ધનાશ્રી—ત્રિતાલ.

ગોવિંદ-કૃષ્ણ-હરિ, બોલોને ભૈયા ' ગોવિંદ-કૃષ્ણ-હરિ. (ટેક.)
માલ-દામ, કછુ નહિ ઐન, છૂટત ના ગહરી.—બોલોને૦
એ કાયા કાગદકી પુતરી,(ગો) છીનમે જાત જરી.— "
ના સુખ સૂર પ્રભુ, નાહીં ઉચાનન, તા સુખ ધૂર પરી.–"

### રાગ ધનાશ્રી, બિહાગ અનર આશાવરી—ત્રિતાલ.

અબ તુમ કબ સુમરોગે રામ, જીવડા, દો દિનકા મિજમાન. અ૦
ગ. બાપનેમે હાથ જુડાયા, નિકલ હુવા બેઇમાન. અબ૦
બાલપનેમે ખેલ ગુમાયા, તરુનપનમે કામ. અબ૦
બુઢ્ઢા હુવા જગ કાપન લાગા, નિકલ ગયા અવસાન. અબ૦
જૂઠી કાયા જૂઠી માયા, આખર મૌન નિદાન. અબ૦
કહત કબીરા સુનો ભાઈ સાધુ ' યહી ઘોડા મૈદાન. અબ૦

### "રટણ" રાગ ધનાશ્રી – ત્રિતાલ.

'તૂહિ-તૂહિ ' રટ દિલદાર, હે મન '–'તૂંહિ તૂહિ' રટ દિલદાર. (ટેક.)
જબ લગ ઘટમે પ્રાણ વસત હૈ,–તબ લગ તૂટે ન તાર.–હે મન૦
નિગ ઉપદેશકો ગુરને ઉવેખ્યો, દીઓ અવિગ વિચાર. "
કુદરત-કિંગત તોડે પાયા પિયાકો, કહાન કુંવરઊંકાર. "
તન વૃન્દાવન, મન વ્રજવાસી, નાચત થેઇ-થેઇકાર. "
આતમસાગર મહાજલ મથકે, દેખત દિલમે દીદાર. "

## અલખની વીણા.

### રાગ માંડ-એકતાલ

કોઇ વિરલા વીણા અલખ નામની વગાડે:
અલખ નામની વગાડે, અભેદને જગાડે.—કોઇ૦ ॥ટેક॥
મુનિ વેણુ વાઈ ધુની,–પ્રેમની ધગાવે લ્હાવા;
હૃદય મિલાવી લ્હે લગાડે ... ... " ॥૧॥

એરે વીણાગાં મગ્ન,—સુર ગણી ગાયે વ્હાલા;
    નાદ ૐકારનો કહાડે. ... ... ..." ॥૨॥
ખુંટીઓ મ્હડાવી બમણી,—એમની કરીને વ્હાલા,
    તારને તાનમાં રમાડે. ... ... ..." ॥૩॥
તાર સાથે રે એક,—તાર થાય ત્યારે વ્હાલા,
    આત્મની ઓળખાણ પાડે. ... ... " ॥૪॥
તાર તૂટશે સઘળું,—તૂટશે મમત્વ વ્હાલા,
    પીલેલી બાજીને બગાડે. ... ... ..." ॥૫॥
તારને કેળવવામાં,—સાર શો ભર્યો છે વ્હાલા,
    'હું'-'તું'ના ભેદને ભગાડે. ... ... ..." ॥૬॥
આવી મધુરી વીણા,—જાણે તે જાણે વ્હાલા,
    અવર ન આવે તેની આડે. ... ... " ॥૭॥
'કૃષ્ણ' એ વીણા ગોપિ, ગર્વીલ મુમુક્ષુ વ્હાલા,
    ગણી ગ્રહે તેને માર્ગ દહાડે. ... ... " ॥૮॥

## સોનાનું કુન્દન.

### રાગ માંડ-એકતાલ.

કોઇ વિરલા સોની સોનાનું કુન્દન બનાવે
    સોનાનું કુન્દન બનાવે, સોનાને ખૂબ તાવે —કોઇ૦ ॥ટેક॥
કુન્દન હતું તે કાચે,—કંગન વડાવ્યું વ્હાલા,
    પ્રકૃતિ-યોગને રમાવે. ... ... " ॥૧॥
ભેદ ગાળીને જ્યારે,—અભેદને શોધે વ્હાલા,
    અવખના ઉમગ શું લાવે ... ,, ॥૨॥
સોનાને ટીપી-ટીપી,—જાગડું ખેંચી વ્હાલા;
    ધીરે-ધીરે તારને નભાવે. ... ,, ॥૩॥
તારનું ગુંચાણું વાળી,—કુલડીમાં મૂકે વ્હાલા;
    ભઠ્ઠીમાં કુલડી ભગાવે. ... ... ,, ॥૪॥
જાણો આકારમાં કેરી,—આચ દેતી જોઈએ વ્હાલા;
    સોનીના પ્રયાગને શોભાવે. ... ,, ॥૫॥
'તત્વગગિ'ની જ્યારે,—ફૂંક મારે છે વ્હાલા;
    પ્રકટતા દેવના પ્રભાવે. ... ... ,, ॥૬॥
અનળ અને સોનું બન્ને,—એક રૂપ થાતા વ્હાલા;
    અદ્વૈતાભાસ ઉપજાવે. ... ... ,, ॥૭॥

કુન્દન હતું ને 'કૃષ્ણ', કુન્દન બને છે વ્હાલા;
સ્વરૂપની એકતામાં આવે. ... ,, ॥ ૮ ॥

રાગ આસા-માંડ - એકતાલ અગર ત્રિતાલ ("જૂનું તો થયુંરે દેવળ જૂનું તો થયું"-એ લય)

સૂનું છો થયુંરે દેવળ સૂનું છો થયું,
કેવળ પ્રભુને સમર્પીને દેવળ સૂનું છો થયું. (ટેક.)
ભક્તિ રસ ભાવે જાગે, ભારે ભવ-બીતિ ભાગે;
અગમ પ્રકાશમાંહી પંખીડું વહ્યું! કેવળ૦ ॥૧॥
માટીના મોહ મૂક્યા, પાંડે તે મૌને ભુક્યા;
ધન્ય જીવન જે કંઈ ચહ્યું ને સહ્યું! કેવળ૦ ॥૨॥
નયનોના નેહ તૂટે, લુચ્ચા મંગેલ છૂટે;
અખંડાનંદ પામે, બાકી શું રહ્યું? કેવળ૦ ॥૩॥
સુખ-દુઃખ હર્ષ-હાનિ, તૃષા-ભૂખ ક્લેશ-ગ્લાનિ;
બધુંએ મનાન ભાળું, ત્યેયે ના કહ્યું! કેવળ૦ ॥૪॥
કટુ-વિખ જામ જાતા, સુધારસ-પાન થાતાં;
નિશા બહુ લાગે "હૃદય-યોગી" આ થયું! કેવળ૦ ॥૫॥

રાગ આસા-માંડ-ત્રિતાલ ("જૂનું તો થયું રે દેવળ૦" એ લય.)

મોતિ ચરે રે, હંસા મોતિ ચરે, સુખ રે સાગરમાં હંસા મોતિ ચરે;
એના મોતિનું કોણ મૂલ્ય કરે,...સુખ રે સાગર૦ ॥ટેક॥
અમૂલ્ય મોતિ ઝરે, અતિ અજવાળું રે, (૨)
ઝવેરી જુવે તો ત્હેનું મનડું ઠરે... સુખ રે સાગર૦॥૧॥
એરે મોતિમાં ચૌદ-લોક સમાયા રે, (૨)
બ્રહ્મા-વિષ્ણુ ને શંકર શોધ કરે....સુખ રે સાગર૦ ॥૨॥
જતન કરી એને,-રાખે કોઈ જાળવી રે, (૨)
ગુરુ વિણુ ના કોઈ સંભાળ કરે...સુખ રે સાગર૦ ॥૩॥
ખરીદ કરે ત્હેને,-ખોટ ન આવે રે, (૨)
નિર્ભાગી દેખી,-તેથી દૂર ફરે... સુખ રે સાગર૦ ॥૪॥
સદ્‌ગુરુ સાહેબ કેરી,-હોય મહેરબાની રે, (૨)
તે રે મોતિનો સાચો વણજ કરે...સુખ રે સાગર૦ ॥૫॥
ત્રિકમ કહે રે મોતિ દેખી મન માન્યું રે, (૨)
લેવાને કારણ, ઊંડા સાગર ઉતરે... સુખ રે સાગર૦ ॥૬॥

' રાગ કાલીંગડો અથવા કેદાર-ત્રિતાલ('તુ તો રામ સુમર" એ લય)

કીન્ને દેખા કનૈયા, (૨), બસીવાલા રે—મુરલીવાલા રે-કીન્ને૦ (ટેક)
મોરમુગટ પીતાંબર શોભે, કુંડળ ઝળકત કાના રે— ॥
એલી તીરે ગંગા, પેલી તીરે જમુના, બીચમે કનૈયા કાળા રે—॥
જમુનાકે નીર-તીર ધેનુ ચરાવે, બસી બજાવત પ્યારા રે— ॥
**મીરાં** કહે પ્રભુ ગિરિધર નાગર, ચરણકમલ બલિહારા રે— ॥

રાગ **પીલુ—એકતાલ** ("મહેતાજી રે શુ મહિ૦ ' એ લય)

ઝટપટ રે, તજ ખટપટ તુ મન મારા;
ચટપટ રે, ભજ ભગવતનામજ પ્યારા (ટેક)
ધન ધામ ધરા સુત નારી, પિતુ બાંધવ ને સહચારી,
કોઇ સાથ ન રહેશે તારી, લટપટ રે, શા સારૂ કરે મન મારા ચટ૦
સાખી —મનસુબા મોટા કરે, પણ શિર પર ઘૂમે કાળ,
ઓચિંતો ઝડપી જશે, તેનો કર જરી ખ્યાલ
રટ રટ રે, જગદીશ સદા મન મારા . .. „
છે જૂઠી જગની બાજી, તે દેખી નવ થા રાજી,
નહિ નિત્ય સમજ રે પાજી, નટખટ રે, બન જ્ઞાનગ્રહી મન માન „
સાખી :—શમ દમ સયમ નિયમમા, રોજ રહે તલ્લીન,
તો તેથી થાશે નક્કી, મુક્તિ વધુ આધીન
ગટપટ રે, કર તે સાથે મન મારા ... .. „

રાગ સોરઠ-ત્રિતાલ

ભજ મન રામ રામ રામ (૨)
મારૂ-મારૂ કરતા તારૂ જીવિત નક્કી વ્યર્થ જનારૂ;
અંતે તારૂ સર્વ જનારૂ, દામ-ધામ-ગામ ... .. ભજ મન૦
સગા-સહોદર સહુ છે ખોટા, એ માયાના ગોટમગોટા,
સમજ-સમજ ભજ પ્રીતે, સુંદિર શ્યામ શ્યામ શ્યામ „
લક્ષચોર્યાસી ફેરા ફરીને, પામ્યો નરતનુ કષ્ટે કરીને,
માટે ભજ શ્રીહરિને, સુખના ધામ ધામ ધામ „
રજ્જુમા જેમ સર્પ ભાસે, એ માયાનો ખેલ વિકાસે.
ભક્તિથી પ્રભુ સત્ય જણાશે, (સર્વે) રામ રામ રામ „
છોડ અહતા જૂઠી મમતા, સચરાચરમા ધરને સમતા,
પ્રભુ ' ચરણમા રાખો **તુલસીરામ** રામ રામ. „

આમખો. ચાલ હોચ - એકતાલ ("વા'રે આવો તો લાલ૦"-એ લય

તાલી પાડીને રામનામ લીજીએ રે, કદી અંતરમાં ગર્વ નવ કીજીએ રે. તાલી૦
તાલી પાડતા જે શરમાય છે રે, તેની અંતે ફજેતી થાય છે રે. ,,
તાલી પાડે તેની જે નિંદા કરે રે, તે તો લક્ષચોર્યાસીમાં ફરે રે. ,,
શુદ્ધ મનથી તાલી પાડજો રે, આસપાસના જનોને જગાડજો રે ,,
સદા તાલી પાડો રામનામની રે, એ વિનંતિ **તુલસીરામની** રે. ,,

રાગ પ્રભાત-તાલ દાદરો

રામ સુમર, રામ સુમર, રામ સુમર ભાઈ !
મનુજ-દેહ કેરી ખરી, એજ છે કમાઈ— રામ સુમર૦
નેના જુવો રામ-રામ, કાન સુણો રામ-રામ,
જીભ ગા તૂ રામ-રામ, રામની દુહાઈ ,,
આત્મારામનું રટણ, નામ-રૂપ વિસ્મરણ,
ચિદાનંદરૂપઘન, જીઈ-હુઈ જુદાઈ ,,
પુરુષ-રાજ્ય હર જગાહ, પ્રકૃતિ તૂ વિલય થા;
મુની બની અભેદ ગા, અહ'લેક-લેહ લગાઈ. ,,
વિગટરૂપ સહજ વાહ, વાણી-બુદ્ધિને અથાહ,
બ્રહ્મ-સાગરે શી આહા ! ઊર્મિ ઉભરાઈ ,,

રાગ **રામકલી**-એકતાલ

ભજ લે રામ દયાઘનકુ, સમજલે જૂઠી માયાકુ (૨૬)
ચાર દિનમાં રહેના બાબા, શોચ કરે ક્યા હોવે, (૨)
બડે-બડે હવાલ દેખે, ચંદ્ર-સુરજ દો જાવે— ભજ લે૦
સ્વર્ગ-મૃત્યુ-પાતાલ રહે નહિ, પંચભૂત ઘુલધાની, (૨)
જીસ માયાકી ઘટા રોપસે, આખર ગઈ નિશાની— ,,
જહા હોય તહા મીટ જાવેગા, ભેદ કહે એ બાની, (૨)
કહત **કબીરા** એક રામ બીન, ઔર નહિ મન માની—,,

ઘોળ

ભજો ભજના ભેની ભગવાનને, તારા ટળશે ત્રિવિધિના તાપરે, ભજો રામને.
મિથ્યા બાજી તુ માયાની માનજે, કોઈ પૂરા પામ્યા છે સંતાપરે, ,,
મૂઢ બકરાની સંગે બેઠા થકી, તારૂં નહિ થાય કારજ કાયરે, ,,
તારૂં રૂપ છે મૂળ થકી સિંહનું, ભૂલે જઈ પડ્યા અજાની માયરે, ,,
માટે જઈ સેવ સિંહરૂપી સતને, તે તો પ્રગટ પારખું બતાવેરે, ,,
અનુભવ કરાવેરે આતમા તણો, જુદા જીવ ને શિવ ઓળખાયરે, ,,

તને ગણી લેશે તેમની જાનમા, પછી જન્મ-મરણ-દુઃખ જાયરે, "
ખરા ભક્તનો હાથ પ્રભુ ઝાલશે, બાકી ફોગટ નહિ ફોમલાયરે, "
હરિના દાસનો દાસ **મગન** છે, જેવી બુદ્ધિ તેવા ગુણ ગાયરે, "

**ધોળ.**

સુરતા લાગી છે જેની, ભ્રમણા ભાગી છે.
સુરતા લાગી રે એક સંત પ્રહ્‌લાદને;
તાતનો ત્રાસ જેણે, હૃદયે નવ ધરીયો.-જેની સુરતા લાગી છે.
નટડીનો ખેલ એ તો, રચ્યોરે ચોગાનમા,
વરત વિનારે બીજું, નજરે ના આવે-જેની સુરતા લાગી છે.
પતગને દીપક સાથે સ્નેહ બધાયો;
તન-મન અરપણ કીધા, ત્યાગી છે દેહ.-જેની સુરતા લાગી છે.
મીનને જળ સાથે પ્રીતી બધાણી,
પિંડ પડે પણ જેની, તરશા ના છીપે.-જેની સુરતા લાગી છે.
મરજીવા સંતે તો મન વશ કીધુ,
પેસી સમુદ્ર વચ્ચે, મોતી રે લીધા.-જેની સુરતા લાગી છે.
નાદના મોહ્યાં પેલા મૃગલા મરે છે;
શબ્દના માર્યા કોઈ, મત ગરે છે.-જેની સુરતા લાગી છે.
શૂરાનાં લક્ષણ એવા રે કહીએ;
જુધે ચડે તો પાછળ, પુઠે ના રહીએ.-જેની સુરતા લાગી છે.
ભક્તિનો મારગ એવો રે કહીયે;
**જીવણના** સ્વામી મારા, વસિયા છે હૈયે -જેની સુરતા લાગી છે.

**ભજન—તાલ કવાલી—**

("રંગસેં કૈસે હોરી ખેલું રી માં સાવરિયાકે સગ"—એ રાહ)

ભજલે રામનામ સુખધામ, તેરા પૂરણ હો સબ કામ. ॥ ટેક ॥
કાશી જાવે મથુરા જાવે, તીરથ ફિરે તમામ,
જાય હિમાચલ કરે તપસ્યા, નહીં પાવે વિશ્રામ.—ભજલે૦ ॥૧॥
જટા રખાયે ભસ્મ રમાયે, જંગલ કિયા મુકામ;
સદ્‌ગુરુકી સંગત નહિં કીની, મિલે ન આતમરામ.—ભજલે૦ ॥૨॥
આસન સાધે ભોજન સાધે, સાધે પ્રાણાયામ;
ઘટમેં બ્રહ્મસ્વરૂપ ન ચીનો, કીનો જતન નિકામ.—ભજલે૦ ॥૩॥
સંત-સમાગમ કરે નિરંતર, જગસેં હો ઉપરામ;
**બ્રહ્માનંદ** પરમ પદ પાવે, હોવે મન નિષ્કામ.—ભજલે૦ ॥૪॥

**૫૮. સારંગનો સ્વર અગર ગરબી ("ધન્ય આજ ઘડી૦" એ લય).**

હરિ-ભજન થકી (૨), છોટા હોય તે સૌથી મોટા થાય:
તેના તાપ ટળે (૨), જનમ-મરણનાં સંકટ સરવે જાય. ॥ટેક॥

ત્રણ તાપ

જુવો! દાસી-સુતથી શું હીણપણું? વળી પુણ્ય પવિત્ર ચરિત્ર ઘણું;
થયા નારદ મન ગોવિંદ તણું.—હરિ-ભજન૦
જુવો! શુકદેવજીનું મૂળ શોધી, સજનો-ઘાતી તે પશુ-રોધી;
થયા આપે ઈશ્વર અક્રોધી.—હરિ-ભજન૦
જુવો! વાલ્મિકજીની વાત ખરી, જેણે દરભ-શાળામાં દેહ ધરી;
તેણે સપ્તકોટિ રામાયણ કરી.—હરિ-ભજન૦
જુવો! ચાંડાલની મીંદડી માતા, જુવો! વસિષ્ટ વિશ્વે વિખ્યાતા;
જુવો! ચતુરાનન પંકજ-જાતા.—હરિ-ભજન૦
જુવો! અગસ્ત્ય કુંભથી પ્રકટ થયા, અંજલિમાં સાગર શોષી ગયા;
તે તો વિશ્વ વિષે વિખ્યાત થયા.—હરિ-ભજન૦
જુવો! શૃંગી હરણીના, જુવો! વ્યાસમુનિ વણપરણીના;
જુવો! સુતપુરાણી કોણકરણીના?—હરિ-ભજન૦
જેમ મધ્યમ જળ ગંગામાં ભળે, તે ગંગા સરખું થઈને પળે;
જેમ પારસ પરસે લોહ ટળે.—હરિ-ભજન૦
એમ નાત-જાત સહુની જાણી, હરિ ભજે તે હરિ સરખા પ્રાણી;
કહે 'પ્રીતમ' ઓળખો એ ધાણી.—હરિ-ભજન૦

**૫૯. ધીરાભગતની કાફી.**

ગનિ અંતને તેડાવે રે, હરિનું ભજન કરવા;
કરમા માળા ઝાલી રે, મૂરખ જ્યારે બેઠો મરવા. ॥ટેક॥

(સાખી)— { નાનપણે ઘરધંધામાં ધાયો, વૃદ્ધપણે હરિગુણ ગાય;
ઘર લાગ્યું ત્યારે કૂવો ખોદાવે, એ અગ્નિ કેમ ઓલવાય?:

(ગાન)— ઝીણી ખાંડ હાર્યો રે, પત્થરને નાવે બેઠો તરવા.—અંત૦

(સાખી)— { અંતસમે જપ-તિલક બનાવે, ભૂલી ગયો જ્યારે ભાન;
એરણની ચોરી ને સોયનું દાન, (એમ) કેમ આવે વિમાન?:

(ગાન)— ગુરુ જ્ઞાન ન જાણ્યું રે; બુદ્ધિ તારી ગઈ ચરવા.—અંત૦

(સાખી)— { યુવતિ નારીને જેમ પુત્રની આશા, એમ હરિ ભજે ફળ થાય;
વૃદ્ધ નારીને નહીં પુત્રની આશા, એનો એળે જનમ વહી જાય:

(ગાન)— હરિને બેઠો ઠગવા રે, એંશી વર્ષે વર કરવા.—અંત૦

(સાખી)— { વિસ વર્યે વિશ્વંભર મળે, ભક્તિ કર્યે ભય જાય;
હરિશું ધાયા તે બહુ કમાયા, (તેને) મળિયા નિરંજન રાય :

(ચાલ)— દાસ 'ધીરો' કહે છે રે, મટયા ચોરાશી ફરવા.—અંને૦

રાગ ઝીંઝોટી-તાલ-ખેમટો. ("વારો જશોદા માવડી૦"—એ લય )

બેસીએ હરિગુણ ગાવા, એવા થઈ, બેસીએ હરિગુણ ગાવા. (ટેક.)
ગુણ ગાવા તે નાથને ન્હાવા, લ્હેના જેવા ગુણી થાવા.—એવા થઈ૦
કૃતિ કહી તે રાખી સ્મૃતિમા, સાર હૃદયમાં ભરાવા.— "
રૂપ વરણીએ તે સંભારી, લાગ મળે ત્યારે ધ્યાવા.— "
ભૂલ કહીએ તેવા નવ રહીએ, પૂરેપૂરા પસ્તાવા.— "
ભક્તિ માગીએ તે કરવા લાગીએ, જાગીએ છૂટી જાવા.— "
કરગરીએ હરિનો ભય ધરીને, પાપને પડખે ન જાવા.— "
કહીએ તે બબડી નવ જઇએ, સાચા મને ગંજાળાવા.— "
ઉપકારો સ્મરીએ તે ઘડીએ, ઉર પ્રેમે ઉભરાવા.— "
રૂબરૂમાં તો અનુ રહી રૂબરૂ, એમાજ લગની લગાવા.— "

## इष्टमंत्रनो जप करवा मनने उपदेश.

ચરખો. રાગ ઝીંઝોટી—એકતાલ. ("તુહિ રામ તુહિ રામ તુહિ રે." એ લય)

(ૐ) ગુરુ ૐ ગુરુ ૐ ગુરુ ૐ, (૨)
તું તો જપી લે મનવા ૐ મંત્ર, જપ ગુરુ ૐ, ૐ ગુરુ, ૐ ગુરુ.
સાર તણો છે સાર સદ્ગુરુ, પ્રણવમંત્ર—લક્ષ્યાર્થ;
જપીને સત્વર સારી હવે લે, શાસ્ત્રવિહિત પુરુષાર્થ,
— હૃદયે વૃત્તિ સ્થાપીરે,......તું તો જપી લે૦
વાચકથી વળી ઉપાંશુ માંહિ મનોમયે ચઢ વીર;
ધ્યાન તથા શૂન્યે વધી ગુરુવર, જોજે અંતર્—બહિર્;—હૃદયે૦
સાર રહિત સંસાર નીરખવા, સાર તણો આગાર;
જાગ્રત-સ્વપ્ન-સુષુપ્તિમાં રટ, 'ગુરુ' સુખ પારાવાર;—હૃદયે૦
જપે ભલે કો તન ધન દારા, સુત ગૃહ ગ્રામ ગરાસ;
સઉનું મૂળ શ્રી'ગુરુૐ' જપી તું, ગુરુત્વમા કર વાસ;—હૃદયે૦
ગુરુથી ગુરુ નથી અન્ય કશું અહિં, લઘુ આ વિશ્વ સમગ્ર;
નરહરિ-'ગુરુ' રટી ગુરુમય થાતાં, પુનઃ ન રહેવું વ્યગ્ર,—હૃદયે૦

શાસ્ત્ર-પુરાણો ભણવા બેસે, તો નવ પાર પમાય;
આડધુ-પડધુ સમજ્યા પ્હેલા, જીવન છૂટી જાય,
વાચી-વાચી જ્ઞાન મેળવી, શુષ્ક જ્ઞાની થાય (ઘણાએ)—ભજનથી ,,
સર્વ છોડી તપ કરતા જોગે, કેવળ શરીર તવાય,
મોહ માહી જો મન લપટયુ તો, નીચ યોનીએ જાય,
એમ કરતા આ જીવનનો, સ્વાર્થ ન કંઈ સધાય —ભજનથી ,,
સર્વ તજી જો ભજન કરે તો, તેમા સર્વ સમાય
કાળ વ્યતીત થાયે તેમા જે, તેનુ સાર્થક થાય,
વિષ્ણુ 'ૐ'ની ધૂન મચે ત્યા, તન્મય થઈ જવાય. —ભજનથી ,,

રાગ કાફી-હોરી.

અમે તો આજ તમારા,ગે દિનના મહેમાન (ટેક)
સફલ કરો આ સહજ સમાગમ, સુખનું એજ નિદાન —અમે૦
આવ્યા જેમ જશુ તે રીતિ, સર્વે એમ સમાન,
પાછા કોઇ દીન નહી મળીએ, ક્યા કરશો સન્માન — ,,
સાચવજો સંબંધ પરસ્પર, ધર્મે રાખી ધ્યાન,
આપી સદ્‌ગુણ લેજો-દેજો, દૂર કરી અભિમાન — ,,
લેશ નથી અમને અંતરમા, માન અને અપમાન,
હોય કશી કડવાસ અમારી, તો પ્રિય કરજો પાન — ,,
કેશવ હરિએ કરુણા કીધી, ન ભમો ભૂલી ભાન
તત્ત્વે તાન રહે છે તેને, થાય ન જરીએ જાન — ,,

---

॥ ૐ ॥

## ॥ સ્તુતિ-પ્રાર્થના ॥

(રાગ કલ્યાણ-ત્રિતાલ.)

પ્રિયતમ પ્રભુ ! કરીએ વંદના
જય-ઘોષ સહિત આનંદના —પ્રિયતમ૦ ॥ ટેક ॥
આપ પ્રભો ! અમ ચાલક-પાલક, સાચુ ધન અમ રંકના —પ્રિયતમ૦
ક્ષણુ-ક્ષણુના છો આપ (જ) સહાયક, છો સાથી ભવ-અંતના —પ્રિયતમ૦
શુભ જોનાર આપ ન જોશો,-દોષો આ મતિમંદના —પ્રિયતમ૦
સત્તારૂપે વિશ્વ સકલમા,-વ્યાપક આપ નિરંજના. —પ્રિયતમ૦
અમ સત્તા-ધન અમને આપો, બાળક અમે શ્રીમંતના —પ્રિયતમ૦
નિજ સત્તા-બલ અધિક પ્રકાશો, કરવુ રહે આક્રંદના. —પ્રિયતમ૦
'નરહરિ' સત્તા-સ્વરૂપે પ્રકટો, હૃદયે સાધક-સંતના. —પ્રિયતમ૦

(રાગ આશાવરી-દ્રુત એક તાલ.)

અંતર મમ વિકસિત કરો અંતરતર હે! :
નિર્મલ કરો ઉજ્જ્વલ કરો સુંદર કરો હે!. —અંતર૦ ॥ટેક॥
જાગ્રત કરો ઉદ્યત કરો, નિર્ભય કરો હે!;
મંગલ કરો [1]નિરલસ નિઃસંશય કરો હે!. —અંતર૦ ॥૧॥
યુક્ત કરો હે! [2]સબાર સંગે, મુક્ત કરો હે! બંધ;
સંચાર કરો સકલ કર્મે શાન્ત [3]તોમાર છંદ. —અંતર૦ ॥૨॥
ચરણપદ્મે મમ ચિત્ત નિઃસ્પંદિત કરો હે!;
નંદિત કરો નંદિત કરો નંદિત કરો હે!. —અંતર૦ ॥૩॥

(રાગ ખમાચ – તાલ દાદરા.)

આવ્યો તુજ શરણે નાથ ! દીન જાણી ચરણે લેજે;
હું છું તારો નાનેરો બાળ, હાથ પસારી ખેંચી લેજે. ॥ટેક॥
(સાખી)– { ભક્તિથી પ્રભુ રીઝવે, એવા ભક્તો અનેક;
{ નાગા ગુણથી હીનરો, હું છું કેવળ એક :
(ચાલ)—એવાને જો તારે સ્વામ ! તોજ તારી પ્રભુતા છાજે.—આવ્યો૦ ॥૧॥
(સાખી)– { મસ્તીમાં હું વિચરૂં, ચિંતા નથી લગાર;
{ માત કુમાત ના બને, કુપુત અનેકવાર :
(ચાલ)—જેવો-તેવો છુંજ ત્હારો, * પાપને બચાવી લેજે. —આવ્યો૦ ॥૨॥
ઉગારી

(રાગ બારડંસ – તાલ ઘુમાળી યાતો એકતાલ–'તારો મેરા સાંઈ૦'–એ રાગ)

ત્હારા શરણે આવ્યો પ્યારા ગોવિન્દ ગોપાળરે ! :
ગોવિન્દ ગોપાળ રે !, દીનના દયાળ રે !.—ત્હારે શરણે૦ ॥ટેક॥
અધમાચરણી હું છું સ્વામી !, મદાન્ધ ને વળી કામી રે;
ક્રોધ, લોભ ને લાલચથી મુજ પાપવૃત્તિ દિલ જામી રે.—ત્હારે શરણે૦ ૧.
અનેક પાપો મેં કીધાં છે, શિક્ષા તે શી થાશે રે ? ;
એકાન્તે હું કમો મ્હારા સંભારૂં છાતી ત્રાસે રે !. —ત્હારે શરણે૦ ૨.
નથી કર્યું મેં કીર્તન-દર્શન, વળી ન કીધું દાન રે;
આખર મ્હારી શી ગતિ થાશે ?, વિસાર્યા ભગવાન રે.—ત્હારે શરણે૦ ૩.
ક્ષમા કરો સેવકને વ્હાલા !, ગુન્હા થયા બહુ ભારે રે;
અધમોદ્ધારણ-બિરુદ તમારૂં, આપ વિના કોણ તારે રે.—ત્હારે શરણે૦ ૪

---

૧ આળસ રહિત યાને ઉદ્યમી. ૨ બધાની. ૩ તમારા.
* પાપ = પાપ અગર પા૦ પ૦ = 'પાગલ પરમાનન્દ'.

ક્યાં જવું ને હવે શું કરવું ?, મતિ મુઝાણી મ્હારી રે,
દયાનિધિ ! હું શરણ તમારે, લેજો 'શનુ'ને તારી રે -ત્હારે શરણે૦ ૫.

(રાગ કાફી-તાલ દીપચંદી અગર ધુમાળી યા એકતાલ )

વ્હાલો મારો સાચાનો સંગાતી રામ, જેણે પ્રીત કીધી (ટેક)
વ્હાલાજી મારા, પ્રથમ ધ્રુવશું પ્રીત કીધી
તેને અવિચળ પદની દીધી રામ, જેણે પ્રીત કીધી —વ્હાલો૦
વ્હાલાજી મારા, બળિને બોલાવી વાચા લીધી,
ત્રણ ડગના પૃથ્વી લીધી રામ, જેણે પ્રીત કીધી —વ્હાલો૦
વ્હાલાજી મારા, ઉંડા તે જળમાં ગર્જના કીધી,
તેની તરત ખબર લીધી રામ, જેણે પ્રીત કીધી —વ્હાલો૦
વ્હાલાજી મારા, હેતે વિદુરની ભાજી ખાધી
અને નયને ગુણમાં સાધી રામ, જેણે પ્રીત કીધી —વ્હાલો૦
વ્હાલાજી મારા, દ્રઢ તે વનના વાસી,
એમ બોલ્યા **જીવણદાસી** રામ, જેણે પ્રીત કીધી —વ્હાલો૦

(રાગ કાફી—તાલ ધુમાળી યા એકતાલ )

મુને ઘડી નથી વિસરતા રામ—હરિવર સંકટહરતા ! (ટેક)
વાનીડા મારા, ગિરિવર કર પર ધાર્યો
એવો વ્રજનો દેશ ઉગાર્યો રામ—હરિવર૦ ॥૧॥
વાનીડા મારા, કાલીનાગે ફંદ કીધો,
લટકાળા નાથી લીધો રામ—હરિવર૦ ॥૨॥
વાનીડા મારા, કંસ હતો દુઃખકારી
મોહનજી નાખ્યો મારી રામ—હરિવર૦ ॥૩॥
વાનીડા મારા, ભવરે સિંધુના છો તારા
'**પિંગલ**' કહે પ્રાણપ્યારા રામ—હરિવર૦ ॥૪॥

રાગ બહહંસ-તાલ ધમાલ ('નાથ કૈસે ગજકો૦'' એ લય )

હરિ તુમ ભક્તનકે રખવારે, નાથ સબરી-સુદામાકો તારે હરિ૦ (ટેક)
દ્રૌપદીકી જબ લાજ ઉતારન, દુષ્ટ દુશાસન ધારે
ખેચત ખેચત પાર ન આયો, ભૂન ગયે મદ ભારે —હરિ૦
ધ્રુનજીને વનમેં કરી તપસ્યા, નારાણ રૂપ દિખારે,
ભનદુઃખ દૂર કરો છિનમાહી, જાનત હૈ સંસારે —હરિ૦

ગજ અરુ ગ્રાહ લડે જલ ભીતર, ગજકો ગ્રાહ હરારે,
પ્રેમ લગાય અજામિન તારા, શુકકા-દોષ વિચારે —હરિ૰
જે તુમ-પદમે પ્રેમ લગાવે, તિનકે કામ સમારે,
નારાયણ જિનને તુમ તારે, હમતો ગિન-ગિન હારે. —હરિ૰

રાગ દેસ-દાદરા.

તૂ દયાલુ, દીન હૌ, તૂ દાની, હૌ ભિખારી,
હૌ પ્રસિદ્ધ પાતકી, તૂ પાપપુંજહારી ॥૧॥
નાથ તૂ અનાથકો, અનાથ કૌન મોસો?
મો સમાન આરત નહિં, આરતહર તોસો ॥૨॥
બ્રહ્મ તૂ, હૌ જીવ, તૂ ઠાકુર, હૌ ચેરો,
તાત, માત, ગુરુ, સખા તૂ, સબવિધિ હિ તૂ મેરો ॥૩॥
તોહિં-મોહિં નાતે અનેક માનિયૈ જો ભાવૈ,
જ્યોં-ત્યોં 'તુલસી' કૃપાલુ ચરન-સરન પાવૈ ॥૪॥

રાગ તિલંગ-ત્રિતાલ.

મૈં તો ગિરદ[1] ભરોસે બહુનામી
સેવા-સુમરિન કછુવે ન જાનૂ, સુનિયો પરમ ગુરુ સ્વામી (ટેક)
ગજ અરુ ગીધ તારિ દૈ ગણિકા, કુટિલ અજામિલ કામી —મૈં તો૰
યહી સાખ શ્રવણે સુનિ આયો, ચરણ-શરણ સુખધામી —મૈં તો૰
રામાનંદ તારો કે મારો, સમરથ અંતરયામી. —મૈં તો૰

રાગ બરહંસ તાલ ધુમાળી

હીન-દીન જાત મોરી પઢરીકે રાયા,
ઐસા નામા દરજી તુને કાહેકૂ બનાયા — હીન-દીન૰
ટાળ-વિણા લેકે નામા દેઉળમે ગયા,
પૂજા કરતે બમન ઉને બહાર નિકાલા. — હીન-દીન૰
નાના વર્ણ ગૌવા, ઉનકા એક વર્ણ દૂધ,
તુમ કહાકે બમન? હમ કહાકે શુદ્ર? — હીન-દીન૰
દેઉળકે પીછે નામા અલખ પુકારે,
જીધર-જીધર નામા ઉધર દેઉળહી ફીરે — હીન-દીન૰
મન મેરી સુઇ, તન મેરા ધાગા,
ખેચરજીકે ચરનો પર નામા શીંપી લાગા — હીન-દીન૰

[1] = ટેક, પ્રતિજ્ઞા

### રાગ ભૈરવ અથવા કાલીંગડો-ત્રિતાલ.

વ્હારે આવો વિઠ્ઠલ વનમાળી,વનમાળી હો ચિત્તહારી. (ટેક.)
દ્રાપદીના ચીર પૂર્યા, લીધો ગજને ગ્રાહથી ઉગારી. —વ્હારે૦
હાર આપ્યો નરસિંહ મેતાને, સભા મધ્યે હો ગિરધારી ! ,,
જગદાનંદન કંસ-નિકંદન, પાયે પડું છુ મોરારી. ,,
ધ્રુવ-અંબરિષને અભયપદ દીધા, ભક્ત પોતાના સ્વીકારી. ,,
ઓથ નાથ છે ભારે આપની, કરુણ સમય લ્યો સંભારી. ,,
ભાવિક ભક્તના કારજ કીધા, મ્હને મૂકો ના વિસારી. ,,

### રાગ ઠુમરી ને ભૈરવી મિશ્ર-એકતાલ.

ગોવર્ધનધારી ! (૨), તુજ બિન મોરી કોન ખબર લે ! ગોવર્ધનધારી !
મોરમુગટ-પીતાબર સોહત (૨), કુંડલકી છબી ન્યારી. — તુજ૦
ભરી સભામે દ્રૌપદી ઠાડી (૨), રાખી લાજ હમારી. — ,,
**મીરાં** કહે પ્રભુ ગિરિધર નાગર (૨), ચરણકમલ બલિહારી.—,,

### રાગ ઠુમરી ને ભૈરવી મિશ્ર-એકતાલ.

ભજ મન ત્રિપુરારી (૨), સોમનાથ દાદા શિવશંકર, ભજ મન૦
વામાંગે સતી ઉમા બિરાજે (૨), જટા-ગંગધારી, શિવ (૨)—સોમ૦
કાશી-નિવાસી દુઃખ-વિનાશી (૨), વાઘામ્બરધારી, શિવ (૨)—સોમ૦
કહે **તુલસી** નિજ ભક્તજનોના (૨), સદા દુઃખહારી, શિવ (૨)—સોમ૦

### રાગ માંડ-એકતાલ. ("દાસ પરે દયા લાવો રે૦"—એ લય.)

જય જય જય જગરાયા રે, વંદન વંદન, જય જય જય જગરાયા.
અજ્ઞાન-દ્દષ્ટિની માંહે, ભ્રમ-વશતાથી દેખાએ;
પ્રતિજન આ આપની માયા, માયા રે. ... ... વંદન વંદન૦
અલ્પ જ્ઞાન-દૃષ્ટિ માંહી, રહે છે સદા જણાઈ;
પ્રતિજન આ આપની છાયા, છાયા રે. ... ... ,,
જ્ઞાન-દૃષ્ટિની માંહિ, સૌને ભાસે છે આહિ;
પ્રતિજન આ આપની કાયા, કાયા રે. ... ... ,,
ધ્યાન-દૃષ્ટિની માહિ, જે અનુભવ દૃષ્ટિ ગણાઈ;
આપજ પ્રતિજનરૂપ જાયા, જાયા રે. ... ... ,,
(એ) અનુભવ-દૃષ્ટિ થાવા, આપમા આપ સમાવા;
આજે આપનેજ સ્હાયા, સ્હાયા રે. ... ... ,,

(રાગ ઝંઝોટી-ઠુમરી—તાલ ત્રિતાલ —"બતા દો સખી ! કૈન ગલી ગયે શ્યામ"—એ રાહ )

તુમે હૈ હરિ ! શરણ પડેકી લાજ. ॥ ટેક ॥
મૈં ગુણહીન-મલીનસદામતિ, કૈસે બને અબ કાજ ?—તુમે હૈ૦ ૧.
જપ-તપ-તીર્થ-ભગત ન કીને, નહિં કિયો સંત-સમાજ —તુમે હૈ૦ ૨.
તુમ સમાન નહીં પતિત-ઉધારન, મૈં પાપિન-સિરતાજ.—તુમે હૈ૦ ૩.
'બ્રહ્માનન્દ' કરે નિત બેનતી, સુનિયે ગરીબનિવાજ !—તુમ હૈ૦ ૪.

(રાગ પહાડી-તાલ કેરવા —"શ્યામ ઝૂલેહિ રંગ કુંજન બનમેં૦"—એ રાહ.)

પ્રભુ ! સુન લે બિનતિયાં હમારી રે. ॥ટેક॥
ભવસાગરમેં ડૂબ રહા હું, લીજિયે બેગ ઉબારી રે.—પ્રભુ !૦ ॥૧॥
કામ-ક્રોધ-મદ દુશ્મન ભારે, નિશ-દિન કરત ખુવારી રે —પ્રભુ !૦ ॥૨॥
સ્વારથકે સબ બંધુ જગતમેં, કેવલ તુમ હિતકારી રે.-પ્રભુ !૦ ॥૩॥
'બ્રહ્માનન્દ' આશ તજ સબકી, આયો શરણ તુમારી રે —પ્રભુ !૦॥૪॥

રાગ કાફી એકતાલ ( "માયામાં મનડું મોહ્યું રે૦"—એ લય )

ભગવાન ! ભક્તિ મને આપો રે, દીનદયાળા. (ટેક.)
હરિ હવે હું હાર્યો છું, જન્મ મરણથી,
મારા દુ ખડા સર્વે કાપો રે...દીનદયાળા —ભગવાન૦
માધવ માયા ને મમતા, મને માર મારે,
હું શરણ પડ્યો છુ તમારે રે . દીનદયાળા —ભગવાન૦
દામોદર દુઃખના દરિયામાં, હું રહ્યો છુ ડુબી,
મને ચરણકમળમાં સ્થાપો રે...દીનદયાળા —ભગવાન૦

( રાગ બહદંસ-તાલ ધમાલ "નાથ કૈસે૦" એ લય. )

હરિ તુમ અમ ભવબંધ છુડાવો, કાહે દેરિયા નાથ ! લગાવો.-હરિ૦(ટેક)
હૂં અજ્ઞાની પામર પ્રાણી, દાસનદાસ બનાવો,
કરૂણાનિધિ તુમ કરતા સ્વામી, ભૂલ નહીં નાથ ! જાવો —હરિ૦
સબ ઘટ પૂરણ નાથ નિરંતર, જાય કહાં મૈં ઢુંઢાવો;
દીનદયાલ દયાલુ દેવા ! દીનાનાથ કહાવો —હરિ૦
જન્મ-જન્મ દામન કષ્ટ ભયો હૈ, લાજ તુમહિ તો રખાવો,
આજ હમારે કારણ સ્વામી, કાહે વિલંબ લગાવો ? —હરિ૦
ડૂબ રહા ભવબીચ નદીમેં, ધીરજ આન બંધાવો,
નારાયણ તો આશ લગાઈ, નાથ ! તેરા ગુણ ગાવો. —હરિ૦ ।

## ॥ દાસનો દાવો ॥

( રાગ કાફી—તાલ ધુમાળી. )

દામોદર ! દુઃખડાં કાપો રે, પાવલે લાગું;
નંદલાલ ! નિજાનંદ આપો રે, એ વર માગું. ॥ ટેક ॥
વા'લાજી ! હું છું પળ-પળનો અપરાધી;
ભરેલો આધિ-વ્યાધિ રે, પાવલે લાગું.—દામોદર૦ ॥ ૧ ॥
વા'લાજી ! હું તો તમારા બળથી ઘણો ગાજું;
જાણો છો કહું શું ઝાઝું રે, પાવલે લાગું.—દામોદર૦ ॥ ૨ ॥
વા'લાજી ! હું જેવો તેવો તોયે છું તમારો;
આધાર અવર નહીં મારો રે, પાવલે લાગું.—દામોદર૦ ॥ ૩ ॥
વા'લાજી ! મારૂં જોર નથી જો તરછોડો,
શું રૂડી કરે મંકોડો રે, પાવલે લાગું.—દામોદર૦ ॥ ૪ ॥
વા'લાજી ! શ્રીમુખ પોતાનો કહો છો મારે લાડું;
બીજું બળ કયાથી કા'ડુ રે, પાવલે લાગું.—દામોદર૦ ॥ ૫ ॥
વા'લાજી ! જનનું માન જગતમા વધારો;
ગમે તો ઘરમાં મારો રે, પાવલે લાગું.—દામોદર૦ ॥ ૬ ॥
નૃપના ગજ-ઘોડા મસ્તીખોરાને માન મોટું,
મારે ના માન ખોટું રે, પાવલે લાગું.—દામોદર૦ ॥ ૭ ॥
'દયા'ના પ્રીતમ ! પાણિ ગ્રહ્યો છે તો નિભાવો;
મારો દાસપણાનો દાવો રે, પાવલે લાગું.—દામોદર૦ ॥ ૮ ॥

(રાગ કાફી—તાલ પંજાબી ઠેકો અગર ધુમાળી.—
"માયામાં મનડું મોહ્યું રે૦"—એ ઢાળ )

દાવો કરૂં શું તુજથી રે,? નન્દના લાલા !;
તુજ ગતિ કળાય ન મુજથી રે, નન્દના લાલા !.—દાવો૦ ॥ટેક.॥
ગુણ ગણતામાં થાકયા, અજ-નારદ-શારદ-શિવ;
તો વદે શું પામર જીવ રે ?, નન્દના લાલા !.—દાવો૦ ॥૧॥
હિંમત હું સર્વે હાર્યો, ના પહોંચે બુદ્ધિ મારી;
શીદ કરવી વ્યર્થ લવારી રે !, નન્દના લાલા !.—દાવો૦ ॥૨॥
રાહ બતાવો મુજને, એ અરજ મારી સ્વામી !;
હું જડબુદ્ધિનો કામી રે, નન્દના લાલા !.—દાવો૦ ॥૩॥

અંતરમાં ગુરુએ પ્રેર્યું, "જા સદ્‌ગુરુજીને શરણે;
હરશે માયા-આવરણો રે," નન્દના લાલા !.—દાવો૦ ॥૪॥
સંકલ્પ થયો જ્યાં મનમાં, મળિયા 'પરમાનન્દ' સ્વામી;
વૃત્તિઓ 'શનુ'ની વિરામી રે, નન્દના લાલા !.—દાવો૦ ॥૫॥

---

## "દીન અરજ"

(રાગ ધીરા ભગતની કાફી—તાલ દીપચંદી.)

ભટકતા ભવમાં રે,-ગયા કાળ કોટિ વહી;
હદ થઈ દાવાં રે, રાખો હરિ હાથ ગ્રહી. ॥ટેક॥
આવ્યો શરણ ત્રિતાપનો દાઝ્યો, શીતળ કીજે શ્યામ !;
કરગરી કહું છું કૃષ્ણ કૃપાનિધિ ! રાખો ચરણે સુખધામ :
કરુણા-કટાક્ષે રે, કિલ્મિષ-કોશ દહી. —ભટકતાં૦ ॥૧॥
(જો) મારા કૃત સામુ તમે જોશો, તો દરશે બરાબરી;
રત્ન-ગુંજા કયમ હોય સમતોલ, હું તો રંક ને તમે હરિ :
માટે મન મોટું રે, કરો મુને રંક લહી. —ભટકતાં૦ ॥૨॥
આશાભર્યો આવ્યો અવિનાશી !, સમર્થ લહી તમ પાસ;
ધર્મધોરિંધર-તમ દ્વારેથી, હું કયમ જાઉં નિરાશ ! :
નિજનો કરી લ્યો રે, ના તો મુને કહેશો નહી.—ભટકતાં૦ ॥૩॥
અર્જ સાંભળો અનાથ જનની, શ્રવણે શ્રીરણછોડ !;
એકવાર સન્મુખ જુઓ શામળા !, પહોંચે (મારા) મનના કોડ ! :
હસીને બોલાવો રે, "'દયા' તું મારો" કહી.—ભટકતાં૦ ॥૪॥

રાગ સોરઠ (દેશ)—તાલ ત્રિતાલ.

'હરિ ૐ' અંતર્યામી ! અમને સુબુદ્ધિ આપજો રે, કુબુદ્ધિ કાપજો રે. (ટેક
અસાર આ સંસારે લોભાઈ, જાણી ખરી સ્ત્રી-પુત્ર-સગાઈ;
મમતા વધતી દિન-દિન એવી દબાવજો રે.—હરિ ૐ૦ ॥૧॥
અકળિત માયા પ્રભુ ! તમારી, શુક-બ્રહ્માદિ ગયા જ્યાં હારી;
એવી અટપટી માયાથી છોડાવજો રે.— હરિ ૐ૦ ॥૨॥
યોગી-ભક્ત જે અનુભવે કહે છે, સ્વરૂપ એવું ચિત્ત ચહે છે;
દર્શન દઇ તે રૂપે શરણે રાખજો રે.— હરિ ૐ૦ ॥૩॥
રટના નિશ-દિન નાથ ! તમારી,-કરવા બળ આપો ગિરિધારી !;
અરજી સેવક 'શનુ'ની પ્રભુ ! ઉર ધારજો રે.—હરિ ૐ૦ ॥૪॥

( રાગ કાફી—તાલ દીપચંદી – ધીરાના પદનો રાહ. )

શામળીઆ શઢ તુટયો રે, હોડી હવે હાલે નહીં;
આ ભવસાગર કેરા રે, ઝપાટા ઝાલે નહીં. —શામળીઆ૦ ॥ટેક॥
ભવસાગરના ભરદરીઆમા, હાલક–ડોલક થાય;
નીરખ ન મળે નાથ વધારે, પવને પાછી જાય,
દામણુ કયાથી દઈએ રે, કુવા–થંભ કયા છે અહીં ?—,, ॥૧॥
ભાર ભર્યો છે નાથ વધારે, પાણી પેસે માય,
હાય ! હલેસા કામ ન લાગે, અન્ય ઉપાય ન કાય;
હોકાની હોશીઆરી રે, હરિ ! હવે જાતી રહી. — ,, ॥૨॥
નાવિક મૂર્ખ નમાલો માધવ', આધક કનવે કારા,
મહાયકારક સખા હતો જે, તે પણ પામ્યો છે નાશ,
મારી કર્મ–કહાણી રે, હરિ ! નહીં જાય કહી. — ,, ॥૩॥
આ ઘમઘોર ઘટા ચઢી આવી, તેમા છે તોફાન;
ઉપર આભ તળે છે પાણી, ભૂલ્યો ભૂધર ! ભાન;
દામોદર ! ડુબું છુ રે, સંકટ સર્વે સહી. — ,, ॥૪॥
વિજળીઓના થાય કડાકા, અતિ અંધારી રાત,
સુકાન કામ કરે નહીં કાંઈ, હવે હરિ ! ઝાલો હાથ;
વાર કરે શુ વળશે રે, અધવચ આમ અહીં. — ,, ॥૫॥
શરણાગત–પાલક છો તમે, તો ચિંતા શાને હોય,
જગજીવન ! જાણું છુ સઘળું, ધીરજ ન રહે તોય;
'કેશવ' કયા સંતાણા રે, અવસર જાય વહી. — ,, ॥૬॥

( રાગ ધીરાની કાફી—તાલ દીપચંદી. )

જાવું છે દૂર ઝાઝું રે, ગાડું અહીં ગુંચી ગયું,
પરમેશ્વર પાર ઉતારો રે, અધવચ આ શું થયુ ?'. જાવું છે. ॥ટેક॥
હાંકનાર હરજીડ બન્યો છે, ખેલ રહ્યા નહિ હાથ;
ચૂકયા દિશ જાવાની ચમકી,–રઝળ્યો સઘળો સાથ;
કોણ કહો અટકાવે રે આખર આવી રહ્યું. —જાવું છે૦
હાય ભયાનક જગલ મોટું, ભારે પંક ભરેલ;
'વાઘ વરૂ ને વાનર ઝાઝા, એમાં કંઇ વગેલ;
ચોગમ ચોર ફરે છે રે, કાંઈ નહિ જાય કહ્યું. —જાવું છે૦
રાત રહી અંધારી ભારે, કંટક લાગે પાય;
વરસે મેઘ વીજળી ચમકે, થરથર કંપે કાય;
ભૂતાવળને ભડકે રે, હરબડ થાય હૈયું. —જાવું છે૦

ગારામાં ગુંચ્યાં બે પેડાં, ટૂટયાં જોતર-રાશ;
બેલ કરેડી હેાા બેદા, ટોટી કરાવે કાશ;
આમાંથી ઉગરવા રે, કરવું હવે કામ કયું ? —જાવું છે૦
ગાડું ગુંચે હું ગુંચાયો, કોઈ સહાય ન પાસ;
વિશ્વેશ્વર વગદા વીણીને, નટવર થાઉં નિરાશ;
'કેશવ' હરિ શું સતા રે, પ્રભુ-પદ જાય વહ્યું. —જાવું છે૦

(રાગ સિંધ-કાફી—તાલ દીપચંદી અગર ત્રિતાલ.)

પ્રભુ ! મોરે અવગુણ ચિત ન ધરો :
સમદરશી હૈ નામ તિહારો, ચાહે તો પાર કરો. ॥ટેક॥
ઇક નદિયા ઇક નાલ કહાવત, મૈલો હિ નીર ભર્યો;
જબ મિલ કરકે એક વર્ણ ભયો, 'સુરસરિ' નામ પર્યો.-પ્રભુ૦ ॥૧॥
ઇક લોહા પૂજામે રાખ્યો, ઇક ઘર બધિક પર્યો;
પારસ ગુણ-અવગુણ નહિ ચિતવે, કંચન કરત ખરો.-પ્રભુ૦ ॥૨॥
યહ માયા ભ્રમજાલ કહાવે, 'સૂરદાસ' સગરો;
અબકી બેર મોહે પાર ઉતારો, નહિ પ્રણ જાત ટરો.-પ્રભુ૦ ॥૩॥

(કાવ્ય — વસંતતિલકા વૃત્ત. —)

" જોશો નહિ પ્રભુ! કદી મુજ દોષ સામું,
સમદર્શી નામ પ્રભુ કો કહે તમારૂં;
ઇચ્છોજ ગાત્ર કદી નાથ! હમે ઝહને તો,
ઉદ્ધારશો પતિતને પ્રભુ ! ફક્ત સ્પર્શે. ॥૧॥
દુર્ગંધી છેક જળ ખાડ મહીંનું કોઈ,
અત્યંત નિર્મળ કદી યમુના તણું વા;
ગંગા તણા પુનિત વ્હેણ મહીં મળીને,
બન્ને સમાન બનતાં જન પાપ ધોવા. ॥૨॥
કો લોહ મૂર્તિ બની મંદિરમાં પૂજાય,
કે તેજ લોહ તણી ખાટકી હસ્ત છુરી;
સ્પર્શે પરંતુ કદી પારસ એમને જો,
થાયે સુવર્ણ નક્કી તેજ ક્ષણે સમાન ॥૩॥
જોતા ન તેમ પ્રભુ કદી મુજ દોષ સામું;
સમદર્શી નામ સહુ કો કહે તમારૂં. "

" O Lord look not upon my evil quantities !
Thy name, O Lord ! is Same-Sightedness,

By Thy touch, if Thou wilt
Thou canst make me pure.

One drop of water is in the Sacred Jumna,
Another is foul in the ditch by the road-side,
But when they fall into the Ganges,
Both alike become holy.

One piece of iron is the image in the temple,
Another is the knife in the hand of the butcher,
But when they touch the philosopher's stone,
Both alike turn to gold. "

( રાગ તોડી – ત્રિતાલ. )

અવગુણ મેરો કીજે હરિ ! માફ, અબ કીજે માફ, અબ કીજે માફ ॥ટેક॥
તિહારે ચરણ શરણ આયો હુ, અવિનાશી જાનિ પ્રબલ પ્રતાપ. ૧
જૈસો હિ તૈસો તિહારો હિ કિંકર, મન-વચ કર્મ કરી જપૂં નિત જાપ;
'પ્રેમાનંદ' કહે નાથ ! મેરો કહી ગ્રહો હાથ, ઉર-શીસ પર ધરો ચરનછાપ ૨.

( રાગ કાફી—હોરી-તાલ-દીપચંદી )

અબકી ટેક હમારી, લાજ રાખો ગિરિધારી !. ॥ટેક॥
જૈસી લાજ રાખી અર્જુનકી, – ભારત યુદ્ધ મઝારી,
સારથિ હોકે રથકો હાંકો, – ચક્ર સુદર્શનધારી !;
ભકતનકી ટેક ન ટારી.— .. ... અબકી૦ ॥૧॥
જૈસી લાજ રાખી દ્રૌપદીકી, હોન ન દીનિ ઉઘારી,
ખૈંચત–ખૈંચત દો ભુજ થાકી, દુઃશાસન [1]પચહારી,
ચીર બઢાયો મુરારિ — ... ... અબકી૦ ॥૨॥
'સૂરદાસ'કી લાજ રાખો,–અબ કો હૈ રખવારી ?,
રાધે રાધે શ્રીવર પ્યારો [2] શ્રીવૃષભાનદુલારી;
શરણ તક આયો તુમ્હારી — ... ... અબકી૦ ॥૩॥

( રાગ જોગી – તાલ ત્રિતાલ. )

અબ મૈં નાચ્યો બહુત ગોપાલ !. ॥ટેક॥
કામ–ક્રોધકો પહિરિ ચોલના, કંઠ વિષયકી માલ –અબ૦ ॥૧॥
મહા મોહકે નૂપુર બાજત, નિન્દા સબ્દ રસાલ;
ભરમભર્યો મન ભયો પખાવજ, ચલત કુસંગતિ–ચાલ.–અબ૦ ॥૨॥

૧. મથી થાકયો. ૨ શ્રીવૃષભાનજીની કન્યા — રાધિકાજી

તૃષ્ણા નાદ કરત ઘટ ભીતર, નાનાવિધ દૈ તાલ;
માયાકો કટિ ફેટા બાંધ્યો, લોભ-તિલક દૈ ભાલ.-અબ૦ ॥૩॥
કોટિક કલા કાછિ દિખરાઇ, જલ-થલ સુધિ નહિં કાલ;
'સૂરદાસ'કી સબૈ અવિદ્યા, - દૂર કરો નન્દલાલ !-અબ૦ ॥૪॥

**ભૈરવી-એકતાલ અગર કવાલી.**

અમારી લેજો પ્રભુ ! સંભાળ, અમે તો છીએ તમારાં બાળ : ॥ટેક॥
અભાગીમાં નહિ કંઇ જ્ઞાન, અર્પો સુવિદ્યાનું દાન;
જેવા દેશો વિચાર એવા થશે અમોથી કામ.— અમારી૦ ॥૧॥
(સાખી)-બાળપણાથી મોટા કીધા, દુઃખ ભયંકર ટાળી દીધાં;
એવી રીતે રાખજો આ દીન ઉપર બહુ ધ્યાન.-અમારી૦ ॥૨॥
(સાખી)-પાપ અમારાં સર્વે કાપો, ભક્તિ હૃદયમાં નિશ-દિન સ્થાપો;
જેથી આપના નામના કંઇ શુભ જપાયે જાપ.-અમારી૦ ॥૩॥
(સાખી)-દ્વેષ-કલેશ આવે ન જરીએ, આપ-નામથી આનંદ કરીએ;
કહે વિષ્ણુ પ્રભુ કૃપા કરીને, શરણે રાખો આપ.-અમારી૦॥૪॥

**ભૈરવી તાલ ખેમટો.**

જીના જરૂરી રામ ! તેરે લીયે;
તેરે લીયે, પ્યારે તેરે લીયે રે—તેરે લીયે. ॥ટેક॥
પહાડ, નદી, આસમાન, સમુંદર, ચંદા સૂરજ રામ ! તેરે લીયે.-જિના૦
તેરાહી નૂર સભીમેં પસારા, બીજલી ચમકે રામ ! તેરે લીયે. "
નહિ કછુ મેરે આશા-તમન્ના, આને અરુ, જાને રામ ! તેરે લીયે."
ધન, સુત, દારા, દોસ્તોકી યારી, હસતે-રોતે રામ તેરે લીયે. "
ખાના-ખિલાના, પીના-પિલાના, લેના અર દેના રામ તેરે લીયે."
તેરી મહોબતકી પ્યાસ ગજબ હૈ, પીયા મૈં શરાબે જામ તેરે લીયે."
તેરી મસ્તીમેં દિલ યે દિવાના, ફીરતા અકેલા રામ ! તેરે લીયે."
તેરી અગનમેં ઉમર એ જલતા, રટતી તેરા નામ તેરે લીયે. "
આશીક તું, મૈં તેરાહી બંદા, બનાદે ફકીર રામ! તેરે લીયે. "

**ભૈરવી-તાલ દાદરો.**

મૈં ગુલામ મૈં ગુલામ મૈં ગુલામ તેરા;
તૂં સાહેબ તૂ સાહેબ તૂં સાહેબ મેરા. (૨૬.)
રૂપ નાહિ, રંગ નાહિ, નાહિ અંગ છાયા;
નિર્વિકાર નિરાકાર પ્રભુ, તૂં હિ સુખદાયા.-મૈં ગુલામ૦

(એક રૈટી, દો લંગોટી, દ્વાર તેરે પાઉં;
કામ-ક્રોધ છોડ કર, હરિ-ગુણ ગાઉં.— "
મહેરબાન-મહેરબાન, મહેર કરો મોરી;
દાસ '**કબીર**' ચરણ ખડા, નઝર દેખ તોરી.— "

**ભૈરવી — ત્રિતાલ.**

હો રસિયા ! મૈ તો શરણ તિહારી.
નહિ સાધન બલ બચન ચાતુરી, એક ભરોસો ચરણે ગિરિધારી. (ટેક.)
કડવી તુંબરિયા[1] મૈ તો નીચ ભૂમિકી, ગુણઆગર પિયા તુમહિ સેંવારી[2]. હો૦
મૈં અતિ દીન બાલક તુમ શરણ, નાથ ! ન દીજે અનાથ બિસારી. હો૦
નિજ જન જાનિ સઁભાલોગે પ્રીતમ, **પ્રેમસખી** નિત જાઉં બલિહારી. હો૦

**ભૈરવી — ત્રિતાલ.**

ગોપાલા ! મેરી કરુણા કયુ નહીં આવે ?, ॥ટેક॥
મૈં હુ પતિત તુમ પતિત-ઉદ્ધારક, મો પૈ દયા કયુ ન આવે –ગોપાલા૦
પૂજન-અર્ચન મૈ નહીં જાનુ, આપ ચરન મન ભાવે.—ગોપાલા૦
**સૂરદાસ** પ્રભુ ! અધમ-ઉદ્ધારન, તુમ બીન કૌન બચાવે.—ગોપાલા૦

**પદ.** ("જશોદાના જાયા ડાહ્યા સુભદ્રાના વીરા રે૦" એ લય.)

પળના તમને ભૂલું વર એ, આપો મારા સ્વામી રે,
આઠે પહોરે મારે ઉરે, રહેજો અંતરયામી રે.—પળના૦
ખાતા અન્ન વિષે પ્રભુ !, રૂપ તમારૂ જોઉં;
પીતા જળ, જળમા પ્રભુ !, તમને જોઇ-જોઇ મોહું —પળના૦
શ્વાસ ગ્રહેતા વાયુમા,-તમને ભેટું નાથ,
નહાતા જળથી, જળ વિષે, આલિંગી ભરૂ બાથ.-પળના૦
સુત દારા સંબંધીના,-તનુમા સુંદરશ્યામ !;
ભાળી તમને ભૂલી જઉં, મિથ્યા આ રૂપ-નામ.-પળના૦
મિત્રોમા શત્રુ વિશે, રમણીય નીરખું રૂપ;
રાગ-દ્વેષ જાઇ વિસરી, થઉ તમમા તદ્રૂપ.—પળના૦
પશુમા, પોરામા અને, વનસ્પતિમા ઈશ !;
મારે નયને આવજો, માગુ નમાવી શીશ.—પળના૦
સકળ દસ્ય સ્થળ ભાસજો, પ્રિયતમ ! મુજને આપ;
બીજું નથી કશુ માગવું, દો તો દો એ બાપ !.-પળના૦
અંતરમા કે બાહ્ય આ,-જગતરૂપે કો કાળ;
**નરહરિ** પ્રભુ ! ના આવશો, શિશુ પર ધરીને વ્હાલ.-પળના૦

---

1. કડવી તુંબડી. 2. સુધારી.

પદ. ("મારી કરીને મોહબાણ, કવિ કુડા૦" એ લય.)

આવી મારી ઝુંપડીમા આજ મારા સ્વામી !
પાવન કીજે આ દીન દાસ;
ગણુ જાણે મારી આપ વિના દાઝ, મારા સ્વામી !
કરશો મને ના નિરાશ. ॥ટેકા॥

નથી આસન રૂડું પ્રભુ ! બેસાડવા, નથી ષડ્ રસ ભોજન જમાડવા;
મારા સ્વીકારો રાટલો ને ધાશ, મારા સ્વામી ! ... પાવન૦

મારી પાસે ન દિવ્ય વસ્ત્ર નાથ આપવા, નથી પુષ્પહાર કંઠે આરોપવા;
માનો પુષ્પહાર, અર્પું તુચ્છ ઘાસ, મારા સ્વામી ! ... પાવન૦

હું છુ દુર્બલ ન ચરણમા કાઇ મૂકવા, મુકું માથુ પદે, રીઝો પ્રભુ ! સ્વીકારવા,
જો જો ભાવ, જોશો સામગ્રી ન ખાસ, મારા સ્વામી ! ... પાવન૦

નથી મારે વૈભવોને નાથ ! માગવા, ઇચ્છુ સામર્થ્યને ન, આપથી આગવા;
યાચુ એજ રાખો નિત્ય ચરણ પાસ, મારા સ્વામી ! ... પાવન૦

સાધન સદ્‌ગુણહીન હું છુ આળસુ પૂરો, દુઃખ સાગરે ડુબેલો છુ નિત્યનો ઝુરો !
મારે એક માત્ર આપનો વિશ્વાસ, મારા સ્વામી ! ... પાવન૦

નાથ નરહરિ દયા આપ દર્શાવજો, મારી રંકની પર્ણકુટી શોભાવજો;
નાખીશ આવશો નહિ ત્યા લગી નિ શ્વાસ મારા સ્વામી ! ...પાવન૦

રાગ છુટક-પહાડી-તાન ખેમટો.-"ધન્ય જેણે હરિ-ગુણ ગાયા૦"-એ રાહ.

નાથ ! તમે સાથ મ્હારી રહેજો,
સંકટ-સમે, નાથ ! તમે સાથ મ્હારી રહેજો !;
વિનતિ એ મ્હારી ઉર ધરજો !.—સંકટ-સમે૦ ॥ટેકા॥

અબુધ અજ્ઞાન બાળ હું આ સંસારનો,
નાથ ! નિભાવી મ્હને લેજો !.—સંકટ-સમે૦ ॥૧॥

કામ, ક્રોધ, લોભ, મોહ, મત્સર ને માયા;
બાળને બચાવી એથી લેજો !.—સંકટ-સમે૦ ॥૨॥

જ્ઞાન, દાન, ભક્તિ તણા ઉત્તમ વિચારો;-
હરિ ! હમેશ મ્હને દેજો !.—સંકટ-સમે૦ ॥૩॥

ભક્તોના ધ્યાગ પ્રભુ ! માગે 'શનુ' એટલું;-
"મરણાન્તે સાનિધ્યે રે'જો" ! ! !.—સંકટ-સમે૦ ॥૪॥

## अंतकाळ समयनी प्रभु-प्रार्थना.

પદ ("વા'લા મ્હારે આવો તો૦" એ લય)

અંતકાળે વાલમ વ્હેલા આવજો રે,
મારા તનડાના તાપને બુઝાવજો રે — અંત૦
સગાં વ્હાલાં જુઠાં સંસારનાં રે,
કોણ દુઃખ મુકાવે જમ-મારના રે —અંત૦
અંતકાળનું ટાણું છે પ્રભુ ત્રામનું રે,
દુઃખ જાણી પધારજો ત્યાં દાસનું રે —અંત૦
ગુણ-અવગુણ તમામ મારા ટાળજો રે,
એક શરણાની લાજને સંભાળજો રે —અંત૦
કંઠનાળ જો રૂંધાશે કફ જાળથી રે,
ત્યાં છે તરવાનું આપની સંભાળથી રે —અંત૦
તૂટે નાડીઓ ને થાય ટુંકી જીભડી રે,
મ્હાઈ આવજો ત્યાં ગરૂડે ચઢી રે —અંત૦
તન તજવા-ટાણે જો જમ ઝાલશે રે,
આખા જગમાં હાસી આપની થશે રે —અંત૦
જમ હાથે જાતોતો અંતવેળને રે,
આપે લીધો ઉદ્ધારી અજામેળને રે —અંત૦
વિના વાહને ગયા કરૂણા-કાજને રે,
ગ્રાહ-પાસથી મુકા'યો ગજરાજને રે —અંત૦
લાગ્યો નેમાં ચોદિશ ઉંડી આગને રે,
ત્યાંથી બચાવ્યાં મંઝારી બાળને રે —અંત૦
તારી નાયકા હે નાથ ! અર્ધે નામને રે,
દંગો દેશોમાં તુલજારામને રે —અંત૦

॥ ॐ ॥

## ॥ પાગલ બાલકની પ્રભુ પાસે યાચના ॥

(રાગ હમીર—તાલ ત્રિતાલ)

પ્રભુ ! તમ પાસે એટલું યાચીએ,—
અમો પાગલ બાળક ભેળા થઈ, પ્રભુ ! તમ પાસે એટલું યાચીએ ॥ટેક॥
(અમો પાગલ બાળક ભેગા થઈ)—
પ્રભુ ! તમ પાસે એટલું યાચીએ,—
પ્રભુ ! તમ પાસે એટલું યાચીએ;—
પ્રભુ ! તમ પાસે એટલું યાચીએ — અમો૦ ॥૧॥

(અમો પાગ ઢ બાનર ભેળા થઈ)-

(પ્રભુ!) બાળક અમે તમ શરણે રહીએ,-
તમ મહિમા-ગુણ ગાતા રહીએ -
તમ પાસે એટલું યાચીએ-પ્રભુ! તમ પાસે૦-અમો૦ ॥૨॥

(અમો પાગ ઢ બાળક ભેળા થઈ)-

(પ્રભુ!) 'ગુરુ ૐ'-'ગુરુ ૐ' રટતા રહીએ,-
રા ા-રામ પ્રતિ પ્રેમ રસ ભરીએ -
તમ ાસે એટલું યાચીએ-પ્રભુ! તમ પાસે૦-અમો૦ ॥૩॥

(અમો પાગલ બાળક ભેળા થઈ)-

(પ્રભુ ) પાલક પિતા! બાલક ન વિસારીએ,-
અમ અપરાધ ચિત્ત નવ ધરીએ -
તમ પાસ એટલું યાચીએ-પ્રભુ! તમ પાસે૦-અમો૦ ॥૪॥

(અમો પાગલ બાળક ભેળા થઈ)-

(પ્રભુ!) તમ થકી સૌભાગી થઈ ફરીએ,-
મસ્ત જીવન ધારણ અમો કરીએ -
તમ પાસે એટલું યાચીએ-પ્રભુ! તમ પાસે૦ -અમો૦ ॥૫॥

(અમો પાગલ બાળક ભેળા થઈ)-

(પ્રભુ!તનુ ત્યજતા 'ગુરુ ૐ' ઉચરીએ,-
'પરમાનન્દ' સ્વરૂપે વિરમીએ'-
તમ પાસે એટલું યાચીએ-પ્રભુ! તમ પાસે૦ -અમો૦ ॥૬॥

—× ૐ ×—

(હૈ રી-નિતાદા "તે હરસે પ્રીત લગાતા હૈ"-એ લય)

તુજ શરણુ એ અમ પરમ ક્ષેમ, હરિ ૐ! હરિ ૐ!! હરિ ૐ!!! (ટેક)
ષટ વિવિધ શાસ્ત્ર અજવાળા, સાધુ-સંતની ઉજ્જ્વાળા,
નભમ ડળી દીપમાળા,-ફરે પ્રદક્ષિણા તુજ સૂર્ય-સોમ —
—હરિ ૐ! હરિ ૐ!! હરિ ૐ!!!— તુજ૦ ॥૧॥

વન-વનની વિપુલ સમૃદ્ધિ મહાજનની અદ્ભુત બુદ્ધિ
સબા ગાજતુ નિરવધિ, તુજ ચરણ હજો નમી સકલ ભોમ —
—હરિ ૐ! હરિ ૐ!! હરિ ૐ!!!— તુજ૦ ॥૨॥

પંચન્દ્રિય પંચ શિખાએ, મન વાણિ કર્મ જીવ મધે;
અમ જીવનની કલા નાચે, તુજ કરે આરતિ રોમ-રોમ —
—હરિ ૐ! હરિ ૐ!! હરિ ૐ!!!— તુજ૦ ॥૩॥

[ગુજરાતના કવિસમ્રાટ 'શ્રીનાનાલાલ-દલપતરામ'.]

## ॥ परमात्मानी आरति ॥

ૐ જય જગદાધારા, પ્રભુ ! જય જગદાધારા;
પૂજ્ય પિતા પ્રભુ ! મ્હારા (૨), ગાઉં ગુણુ ત્હારા;—ૐ જયદેવ જયદેવ.
આરત-બન્ધુ આપ, આરત મુજ હરજો, પ્રભુ ! આરત૦
સ્વામી સચરાચરના (૨), સુખ-શાતા ભરજો; —ૐ જયદેવ૦
જગદુદ્ધારણુ નાથ, દુખ-ભંજન દેવા, પ્રભુ ! દુખ૦;
નિશ-દિન જપુ તુજ જાપો (૨), સજું ત્હારી સેવા;—ૐ જયદેવ૦
આદિ-અનાદિ આપ, અકળ ગતિ ન્યારી, પ્રભુ ! અકળ૦,
વેદ-વિરંચિ ન જાણે (૨), પ્રભુ ! પ્રભુતા ત્હારી; —ૐ જયદેવ૦
પૂરણુ પ્રભુ દયાળ, સુખ-શાતા-ભરતા, પ્રભુ ! સુખ૦;
શરણાગતને તારો (૨), તાપત્રિવિધ-હરતા, —ૐ જયદેવ૦
સબળ તમારી સ્હાય, જગત્રાતા જાણું, પ્રભુ ! જગ૦;
બળહીન આશ્રય બીજો (૨), ઉરમા ના આણું, —ૐ જયદેવ૦
સેવકનંદનનાથ, હાથ ગ્રહી તારો, પ્રભુ ! હાથ૦;
અવિનાશી અંતર્ગત (૨), વિનતિ ઉર ધારો; —ૐ જયદેવ૦

---

## ॥ ઇશ્વિર-મહિમા ॥

સબ ધરતી કાગજ કરૂં, કલમ કરૂં બનરાય;
સાત સમુદ્ર શાહી કરૂ, હરિગુણુ લિખ્યો ન જાય.

× × × ×

સાહેબ ! તેરી સાહેબી, સબ ઘટ રહી સમાય;
જ્યું મેંદીકે પાતમેં, લાલી લખી ન જાય.

× × × ×

ખાલેક બીન ખાલી નહીં, સુઈ ધરનકો દૈર;
આગે-પીછે રામ હૈ, રામ બિના નહીં ઔર.

× × × ×

રાગ આશાવરી-તાલ ધમાલ.

પ્રભુ ! તેરી મહિમા કિસ બિધ ગાવું ?!, તેરો અંત કહીં નહીં પાવું! (ટેક)
અલખ-નિરંજન રૂપ તુમારો, કિસ બિધ ધ્યાન લગાવું ? ! ;
વેદ પાર અજહું નહિં પાયો, મૈં કૈસે બતલાવું ? . —પ્રભુ૦ ॥૧॥
ગંગા-યમુના નીર બહાયે, મજ્જન કિમ કરવાવું ? ! ;
વૃક્ષ-બગીચે રચના તેરી, કૈસે પુષ્પ ચઢાવું ?!. —પ્રભુ૦ ॥૨॥

પાન ભૂતકી દેહ ન તુમરી, ચંદન કિમ લિપટાવું ? ! ;
સકલ જગતકે પાલનકર્તા, કિમ બિધ ભોગ લગાવું ? !.—પ્રભુ૦ ॥૩॥
હાથ જોડ કર અરજ કરૂં મૈં, બાર-બાર શિર નાવું;
બ્રહ્માનંદ નિવારો પડદા, ઘટ-ઘટ દર્શન પાવું. —પ્રભુ૦ ॥૪॥

(રાગ ઉપર પ્રમાણે.)

પ્રભુ ! તેરી મહિમા કૌન બખાને ?', જાંકો બ્રહ્માદિક નહીં જાને !. (ટેક)
તુ સર્વજ્ઞ ચરાચર પૂરણ, વ્યાપક સભી ઠિકાને;
ઘટ-ઘટ ભીતર જ્યોત તુમારી, ઢૂંડત ફિર દિવાને. —પ્રભુ !૦ ॥૧॥
કૈસે દેહ રચી હૈ તુમને ? !' કિસ બિધ પ્રાણ ચલાને ? ! ;
જીવ કહાંસેં આવે-જાવે ?', કોઈ સકે ન પિછાને. —પ્રભુ !૦ ॥૨॥
સૂરજ-ચાંદ સિતારે-પર્વત, નદિયાં નીર બહાને;
ભુવન ચતુર્દશ રચના તેરી, તુઝમેં સકલ સમાને.—પ્રભુ !૦ ॥૩॥
તેરી શરણ પડે જો પ્રાણી, મોક્ષ-ધામ પહુંચાને;
બ્રહ્માનન્દ બિના તુઝ સુમરણ,—જન્મ-જન્મ ભટકાને.—પ્રભુ !૦ ॥૪॥

(રાગ ઉપર પ્રમાણે)

પ્રભુ ! તેરી મહિમા પરમ અપારા', જાંકો મિલત નહીં કોઈ પારા.(ટેક.)
સકલ જગતકો આપ રચાવે, સબકા પાલનકારા,
અંદર-બાહિર સબ ઘટ પૂરણ, સબમેં નિશ-દિન ન્યારા.—પ્રભુ !૦ ૧.
કૈસે સૂરજ ગર્મ બનાયા !, શીતલ ચાંદ ઉજારા ! ;
જુદા-જુદા નિત ચમકે ભારી, કૈસે ચમકત તારા !. —પ્રભુ !૦ ૨.
ઊંચે-ઊંચે પર્વત કીને, સરિતા નિર્મલ ધારા;
કૈસે ભૂમિ અચલ નિરંતર !, કયો સાગર જલ ખારા ? !.—પ્રભુ !૦ ૩.
કિમ વિધ બીજ બને બિરછનકે !, નાના ભાત હજારા;
બ્રહ્માનન્દ અન્ત નહીં આવે, સુર-નર-મુનિ ગણ હારા.—પ્રભુ !૦ ૪.

ગજલ-તાલ ધમાલ. ("અગર હૈં શૌખ મિલનેકા૦" એ લય.)

જગતકે બાગકા માલી બડા હુશિયાર ભારી હૈ. (ટેક.)
લગાઈ બાગકી ક્યારિયાં, કર્મકા હાર પહિરાયા:
હમેશાં કર્મફલ ભોગે, નહીં છૂટનકી બારી હૈ.— જગતકે૦
બગીચા ખિલ રહા સુંદર, દેખલો ઇસકી ગુલજારી;
લગે કયા પ્રેમફલ પાકે, એકસેં એક ન્યારી હૈ.— જગતકે૦
કામ ઔર ક્રોધકી વાયુ સુકાતી બાગ-બૂટોંકો;
પિલાના નીર શાન્તિકા, સદા ફૂલ-ફૂલ જારી હૈ.— જગતકે૦

બનાયે વૃક્ષ કયા ઉમદા! સુગંધિ સબકી હૈં પ્યારી;
**નારાયણ** હૈં બડા માલી સ્યાના નિરવિકારી હૈં.—જગતકે૦

રાગ સોરઠ (દેશ)—ત્રિતાલ.

આ શા દેવળ ! સ્થળ-સ્થળ દીસે જગદધિનાથના રે :
ગણના જેની ના ગણી જાય વિવિધ બહુ ભાતના રે. (ટેક).
કંઈ નાના કંઈ મોટા આમા, કંઈ પુરુષાકૃતિ વળિ કંઈ વામા;
અસંખ્ય અહીં-તહીં ફરતા કઈ પશુ-જાનના રે.— આ શા૦
કોઈ ગોરા કોઈ કાળા, કોઈ ઘઉં વર્ણા કોઈ હરિયાળા,
પગવાળા, પાખાળા, કોઈ બે હાથના રે.— આ શા૦
કોઈમા સુગંધ મઘમઘ વ્યાપી, દુર્લક્ષે કોઈ મળના વાપી,
કોઈમા પૂજન-અર્ચન કોઈ સ્થળ શ્વાનના રે.— આ શા૦
ઉપરથી કોઈ બહુ શણગાર્યા, અંદર પણ વહે રકતની ધારા;
કૉ જે પશુ-વધ થાતા ત્યા નિત્ય રાતના રે. – આ શા૦
સુન્દર-મલિન સકળ દેવળમા, લઘુ-ગુરુમા, સુદૃઢ-નિરબલમા;
ગર્ભાગારે પણ ચરણો જગતાતના રે.— આ શા૦
ઉપરનુ સઉ કોઈ નિહાળે, ભીતર પ્રભુને કોઈ ન ભાળે,
ગૃહ-કૂપ ત્યજી શોધે નિર્જળ કૂપ રાનના રે.— આ શા૦
નાથ **નૃહરિ** નિજ તનુ-મંદિરમા, નિકટ સદા, નથી ગંગા-તીરમા;
જોતા સાધક સાધી ભકિત-સાધના રે.— આ શા૦

રાગ સોરઠ-ત્રિતાલ

તું તો ન્યારો રહીને ખેલે છે નાગયણા રે. (ટેક.)
તારી ઇચ્છા એજ માયા, તેમા સઘળા ભેદ સમાયા;
તું નિરગુણ પણ ગુણ તુજમા દીસે ઘણા રે. ...તુ તો૦
પવન-પાણીનો પિંડ બનાવે, તેમા ચેતન તારૂ આવે;
તુજ ડહાપણુ જોતામા કાઈ નહીં મણા રે. ...તું તો૦
નટ જેમ પટને ઓથે રહે છે, સકળ પુતળા નાચ કરે છે;
તેમ તારા કરમા સર્વેના તાતણા રે. .........તું તો૦
એક કળે સૌ જગત હલાવે, ચમકદૃષ્ટિ જેમ લોહ ચલાવે;
ઇચ્છા જ્ઞાન ક્રિયા તારાં સોહામણા રે. ......તું તો૦
તું ખેલે છે બાજી તારી, એમા ન પહોચે બુદ્ધિ મારી;
**છોટમ** તુજને ભજતા ભાગે ભરમણા રે. ......તું તો૦

રાગ કલ્યાણ—ત્રિતાલ

ચરનરજ-મહિમા મૈં જાની ॥ ટેક ॥

જિન ચરનનસે પ્રગટી સુરસરી, ભગીરથ ભૂપ આની —ચરન૰
જેહી પદરજસે અહલ્યા ઉધારી, ગૌતમ ઋષિકી રાની —ચરન૰
જેહી પદરજસે ભક્ત વિભીષણ, પાયો લંકા-રાજધાની —ચરન૰
જેહી પદ સેવે વિપ્ર સુદામા, ગયે દારિદ્ર ધર સંપતિ આની —ચરન૰
'તુલસિદાસ' ભજે દશરથનંદન, ચરનકમલ ચિત આની —ચરન૰

રાગ રામકલી—એકતાલ

બંગલા ખૂબ બનાયા બે, અંદર નારાયણ સોયા (ટેક)
પંચતત્ત્વકી ભીંત બનાઈ, તીન ગુનકા ગારા,
ઓમ્-સોઽહમ્કી છાન ચનાઈ, ચેતન કરનેહારા —બંગલા૰
ઉસ બંગલેકુ દશ દરવાજે, બીચ પવનકા ખંભા,
આવત-જાવત કોઈ નહિ દેખે, એહી બડા અચંબા — ,,
પાંચ-પચીસા પાત્ર નાચે, મનવા તાલ બજાવે,
સુરત-નુરતકા મૃદંગ બાજે, રાગ છત્તીસા ગાવે — ,,
અપરંપાર ભરા હૈ યારો, સદ્‌ગુરુ ભેદ બતાયા,
કહત કબીરા સુનો ભાઈ સાધુ! જિન્ને પાયા ઉન્ને છુપાયા ,,

---

## ॥ ઈશ્વરની અઘટનઘટનાપટીયસી માયા ॥

રાગ બિહાગ અથવા આશાવરી—તાલ ધમાલ

અહો પ્રભુ! અચરજ માયા તુમારી, જિસ મોહે સકલ નર-નારી ॥ટેક॥
બ્રહ્મા મોહે, શંકર મોહે, મોહે ઇન્દ્ર બનડારી,
મનમદિર નારદમુનિ મોહે, દુનિયા કૌન બિચારી — અહો૰ ॥૧॥
યોગ કરતે યોગી મોહે, બનમેં મોહે તપધારી,
વેદ પઢતે પંડિત મોહે, ભૂલ ગયે સુધિ સારી —અહો૰ ॥૨॥
પાંચ વિષયકી જાલ બિછાઈ, બંધન રચિયા ભારી,
લાખચમેં સબ જીવ ફસાયે, નિકસનકી નહિં બારી —અહો૰ ॥૩॥
જિસ પર કિરપા હોય તુમારી, સો જન ઉતરે પારી,
બ્રહ્માનંદ શરનમેં આયો, લીજિયે મોહે ઉબારી —અહો૰ ॥૪॥

(॥ સાક્ષાત્ પ્રભુ-વાણી – ભગવદ્‌વચન પણ છે — ॥)

" दैवी ह्येषा गुणमयी मम माया दुरत्यया ।
मामेव ये प्रपद्यन्ते मायामेतां तरन्ति ते ॥ "

[ इति गीता – अ० ७ – श्लोक १४ ]

पुनश्च :—"ईश्वरः सर्वभूतानां हृद्देशेऽर्जुन तिष्ठति ।
भ्रामयन्सर्वभूतानि यन्त्रारूढानि मायया ॥
तमेव शरणं गच्छ सर्वभावेन भारत ।
तत्प्रसादात्परां शान्तिं स्थानं प्राप्स्यसि शाश्वतम् ॥"
[ इति गीता – अ० १८ – श्लो० ६१–६२. ]

**રાગ કાલીંગડા અગર આશાવરી-ત્રિતાલ.**

એજ અચંબો મોટો, જગતમાં એજ અચંબો મોટો. ॥ ટેક ॥
ધન-સંપત્તિ દંપતી-સુખ જ્યાં, સંતતિનો રહે તોટો,
સંતાનો અરધી કોડી ત્યાં, તાંબીઓ ના મળે ખોટો.—જગતમાં૦
વિદ્યાવાનને દીનજ રાખે, મૂરખ શાલનો જોટો;
ગુણિયલને ગોથાં ખવરાવે, ના મળે દોરી-લોટો.— „
કુલટાને સજ્જન સ્વામી ને સતીને શિર પતિ ખોટો;
મૃગનયની સ્ત્રી સૂરદાસને, કુરૂપ-કંદર્પ જોટો.— „
વૈભવીને ત્યાં વિધ-વિધ વ્યાધ, વૈદ્ય-ગૃહે દે દોટો;
તંદુરસ્તને વિધિએ અરાધ્યા, – કરે કમંડળ-સોટો.— „
ગુણ ભર્યાં ત્યાં રૂપની ખામી, રૂપમાં ગડબડ-ગોટો;
'મણિ' કહે મહા વિષધર તક્ષત, છેક બનાવ્યો છોટો.— „

## ॥ શ્રીભવાની (ભગવતી)ન સ્તુતિ ॥

नमस्ते शरण्ये शिवे सानुकम्पे, नमस्ते जगद्व्यापिके विश्वरूपे ।
नमस्ते जगद्वन्द्यपादारविन्दे, नमस्ते जगत्तारिणि त्राहि दुर्गे ॥
शरण्ये वरण्ये सुकारुण्यपूर्णे, हिरण्योदराद्यैरगम्येऽतिपुण्ये ।
भवारण्यभीतं च मां पाहि भद्रे, नमस्ते नमस्ते नमस्ते भवानि ॥
अयि गिरिनन्दिनि नन्दितमेदिनि, विश्वविनोदिनि नन्दनुते ;
गिरिवरविन्ध्यशिरोधिनिवासिनि, विष्णुविलासिनि जिष्णुनुते ।
भगवति हे शितिकण्ठकुटुम्बिनि, भूरिकुटुम्बिनि भूरिकृते ;
जय जय हे महिषासुरमर्दिनि, रम्यकपर्दिनि शैलसुते ॥

× × × × × × × ×

( રાગ સિંધ કાફી અગર સારંગ — તાલ દાદરા. )

જય જય જગ-જનની દેવી!, સુર-નર-મુનિ-અસુર-સેવી;
ભુક્તિ-મુક્તિદાયિની. ભયહરણી કાલિકા. ... ... ... જય૦

મંગલમુદ-સિદ્ધિમદની, પર્વ-શર્વરીશ-વદની;
તાપ-તિમિર-તરૂણતરણિ, - કિરણમાલિકા. ... ... ... જય૦
વર્મ-ચર્મ કર કૃપાણ, શલ-શક્તિ, ધનુષ-બાણ;
ધરણી-દલની-દાનવ-દલ, રણકરાલિકા. ... ... ... જય૦
પૂતના પિશાચ પ્રેત, ડાકિની શાકિની સમેત;
ભૂત ગ્રહ વેતાલ ખગ, - મૃગાલિ જાલિકા. ... ... ... જય૦
જય મહેશ-ભામિની ', અનેક રૂપ-નામિની ;
સમસ્તલોક-સ્વામિની, હિમશૈલ-બાલિકા. ... ... ... જય૦
રઘુપતિ-પદપરમ પ્રેમ, તુલસી ચહૈ અચલ નેમ;
દેહુ હ્વૈ પ્રસન્ન પાહિ, પ્રણત-પાલિકા. ... ... ... જય૦

## (॥ માતાજીના સાતવાર ॥)

(ગરબો.-" પાવા તે ગઢથી ઉતર્યાં "-એ રાહ.)

આદિત્યે અન્નપુરણા, આશ તમારી રે;
કરજો સર્વે પર મહેર, વિનતિ એ મારી રે.
સોમવાર શુભ દીન, મા બહુ સારો રે;
થયો દર્શનથી અમ આજ, સફળ જન્મારો રે.
મંગળવારે મંગળ સૌનુ કરજો રે;
કરી અમૃતદૃષ્ટિ માત, દુઃખડા હરજો રે.
બુધવારે સદ્‌બુદ્ધિ અમને આપો રે;
સંસાર તણા સૌ કલેશ, અમારા કાપો રે.
ગુરુવારે અમ ગર્વ માજી હરજો રે;
શુદ્ધ નિર્મળ સાત્વિક ભાવ, હૃદય અમ ભરજો રે.
શુક્રવારે સંકલ્પ અમારા મનના રે;
કરી પૂર્ણ હરો ત્રિતાપ, અમારા તનના રે.
શનિવારે 'શનુ' માગે કૃપા મહાકાળી રે;
સંકટ સમયે લેજો, સદા સંભાળી રે.
આ સાત વાર જે કોઈ પ્રેમે ગાશે રે;
તેના મનવાંચ્છિત સૌ કાર્ય, પૂરણ થાશે રે.



" कृष्णे रताः कृष्णमनुस्मरन्ति रात्रौ च कृष्णं पुनरुत्थिता ये।
ते भिन्नदेहा प्रविशन्ति कृष्णं, हविर्यथा मन्त्रहुत हुताशे॥"

× × × × ×

" શ્રીકૃષ્ણનું નામ સકલસાર છે।
ભટકતે ચિત્તે જપતાં પણ બેડો પાર છે॥
ચિત્ત ભટકતું જો ભોજન કીજિયે।
સ્વાદ ઓછો તદપિ ઉદર ભરી લીજિયે॥
મન સ્થિર થવા ગોચ રખે રાખતા।
સદાકાળ રહેજો શ્રીકૃષ્ણનામ ભાખતા॥
'કૃષ્ણ' જપતાં મન એની મેળે હારશે।
હૃદય શુદ્ધ થતાં હરિ ઉર પધારશે॥"

× × × × ×

રાગ દેશ-ગઝલ ("વૈરાગ યોગ કઠિન ઊધો હમી ન કરબહો" એ લય.)

શ્રીકૃષ્ણનામ સાર ઊધો કઠિન યોગ હૈ. ॥ટેક॥
આસન મલ ગવ તાન, પ્રાણ પવન કર સમાન;
કૈસે ધરે ધ્યાન સબી તજકે ભોગ હૈ.—શ્રીકૃષ્ણ૰ ॥૧॥
શીશ મુકટ કુંડલ કાન, બંસી અધર મધુર ગાન;
હમસે સહન હોય નહીં વો વિયોગ હૈ.—શ્રીકૃષ્ણ૰ ॥૨॥
કલિમેં કેવલ હરિકા નામ, લેત મિલત મોક્ષધામ;
મનમેં સદા જપત મુનિ સિદ્ધયોગ હૈ.—શ્રીકૃષ્ણ૰ ॥૩॥
બ્રત નેમ યજ્ઞ દાન, કોઈ ન નામકે સમાન,
'બ્રહ્માનંદ' હરણ જન્મ-મરણ રોગ હૈ.—શ્રીકૃષ્ણ૰ ॥૪॥

રેખતા તાલ—દાદરા

અયે કૃષ્ણ તેરે નામપે કુર્બાન હો રહી;
સૂરતમેં તેરી દેખ પરેશાન હો રહી. ॥ટેક॥
સિર પર વો મોરકી મુકુટ કાનોમેં હૈ કુંડલ;
વો અધર બંસરીકી મધુર તાન હો રહી. ॥૧॥
ફૂલોંકી માલ હૈ ગલેમેં તિલક ભાલ હૈ;
મુખચંદ મંદહાસમેં ખેજાન હો રહી. ॥૨॥
નહિ ખાન-પાનકી સુધી ન લોકલાજ હૈ,
તેરે દીદારકે લિયે હૈરાન હો રહી. ॥૩॥
ન ભૂલિયે મુઝે દીનનકે નાથ તુમ સુનો;
'બ્રહ્માનંદ' તેરે દરકીમેં દરબાન હો રહી. ॥૪॥

રાગ બરવા કાફી — તિતાલ અગર ધુમાળી.

જન્મ તેરો બાતોમે બીત ગયો (રે)
તૈંને કબહુ ન 'કૃષ્ણ' કહ્યો (રે)　　॥ટેક॥
પાંચ બરસકા ભોલા ભાલા, અબ તો બીસ ભયો,
મકરપચીસી માયા કારન, દેશ-વિદેશ ગયો (રે)　-જન્મ૦ ॥૧॥
તીસ બરસકી અબ મતિ ઉપજી, લોભ બઢે નિત નયો,
માયા જોરી લાખ-કરોરી, અજહુઁ ન તૃપ્ત ભયો (રે)　-જન્મ૦ ॥૨॥
વૃદ્ધ ભયો તબ આલસ ઉપજી, કફ નિત કંઠ રહ્યો,
સાધુકી સંગતિ કબહુ ન કીની, મિથ્યા જનમ ગયો (રે) -જન્મ૦ ॥૩॥
યહ સંસાર મતલબકા લોભી, જૂઠા ઠાટ રચ્યો,
કહત 'કબીર' સમઝ મન ! મૂરખ, તૂ ક્યો ભૂલ ગયો (રે) -જન્મ૦॥૪॥

રાગ દેશ—ત્રિતાલ.

સુવા ! ચલ વા બનકો રસ લીજૈ.
જા બન 'કૃષ્ણ'-નામ અમૃત-રસ, શ્રવણ-પાત્ર ભર પીજૈ ॥ટેક॥
કો તેરો પુત્ર, પિતા તૂ કાકો ? મિથ્યા ભ્રમ જગ કેરો,
કાલ-મઁજાર લે જૈ હૈ તોકો, તૂ કહે મેરો-મેરો　॥૧॥
હરિ નાના રંગ મુક્ત ક્ષેત્ર, ચલ તોહિ દિખરાઊઁ,
'સૂરદાસ' સાધુનકી સંગતિ,—બડે ભાગ્ય જો પાઊઁ　॥૨॥

## ॥ સર્વ નામ-સમન્વય ॥

### (॥ નામ અનેક પણ ઈશ્વર એક ॥)

(રાગ કેદાર—તાલ ત્રિતાલ )

'રામ' કહો 'રહમાન' કહો કોઉ, 'કાન' કહો 'મહાદેવ' રી,
'પારસનાથ' કહો કોઉ 'બ્રહ્મા', સકલ બ્રહ્મ સ્વયમેવ રી. (ટેક) ॥૧॥
ભાજનભેદ કહાવત નાના, એક મૃત્તિકારૂપ રી,
તૈસે ખંડ કલ્પનારોપિત, આપ અખંડ સ્વરૂપ રી —રામ૦ ॥૨॥
નિજપદ રમે 'રામ' સો કહિયે, રહિમ કરે 'રહિમાન' રી,
કર્ષે કર્મ 'કાન' સો કહિયે, 'મહાદેવ' નિર્વાણ રી —રામ૦ ॥૩॥
પરસે રૂપ 'પારસ' સો કહિયે, બ્રહ્મ ચિન્હે સો 'બ્રહ્મ' રી,
ઇહ વિધ સાધો આપ 'આનન્દઘન', ચેતનમય નિઃકર્મ રી —રામ૦॥૪॥

વદે કોઈ 'અલ્લા' નામ, રટને કોઇ મુખથી 'રામ';
હિંદુ-મુસલમાન-હરેક, ઈશ્વર છે સર્વેનો એક.
'વૉટર'-'અપ' જળ કહેવાય, જૂદાં નામ માત્ર જણાય;
અળગી વસ્તુ નહિ અકૂકેક, ઈશ્વર છે સર્વેનો એક.

× × × ॥ ૐ ॥ × × ×

નામ અનેક, પણ નામી એક, મોટે બધુ એક ને એક ।
એકથી અનેક ને અનેકમા એક, આખર સર્વ એકમએક ॥
એક ગમે, પણ અનેકમા રમે, આખર જઇને એકમા શમે ।
ના ભગત ના ભનમા ભમે, ભમે તો **પરમાનંદ**મા ભમે ॥

— × × × ॥ ૐ ॥ × × × —

**॥ "મન જિત્યું તેણે જગ જિત્યું" એ ન્યાયની પેઠેજ એક ('ॐ') નામ-તત્ત્વ જાણ્યું, તેણે ચારે વેદ જાણ્યા."॥**

तैलधारामिवाच्छिन्न दीर्घघण्टानिनादवत् ।
अवाच्य प्रणवस्याग्र यस्त वेद स वेदवित् ॥
अमात्र शब्दरहित स्वरव्यंजनवर्जितम ।
बिन्दुनादकलातीत यस्त वेद स वेदवित् ॥

[ इति ध्यानबिन्दूपनिषदि तथा उत्तरगीतायाम् ]

× × × × ×

રાગ કાફી (ધીરાના પદનો રાહ)—તાલ દીપચંદી.

નામ જેણે જાણ્યુ રે, તે તો વેદ ચારે ભણ્યો
(પણ) ભેદ જેણે જાણ્યો રે, તે તો ખરો તરત બન્યો ॥ટેક॥

(સાખી) { બત્રીસ આભરણ અંગે ધરે નારી, નાક વિના શો શણગાર?,
કોવએ જો આપનુ આપ નવ જાણ્યુ, તો કેમ કરી ઉતરે પાર?

(ચાલ)—રાગ કયાથી મળશે રે ?, ભણ્યો ખરો પણ નવ ગણ્યો —નામ૦

(સાખી) { વાંઝણી નારીને સ્વમ આવ્યુ કે, પુત્ર નથી એની પાસ,
એમ ભજન દેખાદેખી કરે છે, કેમ પુરી થાશે આશ?.

(ચાલ)—એને બાપ કહેશે રે, વેશ્યાએ જે પુત્ર જણ્યો. —નામ૦

(સાખી) { નામ, રૂપ ને ગુણનો નાશ વળી ચોથુ પદ અવિનાશ,
એ ચોથા પદનો ભેદ જાણે તેને કહીએ હરિ તણો દાસ:

(ચાલ)—નાશ કરી કરમનો રે,-સશય એક પળમા હણ્યો —નામ૦

(સાખી) { ગરીબી રાખી તમે ગુરુજીને સાહો, કરો શબ્દનો તોલ,
આપણુ થકી જો અદકો મળે તો તેનો ધારણ કરજો બોલ:

(ચાલ)—ગુરુને સંગે 'બાપુ'રે, અનામી નામ પોતે બન્યો —નામ૦

यस्मिञ्ज्ञाते सर्वमिदं ज्ञात भवति निश्चितम् ।
तस्मिन् परिश्रम कार्य, किमन्यच्छास्त्रभाषितम् ॥

× × × × ×

રાગ કાફી (ધીરાના પદનો રાહ)—તાલ દીપચંદી

કૈવલ્યપદ સાચું રે, પંડિત! તમે ઉરમાં આણો
જેની વડે બોલો રે, તેને તો તમે નવ જાણો ॥ટેક॥

(સાખી) { ખત વાંચે તો પાર ન આવે, (ને) વસુન કરે વસુન થાય,
ડુગન, પુરાણ સૌ વાંચીને થાક્યો, (પણ) આતમા સમજે તો દુઃખ જાય

(ચાલ)—સુખ થાય ઝાઝું રે, મત તમે શીદ તાણો —કૈવ૦

(સાખી) { પિયુ પરદેશે ગયા ને મૂકી ગયા,—પોતાના ઘાટનો રંગ,
મનના મનોરથ ત્યારે રે થાય, (ત્યારે) સ્વામી મળે અભંગ

(ચાલ)—આપ નવ ગોધ્યું રે, (તો) જ્ઞાન-દીવો ફોગટ ગણો —કૈવ૦

(સાખી) { લાજ મૂકીને માથે છેડો રે નાખ્યો તેને સ્વામીનો નહિ પાર,
પતિવ્રતા સ્વામીની વાતો કરે છે, (ત્યારે) વચનીને આવે ખાર

(ચાલ)—એક આંખવાળો રે,-દુઃખી થાય કહેતાં કાણો —કૈવ૦

(સાખી) { તાંબાનો રૂપૈયો કહિયે ન ચાલે, ગમે તેની પાડે છાપ,
જડને જાચે કર જોડીને તોય,-નવ ટળે ત્રિવિધિ તાપ

(ચાલ)—'બાપુ' નામ સાચું રે, મત તમે સત્ય માણો —કૈવ૦

---

## ॥ ભવરોગ ટાળનાર શ્રીહરિનામ-રસાયન સેવવામાં પાળવાનાં પથ્ય ॥

### ( ॥ ભગવદ્ભજન કરનારને પાળવાના ખાસ નિયમો ॥ )

(સવૈયા-લાવણી)

હરિનું નામ-રસાયન સેવે, પણ જો પથ્ય પળાય નહિં,
નામ-રટણનું ફળ નવ પામે, ને ભવરોગ ટળાય નહિ ॥ ટેક॥
પહેલું પથ્ય અસત્ય ન વદવું, નિંદા પરની થાય નહિ,
નિજ વખાણ કરવાં નહિં સુણવાં, વ્યસન કદિયે કરાય નહિ ॥૧॥
હરિજનને દુભવવા નહિ જરિયે, હરિજન-નિંદા થાય નહિં,
વેદ-શાસ્ત્ર-આચાર્ય વરોના,-વચનો ઉલ્લંઘાય નહિ ॥૨॥
શુદ્ધ વર્ણાશ્રમ ધર્મ જાળવી,-દુર્જન સંગ સજાય નહિં,

પરનારી માતા સમ લેખી,-કદી કુદૃષ્ટિ કરાય નહિં. ॥૩॥
તેમ પરધન પાષાણ ગણીને,-મન અભિલાષ ધરાય નહિં;
જીવ સકળ પ્રભુના જાણીને,-કોઇને કુડું થાય નહિં. ॥૪॥
મન-વાણી-કાયાથી કોઇનું,-કિંચિત્ મન દુભાય નહિં;
હું રંકનો હરિ છે મમ રક્ષક, એવ ભરોસો જાય નહિં. ॥૫॥
'કર્યું-કરું છું ભજન આટલું', જ્યાં-ત્યાં વાત વદાય નહિં;
હું મોટો મુજને સૌ પૂજે, એ અભિલાષ ધરાય નહિં. ॥૬॥
આ સૌ પથ્ય હૃદયમાં રાખી,-કદિયે પણ ભૂલાય નહિં;
નામ-રસાયન મુખથી સેવે, તો તે એળે જાય નહિં. ॥૭॥
સ્વલ્પ સમયમાં સિદ્ધિ મેળવે, નક્કી એમાં જરાય નહિં;
શ્રીહરિદાસ તણા સ્વામીને,-મળતાં વારજ થાય નહિં. ॥૮॥

આજ ભાવનો એક શાસ્ત્ર-શ્લોક પણ છે, જે અહીં આગળ ખાસ જાણવા યોગ્ય છે :—

" सन्निन्दाऽसति नामवैभवकथा, श्रीशेशयोर्भेदधी-
रश्रद्धा श्रुतिशास्त्रदैशिकगिरां, नाम्न्यर्थवादभ्रमः ।
नामास्तीति निषिद्धवृत्तिविहितत्यागो हि धर्मान्तरैः
साम्यं नाम्नि जपे शिवस्य च हरेर्नामापराधा दश ॥"

એનો અર્થ-સમજુત એ પ્રમાણે છે કે :—" **शिवस्य च हरेर्नाम्नि जपे दश नामापराधाः [सन्ति] ॥**=શિવ (હર)ના અને હરિ (વિષ્ણુ)ના નામ-જપમાં **દશ નામ-અપરાધ** [છે]. [તે દશ નામ-અપરાધ એ છે કે :-] (૧) **सन्निन्दा**=**સન્તની નિન્દા;** (૨) **असति नामवैभवकथा**=**અસત્** (પાપી) **પુરુષમાં** (એટલે કે નાસ્તિક-પાખંડી-દુર્જનની સભામાં – તેની આગળ) **નામના વૈભવની કથા;** [અસત્ પુરુષ આગળ નામ-માહાત્મ્ય કથવું,-એ એક અપરાધ છે; માટે ભજન કરનાર ભગવદ્‌ભક્તે તેમ કરવું નહિં. પરમ-દયાળુ-પરમપિતા-શ્રીમદ્‌પ્રભુ શ્રીકૃષ્ણપરમાત્માએ ગીતા – અ૦ ૧૮– શ્લો૦ ૬૭માંમાં અર્જુનને એજ પ્રકારનું કહ્યું છે – ખાસ ચેતવણી આપી છે.]. (૩) **श्रीशेशयोर्भेदधीः**=**'શ્રીશ'** (શ્રી+ઈશ) **એટલે 'લક્ષ્મી-પતિ વિષ્ણુ' અને 'ઈશ' એટલે 'શિવ' એ બન્નેમાં ભેદ-બુદ્ધિ;** [હરિ-હરમાં ભેદ-બુદ્ધિ કરવી ને રાખવી,-એ એક મહા અપરાધ છે. 'હરિ-હર' એ બન્ને શબ્દ વ્યાકરણશાસ્ત્રાનુસાર

એકધાતુમૂલક છે. વળી "**शिवस्य हृदयं विष्णुः, विष्णोश्च हृदयं शिवः । यथा शिवमयो विष्णुः, सर्वं विष्णुमयं जगत् ॥**" = "શિવનું હૃદય વિષ્ણુ છે અને વિષ્ણુનું હૃદય શિવ છે, અને વિષ્ણુ જેમ શિવમય છે, તેમ સર્વ જગત્ વિષ્ણુમય છે" એ પ્રમાણે હરિ-હર-એકાત્મવાદ શાસ્ત્રોમાં પ્રસિદ્ધ છે. સાક્ષાત્ શ્રીભગવદુક્તિ પણ છે કે, "**मद्भक्तः शङ्करद्वेषी, मद्द्वेषी शंकरप्रियः । उभौ तौ नरकं यातौ, यावच्चन्द्रदिवाकरौ ॥**" = "મ્હારો ભક્ત હોય પણ શંકરનો દ્વેષી હોય, તેમજ શંકરનો પ્રિય (ભક્ત) હોય પણ મ્હારો દ્વેષી હોય, એવા તે બન્ને, જ્યાં સુધી ચન્દ્ર-સૂર્ય રહે ત્યાં સુધી (અર્થાત્ ઘણા લાંબા કાળ સુધી – કલ્પભર), નરકને પ્રાપ્ત થાય છે. — "શંકરપ્રિય મમ દ્રોહી, શિવદ્રોહી મમ દાસ, તે નર કરહિ કલ્પ ભરિ ઘોર નરકમહેં બાસ" ઇત્યાદિ ઘણાં શાસ્ત્ર-પ્રમાણ મોજુદ છે માટે ભજનાનન્દીએ શિવ-વિષ્ણુ (હરિ-હર)માં ભેદ-બુદ્ધિનો ત્યાગ કરવો તોજ ભજન-ભક્તિનું શુભ ફળ મળે તેમ છે], (૪-૫-૬) **अश्रद्धा श्रुतिशास्त्रदैशिकगिराम् = શ્રુતિ (વેદ), શાસ્ત્ર અને ગુરુનાં વચનમાં અશ્રદ્ધા** (અર્થાત્ શ્રુતિ-વાક્યોમાં – વેદ-વચનોમાં અશ્રદ્ધા,-એ ચોથો અપરાધ, શાસ્ત્ર-વચનોમાં અશ્રદ્ધા,-એ પાંચમો અપરાધ, અને ગુરુ-વાક્યોમાં અશ્રદ્ધા,-એ છઠ્ઠો અપરાધ), (૭) **नाम्न्यर्थवादभ्रम = નામમાં** (ભગવાનના નામમાં – નામ માહાત્મ્યમાં) **અર્થવાદ-ભ્રમ**, [શાસ્ત્રમાં છે કે, "**अर्थवादं हरेर्नाम्नि सम्भावयति यो नरः । स पापिष्ठो मनुष्याणां नरके पतति स्फुटम् ॥**"="હરિના નામમાં જે મનુષ્ય અર્થવાદની સંભાવના કરે છે, તે મધળા મનુષ્યોમાં પાપિષ્ઠ (અધિકતમ પાપી – મહા પાપી) હોઈ નિશ્ચય નરકમાં પડે છે." એજ પ્રમાણે બીજે પણ છે કે, "**प्रमाणतोऽपि निर्णीतं कृष्णमाहात्म्यमद्भुतम् । न शक्नुवन्ति ये सोढुं, ते मूढा निरयं गताः ॥**" = "પ્રમાણ વડે નિર્ણીત થયે પણ કૃષ્ણ ('કૃષ્ણ'-નામ અથવા તો 'કૃષ્ણ'-સ્વરૂપ)ના અદ્ભુત માહાત્મ્ય (મહિમા)ને જેઓ સહન કરી શકતા નથી (એટલે કે 'કૃષ્ણ' એ નામ અગર સ્વરૂપના માહાત્મ્ય વિષે દ્વેષ કરે છે યા તો અર્થવાદનો ભ્રમ લાવે છે), તે મૂઢો (મૂર્ખો) નરકમાં ગયેલા છે (અર્થાત્ નરકને પ્રાપ્ત થાય છે)"], (૮) **नामास्तीति निषिद्धवृत्ति = 'નામ છે' એમ કરીને** (અર્થાત્ 'સંપૂર્ણ પાપોને મટાડનારૂં ઈશ્વરનું નામ

મારી પાસેજ છે, એટલે હું જે-જે પાપ કરીશ, તે તમામ નામ લેનારીજ મટી જશે - મટતા રહેશે',-એમ સમજીને નામના બળ પર) निषिद्ध वृत्ति [કરવી] — निषिद्ध वर्तन [કરવું] (એટલે કે પાપ કરતા રહેવું), (૯) विहितत्यागः = વિહિત-ત્યાગ (અર્થાત્ ઈશ્વના નામથી બધા કરતા આધક પુણ્ય થાય છે, માટે સન્ધ્યા-વન્દન, ગાયત્રી-જપ, દેવ-પૂજન, દાન-યજ્ઞ-તપ આદિ અન્ય કૃત્ય કરવાની કંઈ આવશ્યકતા નથી, એવું માની નિત્ય-નૈમિત્તિક વેદવિહિત શુભ કર્મોને છોડી દેવું), (૧૦) धर्मान्तरैः साम्य हि = અન્ય ધર્મોની સાથે સામ્ય જ [છે] (અર્થાત્ ઈશ્વરના નામને વ્રત-દાન-તપ-તીર્થ-યજ્ઞ-હોમ આદિ શુભ કર્મરૂપ ધર્માન્તરો - અન્ય ધર્મોની બરાબરજ સમજવું). [હરગીઝ, શ્રુતિ-સ્મૃતિ-પુરાણ-પ્રતિપાદિત ઇષ્ટ-પૂર્ત, નિત્ય-નૈમિત્તિક આદિ સઘળા ધર્મ-કર્મોથી નામ-મહિમા અધિક છે.].

ઉપરોક્ત દશ અપરાધના ત્યાગરૂપ પથ્ય-પાલનપૂર્વક નામ-રસાયન સેવવાનું છે. તોજ તેનું ફળ મળે અને ભવ-રોગ ટળે.

શ્લોકમાં શિવ અને વિષ્ણુ (હરિ-હર)નીજ ઉપાસનાનો ઉલ્લેખ છે એથી કરીને અન્યની ઉપાસનાનો નિષેધ નથી, પણ ઉપલક્ષણથી અન્ય સર્વ દેવ-દેવીની ઉપાસના પણ સમજવાની છે. અલબત્ત "एको देवः केशवो वा शिवो वा" આ આપ્ત-વાક્ય કે સુવર્ણ-સૂત્ર પ્રમાણે 'શિવ-વિષ્ણુ' ('હરિ-હર') એ ઉભયનીજ ઉપાસના હિંદમાં મુખ્ય, શ્રેષ્ઠ ને ઘણું પ્રચલિત છે. ॥ ॐ ॥

## ॥ ભક્તિ ॥

( રાગ ખમાચ—તાલ ધુમાળી અગર ખમાચ-ઠુમરી. )

ભૂતળ *ભક્તિ-પદારથ મોટું, બ્રહ્મલોકમાં નાહિ રે;
પુણ્ય કરી અમરાપુરી પામ્યા, અન્તે ચોરાશી માંહિ રે. ॥ટેક॥
હરિના જન તો મુક્તિ ન માગે, માગે જનમો-જનમ અવતાર રે;
નિત સેવા નિત કીર્તન-ઓચ્છવ, નિરખવા નન્દકુમાર રે.-ભૂતળ૦૧.

---

* ભક્તિ = "भजनं सेवनं भगवदाकारमन्तःकरणमिति भक्तिः॥" અર્થાત્ "ભજન = સેવન = ભગવદાકાર અંતઃકરણ એ ભક્તિ." અન્યત્ર (શાસ્ત્રમાં) છે કે:—"परमेश्वरविषयकान्तःकरणवृत्तिविशेष एव भक्तिः ॥" અર્થાત્ "પરમેશ્વરવિષયક અંતઃકરણની વૃત્તિવિશેષજ ભક્તિ." શ્રીમધુસૂદન સ્વામી કહે છે કે:— "द्रवीभावपूर्विका मनसो भगवदाकारतारूपा सविकल्पकवृत्ति-

ભરતખંડ-ભૂતળમા જનમી,-જેણે ગોવિન્દના ગુણ ગાયા રે,
ધન-ધન રે એના માત-પિતાને, સફળ કરી એણે કાયા રે -ભૂતળ૦૨.
ધન વૃન્દાવન ધન એ લીલા, ધન એ વ્રજના વાસી રે,
અષ્ટ મહાસિદ્ધિ આગણિયે રે ઉભી, મુક્તિ છે એમની દાસી રે -ભૂ૦૩.
એ રસનો સ્વાદ શકર જાણે, કે જાણે શુકજોગી રે,
કઈ એક જાણે વ્રજની રે ગોપી, ભણે **નરસૈંયો** ભોગી રે -ભૂ૦ ૪

भक्तिः ॥ " અર્થાત્ " દ્રવીભાવપૂર્વક મનની ભગવદાકારતારૂપ સવિકલ્પક વૃત્તિ [તે] **ભક્તિ** " વળી 'શ્રીભક્તિ-સૂત્ર'કાર **શ્રીશાણ્ડિલ્ય** મુનિ કહે છે કે :—"**सा परानुरक्तिरीश्वरे ॥** ' અર્થાત્ " ઇશ્વરમા (ઈશ્વર પ્રત્યે) પરમ પ્રેમ–Intense love to God, **તે (ભક્તિ).** " આ સૂત્ર ઉપર શ્રીમત્ સ્વપ્નેશ્વરાચાર્ય ભાષ્ય કરતા '**अनुरक्ति**' શબ્દનો અર્થ કરે છે કે :—**अनुरक्ति = अनु + रक्ति ॥** અર્થાત્ **अनु** = પશ્ચાત્, **रक्तिः** = પ્રેમ, 'પશ્ચાત્ પ્રેમ', અર્થાત્ " શ્રવણ, કીર્તન આદિ નવધા સાધન-ભક્તિ કર્યા બાદ ઈશ્વરમા જે પરમ પ્રેમ ઉત્પન્ન થાય, તે ભક્તિ. "

ઉપરોક્ત સૂત્રોમા ભક્તિનુ સ્વરૂપ દર્શાવ્યુ — ભક્તિની વ્યાખ્યા કરી એ જ ભક્તિ સાધ્ય ને પ્રામવ્ય છે કિંતુ સાધન સિવાય એનુ ઉદ્દીપન હૃદયમા એકદમ થાય નહિં માટે ઉપરોક્ત ભક્ત-સ્વરૂપ સમજી લઈ ભક્તે ભક્તિ-સાધન કર્યા કરવુ. એ ભક્ત-સાધન નવધા છે. તે એ કે —" **श्रवणं कीर्तनं विष्णोः स्मरणं पादसेवनम् । अर्चनं वन्दनं दास्यं सख्यमात्मनिवेदनम् ॥** " = " વિષ્ણુ (વ્યાપનશીલ પ્રભુ પરમાત્મા)નુ (૧) શ્રવણ (ભગવાનના ગુણાનુવાદ, કીર્તિ-ગાન, કથા-વાર્તાનુ શ્રવણ), (૨) કીર્તન (મુક્તકંઠે રટણ-ગાન), (૩) સ્મરણ (જપ-ધ્યાન-ચિન્તન), (૪) પાદસેવન (શાલિગ્રામાદિ પ્રભુ-પ્રતિમાનુ પાદ્ય-અર્ઘ્ય વડે ચરણ-સેવન, ચરણ-સ્પર્શનાદિ), (૫) અર્ચન (પચોપચારે વા ષોડશોપચારે પૂજન-ઉપાસના), (૬) વન્દન (સાષ્ટાંગ દડવત્ પ્રણામ – નમસ્કાર), (૭) દાસ્ય (દાસભાવ), (૮) સખ્ય (સખાભાવ), [અને] (૯) આત્મનિવેદન (સર્વસ્વાર્પણ અર્થાત્ ભોગ-પદાર્થ – ભોગ્ય વસ્તુથી માડીને અહંકાર પર્યન્ત સર્વસ્વનુ શ્રીકૃષ્ણાર્પણ – બ્રહ્માર્પણ કરી પ્રભુ સાથે – આત્મા-પરમાત્મા સાથે એકમેક થઈ તદ્રૂપતાએ કરીને – તન્મયતા વડે – અભેદભાવે અવસ્થાન કરવુ તે) " એ **નવધા ભક્તિ**

॥ ભક્તિ-પ્રિય માધવ - ભક્તિ-વશ ભગવાન્ ॥

व्याधस्याचरणं ध्रुवस्य च वय, को वा गजेन्द्रस्तथः;
का जातिर्विदुरस्य यादवपतेरुग्रस्य किं पौरुषम् ।
कुब्जा का कमनीयरूपनिपुणा, किं वा सुदाम्नो धनम्;
भक्त्या तुष्यति श्रीहरिर्न च गुणैर्भक्तिप्रियो माधवः ॥

× × × × × × ×

( રાગ કાલિંગડા અગર આશાવરી - તાલ ત્રિતાલ. )

ભક્તિ વડે વશ થાય, રમાપતિ ભક્તિ વડે વશ થાય;
જો ઈશ્વર વશ થાય નહિં તો,- જન્મ-મરણ નહિં જાય.-રમાપતિ૦ ॥ટેક॥
ભક્તિ પરમ સુખનુ શુભ સાધન, સફળ કરે છે કાય;
ભક્તિ વડે ભગવાન સદા વશ, નિગમાગમ પણ ગાય. -રમાપતિ૦ ॥૧॥
બળિયાના બળરૂપ દયાઘન, નિર્બળ થઈ બધાય;
સંકટ સેવક પર આવે તો,-ત્યા ધરણીધર ધાય -રમાપતિ૦ ॥૨॥

કહેવાય છે. ઉપરોક્ત સૂત્રોમા દર્શાવેલ ભક્તિના સાધન હોઇએ નવ 'નવધા ભક્તિ' એવા નામથી ઓળખાય છે.

હવે એ નવધા ભક્તિના પ્રત્યેકમા પારગત (સિદ્ધ) થયેલા તથા શાસ્ત્રમા આદર્શ તરીકે ગણાયલા નવ ભક્તોના નામ નીચે પ્રમાણે છે :-

"श्रीविष्णोः श्रवणे परीक्षिदभवद्वैयासिकिः कीर्तने,
प्रह्लादः स्मरणे तदङ्घ्रिभजने लक्ष्मीः पृथुः पूजने ।
अक्रूरस्त्वभिवंदने कपिपतिर्दास्येऽथ सख्येऽर्जुनः,
सर्वस्वात्मनिवेदने बलिरभूत् कृष्णाप्तिरेषां परा ॥"

અર્થ — શ્રીવિષ્ણુના શ્રવણ (શ્રવણ-ભક્તિ)મા પરીક્ષિત [આદર્શ-અગ્રગણ્ય] થયેલા, વૈયાસિકિ (શુકદેવજી) કીર્તન (કીર્તન-ભક્તિ)-મા, પ્રહ્લાદ સ્મરણ (સ્મરણ-ભક્તિ)મા, લક્ષ્મીજી અંઘ્રિભજન - ચરણસેવા (પાદસેવન-ભક્તિ)મા, પૃથુ પૂજન (અર્ચન-ભક્તિ)મા; અક્રૂરજી અભિવન્દન (વન્દન-ભક્તિ)મા; કપિપતિ ( હનુમાનજી ) દાસ્ય ( દાસ્ય-ભક્તિ )મા, અર્જુન સખ્ય ( સખ્ય-ભક્તિ )મા, અને બલિ સર્વસ્વાત્મનિવેદન ( આત્મનિવેદન-ભક્તિ)મા [ આદર્શ - અગ્રગણ્ય થયેલા ]: એઓને પરમ કૃષ્ણ-લાભ થયેલો ( એટલે કે એઓ સર્વે પરમ સિદ્ધિ - પરમપદ પામેલા ). "॥ " ॐ श्रीकृष्णः शरणं मम " ॥

ભક્તાધીન દયાનિધિ ભૂધર, ભક્તિ વિના ન પમાય;
ભક્તિ વિના વ્રત-જપ-તપ આદિક,—અફળ અનેક ઉપાય.—રમાપતિ૦ ॥૩॥
ધન-યૌવન-બળ-બુદ્ધિ-ચતુરતા, નિર્બળ તે સમુદાય;
રંગ-રૂપ-કુલ-જાતિ વિશેષે,—ન કરે કોઈ સહાય. —રમાપતિ૦ ॥૪॥
અજામીલ-નારદમુનિ-શબરી, ક્યાં ગણિકા ગજરાય !;
કેશવ હરિની ભક્તિ તણા ગુણ,—એક મુખે ન ગવાય. —રમાપતિ૦ ॥૫॥

(રાગ ખમાચ – તાલ ત્રિતાલ.)

ભક્તીં [1]આકળિલા, દયાધન ભક્તીં આકળિલા. ॥ટેક॥
પાર્થ-રથીં સારથ્ય કરી જો, નિષ્પદ દે બળિલા. ॥૧॥
પ્રહલાદ-સ્તવ પ્રગટુનિ સ્તંભીં, દાનવ[2] નિર્દળિલા. ॥૨॥
રુક્મિણિને એક્યા તુલસિદલાને, ગિરિધર પ્રભુ તુળિલા. ॥૩॥

(પદ-ભજન.)

ભક્તિ મહા બળવંતી રે, વ્હાલો વશ થઇ આવે ઘેર. ॥ટેક॥
ભક્તિને વશ થઇને વ્હાલો વસિયા ગોકુળગામ;
આહીરડાને લાડ લડાવ્યા, એવા સુંદરશ્યામ. —ભક્તિ૦
વેદ-પુરાણ પોકારે હરિનું 'પતિત-પાવન' નામ;
એ પાંડવની સાથે રહીને,—અધળા કીધા કામ. —ભક્તિ૦
અંબરીખને હેતે અવતરિયા ભક્તન કેરે ઘેર;
રઘુનાથ કહે પામ્યા કેરી, એ પૂરવની પેર. —ભક્તિ૦

---

## ॥ ખરો કોણ ? ॥

" नालं द्विजत्वं देवत्वमृषित्वं वा सुरात्मजा ।
प्रीणनाय मुकुन्दस्य न वृत्तं न बहुज्ञता ॥
न दानं न तपो नेज्या न शौचं न व्रतानि च ।
प्रीयतेऽमलया भक्त्या हरिरन्यद्विडंबनम् ॥ "
[ इति 'भागवत' – સ્કંધ ૭ – અ૦ ૭ – શ્લો૦ ૫૧-૫૨. ]

× × × ×

" हरेरभक्तो विप्रोऽपि विज्ञेयः श्वपचाधिकः ।
हरेर्भक्तः श्वपाकोऽपि विज्ञेयो ब्राह्मणाधिकः ॥ "
[ इति पद्मपुराणे. ]

× × × × × ×

(ચંદ્રાવળા.)

" ચાર વર્ણમાં શ્રેષ્ઠ સર્વથી બ્રાહ્મણ-વર્ણ વિખ્યાત;
તે સહુના પણ કહાવે શિરોમણિ મોટા મુનિવર સાત;
તે સાતે કરે ધ્રુવની પરિક્રમા, ધ્રુવ સુત ક્ષત્રી ને તે સુત બ્રહ્મા;
વિબુધ ! વિચાર કરો તમો એહ, ભક્ત મોટો કે બ્રાહ્મણ-દેહ ?
— એવો શ્રીકૃષ્ણ કૃપાળ. "

× × × × × × ×

રાગ દેશ – તાલ ત્રિતાલ.

ચારો બરનમેં સોઈ બડા, જિન રાધાકૃષ્ણ રટા-રટા. ॥ટેક॥
કાહેકો જોડે માલ-ખજાને (?), કાહેકો છાવત ઊંચી અટા (?);
જબ પકડી લવબી આવેગી, છોડ જાય સબ લટા-પટા. ॥૧॥
યહ દમ હીરા લાલ અમોલક, પલ-પલ જાતા ઘટા-ઘટા;
વહાં આયા તૂ કૌલ-કરાર કર, યહાં ફિરતા તૂં નટા-નટા. ॥૨॥
આપને કુટુંબકો ઐસા દેખે, પલક ઉઠાયે પટા-પટા,
જબ તેરા હંસા ચલા જાવેગા, છોડ જાય તૂ રાજ-પટા. ॥૩॥
યહ સંસાર ગતલબકા ગરજી, બાતા કરતા ઝૂઠા-મૂઠા;
'ચન્દ્રસખી' ભજ બાલકૃષ્ણજીકી, કાનન કુંડલ-મુકુટ-લટા. ॥૪॥

રાગ સિલંગ અથવા કાનડા અગર ભીમપલાસ – ત્રિતાલ.

સોઈ બડો જો હરિ-ગુન ગાવૈ·
સોઈ ભલો જો રામહિં ગાવૈ·
શ્વપચ પ્રગટ હોન, બડ સેવક, -બિનુ ગુપાલ દ્વિજ-જન્મ ન ભાવૈ.
શ્વપચ પવિત્ર હોત, પદ-સેવા, – બિનુ, ગુપાલ ઊંચ જન્મ ન ભાવૈ. ॥ટેક॥
વાદ-વિવાદ-યજ્ઞ-વ્રત સાધૈ, કિતહૂં જાય જન્મ ડહકાવૈ,
હોય અટલ જગદીશ-ભજનમેં, સેવા તાસુ ચારિ ફલ પાવૈ. ॥૧॥
કહૂં ઠૌર નહિ ચરણકમલ બિનુ, ભૃંગી જ્યો દશહૂં દિશિ ધાવૈ;
'સૂરદાસ' પ્રભુ સંત-સમાગમ, આનન્દ અભય નિશાન બજાવૈ. ॥૨॥

## ॥ હું છું પતિત ને પ્રભુ ! તું છે પતિતપાવન ॥

—(કવિત્ત)—

તારો પતિત જાનકે, સુધારો બિરદ આનકે,
કાહે ભુજા તાનકે, કહાઁ દેર ડારી હૈ (?);

સુદામા યાર તાર્યો હૈ, પ્રલ્હાદ તૈં ઉબાર્યો હૈ,
દ્રૌપદીકી લાજ રાખી, સભા દેખ સારી હૈ
ગજને ધ્યાયો પ્રભુ, ગરુડ છોડ ધાયો તમ,
અજકો બચાયો તાતે નામ ગિરિધારી હૈ,
દાસ તો પુકારે પ્રભુ ', કાટિયે કષ્ટ વ્રિદ્ધિ ભારે,
અરજી હમારી,—આગે મરજી તિહારી હૈ

× × × ×

મૈ તો હૂ પતિત,—આપ પાવન પતિતનાથ,
પાવન પતિત હો તો પાતક હરોહિગે,
મૈ તો મહા દીન,—આપ દીનબંધુ દીનાનાથ,
દીનબંધુ હો તો દયા ઉચમે ધરોહિગે
મૈ તો હૂ ગરીબ,—આપ તારક ગરીબનકે,
તારક ગરીબ હો તો બિરદ બરોહિગે,
મેરી કરણી પૈ કછુ મુકર ન કીજૈ કાન્હ ',
કરણાનિધાન હો તો કરણા કરોહિગે

× × × ×

રાગ મલ્હાર-તાલ તેવરા અગર ત્રિતાલ ('સાધો મનકા માન ત્યાગો 'એ લય )

હૈ। હરિ પતિતપાવન સુનૈ
હમ પતિત,–તુમ પતિતપાવન, દોઉ [1]બાનક બને ॥ટેક॥
વ્યાધ ગણિકા ગજ અજામિલ, સાખ નિગમન ભને
ઔર પતિત અનેક તારે, જાત કા પૈ ગને ॥૧॥
જાન નામ અજાન લીન્હે, નરક-યમપુર [2]મને,
'દાસ તુલસી' સરન આયો, રાખિયે અપને ॥૨॥

## ॥ તત્ત્વતઃ અભેદજ્ઞાન હોવા છતાં પણ ભક્તોની પોતાના ઇષ્ટ વિષે અનન્યતા ॥

( એકતામાં પણ ઇષ્ટાસક્તિ યા ઇષ્ટ-અનન્યતા )

" दधि मधुर मधु मधुर, द्राक्षा मधुरा सुधापि मधुरैव ।
तस्य तदेव हि मधुर, यस्य मनो यत्र संलग्नम् ॥ "

× × × × × × ×

૧ બાનક = વણિક્ - વાણીઆ ૨ મને = મનાઈ થાય છે, નિવારણ થાય છે.

"यथा कौशलाख्ये पुरे रामचन्द्र,-स्तथा माथुराख्ये यशोदाकिशोरः।
द्वयोरेकता, नैव भेदो विधेयो, मदीया मनीषा यशोदाकिशोरे॥"

× × × × ×

"કોઈ કહૌ કુલટા, કુલીન-અકુલીન કહૌ,
કોઈ કહૌ રંકિનિ-કલંકિનિ કુનારી હૌં;
કૈસો પરલોક નરલોક વરલોકનિ મૈં,
લીન્હોં મૈં અલોક લોક લોકનિતેં ન્યારી હૌં:
તન જાહુ, મન જાહુ, દેવ-ગુરુજન જાહુ,
પ્રાન કિં ન જાહુ, ટેક ટરતિ ન ટારી હૌં;
બૃન્દાબનવારી, બનવારી કી મુકુટવારી,—
પીતપટવારી, વહિ મૂરતિ પૈ વારી હૌં."

× × × ×

રાગ ખમાચ – તાલ દાદરા.

મેરે તો (એક) ગિરિધર ગોપાલ, દૂસરા ન કોઈ:
દૂસરા ન કોઈ પ્રભુ દૂસરા ન કોઈ. ॥ટેક॥
જાકે શિર મોર-મુકુટ, મેરો પતિ સોઈ;
શંખ ચક્ર ગદા પદ્મ, કંઠ માલ સોઈ. —મેરે૦ ॥૧॥
માત તાત સુત ન ભ્રાત, આપનો ન કોઈ;
છાડ દઈ કુલકી કાન[1], ક્યા કરેગા કોઈ?. —મેરે૦ ॥૨॥
સંતન સંગ બૈઠ-બૈઠ લોક-લાજ ખોઈ;
અબ તો બાત ફૈલ ગઈ, જાને સબ કોઈ. —મેરે૦ ॥૩॥
અંસુઅન[2] જલ સીંચિ સીંચિ પ્રેમ-બેલ બોઈ;
'મીરાં' પ્રભુ-લગન લાગી, હોની હો સો હોઈ.—મેરે૦ ॥૪॥

" श्रियाश्लिष्टो विष्णुः स्थिरचरगुरुर्वेदविषयो,
धियां साक्षी शुद्धो हरिरसुरहन्ताब्जनयनः।
गदी शंखी चक्री विमलवनमाली स्थिररुचिः,
शरण्यो लोकेशो मम भवतु कृष्णोऽक्षिविषयः॥"

× × × ×

૧ કાન = મરજાદ. ૨. અંસુઅન = આંસુ.

( રાગ બાગેશ્રી—ત્રિતાલ. )

બસો મેરે નૈનનમેં નંદલાલ ! ॥ટેક॥
મોહિની મૂરતિ, સાવરિ સૂરતિ, નૈના બને વિશાલ,
અધર-સુધા-રસ મુરલી રાજત, ઉર બૈજન્તીમાલ —બસો૦ ૧.
ક્ષુદ્ર ઘંટિકા કટિતટ શોભિત, નૂપુર-શબ્દ રસાલ
'મીરાં' પ્રભુ સન્તન સુખદાઈ, ભક્તબછલ ગોપાલ —બસો૦ ૨.

" દેખા ખૂબ બિચારિકે સબ કાહુકા જ્ઞાન,
મન ઐસા માને નહી બિન કૃષ્ણકા ધ્યાન "

× × × ×

( રાગ કાન્હરા અગર સોહિની યા હિંડોલ—ત્રિતાલ )

જાકો મન લાગ્યો નંદલાલહિ, તાહિ ઔર નહીં ભાવે હો ॥ટેક॥
જ્યો ગૂંગો ગુર ખાઈ અધિક રસ, - સુખ-સ્વાદ ન બતાવે હો ૧
જૈસે સરિતા મિલે સિન્ધુમેં, - બહુરિ પ્રવાહ ન આવે હો ૨.
ઐસે 'સૂર' કમલલોચનતે, - ચિત નહીં અનત ડુલાવે હો ૩.

રાગ બિહાગ — ત્રિતાલ.

મેરો મન અનત કહાઁ સુખ પાવે ?
જૈસે ઉડી જહાજકો પછી,-ફિર જહાજ પૈ આવે ॥ટેક॥

{ "રાધાપતિ શ્રીકૃષ્ણજી ! તુમ લગિ મેરી દૌર
જૈસે કાગ જહાજકો સૂઝત ઔર ન ઠૌર " }

કમલનયનકો છાડી મહાતમ,—ઔર દેવકો ધ્યાવે,
પરમ ગંગકો છાડિ પિયાસો,—દુર્મતિ કૂપ ખનાવે ॥૧॥

{ "वासुदेवं परित्यज्य योऽन्यं देवमुपासते ।
तृषितो जाह्नवीतीरे कूपं खनति दुर्मतिः ॥" }

જિન મધુકર અમ્બુજ-રસ ચાખ્યો, ક્યો કરીલ ફલ ખાવે ?
'સૂરદાસ' પ્રભુ-કામધેનુ તજિ,-છેરી કૌન દુહાવે ॥૨॥

( ગઝલ—તાલ ધમાલ )

ઊધો ! વો સાવરીસૂરત હમારા દિલ ચુરાયા હૈ ॥ટેક॥
બજાકર બંસરી સુંદર, સુનાકર ગીત ગાગર,
રચાકર રાસ કુંજનમેં, પ્રેમ હમકો લગાયા હૈ ॥૧॥
છોડ કરકે હમે રોતી, બસે વો દ્વારકા જાકર,
ખબર લીની નહીં ફીરકે, હમે દિલસે ભુલાયા હૈ ॥૨॥

હમારા હાલ જાકરકે, સુનાના શ્યામસુંદરકો;
તુમારે દરસકે કારણ, હમેં બન ફિરાયા હૈ. ॥૩॥
ન ભાવેં ભોગ દુનિયાકે, ન વાંછા યોગ કરનેકી;
વો 'બ્રહ્માનંદ' માધવકા, – રૂપ મનમેં સમાયા હૈ. ॥૪॥

( ગઝલ—તાલ ધમાલ. )

ઉધો ! વો સાંવરીસૂરત હમારે નૈનકા તારા. ॥ટેક॥
અગર હમ જાનતી મોહન, – ચલે જાયેંગે ગોકુલમેં;
લગાતી પ્રેમ ના ઉનસેં, છોડ ઘરકાજ હમ સારા. ॥૧॥
તુમારી જ્ઞાનકી બાતે, – અસર કરતી નહીં દિલમેં;
બસા હૈ કૃષ્ણ હિરદેમેં, નહીં હોતા કભી ન્યારા. ॥૨॥
રહેંગે કંઠમેં જબતક, – હમારે પ્રાણ દેહીમેં;
ન ભૂલેગા કભી હમકો, – મનોહર રૂપ વો પ્યારા. ॥૩॥
કરો તુમહી વો નિર્ગુણકા, – ધ્યાન અરુ યોગકા સાધન;
વો 'બ્રહ્માનંદ' હમને તો, – હરિ દિલ બીચમેં ધારા. ॥૪॥

રાગ સોરઠ—ત્રિતાલ અગર ગરબી—"સમજી ગઈ છું." એ રાહ.

મુજને વિઠ્ઠલવર વિણ અવર કોઈ ભાવે નહી રે, કાંઈ ફાવે નહીં રે. ॥ટેક॥
ભલે હોય હરિ ઘટ-ઘટ વ્યાપ્યો, હરતો હોય ભલે એ પાપો;
મ્હારે ધ્યાને બીજો કોઈ આવે નહીં રે.—મુજને૦
નયને મને મૂર્તિ જે ચોટી, તે ઉખેડવા મ્હેનત મ્હોટી;
કરે ઇન્દ્ર-અજ તોપણ તે ફાવે નહીં રે.—મુજને૦
શ્યામ સુંદરવર ઉભા કટપર, પ્રિય પીતામ્બર કરો કમરપર;
કોઈ કદી કહીં એના સમ આવે નહીં રે.—મુજને૦
દીઠા શંભુ એને જ સેવતા, સનકાદિકના એજ દેવતા;
નારદ પણ એને ગાન સુણાવે સહી રે.—મુજને૦
યોગ-યુક્તિનું કામ ન મારે, અન્ય દર્શનું કામ ન મ્હારે;
ક્ષણે પડે ન વિસારે વિસરાવે કહીં રે.—મુજને૦
અન્ય હોય છો એથી સારૂં, મીન જીવન જળ દૂધ અકારૂં;
અન્ય કશું મુજને નહિ લલચાવે અહીં રે.—મુજને૦
ચાતકને નદી નીર નકામુ, તેમ ન વ્યાપકથી હું વિરામું;
ખરી સતીને પતિ કોઈ વિસરાવે નહીં રે.—મુજને૦
માત્ર ન હું તો મનથી આરસું, કાન આંખ કર પદ જીભ ખરસું;
ધ્યાન-જ્ઞાન સુન-સાન તો અકળાવે સહી રે.—મુજને૦

( સવૈયા. )

યા લકુટી અરુ કામરિયા પર,—રાજ તિહૂં પુરકો તજિ ડારૌં,
આઠહુ સિદ્ધિ નવો નિધિકો સુખ, – નદકી ગાય ચરાય બિસારૌં :
'રસખાન' સદા ઇન આઁખિનસો, – બ્રજકે બન બાગનતડાગ નિહારૌં;
કોટિકહૂ કલધૌતકે[1] ધામ, – કરીલકી[2] કુંજન ઊપર વારૌં.
માનુસ હૌ તૌ વહી 'રસખાનિ', – ફિરૌં મિલિ ગોકુલ ગાઁવકે ગ્વારન;
જો પશુ હોં તૌ +કહા બસ મેરો, – ચરૌં નિત નદકી ધેનુ મઁઝારન :
પાહન[3] હૌ તો વહીં ગિરિકો જો, – ધર્યો પુર છત્ર પુરન્દર ધારન;
જો ખગ હોં તો બસેરો[4] કરૌ નિત, – કાલિંદી–કૂલ કદમ્બકી ડારન.

— × × × ॥ ૐ ॥ × × × —

રાગ સિંહાનો કાનરો—તાલ દીપચંદી અગર ત્રિતાલ.

જો તુમ તોડો પિયા, મૈં નહીં તોડું;
તોરી પ્રીત તોડી કૃષ્ણ ! કોણુ સંગ જોડું. (ટેક.)
તુમ ભયે તરુવર, મૈં ભઈ પખિયા;
તુમ ભયે સરોવર, મૈ તેરી મછીઆ. જો તુમ૦
તુમ ભયે ગિરિવર, મૈ ભઈ ચારા,
તુમ ભયે ચદા, (તો) મૈં ભઈ ચકોરા. જો તુમ૦
તુમ ભયે મોતી પ્રભુ !, મૈં ભઈ ધાગા;
તુમ ભયે સોના, (તો) મૈં ભઈ સ્વાગા. જો તુમ૦
**મીરાં** કહે પ્રભુ ! બ્રજકે બાસી !,
તુમ મેરે ઠાકોર, મૈં તેરી દાસી. જો તુમ૦

## ॥ ભકતની પ્રભુ પ્રત્યેની અનન્યતા અને દુનિયાની બેપરવાઈ ॥

— ( કવિત્ત ) —

રૂઠે ક્યો ન રાજા, વાતેં રહ્યુ નહીં કાજ,
એક તૂહી મહારાજા, ઔર કૌનકો સગહિયે ? ;
રૂઠે ક્યો ન ભાઈ, વાતેં કછુ ન બસાઈ,
એક તૂહી હૈ સહાઈ, ઔર કૌન પાસ જાઇયે ?.

૧. સોનાનાં. ૨. કેરાંના વૃક્ષની. ૩ પત્થર. ૪. નિવાસ.
+ કહા બસ ...

( રાગ ભૈરવી — ત્રિતાલ. )

કોઈ નહીં દિલદાર હમારા એ
નંદકુવર એક નટવર બિન, દેખલિયા જગ સારા એ ॥ટેક॥
એહી પ્રાણપ્રિય, એહી પરમેશ્વર, એહી પ્રીતમ પ્યારા એ –કોઈ૦
દેવનકો દેવ, ઇશિ ઇશિનકો યહી જગત ઉજીઆરા એ –કોઈ૦
દયાકે પ્રીતમ ગોપીજનવલ્લભ, વેદ-પુરાણ પુકારા એ –કોઈ૦

( ભજન )

વરીએ તો શામળિયો વરીએ રે, ચતુર વર વરીએ તો૦ ॥ટેક॥
સંસારીનું સગપણ કાચું, પરણીને રંડાવું પાછું,
હા હા રે એને ઘેર તે પાણી શીદ ભરીએ રે—ચતુર વર૦
સંસાર તો સર્વે જૂઠો, શું થાશે રૂઠો કે ત્રુઠો !,
હા હા રે એને તુચ્છ તે જાણીને ફરીએ રે—ચતુર વર૦
જેને પરણે દુઃખ જાય, અખંડ હેવાતણ થાય,
હા રે તેની સાથે તે પ્રીત કરી રહીએ રે—ચતુર વર૦
સંસાર તો સર્વે ખોટો, પાણી માંહેનો પરપોટો,
હા હા રે એ તો ફુટી જાશે નાનો-મોટો રે—ચતુર વર૦
**દયા-પ્રીતમ** કેરો વ્હાલો, નાગર નંદલાલો,
હા હા રે તેહનો સાહ્યો કરીને મ્હાલો રે—ચતુર વર૦

( ભજન )

મારે વર તો વિઠ્ઠલને વરવું છે રે, હા હા રે મારે૦,
બીજાને મારે શું કરવું છે ? – વર તો વિઠ્ઠલને૦ ॥ટેક॥
નંદના કુંવર સાથે નેડો બંધાણો રે હાં (૨),
મારે ધ્યાન ધણીનું ધરવું છે રે, હા હા રે મારે ધ્યાન૦–બીજાને૦
અવર પુરુષની મારે આશ ન કરવી રે હા (૨),
મારે છેડલો ઝાલીને ફરવું છે રે, હા હા રે મારે છેડલો૦–"
સંસારસાગરમાં મોહજળ ભરિયો રે હા (૨),
મારે તારે ભરોસે તરવું છે રે, હા હા રે મારે તારે૦—"
**બાઈ મીરાં** કહે છે પ્રભુ <u>ગિરિધરના ગુણ</u> હા (૨),
ગિરિધર નાગર
મારે રાસમંડળમાં રમવું છે રે, હા હા રે મારે રાસ૦—"

( ગરબી )

બાળી ઢી જગતની બીક રે, વરી હું તો વનમાળી,
મે તો સમજી-વિચારી કીધુ ઠીક ર, વરી હુ તો વનમાળી
તુચ્છ જાણીને સર્વે કીધુ ત્યાગ રે, વરી હું તો વનમાળી,
મોહી રનિક સનુણાની રાગ રે, વરી હુ તો વનમાળી
મને ચટકી લાગી છે ચિત્ત માય રે, વરી હું તો વનમાળી,
બીજુ વ્હાના વિના ન સોહાય રે, વરી હું તો વનમાળી
મને કઈ ન સૂઝે ામ રે, વરી હું તો વનમાળી,
ચયુ હરિ વિના સર્વે હરામ રે, વરી હું તો વનમાળી
હવે નિશક થઈ છુ નચિંત રે, વરી હું તો વનમાળી,
થઈ જગમા અલૌકિક છીત રે, વરી હું તો વનમાળી
મમજી કીધુ છે તન કુરમાન રે, વરી હું તો વનમાળી,
બ્રહ્માનદના વ્હાનાથી બાધ્યા પ્રાણ રે, વરી હુ તો વનમાળી

( ગરબી )

વ્હાલા લાગો છો વિશ્વાધાર રે', સગપણ તમ સાથે
મે તો સર્વે મેલ્યો સસાર રે, સગપણ તમ સાથે
મારા મનમા આવી વસ્યા છો શ્યામ રે' સગપણ તમ સાથે,
તમ સારુ તજ્યુ ધન ધામ રે, સગપણ તમ સાથે
મારુ મનડુ લોભાણુ તમ પામ રે, સગપણ તમ સાથે,
મુને ાથી બીજી તની આશા રે, સગપણ તમ સાથે
મારે સાથે ધાણી છો તમે એક રે, સગપણ તમ સાથે,
મારી ગખડ નિભાવજો ટેક રે, સગપણ તમ સાથે
મે તો દેહ ધર્યો છે તમ કાજ રે, સગપણ તમ સાથે
તમને જોઈ મોહી છુ નજરાજ રે', સગપણ તમ સાથે
હું તો તેને વેચાણી તમ હાથ રે, સગપણ તમ સાથે,
બ્રહ્માનદના વ્હાલા નજનાથ રે', સગપણ તમ સાથે

( ગરબી )

મારે આ તો અલૌકિક દાવ રે, કોઈ મને શુ કરશે ?',
માથા સાટે વર્યા મે તો માવ રે, કોઇ મને શુ કરશે ?'
હવે બીજો છ જગમા બાયના રે, કોઇ મને શુ કરશે ?',
મે તો બેઠયા (૮) શ્રુધગ્ગાય રે, કોઇ મને શુ કરશે ?'

અતિ આનંદ થયો છે મારે અંગ રે, કોઇ મને શું કરશે ?',
લાગ્યો રસિયાજીનો રંગ રે, કોઇ મને શું કરશે ?'
થઈ જગમાં અલૌકિક જીત રે, કોઇ મને શું કરશે ?',
લાગી પૂરણસલુણા સાથે પ્રીત રે, કોઇ મને શું કરશે ?'
મારે વ્હાલે દીધું છે મને માન રે, કોઇ મને શું કરશે ? ,
મને કીધી સૌભાગણ મ્હાન રે, કોઇ મને શું કરશે ?'
હવે થયો સંસારીડો ઝેર રે, કાંઇ મને શું કરશે ?'
બ્રહ્માનંદને વ્હાલે કીધી મહેર રે, કોઇ મને શું કરશે ?'.

## ॥ શ્રીરામ-કૃષ્ણનું અભેદપણું ॥
### ( પરસ્પર ઐક્ય યાને સમન્વય )
(સવૈયા )

ઇતહી નૃપ કૌસલરાજ-કિશોર, ઉતૈ નંદનંદન લાલ કહાવે,
ઇતહી ધનુ-બાણ ઉભય કરમે, ઉતહી મુરલી અધરાન બજાવે
ઇતહી સંગ બાનર-ભાનુ લિયે, ઉતહીં બ્રજરાજમેં ધેનુ ચરાવે,
'શિવાનંદ' દીનદયાનુ સોઈ, મન બાની પરે જેહિ વેદ બતાવે ૧.
ઇતૈ 'રઘુનન્દન' નામ પ્રસિદ્ધ, ઉતૈ સબ લોગ કહૈ 'યદુરાઈ',
ઇતૈ ઋષિનારિ પષાનતે તારિ, ઉતૈ કુબરી પટરાની બનાઈ
ઇતૈ રણુ રાવણકો હતિકૈ, ઔ ઉતૈ ધરિ કંસકો ધૂરિ મિલાઈ,
'શિવાનંદ' લીલાબિહારી પ્રભુ, પ્રગટે નિજ ભક્તનકે હિત લાઈ ૨.
ઇતૈ અભિષેક બિભીષણકો, ઉતૈ ઉગ્રસેન । રાજા બનાઈ,
ઇતૈ મિથિલાપુર હાસ-વિલાસ, ઉતૈ સંગ ગોપિન કેલિ મચાઈ:
ઇતૈ સરયૂતટ સંગ સખા ઔ,-ઉતૈ યમુનાતટ ગેદ ખિલાઈ,
'શિવાનંદ' વેદ અનંત કહૈ, બ્રજકી યુવતિન્હ તેહિ નાચ નચાઈ ૩.
ઇતૈ કૌસલ્યા ગોદ લિયે, ઔ ઉતૈ પલને નંદરાનિ ઝુલાવૈ,
અવધેશકે આંગનમે વિહરૈ, ઔ ઉતૈ નંદકે ઘર દુંદ મચાવૈ
ઇતૈ ચહું બંધુકો બાલબિનોદ, ઉત બલદાઊજીકે સંગ ધાવૈ,
'શિવાનંદ' યહ મર્મ જાનૈ સોઈ, જિન્હકે ઉરમે પ્રભુ પ્રેરિ જનાવૈ. ૪.
ઇતૈ મહારાજ હ્વૈ ન્યાય કરૈ, ઔ ઉતૈ બ્રજ માખનચોર કહાયે;
ઇતૈ શિવકો ધનુ ભંગ કિયે, ઔ ઉતૈ નખપે ગિરિરાજ ઉઠાયે,
ઇતૈ મિથિલાપતિકે પ્રણ રાખિ, ઉતૈ ગંગસુતપૈ ચક્ર ધરાયે,
'શિવાનંદ' રાખી ઇતૈ મુનિ-યજ્ઞ, ઉતૈ દ્રૌપદી પ્રિય ધર્મ બચાયે ૫

**રાગ પૂરવી અગર ભૈરવી – ત્રિતાલ**

ભજુ રઘુવર-શ્યામ યુગલ ચરના ॥ ટેક ॥

ઉત અયોધ્યા નિર્મલ મન્યૂ, ઇત મથુરા બહે શીતલ યમુના ૧.

ઉત કૌસલ્યા ગોદ ખીલાવતી, ઇત જસુમતિજી ઝુલાવે પલના ૨.

ઉત ધનુષ-બાન કર સોહે, ઇત મુરલી મુખ પર બજના ૩.

ધનુષ્ય તોર કર સીતા બર લાયે, ઇત રુકમનીકો કિયો હૈ હરના ૪.

ઉત સાગરપે સિલાઉ તરની, ઇત ગિરિવર નખ પર ધરના ૫.

ઉત લંકા ચઢી રાવન માર્યો, ઇત કંસ પછારી બહાયો યમુના ૬.

**તુલસી-સુરકે** દોનુ સોહે, દશરથસુત-જસુમતિ લાલના ૭

**રાગ ભૈરવ અગર ભૈરવી – ત્રિતાલ**

મદન ગુપાલ હમારે રામ

ધનુષ-બાણ ધર, વિમલ વેણુ કર, પીત વસન અરુ તન ઘનશ્યામ (ટેક)

અપની ભુજ જિન જલનિધિ બાધ્યો, રાસ નચાયે કોટિક કામ,

દશશિર હતિ સબ અસુર સંહારે, ગોવર્દ્ધન ધાર્યો કર વામ -મદન૦ ૧.

તબ રઘુવર અબ યદુવર નાગર, લીના નિત વિમલ બહુ નામ,

**'પરમાનંદ'** પ્રભુ ભેદ રહિત હરિ, નિજ જન મિલ ગાવત ગુણગ્રામ "૨.

**(રાગ કલ્યાણ અગર ભૈરવી—તાલ ત્રિતાલ)**

રઘુનન્દન-યદુનન્દન ગાઉ

પરમ કૃપાલ દોઉ યાનન્દન -યસોદાત દર્શન સુખ પાઉ -રઘુ૦(ટેક)

નિરખત દોઉ રૈન-દિન દોઉ, રાતે ઉઠયાટે આનન્દ બઢાઉ,

દશરથ-નન્દપુર ઉનકી મધુપુરી, કિંકર હો બીચ વાસ બસાઉ -રઘુ૦ ૧.

ઐસી પ્રતીતિ દઢ ભયા મોરે, ઉનકુ છોડ આન ન જાઉ,

નન્દનન્દન બસો ઉર મેરે, **'તુલસી'** રઘુવીર-રામ કહાઉ -રઘુ૦ ૨.

**(રેખતા કિંવા ગઝલ - તાલ દાદરા.)**

શ્રીરામચન્દ્ર-નંદનંદન ' અબ દયા કરો,

શરણમે પડા આન તેરા જાન આસરો ॥ટેક॥

સિરપે સુવર્ણકા મુકટ,-મોરોકી પાખકા,

ગલ મોતિયોકી માલ હૈ, બનમાલ ગલ ધરો —શ્રીરામ૦ ॥૧॥

હાથોમે ધનુ-બાન હૈ, બંસી અધર ધરે,

જનકસુતા હૈ સંગ, રંગ રાધકા ભરો —શ્રીરામ૦ ॥૨॥

લંકાપુરીકો જાયકે, મથુરા ગમન કિયા,

રાવણકા કિયા નાશ, પ્રાણ કંસકા હરો. —શ્રીરામ૦ ॥૩॥

સરજૂકે નીરમેં ખડા, જમુનાકે તીરપે;
**બ્રહ્માનન્દ** છબી યુગલ મેરે નૈનમે ફિરો. —શ્રીરામ૦ ॥૪॥

## ॥ દ્રૌપદીનો આર્તનાદ ॥

**गोविन्द ! द्वारिकावासिन् ! कृष्ण ! गोपीजनप्रिय ! ।**
**कौरवैः परिभूतां मां किं न जानासि केशव ? ॥**
**हे नाथ ! हे रमानाथ ! व्रजनाथार्तिनाशन ! ।**
**कौरवार्णवमग्नां मामुद्धरस्व जनार्दन ! ॥**
**कृष्ण ! कृष्ण ! महायोगिन् ! विश्वात्मन् ! विश्वभावन ! ।**
**प्रपन्नां पाहि गोविन्द ! कुरुमध्येऽवसीदतीम् ॥**
**यज्ञेशाच्युत ! गोविन्द ! माधवानन्त ! केशव ! ।**
**कृष्ण ! विष्णो ! हृषीकेश ! वासुदेव ! नमोऽस्तु ते ॥**

× × × × ×

(પ્રભાતી – દાદરા "ઠુમક ચલત રામચન્દ્ર બાજત પાજનિયાં" – એ લય.)

આજ મેરી લાજ હરિ ! આયકે બચાઈયે. (ટેક)
કૌરવોકી સભા બીચ,—જુડે સબી લોક નીચ,
ખીંચ રહે કેશ મેરે,—બેગસેં છુડાઈયે. ૧.
પતિ હમારે શૂર-વીર,—ધર્મ હેત ધરે ધીર;
ચીર હરણ કરત દુષ્ટ,—દેર ના લગાઈયે. ૨.
ભીષ્મ દ્રોણ કર્ણ ૧વર્મ,—લોભ હેત તજા ધર્મ,
કર્મ બુરા કરેં નાથ ! હાથ દે રખાઈયે. ૩.
સકલ જગતકે આધાર,—પ્રભુ ! મેરી સુન પુકાર;
'**બ્રહ્માનન્દ**' હો સવાર,—ગરુડપૈ સિધાઈયે. ૪.

(રાગ કલ્યાણી–ખમાચ – ત્રિતાલ અગર ધુમાળી.)

હરિ ! સુધ લીજિયે મોરી :
ગઈ/ગહી અબ શરણ મૈં તોરી.—હરિ૦ (ટેક)
હરિ ! હે દીનાનાથ ! હિતકારી, તૂંહિ પિતા-બંધુ-મહતારી;
પ્રભુ ! તૂંહિ જગતકા રાજા, યહ સબ કુછ તુમ્હારા હૈ કાજા.—હરિ૦ ૧.

૧ વર્મ = કૃતવર્મા.

( ભૈરવી - ત્રિતાલ )

લજ્જા મોરી રાખો શ્યામ હરિ !
કીની કઠિન દુઃશાસન મોસે, ગહિ કેશો પકરી —લજ્જા૦ (ટેક)
આ ે સભા દુષ્ટ દુર્યોધન,—ચાહત નગ્ન કરી,
પાંચો પાંડવ સબ બન હારે, તિનસો કછુ ન સરી —લજ્જા૦ ૧.
ભીષ્મ દ્રોણ વિદુર ભયે વિસ્મય, તિન સબ મૌન ધરી,
અબ નહિં માત પિતા સુત બાંધવ, એક ટેક તુમ્હરી —લજ્જા૦ ૨.
વસન-પ્રવાહ કિયે કરુણાનિધિ, મેન હાર પરી,
'સૂર-શ્યામ' જબ સિંહ-શરણ લઈ, સ્યાલોકો કાઢિ ડરી ? ! લ૦ ૩.

—— × × ૐ × × ——

(રાગ બાગેશ્રી, સોહિની, કાફી, જંગલા અગર ભૈરવી-તાલ ત્રિતાલ)

હરિ બિન કો રાખે પતિ મેરી !
અધમ અંધ મહા જો દુઃશાસન, આન સભામે ઘેરી —હરિ૦ ॥ટેક॥
ભીષ્મ-દ્રોણ-કર્ણ-એ બૈરે, ઇનહુ નેક ન હેરી,
અબ મતિ ભ્રષ્ટ ભઈ સબ હીનકી, પકર લિયો જ્યું ચેરી —હરિ૦ ૧.
એક વિશ્વાસ યહી દૃઢ મેરે, 'કૃષ્ણ કૃષ્ણ' કહ ટેરી,
**સૂરદાસ** પ્રભુ બસન બઢાયે, હો ગયો પર્વત-ઢેરી —હરિ૦ ૨

— ( લાવણી - ખ્યાલ ) —

બિનકાજ આજ મહારાજ ! લાજ ગઈ મેરી,
દુઃખ હરો દ્વારિકાનાથ ! શરણ મૈ તેરી ॥ટેક॥
દુઃશાસન વંશ-કુઠાર મહા-દુઃખદાઈ,
કર પકડત મેરા ચીર લાજ નહીં આઈ
અબ ભયો ધર્મકો નાશ પાપ રહ્યો છાઈ,
લખિ અવમ સભાકી ઓર નારી બિલખાઈ
શકુનિ-દુર્યોધન-કરણ ખડે ખન ઘેરી, દુઃખ૦ ॥૧॥
તુમ દીનનકી સુધ લેત દેવકીનંદન !,
મહિમા અનંત ભગવંત ભક્ત-દુઃખ-ભંજન !
તુમ કિયા સિયા-દુઃખ દૂર શંભુધનુખંડન !,
હે તારણ ! મદનગોપાલ ! મુનિમનરંજન !
કરુણાનિધાન ! ભગવાન ! કરી કયો દેરી, દુઃખ૦ ॥૨॥
ઐસો યહાં ગજસમાજ નીતિ સબ ખોઈ,
નહીં કહત ધર્મકી બાત સભામે કોઈ

પાચો પતિ બૈઠે મૌન કૌન ગતિ હોઈ,
લૈ નંદનંદનકો નામ દ્રૈપદી રોઈ
કરિ-કરિ વિનાપ-સતાપ સભામે ટેરી, દુ ખ૦ ॥૩॥
તુમ સુનિ ગજેંદ્રકી ટેર વિશ્વઅઘનાશી!,
ગ્રહ મારિ છુડાયો બંધ કાટિ પગફાસી
મૈ ધરૌં તુમ્હારો ધ્યાન દ્વારકા-વાસી!,
અબ કાહે રાજસમાજ કરાવત હાંસી?
અબ કૃપા કરૌ યદુનાથ! જાનિ ચિત ચેરી, દુ ખ૦ ॥૪॥
તુમ પતિ રાખી પ્રહ્લાદ-દીનદુ ખ ટારો,
ભયે ખંભ ફારિ નરસિંહ! અસુર સંહારો
વ્રજ ખેલત કેશી આદિ બકાસુર મારો,
મથુરા મુષ્ટિક-ચાણૂર-કંસ-મદ ગારો
તુમ માતપિતાકી જાય છુડાઈ બેરી દુ ખ૦ ॥૫॥
લે ભક્તનહિત અવતાર કન્હાઈ! તુમને,-
યમલાર્જુનકી જડ યોનિ છુડાઈ તુમને
જલ બરસત પ્રભુતા અગમ દિખાઈ તુમને,
નખ પર ગિરિ ધર બ્રીજ લીયો ઉગારી તુમને
પ્રભુ! અબ વિનબકયો કરી હમારી બેરી, દુ ખ૦ ॥૬॥
સુનિ દીનબંધુ ભગવાન ભક્તિહિતકારી,
ભયે ચીરરૂપમે પ્રગટ હર્યો દુ ખ ભારી
ખેંચત હાર્યો મતિમંદ વીર બલકારી,
રખ લઈ દીનકી લાજ આપ બનવારી
બરસત હરખત સુર સુમન બજાવત ભેરી, દુ ખ૦ ॥૭॥
કચા કરી દ્વારિકાનાથ! મનોહર માયા,
અંબરકા લગા પહાડ પાર નહીં પાયા
તિહુ લોક ચહું દિશ ભુવન ચીર દરશાયા,
વદત ગણેશપરસાદ કૃષ્ણગુણ ગાયા
દીનનકી દીનાનાથ વિપતિ નિરવેરી, દુ ખ૦ ॥૮॥

---

## ॥ વિભીષણની શરણાગતિ ॥

ध्येयं सदा परिभवघ्नमभीष्टदोहं
तीर्थास्पदं शिवविरिञ्चिनुतं शरण्यम्।

भृत्यार्तिहं प्रणतपाल भवाब्धिपोतं
वन्दे महापुरुष ते चरणारविन्दम् ॥
श्रीरामचन्द्रचरणौ मनसा स्मरामि,
श्रीरामचन्द्रचरणौ वचसा गृणामि ।
श्रीरामचन्द्रचरणौ शिरसा नमामि,
श्रीरामचन्द्रचरणौ शरणं प्रपद्ये ॥

माता रामो मत्पिता रामचन्द्रः
स्वामी रामो मत्सखा रामचन्द्रः ।
सर्वस्वं मे रामचन्द्रो दयालु—
र्नान्यं जाने नैव जाने न जाने ॥

अनुजो रावणस्याहं तेन चाप्यवमानितः ।
त्यक्त्वा पुत्रांश्च दारांश्च राघवं शरणं गतः ॥
जगन्निवास हे राम!, सर्वलोकैकनाथ हे ।
भवन्तं सर्वभूतानां शरण्यं शरणं गतः ॥
परित्यक्ता मया लङ्का, मित्राणि च धनानि च ।
भवद्गतं हि मे राज्यं, जीवितं च सुखानि च ॥

श्रीरामचन्द्र रघुपुंगव राजवर्य, राजेन्द्रराज रघुनायक राघवेश ।
राजाधिराज रघुनन्दन रामचन्द्र, दासोऽहमद्य भवतः
शरणागतोऽस्मि ॥

नमस्ते पुण्डरीकाक्ष!, भक्तानामभयंकर ! ।
सुब्रह्मण्य! नमस्तेऽस्तु, त्राहि मां शरणागतम् ॥

× × × × ×

(રાગ ખમાચ – તાલ ત્રિતાલ.)

કુટુંબ તજિ શરણ રામ! તેરી આયો :
તજિ ગઢ લંક, મહલ અરુ મંદિર, નામ સુનત ઉઠ ધાયો. (ટેક).
ભરી સભામેં રાવણ બૈઠ્યો, ચરણ-પ્રહાર ચલાયો;
મૂરખ અંધ કહ્યો નહિં માનત, બાર-બાર સમુઝાયો. —કુટુંબ૦ ૧.
આવત હી લંકાપતિ કીન્હો, હરિ હૈંસ કંઠ લગાયો;
જન્મ-જન્મકે મિટે પરાભવ, રામ-દરસ જબ પાયો. —કુટુંબ૦ ૨.
હે રઘુનાથ! અનાથકે બંધુ!, દીન જાન અપનાયો;

'તુલસિદાસ' રઘુવરકી શરણા, ભક્તિ–અભયપદ *[1]પાયો.–કુટુંબ૦ ૩.

(રાગ ખમાચ અગર કેદાર – ત્રિતાલ.)

દીન હિન બિરદ પુરાણન ગાયો :
આરત–બંધુ કૃપાલુ મૃદુલચિત, જાન શરણ હો આયો. (ટેક.)
તુમરે રિપુકો અનુજ વિભીષણ, વંશ નિશાચર જાયો,
સુન ગુણ–શીલ–સ્વભાવ નાથકો, મૈં ચરણન ચિત લાયો. ૧.
જાનત પ્રભુ સુખ–દુઃખ દાસનકે, તાતે કહ ન સુનાયો,
કર કરણા ભર નયન વિલોકો, તબ જાનો અપનાયો. ૨.
વચન વિનીત સુનત રઘુનાયક, હઁસ કર નિકટ બુલાયો;
ભેટયો હરિ ભર અંક ભરત જિમિ, લંકાપતિ મન ભાયો. ૩.
કરપંકજ શિર પરસ અભય કિયો, જન પર હેત દિખાયો,
'તુલસિદાસ' રઘુવીર–ભજન કર, કો ન અભયપદ *[2]પાયો (?). ૪.

—— × × ૐ × × ——

## ॥ પ્રભુ પ્રત્યે પક્ષીની પ્રાર્થના ને પ્રભુની સહાય ॥

(રાગ બિહાગ — ત્રિતાલ.)

અબકી રાખી લેહુ ભગવાન !
હમ અનાથ બૈઠી દ્રુમ–ડરિયા, પારધી સાધ્યો બાન. ॥ટેક॥
તાકે ડર નિકસન ચાહત હૌં, ઉપર રહ્યો [3]શચાન;
દોઉ ભાતિ દુઃખ ભયો કૃપાનિધિ ! કૌન ઉબારે પ્રાન. ॥૧॥
સુમિરતહી અહિ ડસ્યો પારધી, લાગ્યો તીર શચાન;
'સૂરદાસ' ગુણ કહઁલગ બરણૌં, જય–જય કૃપાનિધાન ! ? ॥૨॥

(કાફી — દીપચંદી અગર એકતાલ.)

હોલો–હોલી કહે છે રે, પ્રભુજી ! મારી વહારે ચ્હડો :
બચ્ચાં મારાં મારે રે, તળે આવી ભીલ ખડો. ॥ટેક॥
બાણ તાણીને ઉભો પારધી, ઉપર આવ્યો બાજ;
પોલારમાંથી સર્પ નિઃસર્યો, તેને તો સરી ગયા કાજ :
ગરુડને ગામી રે, હરિ બિરદદાર ખડો. — હોલો૦ ૧.

*૧+*૨. " सकृदेव प्रपन्नाय तवास्मीति च याचते ।
अभयं सर्वभूतेभ्यो ददाम्येतद्व्रतं मम ॥ "
આ શ્રીભગવાનનાં પોતાનાંજ વચન તેમજ વ્રત પ્રમાણે શ્રીભગવાન પોતે વિભીષણ પ્રત્યે વર્ત્યા : અતએવ વિભીષણ અભયપદ પામ્યા. ॥ૐ॥
૩ બાજ.

વિનતિ સુણી વિઠ્ઠલ પરવરીઆ, સાપ માંહે નિરવાણુ;
૧ખિલને ડેસતા પારધીના,—તતક્ષણ લીધા પ્રાણ :
બાણ ત્યાંથી છુટયું રે, બાજ આવી હેઠો પડયો.— હેલો૦ ૨.
જુઓ હરિ કેવા સંકટમોચન, બચ્યા બચાવ્યાં કૃપાળ;
* કાણું કરનારનું કરતો કાણું, એવો એ દીનદયાળ :
કાળનો કાળ કાળો રે, પ્રહલાદની વા'રે ચ્હડયો.— હેલો૦ ૩.
કઠણ વેળાએ કારજ કરશે, ભજન કરો ભય જાય;
સ્વામિ-સેવાના ફળ અમોલે, અંત સમે કરે સ્હાય :
'દાસ ધીરો' કહે છે રે, પ્રભુ મ્હારો સૌથી બડો.—હેલો૦ ૪.

## ॥પ્રભુ સહાય કરે છે ત્યારે મગદૂર છે કે કોઇ જરાય બિગાડ કરી શકે ! ॥

જિસ્કે તારે ગગનમેં, ઈસ્કે શત્રુ હોય;
કિરપા જે કિરતારકી, બાલ ન બાંકો હોય.

---

૧ સકરો.

* પારકાનું કાણુ કરે—ભુંડું ઇચ્છે, તેનું—પોતાનું જ, "ખોદે તે પડે" એ ન્યાય પ્રમાણે, કાણું થાય છે—ભુંડું થાય છે, એ એક ઈશ્વરી કાયદો જ છે :—

"પરનું બગાડતાં ખરે, બગડે આપ જરૂર;
સળગાવતાં હનુમાનને, સળગ્યું લંકાપુર.
પરનું ભુંડું ઇચ્છતાં, નિજનું ભુંડું થાય;
ખાડો ખોદે તે પડે, સંશય નહિ જરાય
જેવું પરનું ઇચ્છીએ, તેવું નિજનું થાય;
નવ માનો તો કરી જુઓ, જેથી તુર્ત જણાય."

× × × × ×

"કરે તેવું ભરે ને વાવે તેવું લણે." :—

"બાવળ-નિંબ-બોરડી રોપી, કેમ ખજૂર ખવાય ?;
આંબાની ગોટલીએ આંબો, ટેટે વડ છવરાય.
બહુધા બીજ વાવીએ જેવાં; તરુવર તેવાં થાય;
ઝેર ખાઈ ખાંતેથી સૂઓ,—જમને દ્વારે જાય.
પ્રીતે અમૃતપાન કર્યાથી,—સહેજે અમર થવાય;
વાવ્યાં હોયે જવાર-બાજરી; મુક્તાફલ ન લણાય."

× × × × ×

જાકો રાખે સાંઈઆ, મારિ શકે ન કોય;
બાલ ન બાંકા કર શકે, જો જગ વૈરી હોય.
કહા કરે વૈરી પ્રબલ, જો સહાયક બલવીર;
દસ હજાર ગજ-બલ ઘટ્યો, ઘટ્યો ન દસ ગજ ચીર.
પરમેશ્વર જો પાધરો, શત્રુથી શું થાય (?);
પથરા ફેંકે પાપીજનો, ફૂલ થઈ ફેલાય.

× × × × ×

( રાગ કૌશિયા — ત્રિતાલ. )

જાનકીનાથ સહાય કરે જબ, કૌન બિગાર કરે નર તેરો ? ॥ટેક॥
સૂરજ મંગલ સોમ [૧]ભૃગુસુત, બુધ અરુ ગુરુ વરદાયક તેરો;
રાહુ–કેતુકી નહિં [૨]ગમ્યતા, સંગ શનીચર હોત [૩]ઉચેરો. ॥૧॥
દુષ્ટ દુઃશાસન [૪]વિમલ દ્રૌપદી, ચીર ઉતાર કુમન્તર પ્રેરો;
જાકી સહાય કરી કરુણાનિધિ, બઢ ગયો ચીરકો ભાર [૫]ઘનેરો. ॥૨॥
ગર્ભમેં રાખ્યો પરીક્ષિત રાજા, અશ્વત્થામા જબ અસ્ત્ર પ્રેરો;
ભારતમેં [૬]ભરહીકે અંડા, તા પર ગજકો ઘંટા [૭]ગેરો. ॥૩॥
જાકી સહાય કરી કરુણાનિધિ, તાકો જગતમેં ભાગ [૮]બડેરો;
રઘુવંશી સંતન–સુખદાયી, 'તુલસિદાસ' ચરણનકો [૯]ચેરો. ॥૪॥

ગરબી—(ઘોળ) તાલ દીપચંદી.

દુનિયા રૂઠીને શું કરશે, પ્રભુ જેના બેલી;
કોઇના માર્યા કેમ મરશે, પ્રભુ જેના બેલી. (ટેક.)
લાખાઘરમાં પૂર્યા પાંડવોને, કૌરવે લાહ્ય કરેલી.—પ્રભુ૦
ચંદ્રહાસ કેરી વ્હારે રે ચઢીઆ, વિષ ફેડી વિખયા લખેલી."
ભસ્માંગદની ભવાનીને મારે, શામળિયે કીધી શેલી. "
શીતળ જેવી સુધનવાની કીધી, તેલ–કઢા ઉકળેલી. "
અંબરીષને આપોઆપ ઉગાર્યા, દુર્વાસાને લાહ્ય મેલી. "
હરિશ્ચંદ્ર રાયની હરકત જાણી, બાજી સુધારી રે છેલી. "
દુરજનિયાં 'રૂપીરાજ'ને દુભે તેમ–તેમ આનંદ હેલી."

" ચંદન જૈસા સંત હૈ, સર્પ જૈસા સંસાર;
અંગહીસેં લપટા રહૈ, છાંડે નહીં વિકાર. "

૧. ભૃગુસુત=શુક્ર. ૨. ગમ્યતા=પહોંચ. ૩. ઉચેરો=ઉંચો. ૪. 'વિમલ' એવા એ શબ્દને બદલે 'નિબલ' એવો પાઠ પણ છે. ૫. ઘનેરો=ઘણો. ૬. ભરહી=ટીટોડી. ૭. ગેરો=નાખ્યો. ૮ બડેરો=મોટું. ૯

[ માટે જ એવાઓ સંતને દુભે, એ સ્વાભાવિક જ છે : પરંતુ સંત પણ કેવા હોય છે ? કે :— ]

" હરિજન કેવલ હોત હૈ, જાકુ હરિકા સંગ;
બિપત પડે બિસરે નહીં, ચડે ચૌગુના રંગ. "

## ॥ રામ રાખે, તેને કોણ ચાખે ? ॥

( ધીરા ભગતની કાફી - તાલ દીપચંદી. )

જેને રામ રાખે રે, તેને કુણુ મારી શકે ?
અવર નહિ દેખું રે, બીજો કોઈ પ્રભુ પખે.—જેને૦ ( ટેક. )
ચાહે અમીરને ભીખ મંગાવે, ને રંકને કરે રે રાય;
થળને થાનક જળ ચલાવે, જળ થાનક થળ થાય :
તરણાનો તો મેરુ રે, મેરનું તરણું કરી દાખવે.—જેને૦ ૧.
નીભાડાથી બળતા રાખ્યા, - માજારીના બાળ;
ટીંટોડીના (વા'લે) ઈંડા ઉગાર્યાં, એવા છો રાજન્ રખવાળ :
અંતવેળા આવો રે, પ્રભુ ! તમે તેની તકે. —જેને૦ ૨.
બાણુ તાણીને ઉભો પારધી, સિંચાણો કરે રે તકાવ;
પારધીને તો પગે સર્પ ડસીયો, સિંચાણા શિર મહીં ઘાવ :
બાજ પડયો હેઠો રે, પંખી ઉડી ગયા સુખે. —જેને૦ ૩.
ગજ-કાતરણી લઈને બેઠા, દરજી તો દીનદયાળ;
વેતર-ઘટે તેને કરે બરાબર, સૌની લે સંભાળ :
ધાગી તો 'ધીરા'નો રે, હરિ તો મારો હીંડે હકે. -જેને૦ ૪.

" કહા કરે 'રસખાન'કો, - કોઊ કુટિલ લબાર;
જો હૈ રાખનહાર હૈ, - માખન ચાખનહાર. "

— × × × ૐ × × × —

( ખ્યાલ—લાવણી. )

ડાલે કોઇ દારમેં આતિશ, તો વો દારુ જલે નહીં;
હજાર મનકી ચક્કી હો પર એક મૂંગકો દલે નહીં.
પાની ઉપર તૈરે બતાસા, લાખ વર્ષ તક ગલે નહીં;
ઉસકી કુદરતકે આગે કુછ જોર કિસીકા ચલે નહીં.
સબી ઉસીકે નજદીક હૈ ઔર કોઇ બાત ઉસીસેં દૂર નહીં;
ચીંટી પર હાથી ચઢ બૈઠે તો વો ચીંટી મરે નહીં. ॥૧॥
બાંધે કચ્ચે સૂતસેં જિસકો, વો કૈદી કયોં કર છૂટે ? ;
મદદ જો ઉસકા હો તો આહનકી સંગલ દમમેં ટૂટે.

## ॥ પ્રભુથી વિમુખ કરનાર હર કોઈ વ્યક્તિનો બેશક ત્યાગ કરી દેવો ॥

— અથવા તો —

## ॥ પરમપિતા-પરમસત્ય-પરમપ્રેમાસ્પદ એક પ્રભુની ખાતર હરકોઇનો ત્યાગ કરવો પડે તો ભલે ॥

( કવિત્ત )

ઘર તજૌં, બન તજૌં, નાગર-નગર તજૌં,
બંસીબટ-તટ તજૌં, કાહૂ પે ન લજિહૌં,
દેહ તજૌં ગેહ તજૌં, નેહ કહો કૈસે તજૌં (?),
આજ કાજ રાજ બીચ ઐસે સાજ સજિહૌં.
બાવરો ભયો હ લોક બાવરી કહત મોકો,
બાવરી કહે તે મૈં કાહૂ ન બરજિહૌં,
કહૈયા-સુનૈયા તજૌં, બાપ ઔર ભૈયા તજૌં,
દૈયા તજૌં મૈયા પૈ કન્હૈયા નાહિં તજિહૌં

## (॥ ચાહે જેમ સતાવો – ખૂબ પીડો, પણ પ્રભુ ન છુડાવો – પ્રભુ-પ્રીતિ ન છુડાવો ! ! ॥ )

ગલે તૌક પહિરાવો, પાવ બેરી લૈ ભરાવો,
ગાઢે બંધ બંધાવો ઔ ખિંચાવો કાચી ખાલસો;
બિષ લૈ પિવાવો, તાપૈ મૂઠ ભી ચલાવો,
[1]માઝધારમેં બહાવો બાંધ પત્થર કમાલસો
બિચ્છૂ લૈ બિછાવો, તાપૈ મોહિ લૈ સુલાવો,
ફેર આગભી લગાવો બાંધ [2]કાપર-દુસાલસો;
ગિરિસે ગિરાવો, કાલીનાગસે ડસાવો,
હા-હા ! પ્રીતિ ન છુડાવો ગિરિધારી નંદલાલસો.

× × × × × ×

## (॥ પ્રભુને ભજતાં જે દુઃખ થાય તે થાજો – જે પીડા પડે તે પડજો ! ! ॥ )

ગરબી ( ઘોળ ) – તાલ દીપચંદી.

જે દુઃખ થાય તે થાજો રે, રૂડા રામને ભજતાં. ॥ટેક॥
લોક નિંદે તો નિંદા રે દેજો, રાજા દંડે તો દંડાજો રે—રૂડા૦ ૧.
તેને

---

૧ = મધ્ય ધારા (વહેણ)માં ૨ = કપડા

ઉંચે બાંધી નીચે અગ્નિ ધીકાવે, માર મુશળના ખાજો રે—રૂડા૦ ૨.
તળે પ્રજાળે
પિંડ પડીને ભયે પછડાતો; છૂટ જાયે તો જાજો રે —રૂડા૦ ૩.
પિંડ પરે તોયે પડવા દે દેજો;
(બાઈ) મીરાં કહે પ્રભુ ગિરિધર નાગર, ગોવિંદના ગુણ ગાજોરે—
હરિજનનો દાસ રણછોડ કહેછે, ગુણ તો ગોવિંદના ગાજો રે—રૂડા૦ ૪.

(રાગ ખમાચ - ત્રિતાલ.)

જાકે પ્રિય ન રામ–વૈદેહી :
તજિયે તાહિ કોટિ વૈરી સમ, યદ્યપિ પરમ સનેહી. ॥ટેક॥
તજ્યો પિતા પ્રહલાદ,–વિભીષણ,–બંધુ,–ભરત મહતારી,
બલિ ગુરુ તજ્યો, કંત બ્રજબનિતનિ, ભયે મુદમગલકારી.
ભયે જગમગલકારી. ॥૧॥
ના તો નેહ રામકે મનિયત, સુહૃદ સુસેવ્ય જહાઁલૌ;
અંજન કહા આંખિ જેહિ ફૂટૈ, બહુતક કહૌ કહાઁલૌ. ॥૨॥
**'તુલસી'** સોઈ સબ ભાઁતિ પરમ હિત, પૂજ્ય પ્રાનતેં પ્યારો;
જાસો હોય સનેહ રામપદ, એ તો મતો હમારો. ॥૩॥

(રાગ ખમાચ - તાલ ધુમાળી.)

નારાયણ નામજ લેતા,—વારે તેને તજિયે રે :
મનસા વાચા કર્મણા કરીને,—લક્ષ્મીવરને ભજિયે રે. ॥ટેક॥
કુળને તજિયે, કુટુંબને તજિયે, તજિયે મા ને બાપ રે;
ભગિની–સુત–દારાને તજિયે, જેમ તજે કંચુકી સાપ રે. ॥૧॥
પ્રથમ પિતા પ્રહ્‌લાદે તજિયો, નવ તજિયુ હરિનુ નામ રે;
ભરત-શત્રુઘ્ને તજી જનેતા, નવ તજિયા શ્રીરામ રે. ॥૨॥
ઋષિપત્નીએ શ્રીહરિ કાજે,—તજિયા નિજ ભરથાર રે;
તેમા તેનુ કંઇયે ન ગયુ, પામી પદારથ ચાર રે. ॥૩॥
વ્રજવનિતા વિઠ્ઠલને કાજે,—સર્વ તજીને ચાલી રે;
ભણે 'નરસૈંયો' વૃન્દાવનમા,—મોહન સાથે મ્હાલી રે. ॥૪॥

"Let Truth or God become your father, let God or Truth become your mother, let God or Truth be to you your wife, let God or Truth be to you your grandfather, your teacher, your house, your property, your everything *Have all your attachments severed from* every object, and concentrate yourself on one thing, the

one fact, one truth, your Divinity Immediately on the spot you gain realization

If your father stands in the way of your realizing the Truth, tread over him, go beyond him, just as 'Prahlada', a hero in India, forsook his father, because the latter stood in the way of his realizing the Truth. If your mother stands in the way of your realizing the Truth, forsake her, just as 'Bharata' did This is what the 'New Testament' says The 'Hindu Bible' also says the same. Love your parents for the sake of the Truth—love and honour your parents as far as they do not retard your progress towards the Truth If your brother stands in the way of your realizing the Truth, shake him off, just as 'Bibhishana' did If your wife stands in the way of your realizing the Truth, cast her aside, just as Bhartrihari' did If your husband stands in the way of your realizing the Truth, throw him off, just as 'Miran did If your preceptor—your religious guide stands in the way of your realizing the Truth, shake him off—cast him overboard, just as 'Bali' did. Because your real relative, your truest friend is Truth and Truth alone All other relatives and companions are only fleeting for a day only, but Truth is with you always. Truth is your real self Truth is nearer to you than your parents Truth is nearer to you than your wife, children, friends, etc Respect Truth more than kings, parent, children, father, mother and anyone else.

If for the sake of the Truth, you have to give up the body, give it up ! This is the last attachment broken What to say of giving up worldly attachments for the sake of the Truth ! For the sake of the Truth you have to give up not only worldly attachments, but if there be need to give up the body, give it up

If your eyes stand in the way of your realizing the Truth, poke them out, just as 'Bilvamangala' did If your ears tempt you and keep you backward, cut them out If your wife, money, property, wealth or anything

stands in the way, away with it Could you love Truth with the same love as you have for your wife and relatives, could you love Divinity and Atman or Realization with the same zest or zeal with which you love your wife, could you love God with even half the love that you show to your wife, you would realize the Truth this second. "

[ *Swami Rama*,——from his lecture of '*The Path of Truth.*' ].

## ॥ ભગવાન્ ભકતોના ને ભકતો ભગવાન્‌ના ॥

—( ॥ ભગવાનની ભક્તવત્સલતા ॥ )

" अनन्याश्चिन्तयन्तो मां ये जनाः पर्युपासते ।
तेषां नित्याभियुक्तानां योगक्षेमं वहाम्यहम् ॥ "
[ इति 'गीता' – अ० ९ – श्लो० २२. ]

× × × × ×

" समोऽहं सर्वभूतेषु न मे द्वेष्योऽस्ति न प्रियः ।
ये भजन्ति तु मां भक्त्या मयि ते तेषु चाप्यहम् ॥ "
[ इति 'गीता' – अ० ९ – श्लो० २९. ]

× × × × × ×

— ( કવિત્ત ) —

" જિન તન-મન-પ્રાણ દીને મભ મેરે હેત,
ઔરહૂ મમત્વ-બુદ્ધિ આપની ઉઠાઈ હૈ,
જાગતહૂં-સોવતહૂ ગાવત હૈં મેરે ગુણ,
કરત ભજન-ધ્યાન, દૂસરો ન કાઈ હૈ :
તિનકે મૈં પીછે લગ્યો ફિરતહોં નિશિદિન,
'સુંદર' કહત મેરી ઉનતે બડાઈ હૈ,
વે હૈ મેરે પ્રિય, મૈં હૂઁ ઉનકે અધીન સદા,
સતનકી મહિમા તો શ્રીમુખ સુનાઈ હૈ. "

× × × × × ×

( રાગ ખમાચ—તાલ ત્રિતાલ. )

હમ ભકતનકે, ભક્ત હમારે :
સુન અર્જુન ' પરતિજ્ઞા મેરી, યહ વ્રત ટરત ન ટારે. ॥ટેક॥
ભકતન કાજ લાજ હિય ધરિકે, – પાવ પિયાદે ધાઊઁ;
જહઁ-જહઁ ભીર પરૈ ભક્તન પૈ, તહઁ-તહઁ જાઈ છુડાઊઁ. ॥૧॥

જો મમ ભક્તસો બૈર કરત હૈ, સો નિજ બૈરી મેરો;
દેખિ-બિચારિ ભક્ત-હિત-કારન, – હાકત હૈો રથ તેરો. ॥૨॥
જીતે જીત ભક્ત અપનેકી, હારે હાર બિચારૈો;
'સૂરદાસ' સુનિ ભક્ત-બિરોધી, ચક્ર સુદર્શન જારૈો. ॥૩॥

( રાગ—તાલ ઉપર પ્રમાણે અગર અન્ય )

જો જન ઓધા ! મોહે ન બિસારે, તાહે ન બિસારૂ છિન એકઘડી રે. (ટેક.)
મોકું ભજે, ભજુ મૈં વાકું, કલ ન પડત છિન-એકઘડી રે;
જન્મ-મરણકો સંકટ કાટું, રાખું મૈં આનંદભરી રે.—જો જન૦ ૧.
સુમરન કીનો દ્રૌપદી રાની, ચીર બઢાયે (પ્રભુ) આપ હરિ રે;
મહાભારત ભગવીકે ઇંડા,—ગજ લિયો ગજ-ઘટ ધરી રે.—જો૦ ૨.
ધ્રુવ-પ્રહ્લાદ રૈન-દિન ધ્યાવે, ગુપ્ત રૂપસો પ્રકટ કરી રે;
ખંભ ફાડ હિરણ્યકશ્યપુ માર્યો, ભક્ત પ્રહ્લાદકી રક્ષા કરી રે.—જો૦ ૩.
અંબરીષ-ગૃહ ગયે દુર્વાસા, ચક્ર પઠાયે (પ્રભુ) સહાય કરી રે;
ભજનહાર ભજુ, તજનહાર તજુ, ઐસી હમારી પરાપરી રે.—જો૦ ૪.
પાચ પાંડવકી રક્ષા કીની, લાખાગૃહમેં સહાય કરી રે;
સૂર કહે ગજરાજ ઓધાર્યો, દયાસિંધુ યદુનાથ હરિ રે.—જો૦ ૫.

(રાગ કાફી, ભીમપલાસ અગર બરહંસ— તાલ ત્રિતાલ અગર ધુમાળી.)

પોતાના જનને ઉધારે, જેમ-તેમ પોતાના જનને ઉધારે. ॥ ટેક ॥
કામી-ક્રોધી-લોભી-અધમ અતિ, તેના ત્રાસ નિવારે;
અવગુણ-મૂળ સમૂળો છેદે, ભાવથી ભક્તિ વધારે.—જેમ-તેમ૦
ક્રોધી કંસને આપ્યુ અભેપદ, બિલ્વમંગળને તારે;
લોભી-કદર્ય-અધમ અજામીલ, તેને બીજો કોણ તારે?—જેમ-તેમ૦
સંસારસાગરની લહેર ન લાગે, પ્રેમશું પાર ઉતારે;
દાસાના દુઃખડા ટાળે દયાનિધિ, પ્રીતમને કેમ વિસારે ?.—જેમ-તેમ૦

રાગ હમીર-કલ્યાણ-ત્રિતાલ

સુદામાજીકો દેખત શ્યામ હસે. ॥ ટેક ॥
હમ-તુમ મિત્ર હૈ બાલપનેકે, અબ તુમ દૂર બસે.—સુદામાજીકો૦
ફાટી ધોતી, ટૂટી પગડીયા, ચલત પાંવ ઘસે.—સુદામાજીકો૦
ભાભીજીને કછુ ભેટ પઠાઈ, પૌંવે તીન પસે.—સુદામાજીકો૦
સૂરદાસ પ્રભુ તુમ્હારે મિલનમેં, કંચન-મહેલ બસે.—સુદામાજીકો૦

## ॥ પ્રભુ મોટામાં મોટો છે, પણ ભક્ત આગળ પ્રેમવશ છોટામાં છોટો થાય છે ॥

(સવૈયા)

શેષ મહેશ ગણેશ દિનેશ, સુરેશહુ જાહિ નિરંતર ગાવૈ,
જાહિ અનાદિ અનંત અખંડ, અછેદ અભેદ સુવેદ બતાવૈ
નારદ લૈ શુક વ્યાસ રટૈં, પચિહારે[1] તઊ પુનિ પાર ન પાવૈ,
**તાહિ અહીરકી છોહરિયા છછિયાભર છાછપૈ નાચ નચાવૈ !.**
લાય સમાધિ રહે બ્રહ્માદિક, યોગી ભયે પર અંત ન પાયે,
સાઝકે ભોરહિં ભોરકે સાઝહિ, શેષ સદા નિત નામ જપાયે
ઢૂંઢ ફિરે ત્રૈલોકીમેં સાખી[2], નારદ લેકર બીણ બજાયે
**તાહિ અહીરકી છોહરિયાં છછિયાભર છાછકો નાચ નચાયે !.**

× × × × ×

—( સવૈયા )—

યોગિયા ધર ધ્યાન રહે જિનકો, તપસી તનુ ગારકે ખાક રમાવૈ,
ચારહુ વેદ ન પાવત ભેદ, બડે તિર્વેદી[3] નહીં ગતિ પાવૈ
સ્વર્ગ–મૃત્યુ–પાતાલહુમેં જાકો નામ લિયે તે સબી શિર નાવૈ,
**'ચરણદાસ'** કહે તાહિ ગોપસુતા **કર માખન દે–દે નાચ નચાવૈ'.**

× × × × ×

શંકરસે મુનિ જાહિ રટૈ, ચતુરાનન ચારિહુ આનન ગાવૈ,
જો હિય નેસુક[4] આવતહી **'રસખાન'** મહાજન મૂઢ કહાવૈ
જાપર દેવ અદેવ ભુજંગમ વારત પ્રાણન બાર ન લાવૈ,
તાહિ અહીરકી છોહરિયા **છછિયાભર છાછપૈ નાચ નચાવૈ.**

× × × × ×

**(ચૌપાઈ.)**

નેતિ–નેતિ કહ વેદ પુકારૈ સો અધરન પર મુરલી ધારૈ
જાકો બ્રહ્માદિક મિત ધ્યાવહિ તાહિ પૂત કહિ નંદ બુલાવહિ.
શિવ–સનકાદિક અંત ન પાવૈ સો સખિયન સંગ રાસ રચાવૈ.
સકલ લોકમેં આપ પુજાવૈ સો મોહન બ્રજરાજ કહાવૈ
નિરંકાર નિર્ભય નિરનાના કારણ સત ધરે તિન જાના
નિર્ગુણ–સગુણ ભેદ ના કોઈ આદિ–અંત–મધિ એકૈ સોઈ

૧ ખૂબ મથ્યા ૨ સાક્ષી ૩ ત્રિવેદી (ત્રણ વેદને જાણનાર) ૪ જરાક, થોડિક ચિત્

